# ભગ્ન હૃદય

પુજન થાળ લઇ પરવરી, હું સખી !
　　　　　　પ્રિતમને મંદીરીએ.

હજી તો જ્યાં ચોકમાં, પગ મુકું છુ,
　　　ત્યાં તો એના મંદીરના દ્વાર
　　　ખુલ્યાં ન ખુલ્યાં ને દેવાયાં.

મ્હારી પુજન સામગ્રીમાં હતાં; માત્ર,
　　　　　　　　ઉપારંગી તાજાં પ્રેમપુષ્પો.
એનાથીજ પ્રિતમને અભિષેકવા હું તો ત્યાંજ થંભીને ઉભી.

પુજાના થાળને જીવની પેઠે જાળવતી
ત્યાંતો ત્રાસદાયક ભુંડાં વનચરો મ્હારી આસપાસ ફરી વળ્યાં
હુંતો ભયની મારી ધ્રુજી ઉઠી.

છતાં કંઇક હિંમતથી
કંઇક આશાથી
હું બેઠી હતી,
પ્રિતમને મનાવતી
　　અને એ વનચરોથી
બચાવવા વિનવતી.
છતાં તેનાં દ્વાર ન ખુલ્યાં તે નજ ખુલ્યાં.
પણ સખી એક માનવ હૃદય,
　　　હિંસક પશુઓ પાસે થોભવાની
　　　કયાં સુધી હીંમત કરી શકે ?

પાછી ફરી હું જીવનની વાટે ભાંગેલે દીલે,
સાચવી સાચવીને ડગ માંડતાં પણ
　　કેટલાંયે કાંટા ને ઝાંખરાંમાં હું અટવાઇ
અને મ્હારાં પુષ્પો વેરણ છેરણ થઇ ગયાં.
નીચી વળીને વીણું છું પણ એ તો
　　ક્રુર મનુષ્યોના પગ તળે કચરાયલાં છે.
ત્રીલોકના નાથને ચરણે પણ શી રીતે ધરું
ત્હને પુછું છું સખી ! ઉત્તર મળશે ?
કે ભગ્ન હૃદયની કલ્પાણીથી હું હસતી તો નથી ને ?

શ્રી. હિરાબ્હેન નથુશંકર ભટ્ટ

વાનો દિવસ ન આપીશ " એમ પ્રાર્થના કરી સંતોષ પામતા.

આમ દિનપર દિન જવા લાગ્યા. વરસાદની મોસમ પણ બેઠી. પુષ્કળ ધાન્ય વાવેલ હોવાથી પટેલ વરસાદની રાહ જોતા બેઠા આકાશ ભણી દૃષ્ટિ કરતાં તે પણ સ્વચ્છ માલમ પડ્યું. મોસમ ખાલી જશે કે શું ? પટેલના પેટમાં ફાળો પડ્યો આજ આવશે. કાલ આવશે. એમ વિચારમાં ને વિચારમાં દિન પર દિન પસાર થવા લાગ્યા. છતાં પણ વરસાદ ન વરસ્યો. રામા પટેલની બાકી આશાઓ ભસ્મિભૂત થઇ. તેમણે માધુ સામું જોયું. માધુ પણ માલિકની મુંઝવણ કળી ગયો. તેણે પણ આકાશ સામું દૃષ્ટિ નાંખી અને મૂંગાની માફક પટેલની પાસે આવી ઉભો રહ્યો. પટેલ હિંમત હાર્યો. સર્વસ્વ વેચીને લાવેલ દાણામાંથી પટેલને પુષ્કળ પાકવાની આશા હતી. પરંતુ વરસાદ ન થતાં દાણા પણ બળી ગયા. પટેલની આંખમાં આંસુ આવ્યાં. હવે વરસાદ નહિ પડે તો પોતાને ભૂખે મરવાનો દિવસ આવશે એ વિચારે તેમને કંપાવ્યા. " ભગવાને ધાર્યું હશે એમ થશે " એમ ભારે હૃદયે, મનને મનાવી, માધુને લઇ. પટેલ ઘર ભણી ગયા પરંતુ તેમનામાં નહોતો આનંદ, નહોતો ઉત્સાહ. આવનાર દુષ્કાળના પડતા પડછાયાએ પટેલના હૃદયને શૂન્ય બનાવી મૂક્યું હતું. રોજ કરતાં આજે પટેલના પગ પાછા ઉપડતા, આંગણામાં આવતાં જ પટેલ માધુની ડોકે વળગી પડ્યા અને એક બાળક જેમ દુઃખી હૃદયને હળવું કરવાને માટે માતાની ગોદમાં રડી પડે તેમ તે રડી પડ્યા. ખૂબ રોયા. હૃદયનો ભાર હળવો થાય ત્યાં સુધી પટેલે રડ્યા કર્યું. માધુ પણ પટેલનું દુઃખ સમજ્યો. અવાક્ પ્રાણીએ, માલિકને દિલાસો દેતું હોય તેમ પોતાની ડોક માલિકના શરીર સાથે ઘસવા માંડી. પણ આથે રામા પટેલના દિલને શાંતિ ન મળી. છતાં પ્રાણીના ભાવે તેમનું દુઃખ થોડુંઘણું ઓછું કર્યું અને પટેલે જેમ તેમ કરી તે દિવસ ભૂખ્યા પેટે પસાર કર્યો.

બીજા દિવસનો પ્હો ફાટતાં જ આકાશ વાદળથી ઘેરાવા લાગ્યું. રામા પટેલનું હૈયું આથી આનંદથી નાચ્યું. માધુને સાથે લઇ તે ખેતરમાં ગયા. ધરતીમાં પડેલ ફાટને નિહાળતાં જ પટેલને કંપારી છૂટી. છતાં વરસાદની આશાએ પટેલ ઘેલા બન્યા. માધુને થાબડી. હર્ષિત થઇ ઘર તરફ જવા તત્પર થયા, છતાં માધુના પગ ઉપડતા નહોતા. પટેલે ઘણાં હોંકારા કર્યાં પણ પ્રાણી ન ચાલ્યું. પ્રાણીને હજુ પણ વરસાદના વરસવા પ્રતિ શંકા હતી. જેમ તેમ કરી પટેલ તેને ઘેર લાવ્યા. ઘેર આવતાં જ પટેલની રહીસહી આશા નષ્ટ થઇ આકાશનાં વાદળાં વિખરાઈ ગયાં. સવિતા નારાયણના પ્રકાશે ધરતીને વધુ શોષવા માંડી. શોષાતી ધરતીની સાથે પટેલનું રુધિર પણ શોષાવા લાગ્યું.

આમ ને આમ આશામાં પટેલે આઠ દિન પૂરા કર્યા. ઘરબાર, સરસામાન બધું જ વેચી મારી પટેલ માધુની સાથે દિવસ ગુજારવા લાગ્યા. આજે છેલ્લો દિવસ હતો. માધુ સિવાય એક વસ્તુ હવે વેચવાની બાકી નહોતી. અને જો એમ ન કરે તો આજે એક વધુ અપવાસ પટેલને કરવો પડે એમ હતું. પટેલની કાયા તે સ્હેવા તૈયાર નહોતી. તેમની આંખે અંધારાં આવતાં. એક બાજુ દુષ્કાળ બીજી બાજુ ભૂખમરો તાંડવ કરી રહ્યા હતા. માધુના ત્યાગ સિવાય હવે છૂટકો નહોતો. પટેલને તે સાલ્યું. તેને નહિ વેચવાનો વિચાર કરી બેઠેલ પટેલને ભૂખમરાએ નમાવ્યા. આખરે ભારે હૃદયે અને આંસુ-

# ગૃહ મંગલા

અય ! પદ્મલોચના ! સૌમ્ય સદનશોભના !....
સદનશોભના....

શશિવદની શી સુન્દરતા,
સાંજ-સરોવર શી ગંભીરતા;
કુસુમ મધુરપ સમ કોમલતા,
ઉષા સૌન્દર્યલા !
રમા શાન્તિલા ! સૌમ્ય.

સ્નિગ્ધ સ્નેહામૃત ઝરણી,
વહે સુગન્ધભીની હૈલહરણી;
ભવતારક પ્રેરક બલતરણી,
ગૃહ સુમંગલા !
વીરલ નિશ્ચલા ! સૌમ્ય.

પ્ર તિ ભા ન્વિ ત પા વ ન કા રી
સ્નેહાંકિત મહુલી સુખકારી;
મંગલકર નારાયણી ! નારી,
વિમળ જ્યોત્સ્નિકા !
સુ ર મ ધુ રિ કા ! સૌમ્ય.

ર સ મા ળી રને હૌ ધા ને,
ઉજાળી જીવન મધુપાને;
યશશાળી ગૌરવ ગુણગાને,
સુમન સુસ્મિતા !
મંજુ પ્રમુદિતા ! સૌમ્ય.

સુભગા પુણ્યોજ્જવલ જ્યોતિ,
મનુ મહોદધિનું ઝળકીત મોતી,
રાજ્યલક્ષ્મી મનુ રંજયંતિ,
વનિતા વસંતિકા !
સુદીતા પ્રકાશિકા !
સૌમ્ય સદન શોભના....!

શ્રી. પુષ્પા શુકલ.

# બાળભીખારી

★

જાતો હતો ક્યાં? કંઇ ભાન ન્હોતું
ત્યાં સાંભળ્યો સાદ દયાદ્રનો કો'
દૃષ્ટિ કરી, બાળ દીઠો ભીખારી
પોકારતો 'ચંદ્ર મહેલ' પાસે.

"ઓ માત! દે અન્ન ભીખારીને રે,
ભૂખ્યો છું માત! હું સવારનો ય
ભલું કરે ઈશ સદાય ત્હારૂં"
ને બાળ આશાભરી મીટ માંડે.

"જા, જા, ભીખારી અહીંથી જ દૂર થા,
શાને છુવે? માગતાં શરમ ના'વે?
છે હાથ તો કામ કરી અને ખા,
આવે ભીખારાં કંઇ દિવસ આખો."

નિરાશ તોયે નવ આશ છોડી,
પ્રયત્ન કરતો કંઇ અન્ન માટે,
"માતા! દયા કર, પ્રભુના જ નામે
કંઇક દઈ, ભુખનું દુઃખ ટાળો."

"જા, જા, હરામી! કંઇ વાર કહેવું?
નથી અહીં કાંઇ મૂડી જ તારી."
કહી અને બારણું બંધ કરતી
માતા મુખે બાળભીખારી કહેતો.

"શાને ઓ માતા! અપશબ્દ કાઢે?
હરામી? હા, હાય, હરામી છું; પણ
માતા તને છે તુ જ પુત્ર વ્હાલો
પેલો ઉભી દૂર રમે રમકડે.

એવો જ હા, એવો અધિક, એથી
વ્હાલો હું યે છું મુજ માતને હો.
છતાં હરામી તુ જ પાસ માતા!
ભલું કરે ઇશ સદાય ત્હારૂં!"

શ્રી. દેવાયત છ. સોની

# ::રશિયાની ક્રાન્તિમાં સ્ત્રીઓ

ઝારના ક્રૂર, અત્યાચારી અને વિલાસમય જીવને રશિયાની જનતામાં હાહાકાર મચાવ્યો હતો. ઝારનું નામ સાંભળતાંજ અનેક સારા દેશો પણ કંપી ઉઠતા હતા. એનો ક્રૂર પોલાદી પંજો સારાએ દેશો પર નૃશંસતાથી શાસન કરી રહ્યો હતો. શક્તિ અને ઐશ્વર્યના મદથી મદાંધ બનેલાં થોડાં પુંજીપતિઓ અને જમીનદારો એના આવાં કાર્યોને ટેકો આપી એની પ્રશંસા,–ખુશામત કરી રહ્યા હતા. રશિયાની અનાથ, અભાગી અને અભણ પ્રજા જાલીમોના જુલ્મો મુંગે મોઢે સહન કરી દિવસો પસાર કરતી હતી. પણ એટલામાં એક દિવસ એવો આવ્યો કે પ્રજા જાગૃત થઇ. બાલકોથી માંડીને તે વૃદ્ધો સુધીના બધાએ પુનર્જન્મ ધારણ કરી એના જુલ્મો સામે પોકાર ઉઠાવ્યો. ક્રાન્તિનો દાવાનળ ભભુકી ઉઠયો. અને એની ભભુકતી જ્વાળામાં નૃશંસતાનું તાંડવ નૃત્ય કરતો ઝાર એના અમલદારો સહીત હોમાયો. પુંજીપતિઓ અને જમીનદારોની મહેલાતો ભસ્મીભૂત થઇ, તેમનું ઐશ્વર્ય હોમાઇ ગયું અને તેમનું અભિમાન પ્રજાના પગ નીચે કચડાઇ ગયું.

ઝારશાહી ભોંયભેગી થતાંજ રશિયામાં સોવીયેટ શાસનનાં મંડાણ થયાં. સૈકાઓથી રીબાતી–કચડાતી પ્રજા આઝાદ બની.

અમાનુષિક અત્યાચારોની જ્યારે હદ આવે છે, નિરંકુશ શાસનથી જ્યારે પ્રજા ત્રાસી જાય છે, ક્રૂરતાના ભીષણ પ્રહારોથી આત્મ–સમ્માનની ભાવના જ્યારે જાગૃત થવા લાગે છે ત્યારે ક્રાન્તિનો જન્મ થાય છે. એના જન્મથી પ્રજામાં જુસ્સો આવે છે અને એ જુલ્મગારો જાલીમોના સામ્રાજ્યોની ઘોર ખોદાય છે, જર્જરિત થએલી પ્રથાઓ નાશ પામી નૂતન રાષ્ટ્રોનાં ચણતર ચણાય છે.

જ્યારે જ્યારે ક્રાન્તિનાં પૂર પીડીત રાષ્ટ્રો પર ફરી વળ્યાં છે ત્યારે ત્યારે ત્યાંના યુવાનો અને યુવતીઓમાં અજબ ચેતન સ્ફુર્યું છે. ક્રાન્તિનાં રણશીંગા વાગતાંજ નિર્બળ અને બીકણ ગણાતી સ્ત્રી જાતિ અબળા મટી સબળા બને છે; અને ક્રાન્તિમાં પોતાનો ફાળો આપવા એ સિંહણ સમાન બની રણસંગ્રામમાં ઝઝુમે છે. રશિયાની રાજ્યક્રાન્તિ, ફ્રાન્સની રાજ્યક્રાન્તિ, ચીનની રાજ્યક્રાન્તિ અને અત્યારની હિંદની રાજ્યક્રાન્તિ એના સબળ પુરાવાઓ છે.

રશિયાની રાજ્યક્રાન્તિમાં સ્ત્રીઓએ શો ભાગ ભજવ્યો હતો એ આ લેખમાં દર્શાવ્યું છે.

રશિયાને ઝારશાહીના ખપ્પરમાંથી મુક્ત કરનાર "રશિયન ક્રાન્તિની દાદીમા" કેથેરાઇને–એક સ્થાન પર ખેડુતોની કંગાળ અને દુઃખદ સ્થિતિનું વર્ણન કરતાં કહ્યું હતું કેઃ–"રશિયાના નિર્ધન ખેડુતો સૂર્યોદય થતાં પહેલાંજ ઉઠીને ખેતરોમાં, બાગબગીચાઓમાં અને જંગલોમાં આખો દિવસ સખ્ત પરિશ્રમ કરે છે. એટલુંજ નહિ પરંતુ મધ્યરાત્રિ સુધી પણ એમને આરામ મળી શકતો નથી. જ્યારે ખેડુતો પાસે કોઇ જમીનદાર તેમજ એનો સંબંધી આવે છે ત્યારે બાપડા ખેડુતોને હાથ જોડીને જમીન સુધી ઝુકી એને પ્રણામ કરવા પડે છે. આમ કરવાં છતાં પણ જો એમનાથી કંઇક બગડયું તો તરતજ લાતો તથા ગાળોનો વરસાદ વર્ષે છે; અને કેટલીક વખતે તો સાઇબેરીયામાં દેશનિકાલ પણ થવું પડે છે. ખેડુતોના નાના નાના બાળકો ધનવાન કુટુંબોની સેવા કરે છે. આ સેવા કર્યા બદલ

# નો હીસ્સો ::

: લેખક :
શ્રી. અરવિંદ નર્મદાશંકર શાસ્ત્રી

એમને પેટ પુરતું અન્ન તેમજ વસ્ત્રો પણ મળતાં નથી ઉલ્ટું અપમાન તેમજ માર પણ ખાવો પડે છે ! આ દૃશ્યો મેં મારી નજરે જોયાં છે. મને યાદ છે કે મેં ઘણી વખતે મારા પિતાને પગે પડીને નોકરોને મારપીટમાંથી બચાવ્યા હતા. ઘણી વખતે હું ગુપ્ત રીતે પાસેના ગામડાઓમાં જતી અને ખેડુતોની ઝુંપડીઓના વાતાવરણનું બારીકાઈથી નિરીક્ષણ કર્યા કરતી હતી. "

સ્ત્રીનું હૃદય કોમળતા, દયા અને સહાનુભૂતિની સજીવ પ્રતિમારૂપ છે. રશિયાના આ હૃદય-વિદારક દૃશ્યોને જોવાનો, સાંભળવાનો અવસર એમને મળી જતો હતો. કોમળ હૃદયની યુવતીઓનાં હૃદય ઝારના પૈશાચિક કૃત્યોથી ભરાઇ જતાં અને તેમની તરફ સહાનુભૂતિ તથા દયાનો સંચાર ઉત્પન્ન થતો ત્યારે તેઓ પોતાના સ્વાભાવિક ગુણાનુસાર ગંભીરતાપૂર્વક વિચાર કરતી અને અંતમાં આ બધાં કૃત્યો માટે ઝાર એમને જવાબદાર લાગતો હતો. આનું પરીણામ એ આવ્યું કે એઓ આ કૃત્યો જડમૂળથી ઉખેડી નાંખવા કટિબદ્ધ થઇ. ખેડુતોની આવી કંગાળ સ્થિતિ જોઇને કેથેરાઇનનું હૃદય વ્યાકુળ બન્યું અને અંતે એ પોતે એક મહાન ક્રાન્તિકારિણી બની ગઇ. રશિયાનો સ્ત્રી-સમાજ ભડકી ઉઠ્યો અને પછી તો એમણે ક્રાન્તિને સફળ બનાવવા જે ભાગ લીધો હતો. તે કેવળ રશિયાના સ્ત્રી-સમાજ માટેજ નહિ પરંતુ આખા સંસારના સ્ત્રી-સમાજ માટે ગૌરવરૂપ છે. એમણે પોતાના યૌવન-વિલાસ, પતિ-પુત્રો તેમજ વ્હાલા માતાપિતાને છોડી સ્વાતંત્ર્યની ભડભડતી ચિતામાં યાહોમ ઝંપલાવ્યું હતું. રશિયન યુવતીઓએ જેલની ભયંકર કારમી યાતનાઓને મુંગે મોઢે સહન કરી સંસારના ઇતીહાસમાં જુદુંજ સ્થાન મેળવ્યું છે. આખી દુનિયામાં રશિયા એક એવો અભાગી દેશ હતો કે ત્યાંની જેલોમાં પણ કેદી યુવતીઓ, જુલમી અમલદારો અને સૈનિકોના અસહ્ય જુલમનું સાધન બનતી હતી ! એ જેલોમાં રાજનૈતિક કેદીઓને દવાદારૂ આપવાનો ઝાર તરફથી સખ્ત પ્રતિબંધ હતો. પછી ભલેને ત્હાએ એવી ગંભીર માંદગી કેમ ન હોય ! ક્રાન્તિકારીઓની કંગાલ દશાનું વર્ણન વીરાંગના કેથેરાઇને નીચે પ્રમાણે કર્યું હતું :—

" ક્રાન્તિકારીઓની કંગાળ દશાનું વર્ણન કરવું એ માનવશક્તિની બહાર છે. એ લોકોને જેલમાં હદ ઉપરાંત કષ્ટ આપવામાં આવે છે. સંસારનું એવું કોઇ પણ દુઃખ ન હોય કે જે એ દેશભક્તોને ન આપવામાં આવ્યું હોય ! એ દુઃખોના કારણથી હજારો કોમળ હૃદયના યુવકો તથા યુવતીઓ પોતાના પ્રાણ તજી પરલોક સિધાવે છે. મૃત્યુ પામવા છતાં પણ એ શિક્ષિત દેશભક્તો ( રશિયાનું જેલખાનું એટલે વિદ્વાનોનું નિવાસ-સ્થાન હતું. ત્યાં આગળ અનેક દાર્શનિકો, અર્થશાસ્ત્રીઓ, વૈજ્ઞાનિકો, રાજનીતિજ્ઞો, લેખકો તથા કવિઓ નજરે પડતા હતા. ત્યાં આગળ શાળા-વિદ્યાલયોના વિદ્યાર્થીઓ છાત્રાલયની જેમ રહે છે )ના મૃત-શરીરોને રસ્તા પર ફેંકી દેવામાં આવે છે. "

આવી નરક જેવી જેલોમાં ઉચ્ચ કુળની યુવતીઓએ પ્યારા વતનની ખાતર પોતાનું જીવન વેડફી દીધું હતું. માતાઓ પોતાના પુત્ર-પુત્રીઓને રશિયાની ક્રાન્તિમાં ભાગ લેવા માટે ઉત્સાહીત કરતી હતી. પત્નીઓ તથા

પતિઓ, બ્હેનો તથા ભાઈઓ, અધ્યાપિકાઓ તથા વિદ્યાર્થીનીઓ એ રાષ્ટ્ર-યજ્ઞમાં આહુતિ બન્યાં હતાં.

રશિયાનું સામાજીક જીવન પણ એ સમયે અત્યંત દુઃખદ હતું. ક્રાન્તિ થતાં જ સ્ત્રી-સમાજ પર એનો પણ પ્રભાવ પડ્યો. રાજનૈતિક જીવનમાં દાખલ થતાં પહેલાં યુવકોને તથા યુવતીઓને સામાજીક જીવન સાથે લડવું પડ્યું. આવી રીતે એ વીરોએ તથા વીરાંગનાઓએ સામાજીક બંધનો ઢીલાં કરી રાજનૈતિક ક્ષેત્રમાં કાર્ય શરૂ કર્યું. સામાજીક કુરિવાજોને જડમૂળથી નાબુદ કરવા માટે યુવતીઓને ઘણું કષ્ટ પડયું હતું. ઝાર સલ્તનતે સ્ત્રીઓ તથા બાલકો સામાજીક રીતરિવાજોમાં ભાગ ન લે અને કેળવણી લઇ ક્રાન્તિકારી ન બને એટલા માટે અનેક પ્રયત્નો કર્યાં હતા. પરંતુ રશિયાના યુવાનો અને યુવતીઓના અડગ નિશ્ચય સામે એના બળ, જુલ્મ અને પ્રપંચ પ્રવાહી પદાર્થની જેમ પીગળી ગયા. વીર રમણીઓને ક્રાન્તિકારી આન્દોલનમાં ભાગ લેવાના ઉદ્દેશથી ક્રાન્તિકારીઓની સાથે ખોટાં બનાવટી લગ્નો પણ કરવાં પડયાં હતાં. લગ્નો કર્યાં પછી એઓ જર્મની, ફ્રાન્સ અને સ્વીટ્ઝર્લૅન્ડના વિશ્વવિદ્યાલયોમાં શિક્ષણ લેવા માટે નીકળી પડયાં. આ બધામાં સ્વીટ્ઝર્લૅન્ડના જ્યૂરિચ વિશ્વવિદ્યાલયમાં અનેક પ્રતિભાશાળી વિદ્યાર્થીઓ દાખલ થયા હતા. અહીં આવીને એમણે કાર્લમાર્ક્સ, એંજીલ્સ અને બકુનીન જેવા સમર્થ ક્રાન્તિકારોના પુસ્તકોનું અધ્યયન કર્યું. આ અભ્યાસનું પરીણામ એ આવ્યું કે તેઓના વિચારોમાં નવિન તત્વો દાખલ થયાં અને એઓ પુરાં ક્રાન્તિકારી બની ગયાં. આ પછી પોતાને વતન પાછા આવીને એમણે આખા રશિયામાં ક્રાન્તિનો અગ્નિ પ્રગટાવી દીધો. એ અગ્નિ પ્રગટતાં જ આખું રશિયા ક્રાન્તિકારીઓથી ધમધમી ઉઠયું. રશિયામાં ક્રાન્તિની નોબતો ગગડવા લાગી.

ક્રાન્તિકારી સાહિત્યના પ્રચારથી શિક્ષિત-સમુદાય રાજ્યક્રાન્તિ તરફ ઢળતો હતો. પરંતુ ગામડાની પ્રજા અભણ હોવાને લીધે એમણે રશિયામાં થતાં ફેરફારો પર જરાએ લક્ષ્ય આપ્યું ન હતું. આથી ક્રાન્તિકારીઓને ત્યાં આગળ પ્રચાર કરવો આવશ્યક જણાયો. એમણે તરત જ સંખ્યાબંધ ક્રાન્તિકારી યુવાનોને તથા યુવતીઓને ગામડાઓમાં અને કારખાંનાઓમાં મોકલી દીધાં. આ લોકોએ ત્યાં જઇને ત્યાંની અશિક્ષિત પ્રજામાં ક્રાન્તિનો મંત્ર ફુંકવો શરૂ કર્યો. આ કાર્ય માટે અનેક ધનવાન અને ઉચ્ચ કુળની યુવતીઓ પોતાના ઘરબાર ત્યજી, સુખ-સમૃદ્ધિને ઠોકરે ઉડાવી ધુળથી ભરેલાં ગામડાઓ અને ગંદા કારખાનાઓમાં જઈ રહેવા લાગી. અહીં આવીને તેમણે કારખાનાઓમાં અને ખેતરોમાં મજુરી કરવા માંડી. હલકો ખોરાક તેમજ ગંદા અને સાંકડા ઘરોમાં રહી એક શ્રમજીવી જેવું જીવન ગાળવા માંડ્યું. ધીરે ધીરે એ યુવતીઓએ ખેડુતો તેમજ મજુરોને તેમની ખરી સ્થિતિનું ભાન કરાવ્યું અને તેમને ઝાર સલ્તનતની સામે બળવો જગાડવા જાગૃત કર્યા. સોફિયા પેરોવસ્કિયા, સોફિયા બરડીના ઝાનેડાવાસી લિન્હના વિગેરે પ્રખ્યાત યુવતીઓએ આ કાર્યમાં તનતોડ મહેનત કરી હતી.

આ ઉપરાંત ક્રાન્તિકારીઓએ બીજા દેશોમાં પ્રચાર-કાર્ય કરવા માટે વીરાંગના કેથેરાઇનને લંડન, અમેરિકા વિગેરે દેશોમાં મોકલી હતી. આ વીરાંગનાએ ત્યાં જઇને અત્યંત સફળતાપૂર્વક પ્રચાર કર્યો, જેનું પરિણામ એ આવ્યું કે એ દેશોનું ધ્યાન આ તરફ આકર્ષિત થયું અને અંતમાં એમણે સહાનુભૂતિ પણ પ્રગટ કરવા માંડી. આ

ઉપરાંત ફેડેરેશનને બીજા દેશો તરફથી પુષ્કળ ધન રશિયાની રાજ્યક્રાન્તિની મદદ માટે આપવામાં આવ્યું હતું !

રશિયાની રાજ્યક્રાન્તિમાં સ્ત્રીઓનો હીસ્સો અપૂર્વ હતો. એમણે જે સંકટો, જે આપત્તિઓ અને જે જુલમોનો સામનો કર્યો હતો એ સંસારના ઇતીહાસમાં અજોડ છે. રશિયન યુવતીઓને ગામડાઓમાં તેમજ ખેતરોમાં કાર્ય કરતાં અનેક મુશ્કેલીઓ વેઠવી પડી હતી. ઝારશાહીએ આ આન્દોલન કચડી નાંખવા માટે પોતાની સમગ્ર શક્તિનો વ્યય કર્યો હતો. એ વખતે એક ખુણાથી તે બીજા ખુણા સુધી છુપી પોલીસોનું રાજ્ય ચાલી રહ્યું હતું. ઉચ્ચ કુળમાં જન્મેલી યુવતીઓ પોતાના સુંદર બદનને ખેડુતો અને મજુરોમાં છુપાવી શકતી ન હતી અને તેથી એમને પકડાઈ કારાગ્રહમાં પુરાવું પડતું હતું. આ આપત્તિમાંથી બચવા માટે યુવતીઓને પોતાનું સૌન્દર્ય છુપાવવા પોતાના હાથ, પગ તેમજ ગોઠાં પર સ્વહસ્તે તેજાબ નાંખવો પડતો હતો જે સ્ત્રીઓએ પોતાની સુંદરતા વધારવા માટે તેલ, પાવડર, વેસેલીન વિગેરે વસ્તુઓ પાછળ હજારો રૂપીયાનો ધુમાડો કર્યો હતો તેઓએ એજ સુંદરતાને દેશ ખાતર હોમી દીધી એટલુંજ નહિ પરંતુ હંમેશને માટે બેડોળ બનાવી દીધી. આ દશ્ય કેટલું હૃદય વિદારક હતું ? તેજાબ લગાડવાથી શરીર કાળું પડી જતું અને તેથી કરીને તેઓ મજુરોમાં અને ખેડુતોમાં ભેળાઇ શકતી હતી. આવી રીતે એક બે નહિ પરંતુ હજારો યુવતીઓએ પોતાની સુંદરતા આવી નિર્દય રીતે બરબાદ કરી હતી ! આવું કરવા છતાં પણ એને માટે એઓએ કોઇ પણ દિવસ શોક તેમ જ વિલાપ કર્યો નહોતો પરન્તુ ઉલટો આનંદ પ્રદર્શિત કર્યો હતો.

રશિયન યુવતીઓનો પ્રચાર કાર્યમાં જ હાથ હતો એટલું જ નહિ પરંતુ ગુપ્ત સમિતિઓમાં પણ તેમણે મુખ્ય ભાગ ભજવ્યો હતો. સોફિયા પેરોવસ્કિયા કે જેણે ઝાર એલેકઝાન્ડર બીજાનું ખૂન કરવા માટે આગેવાની લીધી હતી તેના મુકદ્દમા વખતે ન્યાયાધીશે એની કાર્યશક્તિ માટે ઉચ્ચ અભિપ્રાય વ્યક્ત કર્યો હતો અને તેમણે એની પ્રશંસા કરતાં કહ્યું હતું કેઃ—

"અમે એક રાજનૈતિક ષડયંત્રોની કલ્પના સ્હેજે પણ કરી શકીએ છીએ, અગે એ પણ જાણીએ છીએ ક્રાન્તિકારીઓ ભયાનક, કઠોર અને ઝનુની હોય છે. આ ઉપદ્રવો અને ક્રાન્તિમાં સ્ત્રીઓ પણ ભાગ લે છે એ પણ અમો સારી રીતે જાણીએ છીએ. કિંતુ એક સ્ત્રી ક્રાન્તિકારીઓની નેત્રી હોય—અને આવા ભયાનક હત્યાકાન્ડની નાયિકા હોય—શહેનશાહના ખૂનનો કુલ પ્રબંધ તે પોતાનાજ હાથમાં લે, તે પોતે બોમ્બ ફેંકનારને બધું સમજાવતી હોય, પોતે રસ્તાઓનો પ્લાન દોરે અને ક્યાં ક્યાં ઉભા રહેવું તેની પણ પોતેજ નોંધ કરે, પોતે કાવત્રાંખોરોથી દૂર ઉભા રહીને કાવત્રું જુવે અને તે સફળ થાય એટલે તરતજ સહીસલામત જગ્યાએ પાછી શાંતિથી ચાલી જાય. આ બધું એક સ્ત્રી કરે એ અમારી માન્યતામાં જરા પણ આવતું નથી."

પરંતુ વાસ્તવમાં આ કથન અક્ષરે અક્ષર સત્ય છે. સ્ત્રીઓનો ક્રાન્તિકારી આન્દોલનમાં વિશેષ ભાગ હતો. એઓ પોતાનું કામ નિર્ભયતાથી અને ચતુરતાથી પાર પાડતી હતી. જ્યારે સ્ત્રીઓ પોતાના ક્રાન્તિકારી પતિઓને જેલમાં મળવા જતી ત્યારે ગુપ્ત સમિતિ સબંધી અનેક આવશ્યક કાર્યો કરી લાવતી હતી. જેલના સત્તાવાળાઓ જેટલી કઠોરતા અને ચાલાકી રાજકીય કેદીઓ સાથે કરતા હતા એના કરતાં રાજનૈતિક કેદીએ એક હાથ આગળ વધતા હતા. જ્યારે ...

પતિઓની સાથે એકાંતમાં વાત કરવાની પરવાનગી નહોતી આપવામાં આવતી ત્યારે એઓ પોતાનો હેતુ પાર પાડવા માટે એક બીજી યુક્તિ કરતાં હતાં—મળવા જનાર યુવતી જે કંઈ વાત કહેવાની હોય તે એક કાગળમાં લખી તેનો ગોળો વાળતી અને તેને રકાબીનું પડ ચઢાવી લઇ પોતાના મુખમાં રાખી મુકતી. જ્યારે એ યુવતી પોતાના પતિને જેલની અંદર મળતી ત્યારે છૂટા પડતી વખતે પતિ-પત્ની એકબીજાને ચુમ્બન-આલિંગન કરતાં. આમ કરતાં કાગળવાળી ગોળી એકના મુખમાંથી બીજાના મુખમાં ચાલી જતી હતી! યુવતીઓ આ રીતે પત્રવ્યવહાર કરતી એટલુંજ નહિ પરંતુ નાના પેન્સીલના ટુકડાઓ તેમજ અન્ય નાની ચીજો પણ પોતાના પતિઓને પહોંચાડી શકતી હતી. સ્ત્રીઓ આવા સેંકડો કાર્યો સફળતાપૂર્વક પાર પાડતી હતી. પુરૂષો પણ જે કાર્યો કરી શકવા અસમર્થ થયા હતા એ કાર્યો સ્ત્રીઓએ સંપૂર્ણ સાવચેતીથી તેમજ હોશીયારીથી પાર પાડ્યાં હતાં. આ કાર્યો કરતાં એમને જે કષ્ટો પડતાં તે તેઓ ધીરતાપૂર્વક સહન કરતી હતી. ફાંસીનો તખ્તા પર લટકવું પડતું તો ત્યાં પણ તેઓ બહાદુરીથી લટકતી હતી. ઝીનેડાવાસી લીડ્યા કે જેને જનરલ મીનના ખૂન માટે ફાંસીની સજા કરવામાં આવી હતી તેણે પોતે ફાંસી દેવાની રીત સ્વહસ્તે પૂર્ણ કરી હતી. આ રીત કરતી વખતે એના ગળામાંનું કોલર ગાંઠ સખ્તડ થઇ ગએલી હોવાથી નીકળી શકતું નહતું. એટલે તરતજ એક ક્ષણની પણ રાહ જોયા વગર એણે એક ઝટકો મારી ગળામાંનું કોલર તોડી જમીન પર નાંખી દીધું હતું અને પછી પોતાના ગળામાં સ્વહસ્તે રેશમની દોરી નાંખી પગના જોરથી નીચેનું ટેબલ દૂર ... મુક્યું હતું. આવી રીતે એણે પોતે અજબ હિંમત અને શાંતિથી પોતાના પ્રાણ કાઢી નાંખ્યા હતા.

આવી રીતે વીર-કૃત્યોથી રશિયાના સ્ત્રી સમાજે પોતાના રશિયાની સ્વતંત્રતાના ઇતીહાસમાં સદાને માટે અમરપદ પ્રાપ્ત કર્યું છે. સ્વતંત્રતાની દેવી કેથેરાઇન કે જેનો આ ક્રાન્તિમાં અધિક હાથ હતો તે કહ્યા કરતી હતી કેઃ—

"We may die in exile, and owr children may die in exile, and owr children's children may die in exile, but something will come of it at last."

અર્થાત્ "માતૃભૂમિથી સેંકડો અને હજારો ગાઉ દૂર અજ્ઞાત સ્થાનો પર ભલે અમારૂં મૃત્યુ કેમ ન થાય, અમારા છોકરાઓ અને છોકરાઓના પણ છોકરાઓ ભલે માતૃભૂમિની બહાર કેમ ન મરે, પણ એટલું તો નક્કી છે કે અમારૂં મૃત્યુ વ્યર્થ જશે નહિ અને કોઇ દિવસ એવો પણ આવશે કે જ્યારે અમારી સિદ્ધાન્તોનો વિજય થશે અને આ અત્યાચારી શાસનનો નાશ થશે."

જ્યાં રમણીઓની આવી ભાવનાઓ હોય ત્યાં વિજય કેમ નથી મળતો? સ્ત્રીઓના જ પ્રતાપે રશિયાનો ક્રાન્તિમાં વિજય થયો, એના જ પ્રતાપે ઝારશાહીનો જડમૂળથી નાશ થયો હતો. આજે ત્યાંની યુવતીઓ પોતાના પરિશ્રમનું ફળ ભોગવી રહી છે. રશિયાએ અલ્પકાળમાં જે ઉન્નતિ બતાવી છે એ સંસારના ઇતિહાસમાં તદ્દન નવીન છે. એ નવિન સામ્રાજ્યમાં સ્ત્રીઓનું સ્થાન ઘણું ઉચ્ચ છે. ત્યાં આગળ એમને ઘણા ઊંચા અધિકારો આપવામાં આવ્યા છે એટલું જ નહિ પરંતુ રાજ્ય ચલાવવામાં પણ એમની સલાહ લેવામાં આવે છે. ત્યાં આગળ સ્ત્રીઓને જેટલો આનન્દ છે.. તેટલો આનંદ સંસારના અન્ય કોઇપણ પરાધીન કે સ્વતંત્ર દેશમાં નથી. *

* હિંદી ઉપરથી.

# મારી કહાણી

લેખક :
'શ્રી અમૃત' વટાવકર

[ નોંધ : આ વાર્તા લખવા પાછળ કોઇને નીચું પાડવાનો વિચાર નથી. અનેક સાચી બનેલી કથાઓ સાંભળીને અંતરમાંથી નીકળેલો ઉભરો આમાં ઠાલવ્યો છે. આ વાર્તાનાં પાત્ર કલ્પિત છે; માટે કોઇએ બંધ બેસતી પાઘડી પહેરવી નહિ. આ વાર્તાથી જો કંઇ સુધારો થશે તો મારો આટલો પ્રયાસ સાર્થક બનશે. —લેખક ]

પ્રિય વાચક ! તમે ભલે બાઈ હો કે બહેન, પણ મારી વિતક વાર્તા હું તમને સંભળાવું તેમાં તમારે ઊંચા આદર્શ અને કલ્પનાના તરંગો કે દિલને બહેલાવનારી કોઇ રસિક વાર્તાની આશા રાખવાની નથી. મારી દુઃખદ વાર્તા સાંભળીને જો તમને હૃદય હોય તો દુઃખનાં બે આંસુઓ અવશ્ય પાડશો એવી મને ખાત્રી છે, અને મારા જીવનમાં બનેલા બનાવોનો ધ્યાનપૂર્વક વિચાર કરી બની શકે તો મારા જેવી હિન્દુ સમાજમાં સડતી અબળાઓને દુઃખમાંથી દૂર કરવા પ્રયત્ન કરજો. આ મારી દુઃખદ કથની સાંભળીને મારા જેવી દુઃખી અબળાઓને પણ કંઈક આશ્વાસન મળશે. આજના યુગમાં રાજકીય સત્તાઓને તો નાનાં મોટાં બધાંય ડહોળે છે; પણ સમાજને સુદૃઢ કરવાનો કેટલા ઉમંગ રાખે છે ? હિન્દની મારી દુઃખી બહેનોની હરોળમાં હું યે એક દુઃખી બ્રહ્મભટ્ટ વિધવા છું.

ખંભાત પાસેના એક ગામડામાં હું જન્મી હતી. મારું નામ કાન્તા; પિતાનું નામ પરસોતમ; માતાનું ગંગા.

મારા પિતા વડોદરામાં કટલરીની દુકાન કરતા. એટલે વરસનો મોટો ભાગ વડોદરે જ રહેતા. મારા કાકા ને માતા વતનમાં રહી દસૂંદ ઉઘરાવતાં. લોકો કહેતા કે કાન્તા ખરી રીતે એના કાકાની દીકરી છે ! એ ગમે તેમ હો. મારા કાકા પૈસે ટકે સુખી હતા. અને બે ભાઈઓ વચ્ચે હું એકની એક દીકરી હોવાથી મને લાડકોડમાં ઉછેરવામાં આવી હતી. મને કંઇ થતું, મારું જરા માથું દુખતું તો સૌના હોશકોશ ઊડી જતા. હું પાણી માગું તો દૂધ મળતું. ને કાકા મને બોલથી ઉતાળતા જ નહિ એમ કહું તો પણ ચાલે. આ વિલાસવૈભવમાં ઉછરેલી હું પહેલેથી જ જરા મનસ્વી ને ઉછાંછળી હતી.

અમારા કુળાચાર પ્રમાણે દશ વર્ષની નાની ઉમ્મરે મને એક માતબર કુટુંબના કુળવાન પુત્ર સાથે પરણાવી દીધી. મારે ઘેર જેવાં સુખ ને વૈભવ હતાં તેવાં જ બલ્કે તેનાથી કંઇક ચઢે એવાં વૈભવ-સુખ મને સાસરે પણ હતાં. પણ આ સુખ મારું ઝાઝા દહાડા ન છાજ્યું. માતા, પિતા, ને કાકા ત્રણે થોડા થોડા અંતરે પ્લેગની મહામારીમાં પરલોકવાસી થઈ ગયાં. આમ પરણ્યે પૂરાં બે વર્ષ નહોતાં થયાં ને હું લક્ષ્મીસંપન્ન પણ નમાવી ને નબાપી થઈ ગઈ. પ્યાલામાં થોડું પાણી હોય ને તેમાં વધુ ઉમેરતાં એ છલકાઈ જાય એવી મારી સ્થિતિ થઇ ગઇ.

હું લક્ષ્મીવાન હતી, પણ લક્ષ્મીનો સદુપયોગ નહોતી જાણતી. હું સૌંદર્યવાન હતી, પણ સંયમ શું ચીજ છે, એ મેં કદી જાણ્યું નહોતું. સાસરાની મિલકત પણ મારી થઇ ગઇ. અને પતિ તો મારા જ હતા. એમના મારા પર ચારે હાથ હતા. દિવસો આમ સુખમાં વીતતાં ગયા ને વખત જતાં હું પુત્રવતી થઇ. એટલે મારા માનમાં વધારો થયો. પણ જ્યારે હું માનતી કે હું

સુખવિલાસને શિખરે ચ્ડેચી હું ત્યારેજ દૈવે મને ત્યાંથી ધક્કો માર્યોઃ મારા પતિ જીવલેણ માંદગીની પથારીએ પડયા બહુ બહુ દવાઓ કરી અને ઘણી ઘણી સારવાર કરી. મુંબઇ જેવા શહેરમાં મારા પતિ નોકરી ધંધે રહેતા એટલે વૈદ્ય દાક્તરની પણ કમી નહોતી. પણ ' તૂટી એની બૂટી નથી ' એ ન્યાયે કશાથી પતિને આરામ ન થયો; છ મહિનાની લાંબી બીમારી ભોગવી એક દિવસ એ આ ફાની દુનિયાને છોડી ગયા.

સુખ, વિલાસ ને વૈભવના મધ્યાહ્નકાળે એકાએક કાળની કરાળ રાત્રિ સમાન આ ફટકો મને અસહ્ય લાગ્યો. મારાં સગાંવહાલાંએ મને ઘેર લઇ જવા પ્રયત્ન કર્યો પણ મેં ન માન્યું. ખરી વાત એ હતી કે મુંબઇની મોહિની મારે માટે જબ્બર હતી. મને ગામડામાં ગમતું નહિ. સ્વતંત્રતામાંથી એકાએક પરતંત્રતામાં પડવું એ પણ મને કેમ ગમે ? હું પૈસાદારની બેટી ને દોલતમંદની ધણિયાણી કોઇને ગાંઠી નહિ. મેં મુંબઇમાં જ રહેવાનો નિશ્ચય કર્યો. મને જન્મથી સુખ મળ્યું હતું, પણ સરકાર નહોતા મળ્યા મેં દોલત જાણી હતી, પણ વિદ્યા તો બેંકમાં પૈસા ઉપાડવા પૂરતી સહી કરવાની જ હતી દીકરી માણસને નિશાળે કોણ મોકલે ? સહી કરતાં તો મારે પતિએ જ શીખવ્યું હતું.

મારી જ્ઞાતિમાં પુનર્લગ્નની સ્ત્રીઓને છૂટ નહોતી ને ખરું પૂછો તો એવો વિચાર પણ મને પહેલાં તો કદી આવેલો નહિ. પણ પહેલાંના છલકાતા વિલાસમય જીવનનાં સ્મરણોએ અને મુંબઇના મોહમય સંસારનાં આંખ સમક્ષ રમતાં અનેક દ્રશ્યોએ જ્યારે કેટલાક વર્ષો પછી મારા પર સફળ હુમલો કર્યો ત્યારે મારો જીવ મુંઝવાવા લાગ્યો ખરો.

વિધવા છતાં મેં સધવાનાં લગભગ બધાં જ ચિહ્નો કાયમ રાખ્યાં હતાં. મારો કેશકલાપ અખંડ હતો. મારાં ઘરેણાં પણ છોડવાં મને પસંદ નહિ જ ગમેલાં મારા ભોજનની વાનીઓ પર પણ મેં વૈધવ્યની અસર પડવા દીધી નહોતી. વિધવાઓને શણગારો નહિ, વૈભવ નહિ, સ્વાદ નહિ, એવું વિધવાધર્મ બતાવનારા લોકો કહે છે. મને હવે સમજાય છે કે તે નિરર્થક નથી. જેનું રક્ષણ કરનાર પતિ નથી તેને માટે શણગારો ને સ્વાદ કેવા આફતસમા છે એ મેં હવે જ જાણ્યું.

મારી પાડોશમાં મારા વતન તરફની એક બીજી વિધવા બાઇ રહેતી હતી. તે બહારથી બહુ પવિત્ર ને સંસ્કારી લાગતી હતી. પહેલાં તો મેં એની સોબત કરવા માંડી તે એવા ઇરાદાથી કે એની પાસેથી મને કંઇ સાંત્વન મળે ને મારા મનની ' ડૂબતી નૈયા ' તરતી થાય. પણ ઠીક ઠીક પરિચય થતાં એનું ખરું સ્વરૂપ મને સમજાયું. એ કૂટણીનો છાનો ધંધો કરતી હતી. એણે મારી ડોલતી નૈયાને વધુ ડોલાવી અને બધા આચાર સાચવીને આશરૂએર પરભોગી થવાનું શિક્ષણ આપ્યું.

તે સ્ત્રીને ત્યાં રોજ રાત્રીને સમયે એક પરોણ આવતો હતો અને તેની ઇચ્છા પૂરી કરી બાર વાગે ચાલ્યો જતો, તેના જેવા તે બાઇને ત્યાં દશ કામી પુરૂષો આવતા હતા. પણ તેઓમાંથી કોઇ એક બીજાને મળતા નહિ હોવાથી તેઓ પોતાની જાતે ધારતા કે અમે એકલા જ તે બાઇને રખાત છીએ.

મને પહેલીવાર તે સ્ત્રી ઉપર ઘણો તિરસ્કાર પેદા થતો. પણ જ્યારે મારે તેના જેવીની વિષયવાસનાની તૃપ્તિ અર્થે જરૂર પડી ત્યારે મેં તેની સાથે ઘણો સંબંધ વધાર્યો અને મારી ઇચ્છા તેની આગળ પ્રદર્શિત કરી. તેથી તે બાઈ ઘણી ખુશ થઈ. અને મારી ઉપર હેતથી વર્તવા લાગી. તે બાઇને આવું જ જોઇતું

હતું. મારા જેવી કેટલીક અબળાઓને આવી રીતે તેણે મેળવી હતી અને આખરે તે દરેક સ્ત્રીને આગળ પર કહેવામાં આવશે તેવી સ્થિતિમાં મૂકી હતી.

એક દિવસ બાર વાગે તે સ્ત્રીને ત્યાં હું બેસવા ગઇ, તે વખતે એક પરોણુ તેને ત્યાં આવ્યો. હું સમજી ગઇ અને બહાનું કાઢી ઘેર જવા ઉઠી પણ તે બાઇએ પાસેના ખંડમાં બેસવાનું મને કહ્યું, એટલે હું તે ખંડમાં બેઠી. થોડી વાર પછી બાઇની સાથે તે પુરૂષ મારા ખંડમાં આવ્યો. હું જેવી બહાર નીકળવા જાઉં છું તેવી જ તે બાઇએ મને અંદર ધક્કો માર્યો. હું અંદર પડી ગઇ તેથી મને પલંગ વાગ્યો. હું બેભાન થઇ ગઇ. પછી શું થયું તેની મને કશી ખબર નથી.

ત્યારથી હું રોજ તેને ઘેર જતી અને મારી વાસના પૂર્ણ કરી આવતી. તે પ્રમાણે આશરે ત્રણ માસ સુધી ચાલ્યું પણ તે પરોણાને ખબર પડી કે મને એક પુત્ર છે. તેથી તે પરોણે તે છોકરાને, રમાડવાનું બહાનું કાઢી લીધો. અને તે મારા વહાલા પુત્રને તે પરોણે કંઇક કરવાથી તે બિચારો બીજે દિવસે પથારીમાંથી ઉઠવા પામ્યો નહિ અને આ દુનિયા છોડી ચાલ્યો ગયો.

હું રોજ તેને ઘેર જતી આવતી એટલે આજુબાજુના લોકો વહેમાવા લાગ્યાં અને મારી સાથેનો સંબંધ તે લોકોએ તોડી નાખ્યો. તેથી તે બાઇએ મને તેની સાથે રહેવા માટે બોલાવી અને હું મારી દરેક વસ્તુ લઇ તે સ્ત્રીને ત્યાં રહેવા ગઇ.

અત્યાર સુધીમાં હું ઘણી મિલકત વાપરી ચૂકી હતી; ફક્ત મારી પાસે જણસો જ બાકી હતી. તે જણસો પણ તે બાઇએ અને પુરૂષે યુક્તિથી બધી લઇ લીધી અને મને ખાલી કરી નાખી. હું જ્યારે પૈસે ટકે ખાલી થઇ એટલે મારે હવે ફક્ત તે સ્ત્રી જ રહી. તે સ્ત્રી મારી ઉપર દમન રાજ્ય ચલાવવા લાગી અને મને બહુ દુઃખ દેવા લાગી. તેને ત્યાં આવતા દરેક પુરૂષનું મન મારે સાચવવું પડતું હતું. જો હું તેના કહેવા પ્રમાણે કામ કરતી નહિ, તો તે મને બહાર કાઢી મૂકવાની ધમકી આપતી હતી, તેથી હું તેનો અનાદર કરતી નહિ. તેને ત્યાં આવી સ્થિતિમાં મેં ૭ માસ ગાળ્યા. મને ગુપ્ત રોગ થયો હતો, હું પીડાતી હતી, છતાં મારે તેનું કામ કરવું પડતું હતું. મેં બહુ કાલાવાલા કર્યાં અને જ્યારે હું મરી જઇશ એવું લાગ્યું ત્યારે તેણે મને તેની માસીને ત્યાં મૂકી આવવાનું કહ્યું. હું ત્યાં જવા માટે તૈયાર થઇ અને અમે બે જણ તેની માસીને ત્યાં ગયાં. તેની માસીનું ઘર બહુ ભવ્ય હતું. અમે અંદર ગયાં એટલે તેની માસીએ અમને બહુ આદર-સત્કાર કરી બેસાડયાં. તેણે નોકરને ત્રણ કપ ચા બનાવી લાવવાનું કહી પોતે પાન બનાવવા બેઠી. હું તેના મકાનનું અવલોકન કરવામાં ગૂંથાઇ. તેના મકાનની દીવાલો ઉપર નગ્ન સ્ત્રીઓના ફોટાઓ ભરવેલા હતા તેથી મને વિચાર આવ્યો. આવી 'પવિત્ર' બાઇને આવા ફોટાઓની શી જરૂર ? પણ પ્રિય વાચક ! આ બાઇ કોણ છે તે આગળ ઉપર તમે વાંચશો.

મારી સાથે આવનાર બાઇએ તેની 'માસી'ને કહ્યું કે, "માસી, આ મારી પડોશણ બહુ દુઃખી છે. અને તેને કોઇ સગુંવહાલું નહિ હોવાથી બિચારી નિરાધાર બની ગઇ છે. બહુ ભોળી બાઇ છે તમે જે કામ બતાવશો તે કામ કરવાની તે કદી ના પાડશે નહિ તે બિચારીને દુઃખમાંથી છૂટી કરી તમે તમારે ઘેર રાખો. સારી આશીષ આપશે. તેથી તમારૂં ભલું થશે." આ પ્રમાણે કહી તે પોતાને ઘેર ગઇ. હું તેની 'માસીને' ત્યાં રહી. મને અહીં આવ્યાને

પૂરા દશ દિવસ પણ નહિ થયા હોય અને મને એક વસ્તુ લેવા ઓરડામાં મોકલી. ઓરડામાં જઇ જોઉં છું તો એક પુરુષ ખુરશી પર બેસી બીડી પી રહ્યો હતો. હું સમજી ગઇ અને ઓરડા બહાર આવવા જેવી બારણા આગળ આવું છું કે તરત જ તે બાઇએ મને અંદર ધક્કો માર્યો થી હું અંદર પડી ગઇ. મને માથામાં ગ્યું અને તે વાગવાથી હું બેભાન થઇ ઇ. હું ભાનમાં આવી અને જોયું તો હું એક પલંગમાં સૂતેલી છું અને મારી પાસે તે બાઇ બેઠી બેઠી પવન નાખે છે અને માથા ઉપર બરફનાં પોતાં મૂકે છે.

મને જાગેલી જોઇ તે બાઇએ મને કહ્યું, ' બહેન, આ ઘર તો એક વેશ્યાનું છે અને તને ખબર હશે કે વેશ્યાને ત્યાં શું હોય ? તારી પડોશણે મને હજાર રૂપિયામાં વેચી છે. તે તારા જેવી કેટલીક બાઇઓને મારે ત્યાં વેચી પૈસા ખાઇ ગઇ છે. તે બાઇ મારી દલાલ છે, અને તેનો આવોજ ધંધો છે તેની તને શી ખબર ? તું હવેથી મારી ગુલામ છે અને હું કહું તેમ તારે કરવાનું છે. મારે પણ હજાર રૂપિયા પાછા લાવવાની ગરજ છે ! જો તું મારું કહ્યું નહિ કરે તો મારો પઠાણ રોજ તને ફટકા મારશે અને બળજબરીથી કરાવીશ ! જો તારે સુખે રહેવું હોય તો મારું કહ્યું કરજે, નહિ તો રિબાઇ રિબાઇ મરજે. " આ સાંભળી હું સમજી ગઇ કે મારી પડોશણે મને દગો દીધો છે અને મને એક વેશ્યાને ત્યાં વેચી દીધી છે. હું આથી બહુ દુઃખી થઇ અને તેથી હું બેભાન થઇ.

હું તે બાઇને ઘેરથી નાશી છૂટવાનો રસ્તો ખોળવા લાગી પણ તે બાઇ મને ક્યાંય પણ જવા દેતી નહિ, તેમજ કોઇની સાથે વાત કરવા દેતી નહિ પણ હું એક દિવસ લાગ જોઇ તેને ઘેરથી નાશી છૂટી. હું બે દિવસની ભૂખી હતી તેથી હું હોટલ પાસે જઇને તેના માલિક પાસેથી પૈસાની માગણી કરવા લાગી. એટલામાં એક ભલો યુવક બહાર આવ્યો. અને મારી દયા જાણી મને એક આનો આપી ચાલતો થયો. હું રોજ તે વખતે તે હોટલ પાસે આવતી અને પેલો યુવક મને એક આનો આપતો. આમ કેટલાક દિવસ સુધી ચાલ્યું. મને તે યુવક ઉપર મમતા થઇ અને મારી દુઃખદ કથની કહી મારા હૃદયનો ઉભરો કાઢવા વિચાર કર્યો. એક દિવસ હિંમત કરી મેં તેની પાસેથી તેના ઘરનું સરનામું માગી લીધું. તે યુવકે વિના સંકોચે મને તેનું સરનામું આપ્યું. હું બીજે દિવસે તેને ત્યાં ગઇ અને મારી કથની કહી સંભળાવી. તે યુવકની આંખમાં આંસુ આવ્યાં કારણ કે તે મારી જ જ્ઞાતિનો અને મારા જ વતન તરફનો હતો.

તે યુવકને દયા આવવાથી મને વડોદરા લાવી વિધવા-આશ્રમમાં મૂકી. હાલ હું વિધવા-આશ્રમમાં સુખેથી દિવસો પસાર કરું છું અને પાછલા દિવસો યાદ કરી મારા ભોળપણ માટે પશ્ચાતાપ કરું છું. આ મારી દુઃખદ કથની જાહેરમાં મૂકવા કોઇ પત્રમાં છાપવા માટે મેં તે યુવકને કહ્યું, કે જેથી આ વાતો સાંભળી બીજી મારા જેવી દુઃખી અબળાઓને કંઇક આશ્વાસન મળે. અસ્તુ.

# નિત્યજીવનમાં નિવારી શકાય તેવા અકસ્માતો

લેખક : શ્રી. હરરાય અમુલખરાય દેસાઇ

અકસ્માત ઘરની બહાર રસ્તામાં જ થાય છે એમ માનવાને કંઈ કારણ નથી. ઘરોમાં પણ દર વર્ષે નાનામોટા અકસ્માતોની યાદી તપાસો તો આપણે જોઈશું કે કે જેટલા માણસો રસ્તા પરના અકસ્માતથી મરે છે તેટલા જ માણસો લગભગ ઘરમાંના અકસ્માતોથી મરે છે, એને તેથી પણ ચારગણાં માણસોને તેવા અકસ્માતોથી ઇજા થાય છે. ઘરમાંના અકસ્માતો એવા છે કે જો આપણી ટેવો સુધારીએ કે ઘરોની અંદર બધાની સલામતી વધે એ સારું સહેજસાજ ખર્ચ કરીએ તો આવા અકસ્માતો ઓછા થઈ જાય. એક સાધારણ દાખલો બસ થશે.

વિલાયત જેવા પોતાને સુધરેલા ગણાવતા દેશમાં પણ ગમે ત્યાં મૂકેલી ઝેરી દવા છોકરાં ખાઇ કે પી જાય છે અને તેથી ત્યાં દર વર્ષે ચારસો પાંચસો છોકરાં મરે છે. એક વર્ષે તો તે કારણથી ત્યાં ૭૦૦ જેટલાં છોકરાં મરી ગયેલાં. આવી સહેજ બેદરકારીનું કેટલું માઠું પરિણામ આવે છે તેનો વિચાર દરેક કરવો જોઇએ. હવે ઘરમાં થતા જુદા જુદા અકસ્માતો અને તેવા અકસ્માતોમાંથી કેમ બચી જવાય તેની પણ વાત કરીશું.

## પડવાના અકસ્માતો

ઘરની અંદર જે અકસ્માતો થાય છે તે પૈકી લગભગ અર્ધ ઉપરાંત અકસ્માતો પડવાથી થાય છે. અને તેવા પડવાના અકસ્માતો પૈકી ઘણા અકસ્માતો દાદરના કે બીજાં પગથિયાં પરથી સરી પડવાના થાય છે. દાદરનાં પગથિયાં ઉપર છોકરાં ધાવણી, પૂંઠા વગેરે પડી દે છે અથવા ઘરનાં માણસો નાનાં મોટાં વાસણો, સાવરણી વગેરે મૂકી દે છે. તેના ઉપર પગ આવવાથી સરી પડાય છે ને વાગે છે. કેટલેક ઠેકાણે એવા દાદર ઉપર બરાબર અજવાળું પણ નથી પડતું જેથી તે ચીજો દેખી શકાય. આવા દાદરોને કઠેડા નથી હોતા કે નીચા કઠેડા હોય છે. કેટલેક ઠેકાણે દાદર બારી નથી હોતી, ત્યાંથી ઊતરવા જતાં કંઇ ભૂલ થાય તો નીચે પડી જવાના દાખલા ઘણા બન્યા છે. બારીઓ અને દાદરબારી પર કઠેડા હોય કે નીચા હોય તો ત્યાં આગળ ડોકવા જતાં માણસો ગબડીને નીચે પડે છે ને તેમને સખ્ત ઇજા થાય છે. અગાશીઓ ઉપર કે છજામાં ઘેરા નીચા હોય ત્યાંથી પણ ઉથલીને કેટલાએ માણસો દર વર્ષે પડી જાય છે. ચોકમાં રાંધવાની જગામાં, નહાવાધોવાની જગામાં અને પાણીના માર્ગમાં લીલ બાઝે છે, ત્યાં તેલ વગેરે ચીકણા પદાર્થ પડે છે. સાબુની કરચો વગેરે પડી રહે છે. અને તે ઉપર પગ પડતાં લપસી જવાય તે વાત ઘણા ભૂલી જાય છે. આ લપસવા ત્યારે હાથ, પગ, થાપા ભાંગવાના દાખલા ઘણા છે. તેના અવયવો ભાગવાથી કોઇક વખત માણસો દુઃખી થઇને મરી પણ ગયેલા છે. સહેજ દરકાર રાખી આવાં સ્થાનો સાફ રાખ્યાં હોય, તો પોતાને તથા પોતાના ઘરનાં જ માણસોને તેઓ કેટલો લાભ કરી શકે તેનો દરેકે વિચાર કરવો ઘટે છે. શાકની છાલ વગેરે નકામો કચરો વાળી સઘળો કચરો ભરવાના વાસણમાં મૂકવાથી ઘર ચોખ્ખું રહે અને સાબુની કરચો પડે તે ગમે ત્યાં પડી રહેવા દેવાને બદલે તેમને ચીચકીને એક ગોટી બાંધીને શીશીમાં નાખવાથી કામ

વગેરે ધોવા માટે સાબુનું પાણી તૈયાર થાય. એથી કરકસર પણ થાય.

નહાવાની ઓરડીમાં સુંવાળી લાદી કે પથ્થર જડયા હોય તેની ઉપર મૂકેલા પાટલા પર પગ મૂકતાં પાટલો સરી પડે છે, તેવા પાટલા પરથી સરી ન જવાય તે સારૂં પહેલાં સાચવીને પગ લાદી ઉપર અથવા પાટલાની વચ્ચોવચ્ચ મૂકવા જોઇએ.

### અકસ્માતનાં કારણ

યોગ્ય ઘોડી કે બીજા સાધના અભાવે કેટલાક અકસ્માત થાય છે. કોઇક ચીજ ઊંચે મૂકવી કે લેવી હોય અને બાજઠ, ત્રિપાઇ સ્ટૂલ કે ખુરશી ઉપર ઊંભા થતાં પણ પહોંચાય નહિ, તો તેની ઉપર બીજી કોઇ ચીજ મૂકીને કેટલીએ વખતે માણસો ઉપર ચઢે છે. આ વખતે સહેજ વધારે ઊંચા થવા જવાથી કે સહેજ આઘાપાછા થવાથી ઊથલી પડાય અને જમીન ઉપર પટકાઇ જવાય. કેટલાક લોકો નાની નિસરણીને ભીંત કે બીજે અઢેલીને તે ઉપર ચઢે છે. આવી નિસરણી સરી પડતાં ચઢવા જનાર માણસ સખત પટકાય છે. કવચિત્ એવું પણ બને છે કે નિસરણી નીચે પડે, પોતે તે ઉપર પડે અને હાથમાંની ચીજ તેના ઉપર પડે. તેથી ઘરમાં એકાદ ઊંચી ઘોડી રાખી હોય તો સારૂં. નિસરણી હોય તો તેને કોઇ પાસે પકડાવી હોય, અથવા છાજલી કે એવી જગા પાસે તે મૂકવાની હોય તો તેને ત્યાં કડી કે આંકડાથી જોડવાની ગોઠવણ કરી હોય તો તે નદન સલામત થઇ જાય. આવા જૂજ ખર્ચમાં શરીરના અવયવો ભાગતાં બચી જાય. નહાવાની ઓરડીમાં પણ જો દીવાલો પર પકડીને ઊભા થવા સારૂ આડી લાકડીઓ કે કંઇ ટેકા જેવું હોય તો તેથી ઘરડા અથવા અશક્ત માણસોનો ઘણો બચાવ થાય.

### છાપરેથી પડવાના અકસ્માતો

આવા અકસ્માતો સામાન્ય રીતે ઉત્તરાણમાં થાય છે. નાનાંમોટાં છોકરાં પતંગ ચઢાવવા કે જોવા છાપરે અને અગાશીમાં ચડે છે. અગાશીમાં જો ઘોરા નીચા હોય તો તે પૈકી કોઇક ઉથલી પડે છે. કેટલાક તો એવા ઘોરા ઉપર ચઢીને પતંગની દોર કે પતંગ પકડવા દોડે છે અને નીચે ગબડી પડે છે. કેટલાક છાપરે ચડે છે અને ત્યાં નેવાં ખસવાથી કે ભલેચૂકે છેક કોર પર જતા રહેવાથી પડી જવાના ઘણાએ દાખલા બને છે. ગામડામાં અને બીજે કેટલેક ઠેકાણે સેવ, વડી, પાપડ સૂકવવા છાપરે ચડે છે, ત્યારે છાપરાની પાંખો તરફ પીઠ રાખીને ખસતાં કે બીજા કારણે નીચે પડે છે.

### દાઝવાના અકસ્માતો

ઘરમાં બનતા અકસ્માતોમાં દાઝવાના અકસ્માતો બીજે નંબરે આવે, સગડી પરથી પહેરેલ લુગડાંથી કંઇક ઉતારતાં, સ્ટવની અડફટમાં આવવાથી કે તેની પાસે જવાથી કોઇકનું લૂગડું સળગ્યું અને તે દાઝ્યું; સળગતા દીવાથી કોઇક બળી મર્યું, ઉકળતું દુધ, ચા કે બીજી કોઇ ગરમ વસ્તુ શરીર પર પડી તેથી કોઇક દાઝ્યું; રાંધતી વખતે અભરાઇ પરથી કંઇ લેવા જતાં કોઇક બાઇ સખત દાઝી, સળગતા દીવામાં ગ્યાસતેલ પૂરવા જતાં કોઇક બળ્યું: આવા સમાચારો છાપામાં વારંવારએ આવે છે, આવા અકસ્માત ઘણે ભાગે છોકરીઓ ને સ્ત્રીઓને થાય છે. કેટલીક વખતે પેટ્રોલ જેવી સળગી ઊઠે એવી ચીજોને બેદરકારીથી વાપરનાર બળી ઊઠે છે. સહેજ જ કાળજીપૂર્વક કામ કરવાથી અને સગડી, સ્ટવ વગેરે એવે સ્થળે મૂકવાથી કે કંઇક લેવા જતાં તેની પાસે ન આવી જઇએ તો આવા અકસ્માતો ઘણા ઓછા થાય, અને ઘણીએ કીંમતી જિંદગીઓ

બચી જાય. નાનાં છોકરાંઓને સગડી કે ચૂલા ઉપર શું રંધાય છે તે જોવા જાણવાનું કુતૂહલ થાય છે તે મોટાંઓની નજર ચૂકાવી ત્યાં જઈ પહોંચે છે અને તે દાઝે છે. આવી ચીજોને તે પહોંચી ન શકે એટલે ઊંચે કે દુર મૂકવાથી અને રસોડામાંથી બહાર નીકળતી વખતે તેનાં બારણાં બંધ કર્યાથી આવાં છોકરાં બચી જશે.

દીવાસળી ઘસવાથી તે સળગે છે તે જોઇ નાનાં છોકરાંને નવાઇ ઉપજે છે અને જો તેવી દીવાસળીઓ તેમના હાથમાં આવે તો તે તેમને ઘસી જોવા લલચાય છે. તેમ કરતાં તે દાઝે છે કે બળી મરે છે. કેટલીક વખતે તેઓ તેવી દીવાસળીઓ મોમાં ચૂસીને તેવા ઝેરથી મરે છે. આ દીવાસળીઓની પેટીઓ ઊંચી મૂકવાથી છોકરાંઓને કેટલો લાભ થશે તેનો વિચાર દરેક જણે કરવો ઘટે છે.

ગ્યાસતેલના ડબ્બાને ઉઘાડતી વખતે ઘણાએ માણસો તેના મોઢિયાંની ઉપર ભડકે બળતી ચીજો મૂકે છે. કોઇક વખતે તેલ વધારે ગરમ થઇ જશે અને તેનો ભડકો થશે તેનો તેમને ખ્યાલ નથી આવતો. આવા ભડકાથી આગો લાગે છે તે યાદ રાખવાની જરૂર છે. કેટલાક માણસો આવાં ઉઘાડા ડબ્બાની પાસે બેસી દીવાબત્તી અથવા કોયલા ચેતાવે છે ત્યારે તેઓ પણ આવું જ જોખમ ખેડે છે.

પોતાના લુગડાંના પાલવનો દુરુપયોગ કરનારી ઘણીએ બ્હેનો છે, તેઓ પોતાના પાલવ વડે કે લુગડાની ચાળ વડે સગડી ચૂલા કે સ્ટવ ઉપરથી તપેલીઓ ઉતારે છે, જે વખતે તેમના લુગડાંને આંચ લાગે છે. જેનો પરિણામે ભયંકર અકસ્માત થાય છે. આવાં કામમાં સરોતાનો કે સાણસીનો ઉપયોગ કરાય તો સારું. કેટલાંક ઘરોમાં સહેજ આળસને લીધે નવી સાણસી જડાતી નથી અને જૂનીને સુધારાતી નથી, તેથી બગડેલી સાણસી વપરાય છે. આ વખતે લપટી સાણસીથી પકડેલી તપેલી કે બીજું વાસણ વાંકું વળી જાય છે અને તેમાંની ચીજ છલકાવાથી કામ કરનાર દાઝે છે.

લાડકાં છોકરાં માતાને ગમે ત્યાં વળગીને તેના શરીર ઉપર ઝઝુમે છે. તેઓ રસોડામાં પણ એમ કરે છે અને ચૂલા પર કે સગડી પર ઉથલી પડે છે. માતાઓએ તેમને આવી ટેવ પડવા ન દેવી.

### ઝેર

વિલાયત જેવા દેશોમાં ત્રણ દર વર્ષે પાંચસો સાતસો છોકરાં અજાણ્યે ઝેર પીવાથી મરે છે. રસકપુર, મોરથુથુ, આયોડાઇન વગેરે ઝેરી દવાઓ ગમે ત્યાં બેદરકારીથી મૂકી હોય, તે બાળકોના હાથમાં આવે ત્યારે તે તેને ખાઇ જાય છે, તેથી હેરાન થાય કે મરે છે. તેમને તો ફક્ત ખાવાનું ભાન હોય છે એટલે તેઓ એમ કરે તેમાં નવાઇ નથી. તેવી ચીજો તેમના હાથમાં ન આવે માટે ઉંચે આવેલાં બંધ હાટિયાં કે કબાટમાં મૂકવી એ વડીલોની ફરજ છે. તેમ કરવાથી કેટલાએ નિર્દોષ જીવો જતા અટકી જશે.

ઘણી વખતે પીવાની, ચોપડવાની વગેરે દવાઓને એક જ ઠેકાણે મૂકવામાં આવે છે, અને ભૂલેચૂકે મોટાંઓ પણ પીવાની દવાને બદલે ચોપડવાની દવા ખાઇ કે પી જાય છે. મોટા કેમીસ્ટોની દુકાનોમાંથી પણ ઓક્ઝેલિક એસિડ જેવી ઝેરી દવા ભૂલથી બીજી દવાને બદલે અપાઇ ગઇ છે. એટલે દવાની બાટલીઓ ઉપર તેમનાં નામ અને ઝેરી દવાની બાટલી ઉપર મોટે અક્ષરે ' ઝેર ' શબ્દ લખવો, વળી કેટલીક દવાઓ અમુક પ્રમાણમાં જ લેવાની હોય છે, તે જો વધારે પ્રમાણમાં લેવાય તો ઝેરની જ અસર કરે

છે. તેની દવાઓ ગમે તેવા માણસો પોતાની મેળે ન લે તે પણ જોવું. તેની દવાની બાટલી ઉપર કેટલી દવા લઇ શકાય તે ચોખ્ખે અક્ષરે લખેલું હોવું જોઇએ. જે ઝેરી ચીજો માણસો પોતાના ઘરમાં રાખે તે ઝેરનો ઉતાર તે માણસોને આવડવો જ જોઇએ, કે જરૂર પડે ભૂલથી એવું ઝેર કોઇ પી ગયું હોય તો તેનો ઉપાય તેઓ તરત કરી શકે.

### ઝેરી ગેસની અસર

મુંબાઇ જેવાં શહેરોમાં કોલગૅસના ચૂલા વપરાય છે. તેમાં જો ગેસ આવવાની ચકલી સહેજ પણ ઉઘાડી રહી જાય કે તેમાં કંઇક કાણું પડ્યું હોય તો તેમાંથી ગેસ છૂટે અને તે ઓરડાની હવા સાથે ભળી જાય, એ ઓરડામાં જે બેઠા કે સૂતા હોય તેમના ઉપર તે ઝેરી મિશ્રણની અસર થતાં તેઓ બેભાન થાય; અને તેઓ જો ત્યાં વધારે વખત રહે તો મરી પણ જાય. એવા ઓરડામાં કોઇ દીવાસળી સળગાવે કે બહારથી બળતો દીવો લઇને પેસે તો ત્યાં મોટો ભડકો થાય, અને આગ લાગે, અને બીજું નુકશાન પણ થાય, આમ ન થાય માટે ગેસના ચૂલા વાપરનાઓએ બહુ ચોકસાઇ રાખવી જોઇએ.

શિયાળામાં અથવા બીજી વખતે તાપવાની કે શેકવાની જરૂર પડે ત્યારે સગડીનો ઉપયોગ થાય છે, તે વખતે જે ઓરડામાં તે મૂકી હોય તે ઓરડાની બારીઓ અંદર જોઇતી તાજી હવા આવે અને અંદરનો ઝેરી અંગારવાયું બહાર જાય એટલી ઉઘાડી રાખવી જોઇએ. તેમ ન થતાં જો બારીબારણાં બંધ હોય તો અંદર બેઠેલા માણસો ગુંગળાઇને મરી જાય. આમ થવાની વાતો છાપામાં આવે છે તેમ છતાં એ તેની ભૂલ કરનારા લોકો ઘણા છે. કેટલાક નહાવાની ઓરડીમાં સળગતો બંબો રાખે છે અને તેમાં નહાવા બેસનાર તેનાં [illegible] બારણાં બધાં બંધ કરે છે. સામાન્ય માનવીઓ આવું કરે છે એમ નથી ભણેલાં, સમજુમાં ખપવા પ્રયત્ન કરનાર પણ આવી ભૂલ કરી દે છે. આવી રીતે નહાવા જનાર બેભાન થયેલા અને મરી ગયેલા એવા અનેક દાખલા બન્યા છે. આમાં સહેજ સાવચેતી રાખવાથી જીવ બચી જાય એમ છે. આવા નહાવાના ઓરડાની સામસામી બારીઓ કે બારણાંઓ ઉપર ઊંચે સળિયાની - ઉઘાડી જાળીઓ રાખવી જોઇએ, આવી રીતે બેભાન થનાર માણસને કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ આપવાથી તેમને પાછું ભાન આવે છે. માટે દરેકે તેવું કામ પણ શીખવાની તસ્દી લેવાની જરૂર છે.

### ઘા અથવા કાપા

ચપ્પુ, છરી, અસ્ત્રાનાં પાનાં, ટાંકણી, પાળી, વગેરે ધાર કે અણીવાળી ચીજો ભોંય પર રખડતી તો ઘણુંયે ઘરોમાં જોવામાં આવશે. આવી ચીજો ઘરનાં માણસોને પગમાં વાગે પણ ખરી. પોતાના ઘરની પાસે પોતાના જ ઘરમાં ફૂટેલા કાંચના પ્યાલા કે શીશીઓના કકડા નાખનાર ઘણાં છે. તે કકડા તેમને પોતાને, તેમના છોકરાંને કે મળવા આવનાર સ્નેહીઓને પણ વાગે. માટે ઘરમાં પડેલી ટાંકણીઓ, નકામી ખીલીઓ કે ઝીણી કાચની કણીઓને કચરાના કંડિયામાં નાખીને તે કચરો કચરાપેટીમાં નાખી આવવો જોઇએ. ઘરમાં રખડતા પડેલાં ચપ્પુ, સુડી વગેરે સાથે ઘરનાં અણસમજુ બાળકો રમવા લાગે, તેમ કરતાં તેમના શરીરના ગમે તે ભાગો કપાઇ જાય, તેથી ઘા પડે, તે ઘામાં જંતુઓથી ભરપૂર ધૂળ ભરાય, તેથી તે પાકે, તેથી બાળકો દુઃખી થાય, કદાચ તેમાંથી ધનુર થાય ને તેથી બાળકનું મૃત્યુ એ થાય તેનો વિચાર કરો. સાધારણ ભૂલનું પરિણામ ઘણું ભયંકર આવે છે, તે ભૂલવા જેવું નથી. આવા ઘા ઉપર તરત

આયોડાઇન ચોપડવાનું કે શેકવાનું ભૂલતા ના. વળી તેના ઉપર ચોખ્ખું રૂ મૂકી સારી રીતે પાટો પણ બાંધજો.

### આગ

દર વરસે કેટલાએ લાખ રૂપીઆનું નુકસાન આગથી થાય છે. તેમાં ઘણી વખતે માણસો પણ બળી મરે છે. આવી આગોનાં કારણો તપાસો તો તેમાં બેદરકારીએ મોટો ભાગ ભજવ્યો છે એમ જણાશે. સળગતી બીડી કે દીવાસળી ગમે ત્યાં નાખી, પથારીમાં બીડી પીતાં પીતાં ઊંઘ આવી ગઈ, ગ્યાસતેલના દીવાની ચીમની બળૂકી, દીવા કે સગડી કે સ્ટવની આંચ કપડાને લાગી, ખૂબ કકડાવેલા તેલમાં શાક વઘારવા જતાં ભડકો થયો, વીજળીનાં સાધનો ચાલુ રાખીને જરાક બહાર ગયા, જેથી તે ગરમ થઈ ગયાં અને તેમાંથી આગ લાગી, આવાં આવાં અનેક કારણોથી આગો લાગે છે. જરાક સાવચેતી રાખીએ તો આગથી થતા પારાવાર નુકસાનમાંથી બચી જવાય.

### વીજળીના આંચકા

વીજળીનાં સાધનોનો ઉપયોગ હાલમાં ઘણો થાય છે. તે શક્તિ વાપરતાં પણ આવડવું જોઇએ. સહેજ ભૂલથી ઘણો જ ગેરલાભ થાય છે. હલકા તાર નાખ્યા હોય કે કોઇક ઠેકાણે કંઇક બગડયું હોય તો ત્યાં આગળ જવાથી સખ્ત આંચકા લાગે છે. કેટલીક વખતે ફ્યુઝ બળી જાય તો તે કામ બરાબર ન જાણનારાં, ઘરનાં માણસ પોતે તે ઠીક કરવા જાય છે ને ન મૂકવાના સ્થળે આંગળી મૂકી દુઃખી થાય છે, આવાં કામ પોતે જ કરવાની હઠ ન કરવી પણ તેના કારીગર પાસે કામ કરાવવું અને વીજળીની લાઇન દર પાંચ વરસે તપાસાવવી, આમ ન કર્યાથી વીજળીક શક્તિ પોતાના માર્ગમાંથી ચલિત થાય તેથી આગ લાગે કે સખત આંચકા આવવાથી માણસો મરે પણ ખરા. બીજી એક વાત યાદ રાખવા જેવી છે તે એ કે, વીજળીનો પ્રવાહ જેમાંથી જતો હોય તેને અડકતાં પહેલાં પોતાના હાથ, કપડાં વગેરે કોરાં જ જોઇએ, ભીની ચીજોમાંથી વિદ્યુતપ્રવાહ પસાર થાય છે એટલે જો તેને અડકનાર માણસનું શરીર ભીનું હોય તો તેને જરૂર આંચકો લાગવા સંભવ છે.

### પરચુરણ અકસ્માતો

ઘણી વખતે નાની છાજલીઓ ઉપર મોટી ચીજો અથવા ઘણી ચીજો મૂકવાનો પ્રયત્ન થાય છે, ને તે ઉપરથી તે ચીજો ઊથલી પડે છે. કદાચ તે ચીજો ભારે હોય તો છાજલી તૂટે પણ ખરી. આવે વખતે નીચે ઊભા રહેલા માણસોની માઠી જ દશા થવાની. માટે છાજલીઓને મજબૂત અને પહોળી કરાવવી જોઇએ અને તેના ઉપર ગમે તેવી ચીજો ચઢાવવી પણ નહિ. મોટી અને ભારે ચીજો એકલે હાથે ઊંચકવાની હઠ કેટલાક કરે છે. આમ કરતાં હાથનાં આંગળાં ચગદાવાના અને તે ચીજ પડી જાય તો સખત વાગવાના બનાવો પણ બને છે. આવી વખતે ઘરમાં બીજાં માણસો હોય તેમની મદદ માંગવાનો સ્ત્રી કે પુરૂષ દરેકને હક્ક છે. વડીલો તેમજ બીજાઓએ આવા કામમાં વહુવારૂઓને મદદ કરવી જ જોઇએ.

### બાળકોને બચાવો

છેક નાનાં બાળકો રમતાં હોય કે બેઠાં હોય ત્યાં ઝીણી લખોટીઓ, કચુકા, વાળ વગેરે ન મૂકો. તેને મોંમાં, નાકમાં, કાનમાં વગેરે સ્થળે ઘાલશે, ને તે દુઃખી થશે. આવા અકસ્માતોને માટે મોટાઓ જ જવાબદાર છે.

વીજળીના જમાનામાં વીજળીક સાધનો જેવા કે પંખા, અસ્ત્રા વગેરે નીચે ન મૂકો. બાળકો ત્યાં આવી ચઢશે, ને તેને અડપલું

કરતાં તેની આંગળી કે હાથ કપાશે કે બળશે. ડોલો, કુંડીઓ, ટબો જેવાં પાણીનાં ભરેલાં વાસણોથી બાળકોને દૂર રાખો નહિ તો તે ત્યાં ઘસડાઇને જશે, તેને પકડી ઊભાં થશે. તેની સાથે રમશે, ત્યાં તે પોતાનું પ્રતિબિંબ જોઇને વાંકા વળશે ને તે કદાચ ઉથલીને અંદર પણ પડશે. આવાં પાણીથી ભરેલાં વાસણોમાં ઊંધે માથે પડવાથી બાળકો ડૂબીને મરી ગયાના દાખલા છે. આ તો સામાન્ય બાબતો પર આપણે વાત કરી. જે જે બાબતોથી આપણને તેમજ આપણા નાનાંમોટાં સગાં સ્નેહીઓને થોડી વત્તી કે કાયમની ઇજા થાય અથવા તેમનો જીવ જાય તેવી બાબતો ધ્યાન રાખીને નહિ કરવાથી, ખરાબ ટેવો પાડવાથી પાછળથી પશ્ચાત્તાપ કરવાનો વખત આવે છે તે યાદ રાખવું જોઇએ. જરાક આગમચેતી, જરાક કાળજી એથી ઘણો લાભ છે

### આત્મતપાસ

દરેક જણે પોતાની આત્મ તપાસ કરવી. નીચેના સવાલો પોતાની જાતને દરેક પૂછે ને તપાસી જૂએ કે તે પોતાની આત્મ તપાસમાં પસાર થાય છે કે કેમઃ

૧. તમારા દાદરા ઉપર બરાબર અજવાળું રાખો છો ?

૨. તમારા ઘરની બારીઓ અને દાદરાને ઊંચા કઠેરા છે ? તમારી અગાશી વગેરેને ઊંચા ઘેરા છે ?

૩. સીડીના પગથીઆં ઉપર તમે કશું મૂકો છો ?

૪. તમારા ઘરની ફરસબંધી તથા નહાવાની જગા વગેરે પર તેલ, સાબુ, લીલ, કાદવ વગેરે કંઇ હોય છે ? તે તમે બરાબર ચોખ્ખાં રાખો છો ?

૫. તમારે ત્યાં ઊંચી ઘોડીઓ કે સ્ટુલો છે ?

૬. ઉઘાડી સગડીઓ, સ્ટવો, ચીમનીઓ વગેરે એવી જગાએ મૂકો છો કે તેનાથી કંઇ નુકશાન ન થાય ?

૭. બીડીના ઠુંઠાં, દીવાસળી, વગેરે ઓલવીને નાખવાની ટેવ તમારા ઘરનાં બધાં માણસોને છે ? તેમને નાખવાને સારૂ તમે ધાતુનું પાત્ર રાખ્યું છે ?

૮. ગ્યાસના ચૂલા વગેરેની નળીઓ, તથા વીજળીના સાધનો બરાબર છે તે તમે તપાસો છો ?

૯. ઝેરી દવાઓ વગેરે મૂકવાને માટે જુદું બંધ કરી શકાય એવું અને ઉંચે આવેલું હાટિયું કે કબાટ રાખો છો ?

૧૦. અણીવાળાં હથીઆરો કે અણીવાળી ચીજો ઠેકાણે મૂકો છો, અને તમારાં છોકરાં કે નાનાં બાઇભાંડુ ત્યાં ન જાય એવી સંભાળ લો છો ?

૧૧. ઝેરી વાયુ પેદા થતો હોય એવી જગાએ ચોખ્ખી હવા આવે એવો બંદોબસ્ત રાખો છો ?

૧૨. ચા, દૂધ વગેરે ઉકાળતી વખતે કે રાંધતી વખતે સાંણસીઓ, મસોતાં વગેરે લઇને હમેશાં બેસો છો ? આ સાંણસીઓ સારી સ્થિતિમાં રાખો છો ?

૧૩. બાળકોને જોખમભરેલી જગાએથી દૂર રાખો છો ? તેમને ઝીણી ચીજો રમવાને તો નથી આપતા ?

### યાદ રાખો

(૧) સહેજ બેદરકારીથી આપણે પોતે કે આપણાં વહાલાંને ઘણું જોખમ થાય છે.

(૨) આવાં જોખમો આવે ને અકસ્માત થાય તો તાત્કાલિક ઉપાયો લેતાં શીખવું જોઇએ. આવા વર્ગો હોય તો તે વર્ગોમાં જોડાઇ અથવા ચોપડીઓ વાંચીને ક્રમ કરતાં શીખવું જોઇએ.

( " પ્રજાબંધુ "માંથી )

# ગોપીઓની રાવ

[ જીવન છે સંગ્રામ - એ રાગ ]

છે મસ્તાનો કાનો તમારો
વારો એને વારો
યશોદા વારો એને વારો. (૨)

વનવગડે બહુ કનડે અમને
શું કહીએ તમને
યશોદા શું કહીએ તમને. (૨) છે૦ ટેક.

સરવર તીરે જાતાં ધીરે
ન્હાતાં નિર્મળ નીર
અમે સૌ ન્હાતાં નિર્મળ નીર. (૨)

છાનો માનો છેલ છુપાઇ
ચોરે હીરનાં ચીર
કાનો ચોરે હીરનાં ચીર. (૨) છે૦ ૧

ગગરી ભરતાં શિર પર ધરતાં
જાતાં યમુના ઘાટ
અમે સૌ જાતાં યમુના ઘાટ. (૨)

પાલવ પકડી પ્રેમે જકડી
રોકે વ્રજની વાટ
કાનો રોકે વ્રજની વાટ (૨) છે૦ ૨

ઘરઘર ફરતો રખડ્યા કરતો
કહ્યું ન ધરતો કાન
કોઇનું કહ્યું ન ધરતો કાન. (૨)

ગોકુલ મથુરાં મારગ મળતો
માગે મહીનાં દાણ
કાનો માગે મહીનાં દાણ. (૨) છે૦ ૩

બંસી બજાવે ગોપી નચાવે
ગોવૃંદ ચારે કાન
યશોદા ગોવૃંદ ચારે કાન. (૨)

લાલ સમી વાંસલડી વગાડી
સુણી ભુલે સૌ ભાન
ગોપી સુણી ભુલે સૌ ભાન. (૨) છે૦ ૪

ગોપ દુલારો પ્યારો તમારો
ન્યારો નંદ કિશોર
યશોદા ન્યારો નંદ કિશોર (૨)

સોંપો અમને સધ અમારો
ચિત્તડાં કેરો ચોર
કાનો ચિત્તડાં કેરો ચોર. (૨) છે૦ ૫

શ્રી. મહીપતરામ હી. જોષી

# આકાશી ચાંદલો

[ હૈયાની હેલ મારી હેલે—એ લય ]

આકાશી ચાંદલો નભમાં ઘૂમે,
નભમાં ઘૂમે સ્વચ્છ સરમાં રમેઃ
આકાશી ચાંદલો નભમાં ઘૂમે.

શરદકેરી ઠંડી-મીઠી સમીરકેરી લ્હેરમાં,
વાદલડી શું, સંતાકુકડી રમેઃ
આકાશી ચાંદલો નભમાં ઘૂમે.

લાખ લાખ તારલાના અગ્રણી શો ઓપંતો,
રૂપેરી તેજકિરણ રેડતો પ્રેમેઃ
આકાશી ચાંદલો નભમાં ઘૂમે.

માખણના પિંડ સમો મૃદુ મૃદુ દેહ ધરી,
કુમળાં રસપુષ્પકેરી પાંખડી ચૂમેઃ
આકાશી ચાંદલો નભમાં ઘૂમે.

રૂડી રૂપાળી ભલી દૂધ દેતી ગૌસમો,
ઉજમાળાં દૂધ એને આંગણે મળેઃ
આકાશી ચાંદલો નભમાં ઘૂમે.

રૂપ ને સદ્‌ગુણે કરી સાગરનેં નેહ વધ્યો,
વાધ્યાં વિચિને ઇંદુ-ભેટવાં ગમેઃ
આકાશી ચાંદલો નભમાં ઘૂમે,

મૃગ, શશ, રોશીમાના રેંટિયાનાં લાંછને,
ચિંતા ને દુઃખભારે પાંડુતા ધરેઃ
આકાશી ચાંદલો નભમાં ઘૂમે.

હસતાં હસતાં સદાય ફૂલડાં ને ખેરવી,
બાળુડાંના ચાંદામામા રમજો નભે.
આકાશી ચાંદલો નભમાં ઘૂમે.

શ્રી. ઉમિયાશંકર ઠાકર

જમી નથી, એ તમે જાણો છો ? હું જાણું છું; રમેશભાઇ સાથેનું મારૂં વર્તન તમને નથી રૂચતું, પણ હું શું કરૂં ? "

" મને તો તારા એ વર્તન માટે શંકા છે. "

બસ, ઉષાનો મિજાજ ગયો. તરત જ તે તડૂકી:—

" What you doubt my obastity ? What are the proofs with you ? What right have you to but suob aoousation against me ? " જરા શાંત ... વળી તે બોલી, " અનિલ ! આજે ... શું થયું છે ? આવા વ્હેમી તમે ... થયા ? "

" મારો એ વહેમ સાચો છે. "

" સાચો છે ? સ્ત્રીને સમાનહક્ક આપવાનાં મોટાં મોટાં ભાષણો તો તમેજ કરો છો. સ્ત્રીને સ્વતંત્રતા આપવા લેખો તો તમેજ લખો છો અને તમારોજ પ્રશ્ન આવતાં, તમારી પત્નીને તો તમે સ્વતંત્રતા નથી આપતા. વાહ રે, કહેવાતા સુધારક ! આવો દંભ ! "

" બસ થયું, ઉષા ! " મેં તેને બોલતાં અટકાવીને કહ્યું.

" મારા ચારિત્ર્ય વિષે શંકા લાવવાનું કારણ ? "

" તારૂં વર્તન. રમેશ સાથે તારે શો સંબંધ છે ? "

" રમેશ સાથે મારે શો સબંધ છે ? તમારે શું સબંધ છે ? પતિના મિત્ર સાથે પત્નીને શું સબંધ હોઇ શકે ? જે પવિત્ર બંધને, ભારતની ચારિત્ર્યબદ્ધતા ને સુસંસ્કારીતાની અન્ય દેશો ઉપર સુંદર છાપ પાડી, એજ ભાઇ બ્હેનનું નિર્દોષ પ્રેમ-[illegible] ઝળકી રહ્યું છે. તમારા મિત્રનો પણ તમને વિશ્વાસ નથી ? મૈત્રી તો સારી રાખો છો, હો ! "

" ઉષા ! હવે હું તારૂં કાંઇપણ સાંભળવા માંગતો નથી. તારો સ્પર્શ કરવામાં પણ હવે હું પાપ સમજું છું. "

" ભલે મને અસ્પૃશ્ય ગણો. પરંતુ મને કલંકીણી–પાપીણી ન સમજતા. દામ્પત્ય જીવનનાં પહેલાં પૂર આવે તે પહેલાંજ, એનાં નીર તમારા જેવા કોં વહેમી તરનારાએ તેમના ખરાબા સાથે અફળાવી અફળાવી છિન્નવિછિન્ન કરી નાંખ્યાં. ખેર. "

સુધાકર ! મને તો ખાત્રીજ છે કે, ઉષાનું પતન થયું છે અને પોતાના દોષને ઢાંકવા ખોટી દલીલો આગળ ધરે છે.

જીવનનો પ્રથમજ આઘાત મનુષ્યને જ્યારે વિહ્વળ બનાવી મૂકે છે, જ્યારે એ તોફાનમાં ઝંપલાવવા માનવ–હૃદય અધીરૂં બને છે. હું પણ કંઇ તર્કવિતર્કો કરૂં છું. અનેક પ્રયાસ કરવા છતાં, ઉષાના વર્તનને હું ભૂલી શકતો નથી.

સાચું કહું છું, સુધાકર ! હવે મને જીવનમાં રસ નથી રહ્યો. સંસાર ખારો લાગે છે. ઉષાને મેં મારીજ માની પરંતુ એ મારી ન થઇ, તો પછી જે મારા હતા તેને મારે શા માટે છોડવા ? શા માટે મારે વડીલોની સેવા કરી મારી ફરજ ન બજાવવી ?

મારૂં જીવન તો તદ્દન શુષ્ક બની ગયું છે. રમેશ યા ઉષાને માટે હવે મને જરાયે માન નથી રહ્યું. માત્ર તારી આશાએ જીવી રહ્યો છું. તું કંઇ માર્ગદર્શન ન આપે ?

અમારા સરિતા ભાભીને આ પત્ર ન વંચાવતો, નહીતર એક બે વિશેષણો લગાડી દેશે. તેમને મારા સ્નેહવંદન.

પ્રત્યુત્તર વળતી ટપાલે આપજે.

લી. સદાયે તારોજ
અનિલ.

## પ્રત્યુત્તર

પ્રિય અનિલ,

પતિપત્નીના શુદ્ધ પ્રેમમાં વ્હેમ કદી ના આણશો.

× × ×

તારો પત્ર મળ્યો. અમે બંને એ પત્ર વાંચીને ખુબ ખુબ હસ્યા. સરિતાને એ પત્ર વાંચવાની મેં ઘણીએ ના કહી તે છતાંય એણે હઠ લીધી. અંતે સરિતાનો વિજય થયો. કદાચ, હું સરિતાને તારો પત્ર વાંચવા ન આપત તો આ વ્યક્તિસ્વાતંત્ર્યના યુગમાં તું જ મારા ઉપર સ્વામીત્વનો આરોપ મૂકત. સરિતાએ આ સાથે તને જુદો પત્ર લખ્યો છે, તે વાંચવાથી તારી શંકાનું નિવારણ થશે. તે ઉપરાંત આવા પ્રશ્ન ઉપર એક ઓરતનું સ્વતંત્ર દ્રષ્ટિબિંદુ જાણવાનું મળશે. એના વિચારો સાથે હું સંમત છું, એમ કહેવાની જરૂર છે ?

તારા વિચારોમાંથી કંઇ નવું જાણવાનું ન મળ્યું. હું ધારતો હતો કે, ઉષા માટે તું કોઇ દિવસ વહેમાશે અને બન્યું પણ તેમજ. ઉષા માટે અમને તો સંપૂર્ણ માન છે, તું ભલે તે ધારે.

રમેશ ને ઉષાને તેં પ્રણયચેષ્ટા કરતાં જોયાં. હું તને પૂછું છું કે, નજરે જોયેલી વાત પણી વખત અસત્ય કરે છે, એવું નથી બનતું ? ઉષા માટે પણ એમજ છે. ઉષા પ્રત્યે તું વહેમાયો. રમેશ ને ઉષાને તેં પ્રણયચેષ્ટા કરતાં જોયાં. પરંતુ એ પ્રણયચેષ્ટા જ હતી ? મને તો લાગે છે કે, તારી આંખે વહેમનાં પડળ છવાયાં હશે અને એટલેજ તેમના સામાન્ય સ્પર્શને તે પ્રણયચેષ્ટા કલ્પી લીધી. પછી તો તું લખે છે કે, તને ગુસ્સો ચઢ્યો અને ગુસ્સા આડે સારાસારનો વિચાર કોરે કરે છે.

એક બીજી વાત, તેં ઉષા પાસે શા માટે ખુલાસો કેમ ન માગ્યો ! તને નથી લાગતું કે, તેં એને અન્યાય કર્યો છે ? તારે એને બચાવ કરવાની તક ન આપવી જોઇએ ?

અનિલ ! ક્યાં ગયા સ્ત્રીસમાન હકકના તારા વિચારો ? ક્યાં ગઇ સ્ત્રીસ્વાતંત્ર્યની તારી ભાવનાઓ ?

તું કહે છે કે, "ઉષાને હું વિશુદ્ધ પ્રેમથી ચહાતો હતો." હું તને પૂછું છું કે, "વિશુદ્ધ પ્રેમમાં શંકાને સ્થાન હોય કે?"

અને તને નથી લાગતું કે, તેં તારા આ વર્તનથી ઉષાના વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર તરાપ મારી છે ?

લગનના પ્રથમ દિવસોમાં તું ઉષાને લખતો, "તું મારી જ છે, હું તારો જ છું." તને નથી લાગતું કે, વચનભંગ થઇ, ઉષાએ તારામાં મૂકેલા વિશ્વાસનો તું ઘાત કરી રહ્યો છે ? પ્રેમ કરવો સ્હેલ છે, નિભાવવો મુશ્કેલ છે, હો !

સરિતાએ એના પત્રમાં બધું સમજાવ્યું છે એટલે હું વધુ નથી લખતો. સરિતા તો ઉષાની બાળસખી છે એટલે તારી શંકાનું સારી રીતે સમાધાન કરી શકશે.

વ્યર્થ વહેમના વમળમાં ક્યાં સુધી અથડાયા કરીશ ?

લી. સદાયે તારો જ,
સુધાકર.

*

પ્રિય અનિલભાઇ,

સુધાકર ઉપરનો તમારો પત્ર વાંચ્યો. તમે મને પત્ર વાંચવાની સાફ ના લખી હતી અને તમારા મિત્રે પણ તમારી આજ્ઞાનું પાલન કરવા ખુબ ફાંફાં માર્યાં, પરંતુ મારા સત્યાગ્રહ સમક્ષ એમનો મિત્રધર્મ બરફની માફક ઓગળી ગયો, અને અંતે મેં તમારો પત્ર વાંચ્યો. તમે શા માટે એ પત્ર જ

વાંચવાની મને મના કરી હતી ? તમને એટલો યે વિચાર ન આવ્યો કે, તમે એક એક કામ કરવાની ના કહો એટલે તે કરવાની જ ? એ દષ્ટિએ સ્ત્રીનો સ્વભાવ તમારા પ્રિય નાટ્યકાર બર્નાર્ડ શો જેવો છે. ખરૂં ને ?

અને તમારા પત્રમાં હતું યે શું, તે આટલું બધું માન મંગાવ્યું ? તમારા વિચારો હજીએ સંકુચિત રહ્યા. રમેશભાઈ ને ઉષાને તમે પ્રણય ચેષ્ટા કરતાં જોયાં, બસ, તમારા મગજનો પારો ચઢી ગયો ને એ પ્રણયચેષ્ટા હતી કે સામાન્ય મજાક હતી એ વિચારવાની તમે તસ્દી ન લીધી. ઠાકરે આ વિષે સમજાવ્યું છે એટલે હું પુનરાવર્તન નથી કરતી.

તમે લખો છો કે, ઉષાને તમે અત્યંત પ્રેમ કરતા. તો બાઈ ! સ્નેહ પલટાય એ સ્નેહ કહેવાય કે ? અને ઘડીભર એનો દોષ કબૂલ રાખીએ તો પણ શું આ એક જ દોષથી ત્હેના પ્રત્યેનો તમારો પ્રેમ નષ્ટ થઈ ગયો ! ત્યારે તો કહો ને કે, એ પ્રેમ ન હતો પરંતુ ઊર્મિનો ઉભરો જ હતો ?

રમેશભાઈ તમારા મિત્ર છે. તમે એને સારી રીતે ઓળખો છો. પછી એમના ઉપર શંકા લાવવી એટલે મિત્રદ્રોહ કર્યો ન કહેવાય ? આજે રમેશભાઇ ઉપર વહેમાયા, કાલે અનિલ ઉપર. કેમ, ખરૂં ને ? ત્યારે તો અમારે તમારાથી દૂર દૂર ભાગવું પડશે.

શું બધા અપરણિતો જ પોતાની વિષમ વૃત્તિને કાબુમાં નથી રાખી શકતા. હું તો માનું છું કે, પરણિતો જ વાસનાના ગુલામ હોય છે.

અને, ગાંડા થવું એ તો વિશુદ્ધ સ્નેહનો સનાતન હક્ક છે; એ તમે નથી જાણતા ? પછી એમાં ઉષાનો શો દોષ ?

તમે એટલું યે નથી જાણતા કે, પત્ની જેમ પતિના નયનમાં નેહ પારખી શકે છે તેમ પતિના મુખ પરનો વ્હેમ પણ સમજી શકે છે ? ઉષા તમારો વ્હેમ કળી ગઇ એટલે તમને ચીડવવાની ખાતર રમેશભાઇ સાથે છુટથી વર્તતી હશે. બાકી તમારી આજ્ઞાનો અનાદર કરે એવી એ નથી. હા, પણ સ્ત્રી સમાન હકકના તમે તો હિમાયતી છો એટલે માનું છું કે, ઉષાને કદિ યે આજ્ઞા નહી કરતા હો.

સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો તમે જ કરો છો ને ઉષાને તમે સ્વતંત્રતા આપતા નથી એ જ તમારા સુધારાની પોકળતા સાબીત કરે છે.

તમને પુરૂષોને પરસ્ત્રી સાથે વાત કરવાની, ફરવા જવાની, મસ્કરી કરવાની, વિનોદી ચેષ્ટા કરવાની—એ બધી યે છુટ, અને અમો—સ્ત્રીઓ પરપુરૂષ, અરે ! તમારા મિત્રો સાથે જરાક હસીને વાત કરીએ ત્યાં તમને—સુધરેલા પુરૂષોને એમાં અમારૂં પતન ભાસે. તમે પુરૂષો ત્હમારા મનોબળથી અન્યના મનોબળની તુલના કરો છો. આવી એક તરફી દૃષ્ટિ હવે ક્યારે બદલશો ?

શું સ્ત્રી એ માનવ પ્રાણી નથી ? શું સ્ત્રીને હર્ષ, શોક, સ્નેહ, લાગણી, સ્વમાન, વ્યક્તિત્વ, હૃદય કંઇ જ નહી હોય ?

" ભલે મને અસ્પર્શ્ય ગણો, પરંતુ પાપીણી ન સમજતા ? ઉષાના આ શબ્દો એની પવિત્રતાની સાબીતી માટે પૂરતા નથી ? અમો સ્ત્રીઓ ખોટો આરોપ સહન કરી શકતાં નથી એટલે તમે એનો સ્પર્શ ન કરો એ એ સહી લેશે, પરંતુ તમે એને પતિત માનો એ ઉષાથી સહન ન થઇ શકે. દર્શન સુખથી યે સ્ત્રી સંતોષ માની શકે, તમે પુરૂષો એમ કરી શકો ?

આપણે સાથે હતાં ત્યારે તમે મારી

સાથે હસીને વાત ન કરતા ? તમારા મિત્રની ગેરહાજરીમાં મારી પાસે આવી મજાક ન કરતા ? આપણે પણ સાથે નાટક સીનેમા જોવા ન જતાં ? પણ ઉષાએ તમારા આ વર્તન પ્રત્યે કદિ યે શંકા દાખવી ? લોકો પોતે કરે છે તે બીજાને કેમ નહી કરવા દેતા હોય ?

એવું તે શું બન્યું છે કે, ભાઈ ! જીવનમાંથી રસ ઉડી ગયો છે ? આ તો માત્ર તમારી શંકા છે. જરા ઊંડો વિચાર કરો ને તમારી ભ્રાંતિ દૂર થશે.

શું બધા ય કહેવાતા સુધારકો આવા દંભી હોય છે ?

મીસીસ બ્રાઉનીંગના પ્રેમ વિષેના વિચારો આ રહ્યા.

But love strikes one hour–love,
Those, Never loved, who dream,
that they loved once.

વહેમના વમળમાં અધુરાનું મૂકી દઇ, રીસામણાં મનામણાં કરી લ્યો. જવાબ વળતી ટપાલે આપજો. ઉષાને સ્નેહવંદન

લી. સૌ. સરિતાના સ્નેહવંદન



## યાદ

[ ભૈરવી ]

શો નામ નો પ્રતાપ છે,
તને યાદ છે કે તે નથી.

જ્યારે દૈત્ય ચાબુક મારતો,
પ્રહ્લાદ નામ ઉચ્ચારતો.
પ્રભુ નખથી અસુરને મારતો,
તને યાદ છે કે તે નથી.

( ૨ )

ગજરાજને વીપત પડી,
મનમાં ભજે તે શ્રી હરિ.
ગ્રહ મારી ને મુક્તિ કરી,
તને યાદ છે કે તે નથી.

( ૩ )

તારૂં ગર્ભમાં રક્ષણું કર્યું,
ત્યાં ધ્યાન તે સાચું ધર્યું.
માતા સ્તન મહિં ત્યાં પય ભર્યું,
તને યાદ છે કે તે નથી.

( ૪ )

દ્રૌપદીની લાજ વેળા,
કૃષ્ણ ત્યાં ઘેલા થયા.
"કનક" ચીર ખેંચી સહુ થાકી ગયા,
તને યાદ છે કે તે નથી.

શ્રી. ગં. સ્વ. કનકકુંવર (રાણી સાહેબ માલીયા)



## જ્યારે સમાજ લગ્ન કરવાને પાપ અથવા ગુનારૂપ ગણે છે

ગેરરીતનો સંબંધ એ સમાજ ચલાવી લે છે. એ જ વ્યક્તિઓ લગ્ન કરે તો સમાજ રોષ પ્રગટ કરે છે. આવા સેંકડો દાખલા જાણવામાં છે, જેમાં ગેરરીતનું વર્તન તે ખોટી રીતે માની લીધેલું નથી અને એ વ્યક્તિઓની શુદ્ધ બુદ્ધિનું presu-mption કરવાની કોઇ પણ બારી નથી. એટલે કે આવી ગેરરીતિ ભલે ચાલે તે અમને માન્ય છે એમ સમાજ સ્વીકારે *.

૧. બહુ જૂના વખતની વાત છે, એક ભાઈનાં પત્ની ગુજરી ગયાં. પછી ઉત્તર હિંદની કોઇ વિધવા બાઈ રસોઇ કરવા ઘરમાં રહી. તેને તેજ ભાઇથી છોકરો થયો. ભાઇ સાધારણ અમલની નોકરી પર હતા કોઇને કાંઇ લાગ્યું નહીં. ભાઇ ઓળખીતાંના અભિપ્રાય પ્રમાણે જવાબ આપે, સુધારાવા-ળાને કહે કે મેં પુનર્લગ્ન કર્યું છે. બીજાને કહે, બધું ખોટું છે. લગ્ન નહિ જ કરેલું એ સાચી વાત છતાં 'ગોળગોળ ચલાવેલું' પોલ પણ ચાલ્યું.

૨. સારા ધંધાદારી એક ગૃહસ્થને ત્યાં કોઇ વિધવા બાઇ આવીને રહી. તે ગૃહસ્થ કુટુંબી હતા. આ બીજી બાઇ સાથે છૂટથી આડો વ્યવહાર ચાલ્યો. તેનું એક parallel કુટુંબ થયું અને સહુ સાથે રહે. પોતે ઊંચી જ્ઞાતિ કહેવાય અને નવી બાઇ નીચી. લગ્ન ન કર્યું તેથી સહુએ અભિનંદન આપ્યાં અને બંને સ્ત્રીઓનાં સંતાનો સારે ઠેકાણે પરણ્યાં.

૩. સામાન્ય સ્થિતિના એક ભાઇ એક વિધવા સાથે નાતજાતના જથ્થા વચ્ચે રહે છે. વિધવા આગ્રહ કરે છે કે લગ્ન કરો. ભાઇ કહે છે કે લગ્ન કરું તો નાતજાતમાં આબરૂ જાય માટે છાનીમાની બેસી રહે. બાઇને ભ્રૂણહત્યાનાં પાપ ગળે જાય છે.

૪. ગરીબ સ્થિતિની વિધવાને ભત્રીજાઓ વીસ પચીસ રૂ. ખોરાકી આપે છે. બાઇ કોઇ માણસ સાથે યથેચ્છ વર્તે છે, બાઇ લગ્ન કરવા તૈયારી કરે છે તો ભત્રીજાઓ કહે છે કુટુંબની આબરૂ જાય છે માટે જેમ છે તેમ ચાલવા દે. ભત્રીજાઓ ભેગી એક જ ઘરના ભાગમાં રહે છે. સર્વને તેના ગેરવર્ત-નના સંબંધે પૂરી ખાતરી છે.

૫. મોટા પ્રતિષ્ઠિત ને ધંધાદારીઓ–કુટુંબીઓ રખાતો સાથે ખુશીથી હરે ફરે છે. શ્રીમંતો છે એટલે તેવી બાઇઓને બંગલાઓ, ગાડીઘોડા નોકરો આપે છે. ગરમીમાં હવા ખાવા જાય ત્યારે જૂના કુટુંબને ઘેર રહેવા દે. અપરિણીત બાઇઓ અને તેમના વસ્તારને સાથે લઇ જાય. ત્યાં ખુલ્લી રીતે મોજશોખ કરે છે. શ્રીમંતોની આવી રખાતોની સંખ્યા તો ઘણી મોટી છે, પરંતુ પ્રજા થાય અને અનીતિ સંબંધે કાંઇ જ શંકા રહે નહિ તથા જેને જાતે ઓળખીએ એવા પણ અસંખ્ય દાખલા છે.

૬. સત્કાર્યકર્તા ભાઇઓ તથા સ્ત્રીઓનાં

ગેરવર્તનો આ નવા જમાનાનાં દષ્ટાંતો છે. ભાઈઓ પરણેલા ને કુટુંબી બહેનો કુંવારી— એવાં કેટલાંક દૃષ્ટાંત જાણીતાં છે. બીજાં સંખ્યાબંધ હશે પરંતુ જેમાં સંબંધની બાબતમાં ચોક્કસ માહિતી ન હોય તેવાંને ગણવાં ન જોઈએ. ઉપર કહેલામાંથી કોઈ બહેનોને ઈસ્પિતાલના આશ્રય લેવા પડયા છે, કોઈને તબિયતનો ધાણ નીકળ્યો છે છતાં જગતમાં ઊંચાં મોંઢાં લઈ ફરે છે. ઉપદેશ કરે છે, બીજાંનાં છિદ્રો શોધે છે, સમાજમાં ખુશાલ હરે છે ફરે છે, કેમકે લગ્નો કરવાના ગુનામાં તેઓ પડતાં નથી.

૭. બે બહેનપણીઓ યુરોપ ગઈ. ત્યાં બે હિંદીઓ સાથે પરિચય પડતાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. હિંદ પાછા ફરી એક બહેને તે અમલમાં મૂકયો. બંને પુરુષો વિવાહીત હતા. આ બહેનનો સમાજવાળાઓએ બહિષ્કાર કર્યો. બીજી બહેનને સમાજવાળાએ શિખામણ આપી કે લગ્નના લપમાં ન પડવું. પ્રેમપાત્ર ભાઈને પોતાને ઘેર રાખવો અગર તેને ઘેર જઈ ગમે તો રહેવું પરંતુ લગ્ન કરવાથી આબરૂ જશે. તે ભાઈનાં સ્ત્રી છોકરાં છે; આ શીખામણ માની બહેને લગ્ન કરવાની ભૂલ ન કરી જેથી તે માનપાન પામી, હોદ્દા અમલ જે ગમે તે મેળવી શકે છે.

૮. એક ગર્ભશ્રમંત હતા. તેમના કુટુંબમાં વડીલોથી ચાલતી આવેલી રીત મુજબ તેમને એક રખાત હતી. તેમના દાદા ગુજર્યા, ત્યારે તેમની રખાતે કોર્ટ લઢી પોતાને તેમજ પોતાનાં બાળકો માટે મિલકત મેળવેલી. આમ રખાત સહુને માન્ય અને મંજુર હતી. કોઈ અભાગી ચૌવાડીએ આ ભાઈની રખાતે આગ્રહ કર્યો કે તેની સાથે લગ્ન કરવાં. ભાઈની તો આબરૂ કાયમ હતી પણ બાઈ કહે મારી આબરૂ હલકી પડે છે. આ આફતમાં ફસાઈ તેઓએ લગ્ન કર્યાં. બાઈ વિધવા હતી. એટલે માબાપ, ભાઈબહેન મિત્રોએ ફપકાનો વરસાદ વરસાવ્યો. બાપ કહે મારી સાત પેઢીનું નામ બોળ્યું ને કુટુંબનું નાક કાપ્યું. એમ કહી વારસામાથી બાતલ કરી ઘર બહાર કાઢી મૂકયાં. ભાઈ રઝળી રખડી મૃત્યુ પામ્યા. બાઈનું શું થયું તે જણાયામાં નથી.

૯. એક કારખાનાના માલિકે એક બહેનને પાળી પોષી ભણાવીગણાવી બધી રીતે હોશિયાર બનાવી. આ સમય દરમિયાન તેઓ તેના પર મોહિત થયા. પુખ્ત ઉમરના છતાં આ બાબતમાં તેમનુ મન ચલિત થયું. ઘેર સ્ત્રીસંતાનોનુ મોટું કુટુંબ એટલે શું થાય ? પેલી બહેન તો ઉપકાર તળે દબાએલી. તે કાંઈ જ વિરોધ કરી શકે નહિ, આ બધી ગુંચવણમાંથી છૂટવા તેમણે તે બહેનને ઓફીસમાં ટાઈપીસ્ટ તરીકે રાખી અને યથેચ્છ વ્યવહાર ચલાવવાનો માર્ગ કાઢયો. બહેનનું શરીરસ્વાસ્થ્ય ધૂળધાણી થયું અને અંતે મરણશરણ થયાં

આવા અનેક દાખલા જાણ્યાં છે. જ્યાં ખાતરીબંધ અને નજરે જોએલા આડા વ્યવહાર, જેને પરિણામે બાળકોના જન્મ પણ થયા હોય તેવા-ચલાવી લઈ સમાજ તે તરફ આંખ મીચામણાં કરે છે અને પોતાના મનથી લગ્નના આદર્શ ટકાવી રાખવાનો આત્મસંતોષ અનુભવે છે.

( "પ્રજાબંધુ"માંથી )

ત્રિવિસાધન કે લોકલાગણીથી તેને અમલ કરી શકાતી નથી." (પૃ ૬૪)

આવા જડવાતોડ જવાબ દેનારા, **પરધર્મો ભયાવહઃ** નું સાચું રહસ્ય સમજપૂર્વક આચરણ કરનારાઓની આજે ઉણપ સાલે છે.

" આજે આપણી કેળવણીમાં થતું કેવળ વિનાશકારીનું અંકુરપાલન, પ્રગતું Internal અને External થતું Demilitarization અને Demoralization", વર્તમાન શિક્ષણમાં ' ધર્મ ' અને ' સ્વવિસર્જન ' જેવા જરૂરી તત્ત્વોનો અભાવ, વગેરે પ્રશ્નોનું ૪થા પ્રકરણમાં સુંદર સંવાદશૈલીમાં નિરૂપણ થયેલું છે.

આચાર્યશ્રીના સિદ્ધાન્તસિન્ધુમાંથી કેટલાક મુદ્દાઓ ઉપર લેખકે ખૂબ ખૂબ ભાર મૂકી વારંવાર વાચકોનું ધ્યાન ખેંચી વિવેચન કરેલું છે, તે તરફ આપણે આંગળી ચિંધીશું તેમાંનો મુખ્ય પાયારૂપ સિદ્ધાન્ત ' અધિકારવાદ 'નો છે. આધિકારિક પૃથક્કરણની માનસશાસ્ત્રીય વિશદતા તથા મહત્તા દર્શાવી ભાઈ મહેન્દ્રકુમારે સંક્ષેપમાં પણ સુંદર રીતે આલોચના કરી છે. અત્રે માત્ર તેનો કોઠો જ આપીશું.

મનુષ્યાધિકારી



વિશેષ પરિચય માટે જિજ્ઞાસુઓએ શ્રી મહેન્દ્રકુમાર દેસાઇએ શ્રમપૂર્વક લખેલા "શ્રીમન્નૃસિંહાચાર્યજી" ગ્રંથના અધ્યયનદ્વારા પ્રેરણા પી આચાર્યશ્રીની સાહિત્યશ્રેણીનું પરિશીલન કરવું જોઇએ. તે દૃષ્ટિએ શ્રી કુમારનો આ ચરિત્રગ્રન્થ અભ્યાસીને ચોક્કસ માર્ગદર્શક નીવડે તેમ છે.

શ્રેયઃસાધક સંસ્થાના ઉગમ અને વિકાસનો ઇતિહાસ આપી, વર્ગના અગ્રણી ધુરંધરો શ્રી છોટાલાલ માસ્તર, શ્રી કણિયા, શ્રી સંઘવી, શ્રી નર્મદાશંકર મહેતા વગેરેના ઉન્નતિશીલ જીવનની, લેખકે સુશ્લિષ્ટ, સુઘડ અને રોચક ભાષાશૈલીમાં આપણને ઝાંખી કરાવી છે. આચાર્યશ્રીના પટ્ટશિષ્ય કર્મવીર મહાત્મા શ્રી વિશ્વવંદ્ય અને જ્યેષ્ઠ પુત્ર મહાનુભાવ સંત શ્રીઉપેન્દ્રભગવાન–એ બન્નેનાં જીવન અને સાહિત્યનું–સ્થળસંકોચને લીધે સંક્ષિપ્તમાં પણ–જે સુરેખ અને હૃદયંગમ ચિત્ર લેખકે ઊઠાવ્યું છે તેમાં તેમને અદ્ભુત વિજય પ્રાપ્ત થયો છે. નિરૂપણમાં પણ શુષ્ક વર્ણન કરતાં વિવરણ અને સૂચનકલા સ્પષ્ટ ! આવે છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજીના વિપુલ ગદ્યપદ્ય-…હિત્યની બે પ્રકરણમાં કરેલી સંક્ષિપ્ત … ષા, આપણને કવિ કુમારમાં રહેલાં સારા વિવેચકના લક્ષણોની ઝાંખી કરાવે છે: સ્વરૂપાવસ્થાનના છેલ્લા પ્રકરણમાં ( અને અન્યત્ર પણ ) લેખકે ૧૯મી સદીના ઉત્તરાર્ધનું રાજ–ધર્મ–નૈતિક વાતાવરણ આબેહૂબ ખડું કર્યું છે અને ભિન્ન ભિન્ન સંસ્થાઓના ઉદય, અસ્ત અને અસરો વગેરેની પણ જાણે લઘુચિત્રમાળા રજુ કરી છે. તેમાં તથાં, વિષયાંતર ન લાગે એવી રીતે, એક વ્યક્તિચરિત્રગ્રન્થમાં વિવિધ પ્રકારની સત્ત્વ-સામગ્રીઓનો સંભાર પીરસવામાં લેખકે જે કૌશલ વાપર્યું છે તે તેમની કલાપ્રતિભા, વિદ્વત્તા, અભ્યાસ, સંસ્કારશીલ માનસ વગેરેનો આપણને સ્પષ્ટ ખ્યાલ આપે છે.

છેવટે એક મહત્ત્વની વાત તરફ હું શુદ્ધ-કલાકારના દૃષ્ટિબિન્દુથી, વાંચકોનું ધ્યાન ખેંચીશ. અને તે એ કે, સમગ્ર ગ્રન્થ વાંચતાં આપણને તેમાં તટસ્થતાની ન્યાયવૃત્તિનો સારો સંતોષ સાંપડે છે. તેના કારણરૂપે લેખકની નરી નિરપેક્ષતાને જ ન ગણાવતાં, એક સંસ્કારી હૃદયની ભાવિકતાના–રાગદ્વેષરહિત ભાવિકતાના–બળે લેખકે સાધેલી વિષય સાથેની તદ્રૂપતા જ હેતુરૂપ હોવાનું હું માનું છું. અને ચરિત્રસાહિત્યનાં લેખનમાં તેથી વિશેષ કયો ગુણ અપેક્ષિત છે !

અંતમાં, "સંસ્કારવિશુદ્ધિ, અભ્યાસ અને મતાંતરક્ષમાથી શોભતા સનાતન ધર્મને વિશિષ્ટ રૂપે વ્યક્ત કરનાર તથા ગુજરાત ઉપર પ્રબળ છાપ પાડનાર "શ્રેયઃસાધક-વર્ગના આદ્યપિતા શ્રીમન્નૃસિંહાચાર્યજી સંબંધી આધારભૂત માહિતીવાળું પુસ્તક લખવાનો પ્રથમ યશ પ્રાપ્ત કરવા માટે કવિશ્રી મહેન્દ્રકુમારને હું હાર્દિક અભિનંદન આપું છું–અને ઉત્તરોત્તર જીવન તથા સાહિત્યમાં તેઓ પ્રગતિ સાધે, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું. લેખકના જ ગ્રન્થના છેલ્લા પ્યારેગ્રાફથી હું આ મારી લઘુસમીક્ષા સંપૂર્ણ કરીશ.

" વ્યક્તિઓ તો સંકેત યા નિમિત્તાનુસાર આવે છે ને જાય છે. વ્યક્તિ એ મહત્વની વસ્તુ નથી. પરંતુ તેણે વ્યાપ્ત કરેલું વ્યક્તિત્વ મહત્વની વસ્તુ છે. સત્કાર્યની ગંગાધારાનો અવિરત પ્રવાહ ચાલ્યો આવે છે, અને ચાલવો જોઇએ. માનવજાતની ઉન્નતિ માટે જે આકર્ષક અને પ્રેરણાત્મક કાર્યક્રમ વર્ગના મૂળ પુરુષે આપણી સમક્ષ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે રચી બતાવ્યો છે તેને રૂડી રીતે પાલન કરવાની જવાબદારી સંસ્થાના સેવકો–ચાહકોને શિર છે. કર્તવ્ય-પ્રવાહ વ્યક્તિથી અતિરિક્ત રીતે અમર-રૂપે ચાલી શકે છે. વર્ગના સાધકો અને અનુયાયી વારસદારોએ, તેમના ઉપાસ્ય પૂજ્ય પુરુષોના આદેશ, ઉપદેશ અને સંદેશને ધ્યાનમાં લઇને, આ સંસારમાં વર્ગની વિશિષ્ટતાને અમર કરી, તેમનું સાચું સ્મારક કરવું જોઇએ. "

—શ્રી જગજીવનદાસ દયાળજી મોદી



પુસ્તક ૪૫ ∴ ફેબ્રુઆરી : ૧૯૪૬ ∴ અંક ૬

# શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત

શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત તા. ૨૮–૧–૪૬ ને સોમવારના રોજ કરાંચી આવી ગયાં છે અને તા. ર૯ મીએ વિમાન દ્વારા અલ્હાબાદ ઉપડી ગયાં છે.

દશ હજારની માનવમેદની તેમના સ્વાગત માટે ભેગી થઈ હતી. જગ્યા નાની હોવાથી એ પ્રસંગે ભારે ધમાલ થઇ હતી અને એથી એઓના સ્વાગતના કાર્યક્રમની જગ્યા બદલાઈ હતી. રામબાગ ખાતે તેઓનું જાહેર સન્માન કરાયું હતું.



આ પ્રસંગે પ્રવચન કરતાં શ્રીમતિ વિજયાલક્ષ્મીએ કહ્યું હતું કે “ હિંદી આઝાદીની લડત એ શાહીવાદની ધુંસરીમાંથી મુકત થવાની એશિયાની લડત છે. બ્રિટીશ ઝેરી પ્રચારે હિંદના સવાલો પર પડદો નાંખ્યો છે અને હું માનું છું કે આ અંગે બ્રીટીશ સત્તાવાળાએ અને અમેરિકી અખબારો વચ્ચે એક જાતનું સમાધાન પ્રવર્તે છે. હિંદી આઝાદીની ખરી હકીકતો આપવા હું અમેરિકા ગઇ હતી અને એના પરિણામે તેમજ બીજા પ્રચારના કારણે અમેરિકીઓની સહાનુભૂતિ હિંદ તરફ ઢળી છે.”

શ્રીમતિ પંડિત વિમાની મથકે ઉતર્યાં ત્યારે ભારે ભીડને કારણે રોકકળ અને કચડાકચડી થઈ હતી. આથી જાણીતી સ્વીસ લેખીકા ડૉ. હેનારીસ્ટ પણ ઘેરાઇ ગયાં હતાં. સંખ્યાબંધ સ્ત્રીઓ પણ કચડાકચડીનો ભોગ થઇ હતી.

# શ્રીમતિ અરૂણા અસફઅલી

શ્રીમતિ અરૂણા અસફઅલી કે જેમની સામેનાં વોરંટ રદ થયાના સમાચાર પ્રસિદ્ધ થયા છતાં તેઓને સત્તાવાર ખબર અપાઇ નથી. તેઓ કલકત્તામાં છે.

તેઓએ એસોસીએટેડ પ્રેસના એક પ્રતિનિધિને કલકત્તા ખાતે જણાવ્યું હતું કે

"મને કીર્તિના શીખરે ચડાવવી યોગ્ય નથી. મેં તો ફક્ત મારી ફરજ બતાવી છે. આઝાદી માટેના જંગનો તે એક ભાગ હતો. મેં બેશક શહીદી અપનાવી નથી.

અંગત રીતે મારે માટે કાંઇ કહેવાવું જોઇએ નહીં. અંગત વસ્તુઓ માટેનો આજનો સમય નથી. માટે તે વિષય તો હવે ભુંસીજ નાંખવો જોઇએ. છેલ્લાં ૪ વર્ષોના બનાવોની મારા પર પડેલી છાપ વીષે કાંઇ કહી શકાય તેમ નથી.

મારી સામેનું વોરંટ રદ થવાથી મને કાંઇ ખુશી ઉપજતી નથી. તેમાં કાંઇ મહાન ઉદારતા કે ભવ્ય કલ્પનાનો વિષય નથી. તેનો કાંઇ અર્થ પણ નથી અને તેથી [illegible]ની નીતિમાં પલ્ટો આવેલો જણાતો નથી.

પરંતુ આપણને ઉદારતા જોઇતી પણ નથી, મહેરબાની પણ જોઇતી નથી અને સરકારને પણ આપણે કાંઇ છૂટછાટ આપવાના નથી.

જેલમાંના અગર છુપાતા ફરતા કાર્યકર્તાઓ માટે મને ખુબજ લાગી આવે છે. વોરંટ રદ થવાથી મારું કાર્ય સહેજ સરળ બનશે. આ વર્ષમાં પણ મે મારું કાર્ય ચાલુ રાખ્યું છે. પણ હવે વધુ છુટથી ફરવાનું અને કાર્ય કરવાનું શકય બનશે એટલોજ ફેર છે નહીં તો આ તો એક સુદ્ધની ખાઇમાંથી બહાર આવવા સમાન છે.

હું ભુગર્ભ જીવનમાંથી બહાર આવવા માટે ઉહાપોહ નહી કરવાની વિનંતિ કરું છું. કાર્ય એ મહત્વની વસ્તુ છે અને હજુ ઘણું કરવાનું છે.

★

# અખિલ હિંદ મહિલા પરિષદ : ૧૮ મું અધિવેશન ×

## ડૉ. કુમારી દેવીબાઇ વલીરામનું સ્વાગત-પ્રવચન

અનુવાદક : શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઈ, બી.એ.

આ સંમેલનના માનનીય પ્રમુખશ્રી શ્રીમતી હંસા મહેતા, સંમાનિત આશ્રયદાતાઓ, સદસ્ય ભગિનિઓ અને મહેમાનો,

એક વખતની સિંધની રાજધાની સમા પ્રાચીન ગૌરવયુક્ત આ શહેરમાં, સ્વાગત સમિતિ તરફથી, આપને હાર્દિક આવકાર આપતાં મને અત્યંત આનંદ અને ગર્વ ઉત્પન્ન થાય છે. આપની સગવડતા અને સરભરા સંબંધી અમારી ગેરવ્યવસ્થા તથા ત્રુટિઓ માટે હું પ્રથમથી જ આપની ક્ષમા યાચી લઉં છું. તે પ્રતિ આપ દુર્લક્ષ કરશો, એવી ઉદારતાની હું અપેક્ષા રાખું છું. પરંતુ આપને હું ખાત્રીપૂર્વક મારા કથનમાં વિશ્વાસ રાખવા વિનંતિ કરું છું કે જે જે વ્યક્તિઓએ આ કાર્યની સફળતામાં શારીરિક કે બૌદ્ધિક શ્રમદ્વારા પોતાનો ફાળો આપ્યો છે તે ઉદાત્ત હૃદયની સેવા તથા આતુરતાવાળી આતિથ્યભાવનાથી ભરેલો છે. હૈદ્રાબાદ શહેરની સ્થાનિક મર્યાદાઓ છે જ તદુપરાંત જે અમે કહી શકતા નથી ને અમારી નહીં કરવાની વૃત્તિના પરિણામ રૂપે નથી પરંતુ ઘણું ખરું તો તે માટે અમારી કુદરતી અડચણો જ કારણભૂત છે.

શ્રીમતી **હંસાદેવી !** આ પરિષદના અધિવેશનના અધ્યક્ષસ્થાને આપને મેળવીને હૈદ્રાબાદની જનતા ઘણી જ મગરૂર બની છે. આપની અનેકવિધ પ્રવૃત્તિઓથી અમે વાકેફ છીએ, આપના નિશ્ચિત કાર્ય અને નિર્ભય નિખાલસ સ્વભાવના અમે પ્રશંસક છીએ: સમસ્ત સિંધના સ્ત્રી સમુદાય વતી, હું આપને અમારા પ્રાન્તમાં આનંદભેર આવકારું છું.

શ્રીમતી **કમલાદેવી !** મારા પ્રાન્ત તરફથી આપને મળેલા સુંદર સ્વાગતમાં હું મારો નમ્ર સૂર પૂરાવું છું. દરેક યુવાન હૃદય આપના પ્રતિ આશા ભરી મીટ માંડી રહ્યું છે, એટલું જ નહિ પણ આપની અપૂર્વ વ્યવસ્થા શક્તિનાં વખાણ કરતાં આપણે થાકતા નથી.

શ્રીમતી **અમૃતકુંવર !** શિક્ષણીય અને સાંસ્કારિક પરિષદમાં ભાગ લેવા ઇંગ્લેંડ ગયાં હતાં ત્યાંથી આપ સમયસર આવી પહોંચ્યાં તેથી અમોને ખરેખર હર્ષ થયો છે. મહિલા પરિષદનાં આપ એક વખત પ્રમુખ હતાં. અને મને ખાત્રી છે કે, ઇતર દેશોની સ્ત્રીઓનો આપને તાજો જ વિશેષ સંપર્ક હોવાથી, દૂરદર્શી પરિણામો નીપજાવનારા માનપૂર્ણ નિર્ણયો કરવાના કાર્યમાં આપની પ્રેરણા અમને સહાયરૂપ થઈ પડશે.

અમેરિકામાં એલચી જેવું કાર્ય કરતી સિંધની મહાન સન્નારી શ્રીમતી **વિજયાલક્ષ્મી પંડિત !** આજે સિંધમાં અને આ સભામાં આપની ગેરહાજરી સાલે છે. આજના સમારંભમાં પંડિતની હાજરીથી જે આનંદની

---

× હૈદ્રાબાદ (સિંધ)માં ભરાયેલી અખિલ હિંદ મહિલા પરિષદના ૧૮ મા અધિવેશન વખતે, સ્વાગત સમિતિના અધ્યક્ષસ્થાનેથી અપાયેલું, ડૉ. કુમારી દેવીબાઇ વલીરામનું સ્વાગત પ્રવચન (અંગ્રેજીમાં)

ભુરતી થાય તે અસંભવિત હોવાથી, કુદરતી રીતે જ આપણે બધાં નિરાશા અનુભવી રહ્યાં છીએ.

મનોહર વ્યક્તિત્વની પ્રતિમા રાણી રાજ્યકુંવરનું સ્મરણ પણ સ્વાભાવિક રીતે થાય છે. તેના દુઃખમાં સમસ્ત સિંધ સમવેદના પૂર્વક ભાગ લે છે. અને મને ખાત્રી છે કે, જ્યારે આપણે પરિષદમાં મળ્યાં હોઇશું ત્યારે તમે તેમના તરફ આપણી અંતરની દિલસોજી નિવેદિત કરી જ હશે.

અને, અમારાં પૂજ્ય નેત્રી બુલબુલે-હિંદ હું આપને કેવી રીતે ભેટું અને આવકારું તે સમજાતું નથી. જો હું કવિ હોત તો, આપના પરત્વે સોનેટ જ લલકારત. પરંતુ પરિસ્થિતિ અનુસાર, હું માત્ર મૌનની ભાષા દ્વારા જ મારા હૃદયનો ભાવભર્યો આવકાર આવિષ્કૃત કરીશ. રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ-સ્થાનને પામનાર પ્રથમ સ્ત્રી તરીકે અમે આપનામાં અભિમાન લઇએ છીએ. આપ આંતરરાષ્ટ્રીય વ્યક્તિ છો અને અમને સર્વને પ્રબળ પ્રેરણારૂપ છો.

Dr. Hanna Rydh ( ડો. હના રીધ ), મેડમ અમીના-ઉલ-સૈયદ, જે. સી. સ્ટ્રીટ, વેણુ ચેરસી અને કુ. અગથા હેરિસન ( Agatha Harrison ), વગેરે ખાસ ગર્ભિણોને પણ હું વિશેષ રીતે સંભારું છું. અમારા દેશમાં-અમારા શહેરમાં આપ પધાર્યાં છો તેથી અમે ઘણા ઉપકૃત થયાં છીએ. પૂર્વની સ્ત્રીઓનો, ખાસ કરીને ભારતીય સ્ત્રીઓનો સંદેશો પશ્ચિમમાં લઇ જનાર તરીકે અમે આપનું ગૌરવ કરીએ છીએ. સ્ત્રીઓના પ્રશ્નો તો જગતમાં સર્વત્ર સરખા જ હોય છે. અમારે આપના દેશની સ્ત્રીઓ પાસેથી ઘણું શીખવાનું-સ્વીકારવાનું છે. પરંતુ ભૌતિક રીતે પીડાતા જગતમાં આંતરિક શાંતિની સ્થાપનાના કાર્યમાં અમારે બહુ ઉમદા ફાળો આપવાનો છે, અમે આપ સર્વના સ્વાગત દ્વારા, આપના દેશની સ્ત્રીઓનું અભિવાદન કરીએ છીએ.

આ તકે હું શ્રીમતી કુલસમ સયાનીને ( Kulsum Sayani ) ભૂલી શકું તેમ નથી. છેલ્લા પંદર દિવસના નિકટ સહવાસના પરિણામે, આપે તો મારા હૃદયમાં ઘર કરી લીધું છે. અતિશયોક્તિ ન ગણાય તો હું જણાવીશ કે પ્યારી માતૃભૂમિની મહિલાઓના અભ્યુદય માટે આપે જે ભારે શ્રમ ઉઠાવ્યો છે તે આપની પ્રશંસનીય પ્રવૃત્તિએ સ્વાગત-સમિતિના સર્વ સભ્યોના દિલનું આકર્ષણ કર્યું છે. આપની સેવા આગળ અમારાં શિર નમે છે. સ્વાગત સમિતિના સભ્યો તરફથી હું આપને આવકાર આપું છું.

આપ સર્વ હૈદ્રાબાદમાં પધાર્યાં હોઈ, આ ઐતિહાસિક શહેર માટે કાંઇક જાણવા આતુર હો એ સહજ છે. શહેરની સુવિદિત વિશેષતાઓથી તો આપ સર્વ સારી પેઠે વાકેફ છો એમ હું માની લઉં છું. અત્રેના નિવાસ દરમ્યાન, આ શહેરની પ્રાચીનતાના જે થોડાક જ અવશેષ રહ્યા છે તે આપ જોઇ શકશો. પરંતુ જે ઘણું બધું નષ્ટ થયેલું છે તે દુર્ભાગ્યે જોવા પામી શકશો નહિ. આ પ્રાંતના રાજ્યકર્તા ભૂપતિઓના રાજમહેલો, પ્રાચીન સમયમાં, જે સ્થાનને શોભાવી રહ્યા હતા, તે સ્થળોએ આજે આપને, ' સિંધના વેપારીઓ ' તરીકે વિશ્વ-વિખ્યાત થયેલા હૈદ્રાબાદના વેપારીઓની મહેલાતોનાં દર્શન થશે. એ મહાલયોને સંરક્ષતી દુર્ગની દિવાલનો એક વિશાળ વિભાગ આજે નષ્ટપ્રાય થઇ ગયો છે. કિલ્લાની આગળનો ભવ્ય દરવાજો-કે તેની આસપાસની કાંગરી વગેરેનું ચિહ્ન પણ આજે તો જોવા મળતું નથી.

અત્યારનું હૈદ્રાબાદ શહેર, નાનકડા દ્વીપ

જેવો ખ્યાલ આવે છે. પશ્ચિમ બાજુએ ૭ર માઇલ સુધી સિંધુ નદી વહે છે અને પૂર્વમાં આશરે સવા માઇલ સુધી તેની અનેક શાખાઓમાંની એક પુલેલી વહે છે. લગભગ તેર માઇલ લાંબો વિશાળ પટ જેવો, ઉત્તર તથા દક્ષિણમાં સરિતાઓથી સમાંતર રીતે પ્રસારતો પડેલો શહેરનો પ્રદેશ લાગે છે. મધ્યાન્તમાં પારસી ટાવર તથા ઉત્તર છેડે કલ્હોરો નૃપતિઓની કબરો જોવા મળે છે.

ઇ. સ. ૧૭૬૮ માં ગુલામશાહ કલ્હોરાએ હૈદ્રાબાદને બંધાવ્યું હતું. ૧૭-૩-૧૮૪૩ ના ઐતિહાસિક મીઆની યુદ્ધ પછી તરતજ આ શહેર બ્રિટિશોના હાથમાં ગયું. આ સ્થળે એક વખત, નેરૂનકોટ ( Nerun Kot ) નામનું નગર વસેલું હતું. અને તે હિન્દુ રાજધાનીનું શહેર હતું. સિંહ ઉપર સ્વારી કરતી અને સિંહને પાળનારી, વીરાંગના તરીકે વખણાતી, નેરન નામની સુંદર રાજકુમારીના નામ ઉપરથી આ શહેરનું કહે છે કે, નામ પડયું હતું.

આ નામ-કથાને તમે માની જ લો એવો મારો આશય નથી. એની સત્યતા માટે હું પોતેજ સંદેહ ધરાવું છું. પરંતુ મેં નેરૂનકોટના નામનો ઉલ્લેખ આપની આગળ કર્યો છે તો તે સંબંધી રસપ્રદ વાર્તાભાગ પણ જણાવી દઉં. જે કોઇ સિંહ પર સ્વારી કરી શકતો હોય તેની જ સાથે પરણવાનો પોતાનો નિશ્ચય રાજકુમારી નેરૂને જાહેર કર્યો હતો. એક દિવસે, રાજમહેલના બગીચામાં, એક દૃઢ બાંધાના જણાતા મુસ્લિમ યુવાનને સિંહ ઉપર સ્વારી કરતાં જોવામાં આવ્યો. હિન્દુ રાજકુમારીનું તેના તરફ ચિત્ત આકર્ષાયાથી, તેણીએ તેની સાથે લગ્નથી જોડાવાનો નિશ્ચય પ્રકટ કર્યો. ક્રોધવશ બનેલા પિતાએ, નેરનને એક ખાલી કુવામાં પૂરી અને તે કુવાને મોટા ઢાંકણથી બંધ કર્યો. પછી એવી કથા છે કે, તે મુસ્લીમ યુવકે પોતાના અધ્યાત્મ ગુરુજી સદામતાનો આશ્રય લીધો. તેણે દૈવી બળથી કુવાવરણ ને આકાશમાં ઉરાડી દીધું અને પોતાના શિષ્યને સારૂ સુંદર રાજકુંવરીને ઉગારી લીધી. આ આશ્ચર્યકારક દૈવીકાર્ય કરનાર સૈયદ હૈદરઅલીના નામ પાછળ, મીર ગુલામશાહે નેરૂનકોટના કુવા પાસેના સ્થળે વસાવેલા શહેરનું હૈદરાબાદ રાખ્યું.

આ શહેર સંબંધી વધુ ઐતિહાસિક વિગતો આપીને હું આપને કંટાળો આપવા નથી માંગતી, એટલું કહેવું બસ થશે કે આજનું હૈદ્રાબાદ શહેર, આખા પ્રાંતનું બૌદ્ધિક કેન્દ્ર બની ગયેલું છે. કન્યા કેળવણીનો વિચાર કરતાં આપણને ઇ. સ. ૧૮૭૩ ની સાલ સુધી પાછળ નજર નાંખવી પડે તેમ છે, કે જ્યારે મીસ શર્ટ (Shirt) નામની મિશનરી મહિલાએ એક શાળા સ્થાપી તેમાં માત્ર ગુર્મુખીનું શિક્ષણ શરૂ કર્યું હતું. તે તે સંસ્થા રંભા શાળા નામે ઓળખાતી. કારણ વાલીઓને ઘેરથી બાળકોને નિશાળમાં લાવવાનું મહત્વનું કામ કરનારી એક સ્ત્રી નોકરનું નામ રંભા હતું. આજે તે શાળાનો વિકાસ થઇ, ' મીસ પિગૉટ ગર્લ્સ સ્કુલ 'ના નામથી પ્રખ્યાત છે; ૧૮૮૫માં દિવાન નવલરાય ( Navalrai )ના પ્રયાસથી હૈદ્રાબાદ મ્યુનિસિપાલિટિ દ્વારા, પ્રથમ જ ' મ્યુનિસિપલ ગર્લ્સ સ્કુલ ' નીકળી તે (Chandumal) ચંદુમલ શોકીરામ ગર્લ્સ સ્કુલ ' તરીકે ઓળખાઇ. આ સંસ્થાના શિક્ષણનું માધ્યમ ગુર્મુખી જ રહ્યું. ૧૮૮૮ માં ' હિંદુ સોસિયલ રીફોર્મ એસોસીએસન ' ( હિંદુ સમાજ સુધારા મંડળ) સ્થપાતાં, તેના આશ્રય નીચે સંખ્યાબંધ નિશાળોની શરૂઆત થઇ હતી. ૧૯૦૪માં જ્યારે કુંદનમલ ગર્લ્સ સ્કુલ શરૂ થઇ, ત્યારથી પદ્ધતિસરનું અંગ્રેજી શિક્ષણ પણ શરૂ થયું. આજે શહેરમાં કન્યાઓ માટે,

સાદા વિદ્યાલયો અને કેટલીક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ ચાલે છે.

મેં આપની સમક્ષ સંખ્યા અને આંકડાઓની રજુઆત કરી તેટલા ઉપરથી આપ હૈદ્રાબાદ શહેરની શિક્ષણીય પ્રગતિ સંબંધી નિર્ણયો ન કરશો, એવી મારી વિનતિ છે. ૧૯૪૧ ની વસ્તીગણત્રીના હેવાલ પ્રમાણે તો, આ પ્રાંતની પૂરી નારી સમાજ પૈકી, ૪.૪ ટકા સ્ત્રીઓ જ વિદુષી હોવાનો દાવો દાવો કરી શકે તેમ છે. પ્રાંતની મોટા ભાગની મુસ્લિમ મહિલાઓ હજુ ચુસ્તપણે પરદાનશીન રહેવા પામી છે. સિંધની સ્ત્રીઓને શિક્ષણ સંસ્કાર આપવાની દિશામાં હજુ ઘણું કાર્ય કરવાનું બાકી રહે છે.

આપણા પોતાના જ કેટલાક પ્રશ્નો એવા વિકટ બની ગયા છે કે જેને લીધે આપણા તિની ઉત્તમ આશા આપતી બુદ્ધિ-શકિતનો વિકાસ રૂંધાઈ ગયો છે. દા. ત. Dowry—લગ્ન વખતે અપાતી રકમનો પ્રશ્ન, કાયદો પણ આ પ્રશ્નનો ઉકેલ લાવી શકયો નથી. આ અનિષ્ટ પ્રથાની સાથે આપણી અધોગતિ કેવી રીતે સંડોવાયેલી છે તેનો ખ્યાલ હવે કેટલીક ભણેલી બ્હેનોના દિલમાં જાગ્રત થવા માંડયો છે, એ આશાસ્પદ છે. મને પોતાને પૂર્ણ વિશ્વાસ છે કે આખા દેશનો પ્રજામત, જ્યાં જ્યાં આવાં અનિષ્ટો મૂળ ઘાલી બેઠાં હશે ત્યાં ત્યાં તેને નિર્મૂળ કરવા-કે ઓછાં કરવા પૂરતા પ્રયાસો કરશે જ.

ગ્રામ્ય વિસ્તારોમાં વૈદ્યકીય મદદ પૂરી પાડવાનો પ્રશ્ન પણ મહત્વનો છે. પણ મને આશા છે કે આ અગત્યના મુદ્દા તરફ સિંધ સરકારનું ખાસ ધ્યાન ખેંચાશે અને સિન્ધના ગામડે ગામડે, દવાખાનું, પ્રસુતિગૃહ અને બાળ સંરક્ષણ તથા બાળ ઉછેરનાં કેન્દ્રો ઊઘાડવા શકય તે સગવડતાઓ આપશે.

પરિષદમાં જોડાયેલી-સિંધની સ્ત્રીઓએ-એટલે કે આપણે, ગામડાંઓમાં જરૂરી સેવા કરવા તરફ ખુશીથી આપણો ફાળો આપવો જોઇએ, આપણી સામે જે વિકટ પ્રશ્ન પડેલો છે તે સલામતીનો છે. સ્ત્રી કાર્યકર્તાઓ તથા સ્ત્રી કારીગરો માટે ગામડામાં કાર્ય કરવાનું સહિસલામત નથી. આ મુશ્કેલીનો અંત તો, સરકાર તરફથી જો સલામતિ અને સંરક્ષણની શકયતાની બાંહેધરી ઉપાડાય તો જ આવી શકે તેમ છે.

આપના ઠરાવોનો ઉલ્લેખ અત્રે હું નહીં કરૂં. તેમજ આપણને જરૂરના છે તે બધા જ સુધારાઓના ક્ષેત્રનો પણ અત્રે નિર્દેશ થઈ શકે તેમ નથી. મારી સદસ્ય બગિનિઓ! તમે પોતે જ આ પરિષદમાં અગત્યના ઠરાવો અને નિર્ણયો કરી, તેને પાર પાડવા અને પૂરતું બળ આપવા પ્રયત્ન કરશો એવી પ્રત્યેક સુશિક્ષિત સિંધી સ્ત્રીની પાસે હું આશા રાખું છું.

આઝાદ હિંદ ફોજના કેસ માટે, સિંધી સ્ત્રીઓની લાગણીઓ વ્યક્ત કરવાની હું આ તક જતી કરૂં તેમ નથી. તે ફોજના વીરોને અમે સાચા સ્વદેશભક્તો ગણીએ છીએ, અને તેઓની મુક્તિ માટેની માગણીમાં અમારો પણ સૂર પૂરાવીએ છીએ, આ ફોજે સાબિત કરી બતાવ્યું છે કે, હિંદુ, મુસ્લીમ વગેરે જુદી જુદી જાતિ અને કોમના હિંદી જનો, પોતાના વાડા-વર્ગોની સંકુચિતતાને બાજુએ મૂકી, પોતાના દેશની આઝાદી હાંસલ કરવાના કાર્યમાં એક હિંદી તરીકે સંપ સાધી શકે છે.

આપે મને ધીરજપૂર્વક સાંભળી છે તે માટે હું આભાર માનું છું. હું પુરૂં કરૂં તે પહેલાં, આ પરિષદને સફળતા આપવામાં કેટલીક વ્યક્તિઓ અને સંસ્થાઓએ જે સેવા

ખરાબી છે તે માટે તેમનું ઋણ અમારે સ્વીકારવું જોઇએ. પ્રદર્શનની વ્યવસ્થામાં સહકાર આપવા માટે, અમે કેળવણી, આરોગ્ય અને ઉદ્યોગ ખાતાના મંત્રીઓના આભારી છીએ, આરોગ્ય અને ઈતર સ્વાસ્થ્યને બાબતોમાં પૂરતી સહાયતા અને અનુકૂળતા આપવા માટે, હૈદ્રાબાદ મ્યુનિસિપાલિટિના પ્રમુખ અને સભ્યોનો તથા ખાસ કરીને, 'હેલ્થ ઓફિસર' સા. નો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. મનોરંજન કરમાંથી અમને અપવાદ રૂપે મુક્તિ આપવા માટે હું, હૈદ્રાબાદના કલેક્ટર સા. નો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. અમારા કાર્યમાં સંપૂર્ણ સહકાર અને સહાયતા આપવા ઉપરાંત, પોતાની સંસ્થાઓની ઇમારતો વિગેરેનો અમને ઉપયોગ કરવા દેવા માટે, અમે કેળવણી ખાતાના અધિકારીઓના ઋણી છીએ. સી. જે. નસી સભા અને બીજી બીજી સંયોજિત - મિત્ર સંસ્થાઓનો પણ અમે આ તકે આભાર માનીએ છીએ. શારદા મંદિરના ત્રણ સભ્યોએ, ઘણો જ શ્રમ તથા તકલીફ વેઠીને, કરાંચીથી અત્રે આવી, પ્રદર્શના કાર્યમાં અમને પૂરતી મદદ કરી છે તે માટે અમે તે સંસ્થાના અત્યંત આભારી છીએ.

અમને સહાયકર્તા પ્રત્યેક વ્યક્તિનો નામ-નિર્દેશ કરવાનું કાર્ય અશક્ય છે. આથી જેઓનાં નામ હું નથી જણાવતી, તેઓની સેવાઓ તરફ અમારું દુર્લક્ષ નથી જ. હું તે સઘળાઓનો અત્રે એકત્ર આભાર માની શકું છું. કારણ બધાંઓનો જુદો જુદો આભાર માનવામાં, આપણો ઘણો સમય વહી જાય તેમ છે તો ક્ષમા કરશો.

મિત્રો, બ્હેનો, મેં મારું કાર્ય પૂર્ણ કર્યું છે. આપની ધીરજ અને ખંત માટે હું આપ સર્વનો પુનઃ આભાર માનું છું.

અખિલ હિંદ મહિલા પરિષદ *

૧૮ મું અધિવેશન

# પ્રમુખ

# શ્રી. હંસાબ્હેન મહેતાનું

# ભાષણ


અનુવાદક :

શ્રી. યોગીન્દ્ર જ. ત્રિપાઠી,

એમ. એ., બી. ટી.

પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા.


મિત્રો,

આ પરિષદના પ્રમુખસ્થાને આપે મારી વરણી કરીને અને જે માન આપ્યું છે તેની હું ઘણી કદર કરી શકું છું. હું આશા રાખું છું કે તમે આ રીતે મારામાં જે શ્રદ્ધા દર્શાવી છે તેને હું સંપૂર્ણ લાયક બની શકું અને જે ધ્યેય સિદ્ધ કરવા માટે આપણે પ્રગતિ કરી રહ્યાં છીએ તેની પ્રાપ્તિ માટે તમારા સંપૂર્ણ સહકારદ્વારા પરિષદને દોરવણી આપી શકું.

કાર્યના મંગલાચરણમાં જ આ પરિષદના ભૂતપૂર્વ પ્રમુખ અને માનનીય સભાસદ **રાણી લક્ષ્મીબાઇ રાજવાડેને** માથે આવી પડેલી આપત્તિ માટે ઊંડી સહાનુભૂતિ દર્શાવું છું અને આવી પડેલું દુઃખ સહન કરવાની પ્રભુ તેમને શક્તિ આપે એમ ઇચ્છું છું.

લાંબા કારાગૃહવાસમાંથી મુક્તિ પામેલાં **રાજકુમારી અમૃતકુંવરને** હું હાર્દિક અભિનંદન આપું છું. એઓ આ પરિષદનાં મિત્ર અને સહાયક હોઇ આપણે એમના કારાગૃહવાસ દરમિયાન ઘણો સમય એમનાથી વંચિત રહ્યાં છીએ. સંયુક્ત પ્રજાઓની કેળવણી અને સંસ્કારોની પરિષદ્ ( United Nations Educational and Cultural Conference )માં ભાગ લેવા માટે તેઓ ઇંગ્લાંડ ગયેલાં ત્યાંથી હમણાં જ પાછાં આવ્યાં છે. મને આશા છે કે હિન્દની સ્ત્રીઓમાં ૯૮ ટકા સ્ત્રીઓ નિરક્ષર છે એ કમનસીબીનો પૂરેપૂરો ખ્યાલ એમણે એ પરિષદને આપ્યો જ હશે.

* હૈદરાબાદ (સિંધ) મુકામે ભરાયેલી અખિલ હિન્દ મહિલા પરિષદ્ના ૧૮ મા અધિવેશન સમક્ષ પ્રમુખસ્થાનેથી શ્રીમતી હંસાબ્હેન મહેતાનું ભાષણ. ( અંગ્રેજીમાં )

યુનાઇટેડ સ્ટેટ્સમાં એક વર્ષ રહીને સહીસલામત અત્રે પાછાં પધારેલાં શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતને હું હાર્દિક અભિનંદન આપું છું. એઓ ત્યાં રહ્યાં તે દરમિયાન આ દેશની સ્વતંત્રતા માટે પોતાનાથી બધું કરતાં જ રહ્યાં છે—એ માટે આપણે એમનાં ઋણી છીએ.

આ ઉપરાંત, હિંદમાંથી તેમ જ હિંદ બહારથી આપણા આમંત્રણને માન આપીને હાલની મુસાફરીની અગવડો વેઠીને પણ અત્રે પધારીને પરિષદ્‌ને શોભાવતા આપણા મહેમાનોને પણ હું હાર્દિક આવકાર આપું છું. હિન્દબહારથી આવા મહેમાનો ઘણે વખતે આવે છે; તેથી વળી ઓર આનંદ થાય છે.

છેલ્લે, દેશભરમાંથી ઘણા પ્રમાણમાં આવેલા પ્રતિનિધિઓને પણ હું આવકાર આપું છું. યુદ્ધ પૂરું થયા પછી આજે જે રચનાત્મક કાર્ય આપણે કરવાનું છે તેને માટે આવો ઉત્સાહ એ પરિષદના સફળ કામકાજ માટે શુભચિહ્નરૂપ છે.

વર્ષોના ભયંકર નાશ અને યાતનાઓ પછી આખરે યુદ્ધ પૂરું થયું છે. આખું જગત કંઇક શાન્તિનો નિશ્વાસ લે છે; પણ આપણે ધારતા હતા તે શાન્તિ હજી જગત પર પથરાઈ નથી. છેલ્લા યુદ્ધે વિશ્વમાં એવાં દુષ્ટ તત્ત્વો વહેતાં કર્યાં છે કે વિશ્વ સાચી શાન્તિ કોઇ પણ કાળે પામશે કે કેમ એ શંકાસ્પદ છે. મનુષ્યનું જંગલીપણું અને દુષ્ટતાએ જગતમાં અકથ્ય દુઃખ અને દિલગીરી ઉત્પન્ન કરી છે અને અણુ બોમ્બના સર્જનમાં એ અસંસ્કારિતા છેલ્લી કોટિએ પહોંચી છે. ખબર નથી કે હવે શું થશે. ડૉ. રવીન્દ્રનાથ ટાગોરે થોડા જ માસ પૂર્વે પોતાની ૮૦મી વર્ષગાંઠને પ્રસંગે યોગ્ય જ કહ્યું છે: "જંગલીપણાના દૈત્યે પોતાનું ઉગ્ર સ્વરૂપ હવે ધારણ કર્યું છે અને પોતાની ભયંકર ફણાઓ અને દંષ્ટ્રાઓ દ્વારા સમગ્ર જગતને ભક્ષ કરી જવાની અને ભયંકર નાશનું તાંડવનૃત્ય રચવાની તૈયારી કરી છે. અહીંથી તહીં બધે જ તિરસ્કારની વિષમય જ્વાળાઓ ફેલાઈ રહી છે. જગતના ભયંકર નાશનો આ કાલજ્વર પશ્ચિમના સુધરેલા જગતમાં શાન્ત હતો, પણ હવે તે જગતના નાશને અર્થે ભયંકર સ્વરૂપમાં પ્રગટ થયો છે અને મનુષ્યને હલકટ બનાવી રહ્યો છે."

યુદ્ધ વિરામ પામ્યું છે પણ હજી વાદળો તો ઘેરાયેલાં જ છે. દ્વેષની વિષમયી જ્વાળાઓ હજી વાતાવરણમાં ફેલાયેલી જ છે. જે શુભ હેતુઓ માટે આ યુદ્ધ કરાયું અને જેને માટે ઘણાં અમૂલ્ય જીવનોનો ભોગ આપવો પડ્યો તે તો આ વિષમય વાદળોમાં ઘેરાઈ જ ગયા છે. હજી પાછી સત્તા માટેની રસાકસી ઉભી થઈ છે અને અણુ બોમ્બથી પણ કોઈ ભારે શસ્ત્ર માટે વિજ્ઞાન પ્રયત્ન આદરી રહ્યું છે. વિજ્ઞાનનો હેતુ મનુષ્યને સુખસગવડ આપવાનો મનાય છે—તે જો મનુષ્યના નાશ માટે જ યત્ન આદરે તો જગતમાં કશું જ બાકી રહે નહીં. હજારો વર્ષોની મહેનત વડે સ્થાપિત થયેલી જગતની સંસ્કૃતિને ભયંકર નાશમાંથી બચાવી લેવા માટે કંઇક તો કરવું જ જોઇએ. એ સમય અત્યારનો છે. સંસ્કૃતિના સંરક્ષકોએ આ માટે આગળ આવવું જોઇએ. અને સામુદાયિક લડત ચલાવીને વિશ્વની શાન્તિ માટે પ્રયત્નો આદરવા જોઇએ. આપણી પરિષદનું ધ્યેય શાન્તિ અને અહિંસા છે. વિશ્વભરની સ્ત્રીઓને અમે ખાત્રી આપીએ છીએ કે આ ધ્યેય સિદ્ધ કરવામાં અમે હંમેશાં તેમને મદદ કરીશું. સર્વસ્વાતંત્ર્ય, સહિષ્ણુતા, ન્યાય અને સમાનતા જેનાં અંગો છે તે વિશ્વશાન્તિનું સ્થાપન કરવા માટે ચાલો આપણે, વિશ્વભરની સ્ત્રીઓ, સંપૂર્ણ યત્ન આદરીએ.

પશ્ચિમમાંથી આવેલાં મારાં મિત્રોને મારે કહેવું જોઇએ કે પૂર્વમાં-દૂર પૂર્વમાં બનતા બનાવો તરફ અમે નાપસંદગી દર્શાવીએ છીએ. ઇન્ડોનેશીઅનો-જેઓ પોતાના સ્વાતંત્ર્ય માટે લડે છે તેમની સામે અમારૂં સૈન્ય વપરાય એ અમને ગમતું નથી અને સત્તાના આ દુર્વ્યય સામે અમે સખ્ત વાંધો ઉઠાવીએ છીએ. ' ઇન્ડીઅન નેશનલ આર્મી ' ના અમલદારો સામે રાજ્યદ્રોહ બાબત કામ ચલાવવામાં આવે એ અમને ગમતું નથી. દ્રોહ કોની સાથે ? પોતાના દેશની સ્વતંત્રતા હાંસલ કરવી એ જો રાજ્યદ્રોહ હોય તો હિન્દભરની દરેક વ્યક્તિ ગુનેગાર છે. અમારા દેશના કેટલાય બંધુઓ કંઇપણ કામ ચલાવ્યા સિવાય જેલોમાં સડયા કરે છે એ અમને પસંદ ... યુદ્ધ બંધ થયું છે અને એમને જેલના ...યા પાછળ રાખવાનું હવે કશું જ કારણ નથી; આમ છતાં એઓ છૂટયા નથી. ...શનાં બી વાવીને શુભ લાગણીનો પાક ... શકાય નહીં. અને આશા છે કે સાચી ... સ્થાપનમાં મંદતા લાવવા માટે જવાબદાર બનેલા રાજનીતિજ્ઞોના લક્ષમાં તમે આ વસ્તુસ્થિતિ લાવશો.

યુદ્ધ પછી ઘણા પ્રશ્નો ઉપસ્થિત થયા છે; પણ તેમાં પુનર્વસવાટના અને રાહતના પ્રશ્નો મુખ્ય છે. જે પ્રદેશો લડાઇની સીધી અસર નીચે આવેલા તે પ્રદેશની ભૂખે મરતી અને આજાર બનેલી જનતાને મદદ કરવા માટે સંયુક્ત રાષ્ટ્રો (United Nations) તરફથી પુનર્વસવાટ અને રાહત માટે મંડળ સ્થાપ્યું છે. ગરીબાઇ અને ભૂખમરામાં સડતું હોવા છતાં હિન્દે આ યુદ્ધમાં ચાર કરોડ રૂપીઆની મદદ કરી છે અને બે લાખ ટોલરેનો માલ આપ્યો છે-જે એના ગજા બહાર હતું.

યુદ્ધને લીધે જેમને સહન કરવું પડયું છે એવા હિન્દીઓને આ મંડળ તરફથી રાહત મળવી જોઇએ અત્યાર સુધી તો કંઇ જ મળ્યું નથી અને કારણમાં અમને એમ જણાવાયું છે કે હિન્દની સરકારે મદદની માગણી કરી નથી. આવી કફોડી પરિસ્થિતિ ઉભી થાય છે ત્યારે અમને દુઃખ સાથે યાદ આવે છે કે ખરેખર ! જેને અમે અમારી કહી શકીએ એવી સરકાર અમને મળી નથી. ભૂખમરાથી પીડાતા યુરપને જેટલી મદદની જરૂર છે તેટલી જ હિન્દને પણ છે જ.

યુદ્ધને લીધે ઉભા થયેલા અનેક પ્રશ્નોમાં સ્ત્રીઓને અસર કરતા પ્રશ્નો એકાદ બે છે; જે હું તમારા લક્ષમાં લાવવા માગું છું.

યુદ્ધ દરમિયાન મધ્ય અને પ્રાન્તિક સરકારોએ ઉભા કરેલાં અનેક ખાતાંઓમાં સ્ત્રીઓ નોકરી કરતી હતી. હવે આ બધી સ્ત્રીઓ નિર્વ્યવસાયી બનશે. તેઓનું શું ? શું સરકાર તેમને બીજાં ખાતાંઓમાં નોકરી આપશે ? નોકરી દરમિયાન તેઓને સારો પગાર મળતાં તેઓ ઉચ્ચ કક્ષાનું જીવન જીવી શકતી. આર્થિક સ્વાતંત્ર્ય તેઓએ અનુભવ્યું છે અને ભવિષ્યમાં જો એમને નોકરીઓ ન મળે તો એમની સ્થિતિ, ખરેખર, કફોડી જ થાય.

આ પ્રશ્નોમાં મેં હિન્દમાંની "વીમેન્સ ઓકઝીલીયરી કોર્પ્સ "ની સંસ્થામાં જોડાયલાંઓનો પ્રશ્ન વિકટ છે. તેમના ભવિષ્યનું શું ? જેઓને નર્સો તરીકે કેળવણી મળી છે તેઓ તો ઇસ્પીતાલોમાં નોકરી કરીને કે ખાનગી નર્સો તરીકે કમાણી કરી શકે-કારણ કે આખા દેશમાં, તાલીમ પામેલી નર્સોની તો જરૂર જ છે, પણ કચેરીઓમાં મદદનીસ તરીકે કે એવી જગાઓએ જેમણે કામ કર્યું છે તેવી સ્ત્રીઓનું શું ? કેટલી સ્ત્રીઓ આ ' કોર્પ્સ ' માં જોડાઇ તેની આપણને માહિતી નથી; પણ મને લાગે છે કે ત્યાં સારો પગાર

આપવામાં આવતો હતો, આથી અનેક સ્ત્રીઓ જોડાઇ હશે. તેઓને જે પ્રકારનું કામ ત્યાં કરવામાં આવતું હતું તેની હકીકત સત્ય હોય એમ મને લાગતું નથી. આ બાબતની વધુ હકીકત જાણવાની આપણને સ્વાભાવિક જ ઇચ્છા થાય કારણ કે હિન્દની સરકાર યુદ્ધને અંગેનું સ્ત્રીઓનું ખાતું એક વર્ષ વધુ ચલાવવાનું યોગ્ય ધારે છે. કેટલીક સ્ત્રીઓએ અનીતિમય રીતે બાળકોને જન્મ આપ્યાની તેમજ દુષ્ટ રોગોનો ભોગ બન્યાની હકીકતો આપણે સાંભળીએ છીએ. હું હિમ્મતપૂર્વક કહી શકું છું કે આ બધી વાતો અતિશયોક્તિભરી છે. સાથે સાથે એમ પણ લાગ્યા વિના નથી રહેતું કે એમાં કંઇ પણ તથ્યાંશ હોવો જોઇએ. જો આ ખરૂં હોય તો યુદ્ધનો કમનસીબ ભોગ બનેલી આ પીડિત અને પીડાતી અસહાય સ્ત્રીઓ માટે સરકાર તરફથી શાં પગલાં લેવાયાં છે એ પણ જાણવું આપણે જરૂરનું છે. રોગોથી પીડાતી સ્ત્રીઓ માટે સરકાર સંભાળ લે છે કે કેમ અને તેઓની પૂરતી સારવાર થાય છે કે કેમ તે પણ આપણે જાણવું જોઇએ. તેઓને જ્યાં ગમે ત્યાં જવા દેવામાં આવશે, તો તેઓ સમાજમાં બધે જ પોતાનો ચેપી રોગ ફેલાવશે અને સામાજીક તંદુરસ્તીને ભયરૂપ બનશે. આ બધા પ્રશ્નોમાં ઊંડા ઉતરવા માટે પરિષદે એક ખાસ સમિતિ નીમવી જોઇએ અને જે સ્ત્રીઓને મદદની જરૂર છે તેમને મદદ કરવા માટે ઉપાયો યોજવા જોઇએ. ગામડાંમાં કેળવણીવિષયક તેમજ સામાજિક કાર્યો માટે જો આપણે 'વીમેન્સ ઓકઝીલીયરી કોર્પ્સ'ની તાલિમ મેળવેલી સ્ત્રીઓની તાલિમ અને અનુભવનો ઉપયોગ કરી શકીએ તો તેઓ પ્રજાને ખાસ ઉપયોગી નીવડશે. પણ તેઓની ખર્ચાળ જીવનપદ્ધતિને લીધે ગામડાંનું જીવન તેમને ભાગ્યે જ રુચિકર નીવડે અને આપણે તો મદદની જરૂર ગામડાંમાં જ છે.

'ઇન્ડીઅન નેશનલ આર્મી'માં જોડાયેલા સ્ત્રી સૈનિકો આપણને ખૂબ ઉપયોગી થઇ પડે. એ ઝાંસીની રાણીનું સૈન્ય કહેવાય છે. અત્રે ખરી મુબારકબાદી તો ભયની સામે ઝઝૂમેલાં ડો. લક્ષ્મી અને એમના સાથીદારોને ઘટે છે. મને આશા છે કે તેઓ જલ્દી હિન્દમાં પાછાં આવશે. ડો. લક્ષ્મીની હમણાંની ધરપકડ શા માટે થઈ તે મને સમજાતું નથી. એમને એકદમ જ હિન્દમાં આવવાની પરવાનગી મળવી જોઇએ. હિન્દની યુદ્ધોત્તર પુનર્ઘટનામાં આ સ્ત્રીઓએ મેળવેલી તાલિમ, શિસ્ત અને દેશાભિમાનયુક્ત શૌર્ય ઘણાં ઉપયોગી નીવડશે.

આપણી યુદ્ધોત્તર પુનર્ઘટના એટલે કંઈ અહીંતહીંના બેચાર ફેરફારો જ નહીં પણ આપણા આખા રાષ્ટ્રીય ઘડતરનું નવસર્જન. અનેક પલ્ટાઓની નજીક આપણે આવી ઉભાં છીએ. આ રાષ્ટ્રીય પુનર્ઘટનામાં રાજકીય દૃષ્ટિએ, સામાજિક દૃષ્ટિએ અને આર્થિક દૃષ્ટિએ સ્ત્રીનું સ્થાન કયાં હશે એ પ્રશ્ન આપણે માટે અત્યારે ખૂબ મહત્ત્વનો છે, અને એ માટે આપણે ગંભીર વિચાર કરવો જોઇએ. તો આપણે સ્ત્રીનું સ્થાન જગતમાં ચોક્કસ નક્કી કરવા માટેની આપણી માગણીઓ સ્થિર સ્વરૂપે નક્કી કરીએ અને સ્ત્રીઓના હકો એક હકના ખરડારૂપે રજૂ કરીએ. આ ખરડામાં સ્ત્રીનું ચોક્કસ સ્થાન નક્કી હોવું જોઇએ અને સ્ત્રીના હક્કો અને જવાબદારીઓનો એમાં સમાવેશ થતો હોવો જોઇએ. આ ટૂંકા સમયમાં હું આ ખરડાની વિગતોમાં ઉતરી ન શકું. એના મુખ્ય મુદ્દાઓની રૂપરેખા હું અત્રે આપીશ અને 'સ્થાયી સમિતી' ( Standing Committee ) તેનું વિગતવાર સ્વરૂપ નક્કી કરશે.

પ્રથમ તો આપણે સ્ત્રીસ્વાતંત્ર્ય અને પુરુષની સાથે સ્ત્રીની સમાનતા પ્રાપ્ત કરવાં

જોઇએ. સમાનતા એટલે પુરુષના જેવા થવું એમ નહીં; પણ પુરુષોના જેટલી તકો માટે સ્થાન હોવું, એ કહેવાનું છે. પુરુષ જેટલું મનુષ્ય છે તેટલું જ સ્ત્રી પણ છે. સ્વાતંત્ર્ય અને સમાનતા એ જો મનુષ્યની પ્રગતિના આધારો મનાતા હોય તો સ્ત્રીઓને પણ તે પ્રાપ્ત કરવાના પુરુષો જેટલા જ હકો હોવા જોઇએ. સ્ત્રીને માત્ર પોતે સ્ત્રી હોવાને લીધે જ એમાંથી બાતલ રાખવી એ યોગ્ય નથી. સ્ત્રી અને પુરુષ એક રથનાં બે ચક્રો છે. બન્નેનું અગત્ય સરખું છે, આથી એકના પર બીજાએ અધિકાર ભોગવવો કે એકે બીજાને કચરી નાખવી એ યોગ્ય નથી. આપણા હકકના ખરડાની આ મુખ્ય ભૂમિકા હોવી જોઇએ. સંયુક્ત રાષ્ટ્રોએ સાન ફ્રાન્સીસ્કો મુકામે જે ખરડામાં સહીઓ કરી તેની પૂર્વભૂમિકા ( Preamble )માં સ્ત્રી ને પુરુષની સમાનતા સ્વીકારવામાં આવી છે, એ સંતોષની વાત છે. તેમાં કહ્યું છે, " મનુષ્યના મૂલગત હક્કોમાં, મહત્તામાં અને એની કિંમતમાં તેમ જ પુરુષોના અને સ્ત્રીઓના સમાન હક્કમાં ફરીથી શ્રદ્ધા વ્યક્ત કરવા...વગેરે. " વળી, પહેલી જ કલમમાં એ ખરડો કહે છે, " આર્થિક, સામાજિક, સાંસ્કારિક અને ભૂતદયાવિષયક આન્તરરાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલ માટે આન્તરરાષ્ટ્રીય સહકાર સાધવા માટે તેમ જ મનુષ્યના તરીકેના હક્કો તેમ જ ધર્મના, જાતિના ભાષાના કે જાતીયતાના ભેદ વિના સર્વસામાન્ય મૂલગત સ્વાતંત્ર્ય માટે આદર ઉત્પન્ન કરવા માટે...વગેરે. "

ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસ હિન્દીમહાસભામાં તો આ હક્કો વિષે છેક ઈ. સ. ૧૯૩૧ માં ઠરાવ પસાર થયો છે અને તે આ પ્રમાણેઃ—

કાયદાની દૃષ્ટિએ ધર્મ, નાતજાત, જાતિ કે જાતીયતાના ભેદ સિવાય બધા શહેરીઓ સરખા છે. ધર્મ, નાતજાત, જાતિ કે જાતીયતાને લીધે જાહેર નોકરીમાં, હોદ્દામાં કે સત્તા કે માન પ્રાપ્ત કરવામાં કે ધંધો કરવામાં કોઇને કશો જ અંતરાય હોઇ શકે નહીં.

તા. ૩૦ મી ઓગસ્ટ ૧૯૪૦ ને દિવસે મળેલી રાષ્ટ્રીય રચના સમિતિ (National Planing Committee) એ આ પ્રમાણે ઠરાવ પસાર કર્યો છેઃ—

(અ) સુવ્યવસ્થિત સમાજરચનામાં સ્ત્રીનું સ્થાન પુરુષના જેટલું જ રહેશે. સમાજની રચના ગમે તેવી હશે તો પણ તેમાં સ્ત્રીનું સ્થાન નક્કી કરવા માટે તેને પુરુષના જેટલો જ હોદ્દો, તેના જેટલી જ તકો અને તેના જેટલી જ જવાબદારીઓ—આ સિદ્ધાન્તો પર જ તેનું સ્થાન નક્કી થશે.

(બ) સ્ત્રીને માત્ર સ્ત્રી જ હોવાના કારણે જ કામના કોઇ પણ ક્ષેત્રમાંથી દૂર રાખવામાં નહીં આવે.

(ક) શહેરી જીવનના હકકો અને આનંદો ભોગવવા માટે તેમ જ આર્થિક હક્કોનો લાભ લેવા માટે સ્ત્રી પરણેલી હોવી જ જોઇએ એવી એના પર ફરજ લાદવામાં નહીં આવે.

પુરુષ અને સ્ત્રીની સમાનતાના આ સ્વીકૃત ધોરણ ઉપર જ આપણો ખરડો નક્કી થવો જોઇએ અને તેમાં વ્યક્તિ તરીકે તેમ જ સમાજના અંગ તરીકે સ્ત્રીના હકકો તેમ જ તેની જવાબદારીઓનો સમાવેશ થવો જોઇએ.

વ્યક્તિ તરીકે, એક શહેરી તરીકે સ્ત્રી બધા જ હકો ભોગવી શકશે અને શહેરી તરીકે, સમાજના સામાજિક જીવનની, રાજકીય જીવનની અને આર્થિક જીવનની બધી જવાબદારીઓ એણે અદા કરવી પડશે. સમાજના એકમ (Unit) તરીકે વ્યક્તિનું ધોરણ સ્વીકારવું પડશે, કુટુંબનું નહીં. આથી

સ્ત્રી પોતાના અંગત હક્ક તરીકે મત આપી શકશે, નહીં કે પુરુષની પત્ની તરીકે. અમુક આવકવાળા પુરુષની પત્ની તરીકે સ્ત્રી મત આપી શકે એ પ્રમાણેની હાલની પદ્ધતિ આ સિદ્ધાન્તની વિરુદ્ધ હોવાથી એ અમને સ્વીકાર્ય નથી. અમે તો એ જ માગીએ છીએ કે પ્રત્યેક પુખ્ત ઉંમરની સ્ત્રીને મત આપવાનો અધિકાર હોવો જોઇએ અને તો જ મોટા પ્રમાણમાં સ્ત્રીઓ મત આપી શકશે. અત્યારની પ્રથા મુજબ તો પુરુષ અને સ્ત્રીઓનું મત આપવાનું પ્રમાણુ ૯ છે જ્યારે એમની સંખ્યા તો પુરુષોના જેટલી જ છે.

સ્ત્રીઓ જો યોગ્ય હોય તો તેઓને રાજ્યકારભારમાં વધુ ને વધુ સામેલ કરવી જોઇએ. જુદી જુદી ધારાસભાઓની ચૂંટણી તાજેતરમાં જ થવાની છે એ લક્ષમાં રાખીને કહું છું કે જેઓને ઉમેદવારો પસંદ કરવાના છે તેઓએ યોગ્ય સ્ત્રી-ઉમેદવારોને પણ પસંદ કરવા. તેઓને પાછળથી એમ કહેવાનો પ્રસંગ ન આવવો જોઇએ કે ચૂંટાયેલા સભાસદોમાં જવાબદારીભર્યું સ્થાન ભોગવી શકે એવી કોઈ સ્ત્રી મળી નહીં. સ્ત્રીઓની ખાસ બેઠકો સીવાય બીજા સામાન્ય વિભાગો માટે પણ સ્ત્રીઓ પસંદ થાય, એમ પણ હું તો સૂચવું છું.

કેળવણી સિવાય સ્ત્રી કે પુરુષ પોતાની જવાબદારી સમજી જ શકે નહીં. આથી પ્રત્યેક સ્ત્રીને કેળવણી પ્રાપ્ત કરવાનો હક છે એ પણ આપણે ભારપૂર્વક કહેવું જોઇએ અને બાળલગ્ન, બાળમજૂરી કે પડદાની પ્રથા જેવાં અનિષ્ટો જે સ્ત્રીકેળવણીમાં નડતરરૂપ છે તે દૂર કરાવવાં જોઇએ. સ્ત્રીને કેવા પ્રકારની કેળવણી આપવી એ પ્રશ્ન પણ વિચારણીય છે. સ્ત્રીશિક્ષણની આપણી હાલની પ્રથા આપણને કશું માર્ગદર્શન આપી શકતી નથી. હાલની પ્રથા કશી જ પ્રગતિ સાધી શકની નથી એ દર્શાવી આપે છે કે એ બહુ રુચિકર થઇ શકી નથી. 'સાર્જન્ટની યોજના' આપણી હાલની કેળવણીની પ્રથાની પુનર્રચના કરવાનું સ્વીકારે છે, એ બરાબર છે; પણ સ્ત્રીશિક્ષણ માટે એ કહેવું જરૂરી છે કે સ્ત્રીશિક્ષણ એવું હોવું જોઇએ જે એનું વ્યક્તિત્વ ખીલવે અને સમાજમાં એનું સ્થાન પ્રાપ્ત કરવામાં એને સહાયભૂત બનાવે. શહેરી તરીકે સમાજમાં સ્ત્રી અને પુરુષનું સ્થાન સરખું હોવાથી એ એના શિક્ષણમાં કશા મૂલગત ફેરફારની આવશ્યકતા નથી. ફેર માત્ર ક્યારે હોય કે જ્યાં કોઇ ધંધા માટે સ્ત્રીને કે પુરુષને શિક્ષણ આપવાનો પ્રશ્ન હોય—પણ તે તો પ્રત્યેક ધંધાર્થે સ્ત્રી કે પુરુષ માટે ભિન્નતા હોય જ.

સ્ત્રી કોઈ પણ પ્રકારની તાલિમનું કે ધંધાનું ક્ષેત્ર પસંદ કરે તે પ્રત્યેક માટે તેને સગવડો હોવી જ જોઇએ. આ પ્રકારની સગવડો તેને હાલ નથી મળતી. દૃષ્ટાન્ત તરીકે ગૃહવિજ્ઞાન માટેની કેળવણી. આપણી પરિષદે કેળવણીના આ ક્ષેત્રમાં પહેલ કરી છે. પણ આખા દેશમાં લેડી ઇરવીન કોલેજની એક જ સંસ્થા બસ નથી. જ્યાં જ્યાં ભાષા-ભેદ હોય અને જ્યાં જ્યાં માતૃભાષામાં શિક્ષણ આપી શકાય તેવા પ્રત્યેક પ્રાન્તમાં આવી સંસ્થાઓ હોવી જોઇએ અને લેડી ઇરવીન કોલેજ આવી સંસ્થાઓને શિક્ષકો આપી શકે.

સહશિક્ષણનો પ્રશ્ન પણ શિક્ષણશાસ્ત્રીઓને મૂંઝવી રહ્યો છે. એ પ્રશ્નની બન્ને બાજુઓ ગમે તેવી હોય તો પણ આપણે એ યાદ રાખવું ઘટે કે આપણો દેશ ગરીબ છે અને સ્ત્રીઓ અને પુરુષો માટે અલગ અલગ સંસ્થાઓ નિભાવી શકે એમ નથી.

કેળવણી પછીનો બીજો મહત્ત્વનો પ્રશ્ન તંદુરસ્તીનો છે. સ્ત્રીમાત્રને પોતાની તંદુરસ્તી

જાળવવાની સગવડો મળવી જોઇએ. સ્ત્રીને તંદુરસ્તી મેળવવાનો હક છે એ તો એક સર્વમાન્ય સિદ્ધાન્ત છે. એને વિષે કશું જ કહેવાનું ન હોય. પણ,.આ દેશમાં કહેવાનું રહે છે. હિન્દની આયુષ્યમર્યાદા સત્તાવીશ વર્ષની છે અને ભિન્ન ભિન્ન રોગોથી હજારો સ્ત્રીપુરુષો મૃત્યુ પામે છે, એ લક્ષમાં રાખીએ તો પ્રજાની તંદુરસ્તી બાબત હજી આપણે ઘણું કરવાનું બાકી રહે છે, એ સ્પષ્ટ જ છે. સ્ત્રીઓને માટે ભયનું એક બીજું વિશેષ કારણ છે; અને તે એ કે માતૃત્વ પામતી સ્ત્રીઓના મૃત્યુની સંખ્યા બેશુમાર છે. ડૉ. મીસ લેઝેરસે ' નરસીંગ સરવીસીઝ ' નામની આપણી પરિષદ તરફથી પ્રસિદ્ધ થયેલી પુસ્તિકા ( પત્ર નં. ૫ )માં દર્શાવ્યું છે કે પ્લેગ, શીતળા કે કોલેરાથી [illegible]ઓ અને પુરુષો મરણ પામે છે. તેના [illegible] સુવાવડમાં [ જે માત્ર એક સામાન્ય [illegible]ારીરિક ક્રિયા છે ] વધુ સ્ત્રીઓ મૃત્યુ પામે છે. આનું એક કારણ એ છે કે આપણે [illegible]માં પૂરતી તબીબી સગવડો નથી. બીજાં [illegible]ાં કેળવણીની ઉણપ, બાળલગ્ન, પડદાની પ્રથા જેવા અનિષ્ટ રીવાજો અને આરોગ્ય સચવાય એવાં ગૃહોની અછત—એ ગણાવી શકાય. આવાં આરોગ્યને હાનિકર્તા ગૃહોમાં રહેવાના પ્રસંગે સ્ત્રીઓએ બળવો ઉઠાવવો જોઇએ. આવાં ગૃહોમાં વસવાટ સ્ત્રીઓની તંદુરસ્તીને હાનિકર્તા છે. મજુરી કરીકરીને દુ:ખમય જીવનનો અન્ત અકાલ મૃત્યુમાં આવે તેવી પરિસ્થિતિમાંથી બચવા માટે સ્ત્રીઓને આરોગ્યજનક ગૃહોમાં વસવાનો અને જરૂર પડે ત્યારે તબીબી સારવારનો હક્ક હોવો જોઇએ.

પૈસાની મહત્તાના આ યુગમાં મનુષ્યની કિંમત પૈસા વડે જ છે. આર્થિક ક્ષેત્રમાં સ્ત્રીએ પોતાનું સ્થાન સ્થાપિત કરવા લડત ચલાવવી જોઇશે. પ્રત્યેક સ્ત્રી કામ કરી જ શકે. જાહેર નોકરીમાં કચેરીમાં કે ધંધામાં સ્ત્રી માત્ર સ્ત્રી હોવાથી એને કામ કરવામાં કશો જ અંતરાય ન નડવો જોઇએ; એને પુરુષનાં જેટલું કામ કરે તો પુરુષના જેટલો જ પગાર મળવો જોઇએ. કેટલીક નોકરીઓમાંથી પરિણિત સ્ત્રીઓને દૂર રાખવામાં આવે છે. નોકરીની બધી સરતો સ્વીકારે તો આવી સ્ત્રીઓને શા માટે નોકરીમાંથી બાતલ રાખવી ? અપવાદ માત્ર એટલો જ હોઇ શકે કે સખત મજૂરી કરવી પડે એવી જગાઓએ કે ખાણોમાં કામ કરવાના પ્રસંગે સ્ત્રીઓને અને ખાસ કરીને ગર્ભિણી સ્ત્રીઓને કામ કરવા ન દેવી જોઇએ; કારણ કે એથી એની તંદુરસ્તી ભયમાં આવી પડે. બિહારની કોલસાની ખાણોમાં કામ કરવાની સરકારે જ્યારે સ્ત્રીઓને ફરજ પાડી અને આન્તરરાષ્ટ્રીય કાનૂનનો ભંગ કર્યો ત્યારે આ પરિષદે એનો વિરોધ કર્યો હતો. આ હુકમ પાછો ખેંચી લેવામાં આવ્યો હતો, એ સંતોષજનક છે, આ હુકમ પાછો ખેંચાવવામાં વડી ધારાસભામાં શ્રમતી રેણુકાએ જે લડત ઉઠાવી હતી તેને માટે અમે એમને ધન્યવાદ આપીએ છીએ.

સ્ત્રીને કોઇ પણ ધંધો સ્વીકારવાનો હક્ક હોવો જોઇએ એ સ્વીકારવાની સાથે એ પણ કહેવું જરૂરી છે કે સ્ત્રીઓને પોતાનો ધંધો પસંદ કરવામાં પરિષદે મદદ કરવી જોઇએ. પ્રજાકીય રચનામાં સ્ત્રીઓને અને પુરુષોને પ્રજાના ઘડતરમાં મદદરૂપ થાય એવાં કાર્યો કરવાનાં હશે. સાર્જન્ટ યોજનાનુસાર અનેક સ્ત્રીશિક્ષકોની જરૂર પડશે. અને ડૉ. મીસ લેઝેરસ કહે છે તે મુજબ તંદુરસ્તીનો પ્રોગ્રામ સંપૂર્ણપણે પાર પાડવા માટે ત્રીસ વર્ષના ગાળામાં એક લાખ નર્સોની જરૂર પડશે. સ્ત્રીઓ આ કાર્યો કરવામાં મરજી નહીં

અને તેઓ નોકરી કરવા તરફ પ્રેરાય છે તેનું આ પણ એક કારણ છે. આ કાર્યની કદર કરવાનો અને કામકાજનો પ્રકાર સુધારવાનો સમય આવી પહોંચ્યો છે. ઇંગ્લાંડમાં આ કાર્યની ગણના થઈ છે કારણ કે બીવરીજ રીપોર્ટમાં જણાવ્યા મુજબ સામાજિક વીમાની યોજનામાં આ કામનો સમાવેશ કરવામાં આવ્યો છે. આપણી સરકાર જો આવી યોજના સ્વીકારે તો આપણે એ જોવું જોઇએ કે ગૃહકાર્યનો પણ તેમાં સમાવેશ થાય છે. આ ઉપરાંત પુરુષની કમાણીમાં ગૃહિણીને પણ હિસ્સો મળવો જોઇએ; પુરુષની દયા પર એ જીવે એવી લાગણી એના હૃદયમાં થવી ન જોઇએ. હક્ક તરીકે એને પોતાનો હિસ્સો મળવો જોઇએ આના સીધા પરિણામ તરીકે પુરુષને સ્ત્રીની સંમતિ સિવાય પોતાની બધી કમાણી ......નો અધિકાર ન હોઈ શકે

પ્રત્યેક સ્ત્રીને આરામ મેળવવાનો હક્ક ...વો જોઇએ. થોડીક ધનવાન સ્ત્રીઓને બાદ કરીએ તો સામાન્યતઃ હિન્દની સ્ત્રીઓને આરામ મળતો નથી. એનું જીવન સતત મજૂરીનું જીવન છે. રસોઈ કરવી, કપડાં ધોવાં, અનાજ દળવું, પાણી ભરવું, બાળકોની સંભાળ લેવી—આ બધામાં એને બીજી કોઈ બાબત તરફ લક્ષ આપવાનો ભાગ્યેજ સમય મળે છે. સ્ત્રીની તંદુરસ્તી માટે કે તેની માનસિક પ્રગતિ માટે આ બિલકુલ હિતાવહ નથી. એને કળાવિષયક પ્રવૃત્તિ કરવા માટે સમય મળતો જ નથી. અને એનું જીવન કંટાળામય બની જાય છે. એના જીવનમાં આનંદ રહેતો નથી, આરામ વિનાનું મનુષ્ય ખરેખર ગુલામ જ છે. આવા ગુલામીમય જીવનમાંથી સ્ત્રીને મુક્ત કરવાના ઉપાયો આપણે યોજવા જોઇએ. ગૃહકાર્યની સુધારણા દ્વારા, જીવનના સુખ સાધનોની વૃદ્ધિ દ્વારા અને મહેનતમજુરી બચે એવી યુક્તિઓની શોધો દ્વારા આપણે આ પ્રશ્નનો નિકાલ લાવી શકીએ. બાલશિક્ષણની સંસ્થાઓના સ્થાપન દ્વારા આપણે સ્ત્રીઓને બાળઉછેરમાં મદદ આપી શકીએ. સ્ત્રીના જીવનને કચરી નાખે એવા બોજા નીચે પીડાતી સ્ત્રીનો જીવનભાર હળવો કરી શકવામાં કસ્તુરબા સ્મારક નિધિ પ્રજાની સારામાં સારી સેવા બજાવી શકશે.

વ્યક્તિ તરીકે સ્ત્રીને આપવા જોઈતા અધિકારોમાં આટલા અગત્યના ગણાવી શકાય. સમાજના અંગ તરીકે સ્ત્રીનો સંબંધ ત્રણ સામાજિક સંસ્થાઓના સંબંધમાં ગણાવી શકાયઃ (૧) મિલકત, (૨) લગ્ન, (૩) કુટુંબ.

મિલકતની બાબતમાં મિલકત પ્રાપ્ત કરવા, મિલકતનો વારસો મેળવવા કે મિલકતનો વ્યય કરવા સ્ત્રી અને પુરુષને સરખો જ હક્ક હોવો જોઇએ. આ બાબતના આપણા હાલનો કાયદો સંતોષકારક નથી કારણ કે એમાં ઉપર દર્શાવેલા સિદ્ધાન્તનો સમાવેશ થતો નથી. આ બાબતમાં હિન્દુઓને કાયદો (Hindu Law) બહુ જ અસંતોષકારક છે. એ કાયદો વિધવાની અમુક નક્કી કરેલી મિલકત સ્વીકારે છે અને પિતાની મિલકતમાં પુત્રના જેટલો પુત્રીનો અધિકાર સ્વીકારતો નથી. હાલની આ પરિસ્થિતિમાં હિન્દુ કાયદા સમિતિએ સૂચવેલો હિન્દુઓના કાયદાનો ખરડો ઘણો સુધારો સૂચવે છે કારણ કે એ ખરડામાં સ્ત્રીનો મિલકત ઉપરનો સંપૂર્ણ હક્ક સ્વીકારાયો છે અને એને પિતાની મિલકતની હક્કદાર ગણવામાં આવી છે. આમાં હજી એટલી ઉણપ છે કે આ કાયદો પુત્રો અને પુત્રીઓ વચ્ચે ભેદ પાડે છે. આ ખરડામાં સંયુક્ત કુટુંબની મિલકત ઉપર પુત્રી તરીકે સ્ત્રીનો હક્ક સ્વીકારતો નથી અને પત્ની તરીકે સ્ત્રીનો હક્ક અમુક નિયંત્રિત જ છે.

વારસાઈ હકના આ પ્રકરણને અંગે

જૂનવાણી વૃત્તિના હિન્દુઓમાં ખૂબ ખળભળાટ જાગ્યો છે. વાત એમ છે કે જો કન્યાને સંયુક્ત કુટુંબમાં વારસાઈ હકે પિતાની મિલ્કત આપવામાં આવે તો આ બધી મિલ્કત જે ધંધામાં રોકવામાં આવે તો સંયુક્ત મિલ્કતનું શું થાય એવી ભીતિ રાખવામાં આવે છે. પણ આ ભીતિ યોગ્ય નથી. આવી બાબતોમાં પુત્રીની મિલ્કત કાં તો નાણાં આપીને ખરીદી લેવામાં આવે અથવા તો તેને તેના ભાગની બાગેપડતી ઉપજ આપવામાં આવે.

મુસલમાનોમાં અને પારસીઓમાં સ્ત્રીઓને પોતાની મિલકત ઉપર સંપૂર્ણ અધિકાર હોય છે. પણ એઓમાં પણ પુત્ર અને પુત્રીના હકમાં ભેદ ગણવામાં આવે છે. આ બાબતમાં હિંદી વારસાઇ હકનો કાયદો આપણા આદર્શની ઘણી જ નજીક આવે છે કારણ કે એમાં પુત્રો અને પુત્રીઓનો હક સરખો મેળવામાં આવ્યો છે.

આથી વધારે મહત્ત્વનો પ્રશ્ન તો પરિણિત જીવનમાં સ્ત્રીનું શું સ્થાન છે તે બાબતનો છે. આપણા દેશમાં લગ્નની પ્રથા અધોગતિને પ્રાપ્ત થઇ છે; અને છતાં કેટલાય સૈકાઓથી એ પ્રથા એવી ને એવી જ પતિત દશામાં ચાલી જ આવે છે. એ પ્રથાને ભલે તો ધર્મમાંથી કહે કે કરાર કહો પણ એટલું તો ચોક્કસ જ છે કે એ સરકારથી સ્વીકારાયેલું સ્ત્રી અને પુરુષનું કાયદેસર જોડાણ છે. અને એ દૃષ્ટિએ, સરકારની દૃષ્ટિએ તો એ એક કરાર જ છે. લગનના ભિન્ન ભિન્ન પ્રકારોની ચર્ચામાં આપણે નહીં ઉતરીએ-મૂખીઓ ભલે એની ચર્ચાઓ કર્યા કરે-મુદ્દાની વાત એ છે કે જો સ્ત્રી અને પુરુષનું જોડાણ થાય તો કઈ શરતોએ હોઈ શકે. હિંદુઓના અને મુસલમાનોના કાયદાઓ મુજબ આ શરતો બહુ જ ત્રાસનોપાદારક છે અને એથી કરીને સ્ત્રીનું સામાજિક જીવન અત્યંત દુઃખમયપૂર્ણ—નરકાગાર સમું બની ગયું છે. આથી પરણવા ઇચ્છનાર સ્ત્રીઓનું હિત સચવાય એવા પ્રકારની શરતો ઘડવાની જરૂર છે અને તે શરતો આ પ્રમાણે હોઈ શકે: —

(૧) લગ્ન સમયે પરણવા ઇચ્છનારનાં પતિ કે પત્ની લગ્ન વખતે જીવન્ત હોય નહીં. હિંદુઓના તેમ જ મુસલમાનોના કાયદામાં એક કરતાં વધુ પત્ની હોવાનું કાયદેસર ગણાયું છે, અને કમણાંકમણાં શિક્ષિત સ્ત્રીપુરુષોએ આનો ખૂબ લાભ ઉઠાવ્યો છે. હિંદુઓના કાયદાના ખરડામાં તો એક જ પત્ની હોવાનું કાયદેસર ગણ્યું છે અને આ યોગ્ય જ છે.

(૨) લગ્ન પહેલાં સ્ત્રી અને પુરુષ બન્નેની લગ્ન માટેની સંમતિ હોવી જોઇએ.

(૨) કન્યાની ઉંમર સોળ વર્ષની અંદરની હોય અને પુત્રની ઉમર એકવીસ વર્ષ અંદરની હોય તો લગ્ન ન થવું જોઇએ. હાલનો બાળલગ્નનિષેધક કાયદો બહુ ઉપયોગી નીવડી શક્યો નથી, ધારેલો હેતુ સિદ્ધ કરવા માટે એમાં મહત્ત્વના ફેરફારો કરવાની આવશ્યકતા છે. લગનના કાયદામાં જ લગ્નની ઉંમર નિયત થવી જોઇએ, જેથી નિયત થયેલી મુદતની અંદરનાં લગ્નો ગેરકાયદેસર ગણી શકાય.

(૪) નાત કે જાતિને કારણે કોઈ પણ લગ્ન થતું અટકવું જોઇએ નહીં. અત્યારના હિન્દુ કાયદા મુજબ પ્રતિલોમ વર્ણાન્તર જાતિય લગ્નો કરવાની મના કરવામાં આવી છે; પણ હિંદુ લગ્નના ખરડામાં આ બંધન રદ કરવાની ભલામણ કરવામાં આવી છે અને તે બરાબર છે. પણ પોતાના ધર્મનો ત્યાગ કર્યા સિવાય આન્તરજાતીય લગ્ન થઈ શકે એવી સગવડ કોઇ કાયદો આપતો નથી—કારણ કે હિન્દની જાતિઓના વિભાગો

ધર્મના આધાર ઉપર રચાયા છે. ભિન્ન ભિન્ન જાતોના ભિન્ન ભિન્ન કાયદાઓ ઉપરાંત જેઓ આન્તરજાતીય લગ્નોમાં માનતા હોય તેઓને માટે એક આન્તરજાતીય કાયદો પણ હોવો જોઇએ. ૧૮૭૩ ના લગ્ન સંબંધીના ખાસ કાયદામાંથી આન્તરજાતીય લગ્ન કરતી વખતે લગ્ન કરનારે પોતાનો ધર્મ તજવો જોઇએ એ કલમ જો રદ કરવામાં આવે તો એ કાયદો સામાન્ય કાયદા તરીકે ચાલી શકે. હું આશા રાખું છું કે નવી મધ્યસ્થ ધારાસભામાં આ પ્રશ્ન હાથ ઉપર લેવામાં આવશે અને આટલો બાધ દૂર કરવામાં આવશે; અને છેવટે

(૫) લગ્નગ્રન્થીથી જોડાયેલી બેમાંથી ગમે તે વ્યક્તિ અમુક કારણોસર લગ્ન રદ કરી શકે જેવાં કે-ક્રુરતા, એકબીજાને તજી દેવું, અસાધ્ય રોગ થવો અથવા જાતીય નબળાઈ આના વિષે વિવેચનની જરૂર જ નથી. હિન્દુ કાયદો સુધારણા સમિતિને પણ આ કલમની અગત્ય જણાઇ છે અને પોતાના ખરડામાં આ કલમને સામેલ કરી છે.

છેલ્લે, આપણે કુટુંબમાં સ્ત્રીનું સ્થાન કેવું હોવું જોઇએ, એ પ્રશ્ન પર આવીએ. કુટુંબ એટલે સંયુક્ત કુટુંબ વિષે મારે કહે-વું નથી. એ પ્રથા તો બહુ જૂની થઈ ગઈ છે. આપણી નવી યોજનામાં એને સ્થાન જ નથી. કુટુંબ એટલે પતિ, પત્ની અને બાળકો. અત્યારના વિચાર પ્રમાણે પતિ કુટુંબમાં મુખ્ય ગણાય છે અને પત્ની અને બાળકોને એ પોતાની મિલ્કત માને છે. કુટુંબના વડીલ તરીકેની જૂની પ્રથા પ્રમાણે આ પ્રથા સ્થપાયેલી છે; જેમાં સ્રીને પુરુષ કરતાં હલકી ગણવામાં આવી છે. બ્રીટીશ હિન્દનો વાલીપણાનો કાયદો ( Guardianship Act ) જુવો. એમાં સંતાનનો વાલી પિતા ગણાય છે; અને પિતા બીજા કોઇ વાલીને ન નીમે તો માતા વાલી થઇ શકે આ બતાવી આપે છે કે પિતા ધારે તો માતા કે જે સંતાનની કુદરતી રીતે જ વાલી છે તેનો વાલીપણાનો હક રદ કરી શકે છે જ્યારે પિતા ગમે તેવો લાયકી વિનાનો હોય અને સંતાનની કાળજી લઈ શકે તેમ ન હોય તો પણ માતા તેને કશું જ કરી શકે નહીં. કુટુંબ તો એક સહકારી સંસ્થા છે જેમાં બધા સભ્યોનો સરખો હક્ક હોવો જોઇએ. પિતા અને માતા બન્ને બાળકોના સરખા વાલી છે; અને આ બાબતમાં જો વાંધો પડે અને વાલી તરીકે માતા કે પિતા બેમાંથી કોણ વધારે લાયક છે એ નક્કી કરવાનો પ્રસંગ આવે તો ચારિત્ર્ય, પાલન કરવાની શક્તિ વગેરે ધ્યાનમાં લઇને અદાલત બેમાંથી એકને વાલી નીમી શકે.

પોતાના કુટુંબનું નિયમન કરવાની સત્તા સ્રીને હોવી જોઇએ. બાળકોની ઉત્પત્તિની વ્યથાનો ભાર તેમજ તેમનું લાલનપાલન કરીને તેમના સંસ્કારો ઘડવાનું કાર્ય સ્રીનું છે. આટલા માટે પોતાનું કુટુંબ કેટલું હોવું જોઇએ એ નક્કી કરવાનો હક પણ સ્રીનોજ છે. સ્રીને પોતાને પોતાના આ હકનું ભાન હોવું જોઇએ અને પોતાના કુટુંબના તેમ જ પોતાના દેશના ભલાની ખાતર આ હકનો ઉપયોગ કરતાં એણે શીખવું જોઇએ. હિન્દની વસ્તી વધી ગઈ છે અને જીવનમાં સાધનો થોડાં હોવા છતાં એ વસ્તી હજી વધતી જ જાય છે. વધતી જતી આ વસ્તીનું નિયમન કરવા માટે જો આપણે કંઈ નહીં કરીએ તો ગરીબાઈ, ભૂખમરો અને એવાં બીજાં અનેક અનિષ્ટોનો ભોગ થવાનો આપણો વખત આવશે જ. આપણને આ ઝઝૂમતા ભયનું ભાન હોવું જોઇએ અને આપણા હાથમાં જે ઉપાયો હોય તે યોજીને એને ટાળવા માટે બનતું કરવું જોઇએ.

આપણે માત્ર હકો માગીને જ બેસી

રહેવાનું નથી. સ્ત્રી એક વ્યક્તિ છે એટલું જ નહીં; એ સમાજનું અંગ પણ છે. સ્ત્રીએ માત્ર ખાઇને બેસી રહેવાનું તો નથી જ: સમાજના કલ્યાણને અર્થે એણે પોતાનાથી બનતું કરવાનું છે. સંભવ છે કે રાષ્ટ્રની પુનર્ઘટનાના કાર્યમાં કેળવણીનાં અને તંદુરસ્તીનાં ક્ષેત્રોમાં આપણી મદદની જરૂર પડશે. હું ઇચ્છું છું કે આપણી સંસ્થાની શાખાઓ પોતપોતાના વિભાગોમાં શિક્ષકો તરીકે તેમ જ નર્સો તરીકે કામ કરી શકે એવી સ્ત્રીઓની યાદી તૈયાર કરવા માંડે એમની પાસેથી કંઈ મફત કામ કરાવવાનું નથી પણ આપણો દેશ જે યોગ્ય પગાર આપી શકે તે પગાર લઇને કરવાનું છે. ગામડાંમાં કામ કરી શકે એવી સ્ત્રીઓને કેળવણી આપવાનું કાર્ય પણ આપણી જુદી જુદી શાખાઓએ ઉપાડી લેવાનું છે. આપણે ત્યાં નર્સો પ્રમાણમાં ઓછી છે; કારણ કે આપણે ત્યાં સ્ત્રીઓને આ કાર્ય પ્રત્યે અણગમો છે. ડો. જે. બી. ગ્રાન્ટના પોતાના પુસ્તક "હિંદમાં તંદુરસ્તી" (Health in India) જણાવ્યા મુજબ આપણે ત્યાં માત્ર પીસ્તાળીસો નર્સો છે. લડાઇને લીધે કદાચ આ સંખ્યામાં વધારો થઇને આવ્યા છે તેનાથી બમણી થઇ હોય એ શક્ય છે. પણ ડૉ. લેઝેરસના કથન મુજબ આપણે તો એક લાખ નર્સોની જરૂર છે. આપણી પરિષદે એ પણ જોવું જોઇએ કે વધુ ને વધુ સ્ત્રીઓ નર્સો તરીકે તાલીમ લેવા પ્રેરાય.

અને તેટલા ટુંકાણમાં ખરડાની વિગતો આપવાનો મેં યત્ન કર્યો છે. હું ઇચ્છું છું કે આ પરિષદની પ્રત્યેક સ્ત્રી સભાસદ આ ખરડાનો અભ્યાસ કરે, એનું રહસ્ય સમજે અને એ પાર પાડવા પોતાનાથી બનતું બધું જ કરે. માત્ર ચાર ચાર આના આપીને પરિષદના ધ્યેયો વિસરી જાય એવા સભાસદો વધારવાથી કશો જ અર્થ સરવાનો નથી. જે સ્ત્રી સભાસદ આ પરિષદમાં જોડાય તેણે આ ખરડાને સમજવો જોઇએ. અને એ પાર પાડવા માટે પોતાનાથી બનતું કરવું જોઇએ. આપણા કાર્યની આ યોજના છે. મને ખબર છે કે કેટલીક શાખાઓ ઘણું સારું કામ કરે છે. તેઓને હું ધન્યવાદ આપું છું. પણ સાથે સાથે તેઓના લક્ષમાં લાવવા માગું છું કે આ ખરડામાંનાં મૂલતત્ત્વો-તાત્ત્વિક સિદ્ધાન્તો તેઓ વિસરી ન જાય. આ ખરડાના સિદ્ધાન્તો દ્વારા જ તેમણે પોતાની કાર્યસિદ્ધિનું મૂલ્યાંકન કરવું જોઇએ. એ ખરું છે કે કેટલાક તાત્કાલિક પ્રશ્નો પર આપણે ધ્યાન આપવું પડે છે, પણ પ્રત્યેક કાર્ય કરતાં આપણે એ તો ન જ વિસરવું જોઇએ કે આપણું ધ્યેય સ્ત્રીસ્વાતંત્ર્યનું છે અને તે દ્વારા દેશસ્વાતંત્ર્યનું છે, મારો એ દૃઢ અભિપ્રાય છે કે સ્ત્રીસ્વાતંત્ર્ય દ્વારા જ આપણે આપણા દેશનું નવસર્જન કરવામાં અને એનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરાવવામાં મદદરૂપ થઇ શકીશું. આથી હું ઇચ્છું છું કે આ દેશની પ્રત્યેક સ્ત્રી-મહારાણી હોય કે મજૂરણ હોય-આ સમજે અને આપણા આ સામુદાયિક કાર્યમાં મદદ કરે. તો ચાલો આપણે નાત, જાત કે રાજકીય ભેદોને વેગળા મૂકીને બધી જ સ્ત્રીઓ આ પ્રસિદ્ધ કરવા માટે કાર્યયુક્ત બનીએ.

મિત્રો, મેં તમારો ઘણો સમય લીધો છે, જે માટે ક્ષમા માગું છું. આપણા દેશના ભવિષ્યમાં હું ખૂબ જ રસ લઉં છું અને હું માનું છું કે એના સર્જનમાં સ્ત્રીનો હિસ્સો મહત્ત્વનો છે. જેઓ આ સત્યની અવગણના કરે છે અથવા તો એમ માને છે કે સ્ત્રીની મદદ વિના દેશનો પુનરુદ્ધાર શક્ય છે તેઓને દેશનો પુનરુદ્ધાર શું તેની જ ખબર નથી, મારી મદદ ઇચ્છા તો એ જ છે કે સ્ત્રીને હવે શું કરવાનું છે તે આ પરિષદ સમજે અને એને માટે સ્ત્રીઓને તૈયાર કરે.

# વિજયાલક્ષ્મી પંડિત

★ સુખ–વૈભવમાં જે ઉછરી છે–પશ્ચિમની કેળવણી લીધી છે–છતાં દેશને ખાતર સંકટો વેઠવા હરહંમેશ તૈયાર રહેતી ભારતની એક સન્નારીનો પરિચય.

જે સમયે બ્રિટિશ સામ્રાજ્યવાદ, પ્રતિષ્ઠિત લોકનેતાઓને કારાગરમાં પુરી દઇ ભારતીય રાષ્ટ્રવાદ અને હિન્દ વિષે મનમાની રીતે ગંદો પ્રચાર કરી જગતની નજરે હલકું પાડવાના કુત્સિત પ્રયત્નોમાં મદમસ્ત બનેલો હતો, ત્યારે એક માત્ર શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતની એક જ વાણીને જગત ભારતના સાચા નાદ તરીકે પીછાનતું હતું, અને હિન્દની વિરૂદ્ધ ઉભાં કરવામાં આવેલા જુઠ્ઠી પ્રચારકોના અસત્યોને વિદેશમાં સાચો પડકાર દેનારી એ એક જ માત્ર વીરાંગના હતી. ભારતીય રાષ્ટ્રવાદ કેવો છે, સ્વાતંત્ર્યનો સંઘર્ષ હિંદમાં કેવો તીવ્ર છે, તેનો સાચો ચિતાર તેમણે જગતને આપ્યો છે.

જ્યારે રાષ્ટ્રના સ્વાતંત્ર્યસંગ્રામની સંચાલિકા મહાસભાની કારોબારી સમિતિ લોખંડના સળીયા પાછળ ધકેલાઇ ગઇ હતી, ત્યારે સ્વાસ્થ્યના એક માત્ર કારણે સરકારને વિજયાલક્ષ્મીને મુકત કરવાની ફરજ પડી, અને અમેરિકા જવા દેવાની પરવાનગી પણ આપવી પડી

અમેરિકામાં વિજયાલક્ષ્મી પંડિતે પગ મુકતાંની સાથે, અમેરિકામાં બ્રિટિશ સામ્રાજ્યવાદીઓના યોજનાંપૂર્ણ ગંદા પ્રચાર સામે એકલે હાથે ઝઝુમવાની જવાબદારી તેમના શીરે આવી પડી. અને એ ફરજ પુર્ણ રીતે તેઓ પાર પાડી શકયાં, તે માટે ભારત તેમનું ઋણી રહેશે.

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત આ અઠવાડીયામાં જ હિંદમાં આવી પહોંચશે. ભારતીય જનતા તેમનું અપુર્વ સ્વાગત કરવા વ્યગ્રતા અનુભવે છે.

ભારતનાં આ સ્ત્રી-રત્નને જન્મ દેનાર પરિવાર, ભારતની રાષ્ટ્રીયતા અને સ્વાતંત્ર્ય યુદ્ધના ઇતિહાસમાં આગેવાન ગણાતું નહેરૂ કુટુમ્બ છે

સ્વ. ત્યાગવીર પં. મોતીલાલ નહેરૂ જેના પિતાશ્રી છે. ભારતી માતૃત્વની આદર્શ મુર્તિસ્વરૂપ, સ્વરૂપરાણી જેની માતા છે, ભારતી યુવાનોના હૃદયસમ્રાટ જવાહરલાલ જેના વડીલ બંધુ છે, અને સ્વર્ગીય શ્રી રણજીત સીતારામ પંડિત જેવા વિદ્વાન કર્મશીલ અને પ્રેમી પુરૂષ જેના પતિ છે, એવી ભાગ્યશાળી વીર નારીના સંસ્કાર માટે, શિક્ષા અને બુદ્ધિ માટે, કહેવાનું જ શું હોય!

શ્રીમતી વિજયાલક્ષ્મીનો જન્મ ૧૯૦૦ ની સાલમાં થયો. તે સમયે પંડિત જવાહરલાલની ઉમર ફકતે દશ વર્ષની હતી. પંડિતજીએ પોતાની આત્મકથામાં ઉલ્લેખ કર્યો છે, કે મારે ભાઇ કે બ્હેન ન હતી, તેથી મારૂં મન બચપણમાં ખુબજ ઉદ્દિગ્ન રહેતું હતું. જ્યારે જવાહલાલજીને સમાચાર મળ્યા કે તેઓ એક બ્હેન મેળવવા ભાગ્યશાળી બન્યા છે ત્યારે તેમના હર્ષનો પાર રહ્યો ન હતો. સમાચાર આપનાર ડોકટર મરકરીમાં જ જવાહરલાલને જણાવ્યું કે ' તને એક બ્હેન મળી છે, તેથી તું મહાન

ભાગ્યશાળી છે, કેમકે એ તારા પિતાની મીલ્કતની ભાગીદાર નહિ બને !" ડોક્ટરની આ વાત સાંભળી પંડિતજીને ઘણું જ લાગી આવ્યું. તેમની નાની વય છતાં ડોક્ટરને પડકાર્યો કે "તમે શું મને નીચ વૃત્તિનો માની બેઠા છો ?" અને ડોક્ટર શરમીંદો બની ત્યાંથી ચાલી ગયો. બાલ્યકાળથી વિજયાલક્ષ્મીને બંધુપ્રેમનો વારસ મળ્યો હતો.

જયારથી શ્રીમતી પંડિતે સંસારમાં નજર ઉઘાડી ત્યારથી પ્રગતિ, ઉત્થાન,'આદર્શસંઘર્ષ' વગેરેનું વાતાવરણ તેના જીવનની આસપાસ ફરી વળેલું જ હતું. પિતાશ્રી મોતીલાલજી નેહરૂ રાષ્ટ્રના તે સમયના કર્ણધારોમાં અગ્રગણ્ય હતા. તેઓ આધુનીક યુગની પ્રતિમુર્તિરૂપ હતા. આત્મગૌરવ અને રાષ્ટ્રગૌરવ હંમેશા તેમના વ્યક્તિત્વમાંથી રવિકિરણોની જેમ પ્રકટતાં.

જ્યારે વિજયાલક્ષ્મીની ઉમર કેવળ પાંચ વર્ષની હતી, ત્યારે તેમને વિદેશયાત્રાનો અવસર પ્રાપ્ત થયો હતો. સારાયે યુરોપમાં તેમણે ભ્રમણ કર્યું હતું. શિક્ષણ પણ તેમને વિદેશી શિક્ષકોદ્વારા મળ્યું હતું. પરિવારની યશસ્વી રાજનૈતિક પરંપરા અને તેને અનુકુળ લાલન–પાલન અને શિક્ષા મળતાં તેઓ પણ ભારતની નવજાગૃતિમાં પોતાનો સુર પુરવા લાગ્યાં અને પરિણામે તેમણે મહત્વપુર્ણ ગૌરવ મેળવી લીધું.

મહાન તેજસ્વી માતા, પિતા, વડીલ બંધુના તેજની આડમાં વિજયાલક્ષ્મીનું તેજ છુપાયું હતું. પરિણામે એકવીસ વર્ષની ઉમ્મર સુધી તેઓ કોઇ પ્રકાશમાં આવી શક્યાં ન હતાં, તેમ કોઇ વિશેષ ઉલ્લેખનીય પ્રસંગ પણ બન્યો ન હતો. સંભ્રાન્ત પરિવારમાં સુખ અને સમૃધ્ધિમાં રાચતી એક કન્યા સિવાય તેની મહત્તા વિશેષ ન હતી.

૧૯૨૧ માં ૨૧ વર્ષની ઉમરે તેમનાં લગ્ન રાજકોટના વતની વિદ્વાન પંડિત રણજીત સીતારામ સાથે થયાં. લગ્ન થયા બાદ શ્રીયુત રણજિત પંડિત અલાહાબાદમાં જ રહેલા હતા. સંયુક્ત પ્રાંતની મહાસભા કચેરીમાં તેઓ મંત્રી તરીકે કામ કરતા હતા. પંડિતજી બેરીસ્ટર હતા. પણ વકીલાત કરતા ન હતા. ધુરંધર વિદ્વાન હતા, અને સંસ્કૃત ગ્રંથોનું અંગ્રેજીમાં ભાષાંતર પણ કરતા હતા. જેમાં 'રાજતરંગિણી'નો અનુવાદ વિશેષ ઉલ્લેખનીય છે. તેઓ હીંદીના અગ્રગણ્ય લેખક હતા.

૧૯૪૨ ના ઓગસ્ટ આંદોલનમાં તેઓ જેલમાં બિમાર પડયા, અને કેદની પરિસ્થીતિમાં ઉચિત 'સારવારનો પ્રબંધ ન થઇ શકવાના પરિણામે તેમનું અવસાન થયું. *શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતનું સૌભાગ્ય*–સિંદુર આમ એકાએક ભુંસાઇ ગયું. શ્રીમતી પંડિતનું દામ્પત્ય જીવન આદર્શમય હતું. સ્વતંત્ર પ્રવૃત્તિમાં અને વ્યક્તિગત વિકાસમાં તેઓ એકમેકના પરસ્પર સહાયક બનતાં હતાં, પણ પ્રભુને એ જુગલ જોડીનો સહકાર ન રૂચ્યો.

શ્રીમતી પંડિતના ઘરના તેમજ સાર્વજનિક બન્ને જીવનથી જેઓ પરિચિત છે, તેઓ જાણે છે, કે એમનું એક પણ કાર્ય બાધક નીવડયું નથી. પતિની ઉચિત સુશ્રુષા, બાળકોના લાલન પાલનની જવાબદારી તેઓએ પુરી કરી હતી.

૧૯૩૦ તથા ૧૯૩૨ માં તેમને બે વાર જેલમાં જવું પડયું હતું. નહેરૂપરિવારની જેલયાત્રા અપુર્વ ત્યાગથી ભરી પડી છે, સ્વ. માતા સ્વરૂપરાણીએ પણ પોલીસની લાકડીનો માર ખાધો છે ને પરિણામે તેમના માથામાં ઘા પડયો હતો. ૧૯૩૦ થી શ્રીમતી વિજયાલક્ષ્મીએ રાજનૈતિક ક્ષેત્રમાં ભાગ લેવાનું શરૂ કર્યું હતું,

અલ્હાબાદના 'અભ્યુદય' પત્રના મહિલાવિભાગની સંપાદિકા તરીકે પણ તેઓ કામ

કરતાં હતાં. અને ૧૯૩૭ માં પ્રાંતીય ધારાસભાની એક બેઠક માટે તેમની વરણી થઇ હતી. સ્વાસ્થ્ય અને સ્થાનીક શાસન વિભાગનાં મંત્રીપદે આવનાર તેઓ પહેલાં જ સ્ત્રી સભ્ય હતાં. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે જે ધૈર્ય, કુશળતા, કાર્યદક્ષતા અને અસાધારણ બુદ્ધિમતાથી પોતાની ફરજો અદા કરી છે, તે જગતથી અજાણ્યું નથી. સ્ત્રીઓ પણ મંત્રીપદની જવાબદારી પુરી કરી શકે છે, એની તેમણે જગતને પ્રતિતી આપી છે ને બીજી બહેનોને માટે પ્રોત્સાહનનો માર્ગ ખુલ્લો કરી દીધો છે. આ સમયે તેમણે નારી-જીવનની જે સેવા બજાવી છે તે અપુર્વ છે. રાષ્ટ્રના એક કમજોર અંગને તેમણે આ રીતે હષ્ટપુષ્ટ બાન્યું છે.

૯ મી ઓગસ્ટ ૧૯૪૨ માં જ્યારે દેશના સર્વ પ્રતિષ્ઠીત નેતાઓને સરકારે જેલમાં પુરી દીધા, ત્યારે તેમને પણ ત્રીજી વાર કારાગારવાસી બનવું પડ્યું હતું. પણ ઉપર જણાવી ગયા મુજબ સ્વાસ્થ્ય ઠીક ના હોવાના કારણે તેમને મુક્ત કરી દેવામાં આવ્યાં ને તેમને અમેરિકા જવાની પણ પરવાનગી આપવામાં આવી. સરકારે મહાસભાના સર્વ નેતાઓને ગીરફતાર કર્યા અને તેથી જનતા અત્યંત ઉત્તેજીત બની હતી, તેના પર નિયંત્રણ કોઇનું પણ રહ્યું નહિ, તેથ તેમની ઉત્તેજના વધી પડી, અને ઠેરઠેર ક્રાંતિની આગ સળગી ઉઠી. સરકારે જનતા પર મનમાન્યા અત્યાચાર આદરવા શરૂ કર્યા. અને અમાનુષિક દમનનો સંઘર્ષ જનતાને સરકાર વચ્ચે ચાલુ જ રહ્યો, ભારત પ્રતિ હમદર્દી દાખવનારા સર્વ દેશોની જનતામાં, ભારત ફાસીઝમનું પોષક અને સહાયક છે. એવો ગંદો પ્રચાર, બાકુતી માણસો દ્વારા સરકારે શરૂ કર્યો. સરકારનો આ યોજનાપુર્ણ ગંદો અને જુઠો પ્રચાર જોરશોરથી ઝેરી વાતાવરણ ઉત્પન્ન કરતો હતો.

શ્રીમતી વિજયાલક્ષ્મીએ એકલે હાથે સરકારી બાકુતી માણસોના આ જુઠા પ્રચારને પ્રખર રીતે પડકાર્યો અને બાકુતી પ્રચારકોનાં હથિયાર હેઠાં પાડી દીધાં. સાનફ્રાન્સીસ્કો આંતરરાષ્ટ્રીય પરીષદમાં ભારતના પ્રતિનીધી તરીકે સર નુન અને મુદલીઅર જેવી વ્યક્તિઓ ત્યાં પહોંચી હતી, તેમના કથન કરતાં આંતરરાષ્ટ્રીય જનતાએ શ્રીમતી વિજયાલક્ષ્મીની વાતને વધુ સત્ય માની હતી.

શ્રીમતી વિજયાલક્ષ્મીએ કુશળતા અને અસાધારણ કાર્યદક્ષતાથી સરકારના મિથ્યા પ્રચારને સાચો પડકાર આપ્યો, ભારતના સ્વાતંત્ર્યસંગ્રામના સંઘર્ષની સાચી રૂપરેખા, વાસ્તવિક રીતે આંતરરાષ્ટ્રીય જનતા સમક્ષ સચોટ શબ્દમાં દોરી બતાવી એનો પ્રભાવ રૂસી મંત્રી મોલોટોવ પર પડયો, ને આંતરરાષ્ટ્રીય પરિષદના ખુલ્લા અધિવેશનમાં તેમણે જાહેર કર્યું કે ' આપણી સનમુખ જે કહેવાતા ભારતના પ્રતિનીધીઓ છે, તે સ્વતંત્ર નથી. સ્વતંત્ર ભારતનો અવાજ તો હવે પછી આપણને સાંભળવા મળશે. ' આ જાહેરાતને બ્રિટિશ પ્રતિનીધીઓ સિવાય અન્ય રાષ્ટ્રના પ્રતિનીધીઓએ તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધી હતી. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતના પ્રચારકાર્યનો આ અનેરો વિજય હતો. ભારતની આઝાદીના સ્વરૂપની ખરેખરી ઝાંખી જગત સમક્ષ દાખવનાર, એ જ વીરાંગના શ્રીમતી વિજયાલક્ષ્મી હતી.

ગણત્રીના દિવસોમાં જ શ્રીમતી વિજયાલક્ષ્મી હીંદમાં આવી પહોંચશે. પ્રાંતીય ધારાસભાની આગામી ચુંટણીમાં તેમણે ઉમેદવારી નોંધાવી છે. શ્રીમતી પંડિતમાં અદ્‌ભુત આકર્ષણ છે. કુશળ વકતા અને લેખિકા તરીકે પણ તેઓ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે. રાજનૈતિક નેતૃત્વની અસાધારણ ક્ષમતા પણ તેમનામાં છે, એ તેમના અમેરિકાના કાર્યે સાબીત કરી પણ આપ્યું છે.

# કેપ્ટન લક્ષ્મી

પરિચયકાર : શ્રી. હર્ષદરાય જેઠાલાલ સંઘવી

હિંદના ઉજ્જવલ ઇતિહાસમાં ઘણી યે રાજપૂત નારીઓની શૌર્યકથાઓ સુવર્ણના અક્ષરોએ લખાઈ છે. રાણી દુર્ગાવતી, પદ્મની, રાણકદેવી એ બધી મધ્યયુગની વીરાંગનાઓ પછી છેલ્લે છેલ્લે મધ્યભારતના ઝાંસી સંસ્થાનની મહારાષ્ટ્રીય વીર શૌર્યમણિ લક્ષ્મીબાઇ આપણા ઇતિહાસમાં નિજના સ્વાતંત્ર્યપ્રાપ્તિના યુદ્ધમાં સ્મરણીય વીરતા દાખવી ઠીક ઠીક પાના રોકી ગઇ છે. આ પછી ખરેખર અને મૃત્યુથી નિડર બનીને સશસ્ત્ર યુદ્ધ લડનાર એક અતિ નોંધપાત્ર નારીએ હિંદના નારીત્વનું અતિ ઉચ્ચ દર્શન કરાવ્યું. વીસમી સદીમાં અને તેય પાશ્ચિમાત્ય પ્રજાના તાબાના પ્રદેશમાં આવી નારીઓ ઘણી ઓછી મળે છે. તેમાં યે સર્વ પ્રકારની શિસ્તબદ્ધ લડત લડનારી સેનાપતિની તો કદાચ આ એક જ હશે ! ઝાંસીની રાણી સ્વ. લક્ષ્મીબાઇની મૂર્તિને નજર સામે રાખીને અને હિંદુસ્તાનના લાડીલા વીર સુભાષચંદ્ર બોઝ બાબુની દોરવણી હેઠળ આ નારીએ રચેલી સ્વતંત્ર ભારત સરકારની "ઝાંસીકી રાની રેજીમેન્ટ' હિંદની આઝાદી માટે ભવ્ય અને સફળ–નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો. નામ વચ્ચે અદ્દભુત રીતે સામ્ય ધરાવતી આ દક્ષિણ ભારતની મહિલાએ ખરેખર ભૂતકાળના ઇતિહાસ પ્રમાણે-રાણી લક્ષ્મીબાઇની માફક શસ્ત્રો ઝાલ્યા તે એક વિલક્ષણ જોગાનુજોગ ગણાય ! સાચે જ 'History repeat itself 'ની વાતને તેણે સાબીત કરી બતાવી.

મદ્રાસની આ ક્ષાત્ર તેજસ્વી રમણીનું અને ઝાંસીની એ સ્વાતંત્ર્ય લક્ષ્મી રાણી લક્ષ્મીબાઇ સાથેનું સામ્ય નામમાં તો છે પણ રૂપમાં અને ગુણમાં પણ છે. બંને સ્વરૂપવાન હતાં અને વીર હતાં, રાષ્ટ્રને ખાતર બંનેએ આઝાદી જંગમાં હથિયારો લઇને બ્રિટીશરો સાથે પાડોમ ઝંપલાવ્યું હતું. હિન્દની એ વીરપુત્રીઓ આજે સર્વ સ્વતંત્ર પ્રેમીઓથી પૂજાય છે. મહારાષ્ટ્રમાં ઝાંસીની રાણી સ્વ લક્ષ્મીબાઇના પોવાડા (દુહા જેવા ગીતો) ઠેર ઠેર ગણપતિ ઉત્સવને અથવા બીજે પ્રસંગે ગવાય છે. ' આના ગુણગાન સમસ્ત આર્યાવર્તમાં ગવાય છે. '

કેપ્ટન લક્ષ્મીનો જન્મ ઇ. સ. ૧૯૧૩માં થયેલો. શ્રીમંત માતાપિતાને ઘેર તે જન્મ પામી હતી. તેનું સૌંદર્ય અદ્દભુત છે. નાનપણથી જ તેનામાં સાહસપ્રિય-સ્વભાવનું મિશ્રણ થયું હતું હતું, અને તેને યોગ્ય માર્ગ મળતા, તેને સંસ્કાર અને શિક્ષણ પ્રાપ્ત થતાં તેની શક્તિઓએ તેને જગતના સુવ્યવસ્થી અને સંગઠિત નારી લશ્કરી દળની રચના કરવાની લાયકાત બક્ષી. સારાય જીવનની રંગદર્શી (Romantio) કારીકીર્દી ધરાવતી મદ્રાસ પ્રાંતની આ યુવતીને શાળાના શિક્ષણમાં પણ અપૂર્વ સફળતા મળતી હતી. તેનો જન્મ ઇ, સ. ૧૯૧૩ માં મદ્રાસના એક જાણીતા બેરીસ્ટરને ત્યાં થયો હતો. બાલ્યવયમાં જ તેના પિતા તેને છોડીને સ્વર્ગગમન કરી ગયા હતા. તેમના પિતાની અટક સ્વામીનાથન હતી અને માતાનું નામ શ્રીમતિ અમ્મુ હતું. તેમના પિતા શ્રીમંત હોવા ઉપરાંત તેમને મદ્રાસમાં આધિ-

શા મકાન છે. સ્વામીનાથન કુટુંબ સંસ્કારોતાના વાતાવરણથી ઓપતું હોવાથી તેમના ઘરમાં કળાકારો, કાવ્યકારો, ચિત્રકારો અને સંગીતકારોનો સુમેળ સધાતો. વળી તેમના પિતા આગળ પડતા વિચાના હતા તેથી કુમારી લક્ષ્મીને સર્વ પ્રકારની છૂટ મળે તેમાં નવાઇ ન હતી. દર રવિવારે તેમના મકાનમાં ટેનીસની રમત રમાતી જ હતી.

ઇ. સ. ૧૯૩૭ માં કુમારી લક્ષ્મીએ મદ્રાસ કોલેજની ડૉક્ટરી પરીક્ષા પસાર કરી. તેણે ડાકતરી પ્રેક્ટીસ શરૂ કરેલી છતાં પણ ઇતર પ્રવૃત્તિઓ તો ચાલુ જ હતી. તેને મોટર ચલાવવી ઘણી ગમે છે; એ એનો પ્રિય શોખ છે. એને દરેક વિષયમાં રસ છે—પછી ભલે ગમે તેવો આધ્યાત્મિક કે ફિલસુફીનો વિષય હોય યા નૃત્યની વાત હોય !

તેને પ્રવાસ કરવાનો પણ શોખ છે. એકવાર તે પ્રવાસ કરતી હતી ત્યારે એક પ્રસંગ બની ગયો તેમાં તેની પ્રતિભાનો પડઘો પડ્યો હતો. ધર્મ પ્રચારક બનીને ફરતાં એક ભાઇ ગાડીના પહેલા વર્ગમાં બેઠેલા; તેમને જોઇને તેણે ટકોર કરેલી: "તમે શા માટે પ્રથમ વર્ગમાં મુસાફરી કરીને જનતાથી અળગા રહો છો ? તમારે તો જનતાના સંપર્કમાં રહેવું જ જોઇએ." 'કાર્ય કરવું તો ખરા દીલથી કરવું' એવા ભાવાર્થવાળી આ ટકોરનો અર્થ પેલા ધર્મપ્રચારક બંધુ સમજી ગયેલા અને તેમણે ત્યાંથી ખસી જવાની મરજી બતાવેલી.

મોટર ચલાવવાની તે એટલી શોખીન છે કે અનેકવાર ઝડપથી મોટર ચલાવતાં તેને પોલીસોએ રોકી છે. એક વાર તો તેની મોટર ઉંધી થઇ ગયેલી પણ વીરહૃદયા આ રમણીના મન પર તેની જરા પણ અસર થઇ ન હતી. તે પછી તો તેણે ટેનીસની રમત રમી હતી અને તે પણ શાંતિપૂર્વક!!

મદ્રાસની મેડીકલ કોલેજમાં તે શિક્ષણ લેતી હતી ત્યારે એક વાર ઇંગ્લેંડની સફર પણ તે કરી આવેલી. ત્યાં ત્રણ ચાર માસ ગાળીને પુનઃ હિંદમાં આવીને અભ્યાસની પૂર્ણાહુતી કરી.

તેના અપ્રતિમ સૌંદર્ય અને તેની વીરતાથી આકર્ષાઇને તેની સાથે ઘણા શ્રીમંતોના પુત્રો લગ્ન કરવા આતુર હતા પણ તેણે બેંગલોરના એક તેના જ જેવા સાહસિક યુવાનને જીવનસાથી બનાવ્યો. તેનો પ્રણયપાત્ર બેંગલોરનો બ્રાહ્મણ હતો. તે વિમાની હતો અને તેણે ઘણી વાર લક્ષ્મીની સાથે વિમાની મુસાફરીઓ કરી હતી.

૧૯૪૨ માં તે મલાયાના પાટનગર સિંગાપુર ગઇ અને ત્યાં દવાખાનું ખોલ્યું. તેને દેશપરદેશમાં ઘણી સખિઓ છે. તેની મિત્રતા પ્રાપ્ત કરનારાઓમાં ગરીબ અને શ્રીમંત પણ છે. પ્રસિદ્ધ નટી દેવિકારાણી પણ તેની મૈત્રીણી છે.

૧૯૪૨ માંજ એક દિવસ જાપાને યુદ્ધના તખ્તા પર પગ મૂકયો, મલાયા જાપાનને કબ્જે ગયું; બ્રિટીશરોથી ત્યાંનું સિંગાપુર 'શોનાન' થયું પણ બહાદૂર બાળા લક્ષ્મીએ સિંગાપુર છોડયું નહિ. ત્યાર બાદ કેટલાક સ્વાતંત્ર્યપ્રેમી હિન્દીઓએ 'સ્વતંત્ર હિન્દ સરકાર' સ્થાપેલી તેમાં તેણે ભાગ લીધેલો. રાષ્ટ્રયોદ્ધા સુભાષબાબુએ ત્યાર બાદ 'આઝાદ હિંદ ફોજ' (I. N. A) રચી. સાહસિક સ્વભાવવાળી વીરાંગના લક્ષ્મી પણ તેમાં કુદી પડી અને તેણે ઝાંસી-કી-રાની રેજીમેન્ટ નામની હિંદી સ્ત્રીઓની ટુકડી રચી. આ તેનું કાર્ય ખરેખર અદ્દભુત વીરતાનું હતું. સ્વતંત્રતાની મહાન ભાવનાથી પ્રેરાઇને તેણે સ્થાપેલી આ ટુકડીમાં હિંદની લગભગ દરેક જાતિની સ્ત્રીઓ—ગુજરાતી, મહારાષ્ટ્રીય, મદ્રાસી નાતજાતના ભેદભાવ

છોડીને જોડાઇ હતી એમ કહેવાય છે. તેની કાર્યકુશળતાએ તેણે રચેલી ટુકડીની સુંદર વ્યવસ્થા કરવાની, અને તેને શસ્ત્રસજ્જ કરીને રણમોરચે યુદ્ધ કરવા મોકલવામાં સુંદર ભાગ ભજવ્યો હતો. વિશ્વના નાની દળોમાં શ્રેષ્ઠ દળની રચના કરીને તેણે પોતાની નહિ બલ્કે રાષ્ટ્રની શક્તિનો નમુનેદાર દાખલો આપ્યો છે. હિંદીની સ્ત્રીઓમાં હજી પણ શુરાતનનું શોણિત વહે છે એ વાત તેણે સંપૂર્ણ સિદ્ધ કરી છે. હિંદના ઇતિહાસમાં અને હિન્દી પ્રજામાં તેનું નામ સુભાષબાબુના પ્રયાસો સાથે જોડાયેલું રહેશે.

સમયના વહેનમાં જ્યારે જાપાનની પરાજય થયો ત્યારે બ્રહ્મદેશના પતન સાથે તેની રેજીમેન્ટ પણ વિખેરાઇ ગઇ છતાં પણ તેણે કલાવમાં પોતાના તબીબી જ્ઞાનનો બદલો પોતાના દેશબાંધવો-સૈનિકોની સેવાસુશ્રુષા કરવામાં આપ્યો હતો. ત્યાર બાદ તેણે રંગુન આવીને 'મોગલ સ્ટ્રીટ'ની યુનાઇટેડ ફાર્મસીમાં પ્રેકટીસ શરુ કરી હતી પણ બ્રહ્મદેશની સરકારે તેને (૧૦-૧૧-૪૫ ના રોજ) 'બ્રહ્મી સંરક્ષણ કાયદા'ની રૂએ ફરમાવ્યું હતું કે તેણે કલાવ ચાલ્યા જવું. તેણે જવાબ આપ્યો હતો કે તેને કલાવ જવા કરતાં હિંદુસ્થાન પાછા ફરવાનું પસંદ છે. પણ બ્રહ્મદેશની સરકારે ૧૫ નવેમ્બર '૪૫ની સવારે તેને ઘેર એક લશ્કરી મોટરમાં રંગુનના વિમાની મથકે પહોંચાડી. ત્યાંથી વિમાન મારફત મીકતીલા ઉતારીને ત્યાંથી મોટરદ્વારા શાન રાજ્યોના કલાવ ગામમાં લાવી મૂકી. આ પહેલાં તે ફાર્મસીમાં પ્રેકટીસ કરતી ત્યારે આઝાદ હિંદ ફોજના સૈનિકોને મફત સેવા આપતી. તેણે ઓકટોબર '૪૫ માં એક સભામાં ભાષણ કરીને, છેલ્લો જાહેર આગેવાની ભર્યો ભાગ ૨૧-૧૦-૪૫ ના રોજ લીધો હતો. તે ઝાંસીની રાણી રેજીમેન્ટમાં લેફટેનન્ટ કર્નલને હોદ્દે હતી અને એજ ગણવેષ તે છેવટ સુધી પહેરતી. ૯-૧૧-૪૫ ના રોજ તેણે હિંદમાં ચાલતા આઝાદ ફોજના સૈનિકો સામેના વિરોધ તરીકે 'મુંગી' સભા યોજી હતી.

અત્યારે તે કલાવની ગુલામ ધરતી પર રહીને સ્વતંત્ર હિન્દના સ્વપ્ના નીરખી રહી છે. રંગુન છોડતાં પહેલાની રાત્રે તેણે તેના મિત્રોને આંખમાં આંસુ સાથે કહેલું: કદાચ કોઇ દિવસ સ્વતંત્ર હિંદમાં મળશું." આ આંસુ તેની નિર્બળતાના નહિ પણ એક સરી ગયેલાં સ્વપ્નાની નિષ્ફળતાના હતા.

---

## દરરોજ ઉપયોગી

૧. લીંબુને કાપતાં પહેલા ગરમ પાણીમાં નાંખવાથી રસ વધારે નીકળે છે.
૨. ચાહના સુકા પાનનો ધુમાડો કરવાથી માંખો નાસી જાય છે.
૩. ચામડાની ગંધથી સાપ નાસી જાય છે.
૪. કાચ સાફ કરવા માટે વ્યાસતેલ ઘસવું.
૫. જે વાસણમાં પાણી ઉકાળવું હોય તેને ચકચકિત રાખવાથી તે ગરમી બહાર ઓછું કાઢે છે તેથી બળતણ ઓછું જોઇએ છે.
૬. ઘી ઢરેલું આવ્યું હોય ને પ્રવાહીમાં લઇએ તો ખોટ જાય છે.
૭. ઉનાળામાં જોયેલી વસ્તુઓ ચોમાસામાં જોખવાથી ભારે થાય છે.
૮. કોઇ કામ કરાવવું હોય તો સૂચના રૂપે તે વાત અગર નિશાની મૂકો. નમારી ઉપર જ્યાં ટોકાવવું હોય ત્યાં ગોળ કાઢો.
૯. મીઠું નાંખેલી છાશ પીવાથી બકરીઓના બેકા વધુ જીવે છે.

—શ્રી. ચંદુલાલ વ્યાસ

# નાનાલાલની પ્રતિભાસૌરભ

લેખક : રા. રમેશનાથ ગૌતમ

નાનાલાલ ગયા...પણ નાનાલાલ કેવી રીતે જાય? એ કંઇ એકાદી વ્યક્તિ ન હતા. એ તો સંસ્થા હતા. અને સંસ્થા હમેશાં વ્યક્તિ કરતાં મહાન છે. નાનાલાલ રૂપી સંસ્થા વિદ્યમાન છે, ને ગુજરાતી ભાષા બોલાતી રહેશે ત્યાં સુધી તેયે વિદ્યમાન હશે. એટલે નાનાલાલ ગયા; ભલે ગયા. માનવદેહનો એ ધર્મ છે. સમગ આગળ સહુ કોઇએ જવાનું જ છે ને?

અને છતાં, નાનાલાલ છે; આપણી પાસે છે, રાસ રૂપે ગુજરાતણોને કંઠે છે. મહાકાવ્યો રૂપે ગુજરાતને માથે છે. પ્રેમ ભક્તિ રૂપે ગુજરાતને હૈયે એ વસે છે.

માણસ જાય, અને તે પછી એની વાત કરવાની હોય, ત્યારે મનુષ્ય માત્રની ફરજ થઇ પડે છે કે Never speak in of the dead. અને નાનાલાલનું ઘસાતું બોલવાપણું છે પણ શું? મતભેદો બધે ય હોય. એને ને માનવીની માનવતાને કશો સંબંધ નથી. વળી ગુજરાતને તો કવિની કૃતિઓ સાથે, કવિની કરામત સાથે, કવિની મહાનુભવતા સાથે નિસ્બત છે. એ કસોટીએ કવિ સો ટચનું સોનું નીવડે છે..એટલું છેલ્લા કેટલાય દસકાઓમાં નીવડેલા કેટલા કવિઓ માટે કહી શકાશે?

કવિ ઝિંદાબાદ!

કવિને સંભારતે, રવીંદ્રનાથ ટાગોર સાથેનો એમનો ઐતિહાસિક પત્ર વ્યવહાર યાદ આવે છે. ઉભયે તેમાં પોતાના વ્યક્તિત્વનાં દર્શન જગતને કરાવ્યાં હતાં. સમય બદલાયો; સંજોગ બદલાયા, વિચાર બદલાયા. નાનાલાલનું એ પાસું બદલાયું, ન બદલાયું હોત તો "પચ્ચાસ પચ્ચાસ દીવા પ્રકટાવો "ના રચયિતા પાસેથી ગુજરાતને હૃદયને તળીયા સુધી વલોવી નાખે એવા પ્રાણવાન રાષ્ટ્રીય કાવ્ય ઘોષ મેળવ્યા હોત. પરંતુ ધાર્યું કોનું પાર ઉતરે છે?

કાઠીયાવાડમાં હતા, ત્યારે રાજરજવાડાં એમના પ્રભાવથી મુગ્ધ રહેતાં. ઠાકોર દરબારો એમની પ્રતિભાથી, એમના જોરથી, એમના સ્વતંત્ર પ્રવાસથી અંજાતા, અને એમનો સંસર્ગ કેળવવામાં પોતાનું સૌભાગ્ય લેખતા. એમાં બધાથી વધારે વડભાગી રાજકોટ અને તેમાંય કવિના ઘરનાં આતિથ્ય! એ તો દેવ દુર્લભ.

કવિ વિષે ગમે તેને ગમે તે કહેવાનું હશે. પરંતુ એમના ઘરની મહેમાની વિષે કશું અછરતું કયાંયે સંભળાણું. છે ખરૂં? એનાં તો સર્વત્ર મુક્તકંઠે વખાણજ સાંભળ્યાં છે. હરીસિંગની વાડીમાં મેંય તેનો થોડો'ક લહાવો માણ્યો છે...

"કવિના" ઘર "ની પરોણાગત કહ્યું છે, તે સહેતુક છે. નાનાલાલનો કવિ તરિકેનો ચમત્કાર જે છે તે છે. તેનું વિવેચન અહિં અસ્થાને અને અટાણે થઈ પડે. એ બધી એમની અતિ મોંઘી મિલકત પરંતુ એમની બધાથી વધારે મોંઘી મિલકત, તે એમનાં માણેકબા એમનો ઉજાસ, તેજ કવિના ઘરનો ઉજાસ. એ ઉજાસે કવિ ગમે તેવા સંજોગોમાં અને વાતાવરણમાં પણ ઉજળા રહ્યા. કેમકે કવિ આખાબોલા હતા, અતિ આગ્રહી હતા, કોઇને મીઠા થવાની એમને પડી નહોતી, પરિણામની એમને પડી નહોતી, એટલું તો

એમના બધા મિત્રો તથા એમના સમાગમમાં આવનાર સર્વ કોઈ ખૂબ જાણે છે. એમનું જરાયે વાંકું બોલ્યા વગર પણ એટલું તો કહી શકાય. અને તે છતાં સર્વ કોઈ એમના ઘર ઉપર, આતિથ્ય ઉપર મુગ્ધ હતું..

નાનાલાલ બીક માણસ હતા. મહેનત એમનો ખોરાક હતો. અંગમહેનત એમને માટે ગર્વનો વિષય હતો. સંકટમાં મદદ કરતાં એ કોઈ રીતે પાછું વળીને જોતા નહિ. એમની હિંમત ભારે હતી. ગાંધીજીથી આકર્ષાયા, તો આખી કારકીર્દી ફના કરીને નોકરીને તિલાંજલિ આપી. ગાંધીજીથી વંકાયા, તો ઠેઠોઠેઠ વાંકા રહ્યા. No half measures. ઇસપાર કે ઉસપાર. એટલા જોગ અને જોશ વગર જ આટલી બધી પ્રતિભા આવે છે ?

અને એટલા જોશ સાથે એમનું અંતર પ્રેમથી ઉભરાતું. એ ભક્ત હતા. ગુજરાતનું એ અહોભાગ્ય છે, એની એ વિશેષતા છે કે એના કાવ્યનો પ્રારંભ ભક્તિરસમાં, એનો વિકાસ ભક્તિરસમાં અને એની પરાકાષ્ઠા પણ પ્રભુભક્તિમાં થયાં છે. નરસિંહ, મીરાં દયારામ...

અને નાનાલાલ !

ભજનના એ રસીયા-સત્સંગના એ શોખીન. સમર્થ કવિ પ્રતિભા એમણે પ્રભુને સમર્પી સુંદરમાં સુંદર વસ્તુ કૃષ્ણાર્પણ કરવામાં જ માનવીની માનવતા સાર્થક થાય છે. મુસલમાનોની કુરબાનીની એજ ભાવના છે. આપણામાં પણ સુંદરતમ વસ્તુ પ્રભુ પ્રીત્યર્થે જ શોભે. પુસ, તો કે પ્રભુને ચરણે જે કંઈ કરો, મેળવો, તે બધું પ્રભુ પ્રીત્યર્થે છાજે. એવી હિંદુત્વની ભાવના.

કવિની શ્રેષ્ઠ સંપત્તિ એની કવિતા. કવિએ તે પ્રભુને ચરણે ધરી, ને પોતે કૃતકૃત્ય થયા છેવટે લડવૈયો લડતાં લડતાં પડયો છે. ભક્ત ભજન કરતાં અધુરે ભજને સીધાવ્યો છે. કવિ કાવ્યમાંજ નિમગ્ન થઈ ગયો છે. મનુષ્યને એથી વિશેષ શું જોઇએ ?

એમના જીવનનાં રપીરણો ઉકેલવા બેસીએ, સંભારણાં લખવાની ચેષ્ટા કરીએ, તો કેમ કરીને પાર આવે ? તે માટે તો નિકટનો પરિચય, દીર્ઘકાળનો સહવાસ, અને એવા મહાન વિષયને ઇન્સાફ આપે એવી કલમ, એ ત્રણે વસ્તુઓ જોઇએજ જોઇએ. એવો સુયોગ થાય, ગુજરાતના નાનાલાલના અક્ષરદેહ તેમજ એમની જીવનલીલાનો એમને છાજતો પરિચય ગુજરાતને સુલભ બને તો તેમાં ગુજરાતની શોભા છે, ગુજરાતનું ગૌરવ છે. એમ કરવામાં ગુજરાત પોતાના શિવાય બીજા કોઇ પણ રજ જેટલો યે ઉપકાર ન કરે. અને તેમાં જેટલી વાર થાય, જેટલું અસરૂં થાય, તેટલું ગુજરાતને ઉધાર પાસે અંકાય. મહાકવિનું સ્મારક, મહાકવિના આત્માને ન્યાય આપે તેવું જ હોય. ઇંટ ચૂના અને પત્થર તો જાણે ઠીક. પરંતુ કાગળનું વાહન જ કવિનું શ્રેષ્ઠ સંભારણું ઉપજાવવામાં ઉત્તમોત્તમ સાધન બની શકે.

ગુજરાત કંઇ કરશે, કે પછી બસ વાહ વાહ, કા હો ને પાઘડીયો ?' અને રાસનો વારસો પામેલી ગુજરાતણો ?...

એ જે કરે તે ખરૂં; ને ન કરે તેય ખરૂં. પણ એક વાત ચોક્કસ છે, કે ગુજરાતી ભાષા અને નાનાલાલ કવિ છેક સુધી સમકાલીન જ રહેશે. નાનાલાલને આસાન ન હોય. નાનાલાલ ઝિંદાબાદ !

# અખિલ હિંદ મહિલા પરિષદ

લેખક : શ્રી. બબીબહેન ભરવાડા

બે દશકા પહેલાં હિંદના સ્ત્રીઓની જાગૃતિનો ઝંડો રોપનાર અખિલ હિંદ મહિલા પરિષદનું ૧૮ મું અધિવેશન આ દિવસોમાં સીંધના હૈદ્રાબાદ શહેરમાં મળે છે. તેનું પ્રમુખસ્થાન અગ્રણી સ્ત્રી કાર્યકર્તા શ્રી. હંસાબેન મહેતાને અપાયું છે.

જે સ્થાન હિંદી જનતાના હૃદયમાં હિંદી મહાસભા ધરાવે છે તે સ્થાન હિંદની જાગૃત સુશિક્ષિત સ્ત્રીઓના હૃદયમાં આ અખિલ હિંદ મહિલા પરિષદ ધરાવે છે એમ કહી શકાય.

સમાજના એક અંગ તરીકે, એક વર્ગ તરીકે, સ્ત્રીઓમાં નવો પ્રાણ પુરવા, તેમના અનેક પ્રશ્નો ઉઠાવી જાહેર સમક્ષ રજુ કરવા, સમાજમાં અને કાયદા સમક્ષ તેના અધિકારોનો સ્વીકાર કરાવવો, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સ્ત્રીઓનું સ્થાન પુરૂષને સમાન બનાવવા ઝુંબેશ ચલાવવી, રાષ્ટ્રના ઉદ્ધાટના કાર્યમાં ફાળો આપવા સ્ત્રીઓને પ્રેરણા આપવી. એ પ્રકારની પ્રવૃત્તિઓ અખિલ હિંદ મહિલા પરિષદ છેલ્લા વીસ વર્ષથી ચલાવી રહી છે. આજ સુધીમાં તેના ભરાઇ ચૂકેલાં ૧૭ અધિવેશનોના પ્રમુખો અને અગ્રણી હોદ્દેદારોની નામાવલી તેનાં કાર્યના પ્રભાવનો ખ્યાલ આપી રહે છે.

શ્રીમતિ સરોજીની નાયડુ, શ્રીમતિ કમલાદેવી ચટોપાધ્યાય, શ્રી. વિજયાલક્ષ્મી પંડિત, શ્રી. રાજકુમારી અમૃતકુંવર; આ નામો હિંદના અગ્રણી રાષ્ટ્રીય આગેવાનો તરીકે સૌને સુપરિચિત છે. તેઓએ રાષ્ટ્રની આઝાદીની લડતમાં મોખરાના સ્થાન સંભાળ્યાં છે, કારાવાસો વેઠયા છે; એજ જવલંત જુસ્સાથી એમણે મહિલા પરિષદની રચનામાં ફાળો આપ્યો છે.

શ્રી. માર્ગારેટ કઝીન્સ, બેગમ હમીદઅલી, શ્રી. રામેશ્વરી નહેરૂ, શ્રી. સુશમાસેન, ડો. મથુલક્ષ્મી રેડી, રાણી લક્ષ્મીબાઇ રાજવાડે શ્રી. અમ્મુ સ્વામીનાથન (આઝાદ હિંદ સેનાની ઝાંસી રાણી ટુકડીના સેનાપતિ કેપ્ટન લક્ષ્મીના માતા) વડોદરાનાં મહારાણી શ્રી. ચીમનાબાઇ ગાયકવાડ કોચીનના લેડી રમા વર્મા મયુરભંજના મહારાણી શ્રી. સુમારદેવી. વિજયનગનાં રાણી સાહેબ શ્રી. લલિતાકુમારી, લેડી વિદ્યાગૌરી નીલકંઠ, લેડી અબ્દુલ કાદર, શ્રી રૂસ્તમજી ફરીદુનજી, ત્રાવણકોરના મહારાણી શ્રી સેતુપાર્વતીદેવી વગેરેએ આ મહિલા પરિષદની આજ સુધીની પ્રગતિમાં પ્રમુખ અને ઉપપ્રમુખના સ્થાનેથી ઉજ્જવળ ફાળો આપ્યો છે.

મહિલા પરિષદના પ્રારંભનો ઇતિહાસ ખાસ નોંધનીય છે પરિષદની ઇમારતનો પાયો નાખવાનું અનન્ય માન શ્રી. માર્ગારેટ કઝીન્સ ખાટી જાય છે. ૧૯૨૬ માં તેમણે વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશનના મંત્રી તરીકે એક પરિપત્રદ્વારા હિંદભરની મહિલાઓને એકત્ર થવા અને પ્રાંતીય મહિલા પરિષદો ભરવા અપીલ કરી. પરિણામે કેટલાંય શહેરોમાં સ્થાનિક મહિલા સમિતિઓ સ્થપાઈ અને જીલ્લા અને પ્રાંતિક મહિલા પરિષદો ભરાઇ. આ પરિષદોએ સ્ત્રીઓના પ્રશ્નો હાથ ધરવા માંડયા.

૧૯૨૭ ના સપ્ટેમ્બર ડીસેમ્બર સુધીમાં

સમક્ષ જુબાની આપી સ્ત્રીઓ માટે સમાન હક્ક અધિકારની ફરી માગણી કરી.

મહિલા પરિષદે સામાજીક ક્ષેત્રમાં વિધવિધ સામાજીક સુધારાઓની હીમાયત કરી અને જુનવાણી રીત રીવાજો સામે વિરોધ ચલાવ્યો.

ખાણોમાં કામ કરતી સ્ત્રીઓની હીનદશા જોઇ તેમનો પ્રશ્ન પરિષદે હાથ ધર્યો. સ્ત્રીઓને અતિ અલ્પ પગાર આપી બેહદ કામ કરાવતા ખાણુ માલિકોએ મહિલા પરિષદની આ પ્રવૃત્તિનો વિરોધ કર્યો. પરંતુ પરિષદે પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી કાયદા દ્વારા સ્ત્રીઓ માટે રાહત મેળવી.

આ ઉપરાંત મિલમાં કાર્ય કરતી સ્ત્રીઓની શારીરિક તંદુરસ્તી સુધારવાનું, તેના માટે પ્રસુતિગ્રહો સ્થાપવાનું, મજુર બાળકોને ચાલીઓમાં ફરી દુધ આપવાનું, કેળવણી આપવાનું વગેરે કાર્યો મહિલા પરિષદ કરી રહી છે.

જેલ ભોગવતી સ્ત્રીકેદીઓને હુન્નર ઉદ્યોગ શીખવાની પ્રવૃત્તિ પણ આ પરિષદ ચલાવી રહી છે.

પરિષદ તરફથી, પોતાની પ્રવૃત્તિઓ અને પોતાના હેતુઓ પ્રચારાર્થે એક રોશની નામનું અંગ્રેજી માસિક પણ આપવામાં આવે છે.

મહિલા પરિષદે પોતાને માટે આંતરરાષ્ટ્રીય જગતમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. જુદા જુદા દેશમાં ભરાયેલી આંતરરાષ્ટ્રીય સ્ત્રી પરિષદોમાં પ્રતિનિધિઓ મોકલવાનું આમંત્રણ આ પરિષદને મળે છે. અને આ પરિષદના ભરાતા વાર્ષિક અધિવેશનોમાં આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ધરાવતી મહિલાઓ ખાસ હિંદમાં આવી હાજરી આપે છે. આ વર્ષે પણ ઇંગ્લાંડ, અમેરીકા, સ્વીડન, ઈજીપ્ત, અને ચીનમાંથી સ્ત્રી પ્રતિનિધિઓ ખાસ આવેલા છે.

પક્ષીય રાજકારણમાં ભાગ નહિ લેવાનો નિયમ જાળવતી, પરંતુ, હિંદની રાજકીય આઝાદી માટેની તમામ પ્રવૃત્તિઓમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતી આ પરિષદે દેશવ્યાપી રાજકીય અને સામાજીક પ્રવૃત્તિઓમાં સંગીન ફાળો આપ્યો છે.

આ પરિષદ વીસ વર્ષના સમયમાં એક મહાન વટવૃક્ષ જેવી ફાલી છે. હિંદમાં આજે તેની ૭૮ જેટલી શાખાઓ છે, અને તેના સભ્યોની સંખ્યા ૨૪,૦૦૦ સુધી પહોંચી છે. આ સિદ્ધિ કંઈ જેવી તેવી નથી.

આ વર્ષના અધિવેશનમાં મહિલા પરિષદ સમક્ષ નવા પ્રશ્નો ઉપસ્થિત થયેલા છે. તેમાં આઝાદ હિંદ ફોજ લશ્કરી સંસ્થાઓમાં જોડાએલ મહિલાઓ નોકરી મુક્ત કરવાથી ઉભી થતી બેકારી, ઇન્ડોનેશીઆની સ્વાતંત્ર્ય લડત, આગામી ધારાસભાની ચૂંટણીઓ યુદ્ધોત્તર યોજનાઓ વગેરે ખાસ મહત્ત્વના પ્રશ્નો છે.

આ પરિષદના પ્રમુખ શ્રી. હંસા મહેતા ગુજરાતમાં સ્ત્રી અગ્રણી તરીકે વર્ષોથી જાણીતા છે. ગુજરાતના માજી દિવાન શ્રી. સર મનુભાઈ મહેતાના તેઓ પુત્રી છે. તેમની વિદ્યાર્થીની તરીકેની કારકિર્દી ઘણી તેજસ્વી છે. તેમણે યુનિવરસિટીના ચંદ્રકો અને પારિતોષકો મેળવ્યા છે. બી. એ. ની પદવી પ્રાપ્ત કર્યા પછી ૧૯૧૯ માં ઇંગ્લાંડ અને અમેરિકાનો લાંબો પ્રવાસ તેમણે કર્યો. આ પ્રવાસ દરમીયાન જીનીવામાં ભરાયેલ વીમેન્સ ઈન્ટરનેશનલ કોન્ફરન્સમાં તેમજ સાનફ્રાન્સીસ્કોમાં ભરાએલ પ્રથમ વિશ્વ-શિક્ષણ પરિષદમાં તેમણે ભાગ લીધો. શ્રી. હંસાબેન એક સારા લેખિકા છે. ગુજરાતીમાં યુવકો અને બાળકો માટે સુંદર પુસ્તકો તેમણે લખ્યા છે. મહાસભાની પ્રવૃત્તિઓમાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે. મહાસભાના પ્રધાન મંડળમાં પાર્લામેન્ટરી સેક્રેટરીનો દરજ્જો તેઓ ધરાવતા હતા. શ્રી. હંસા મહેતા મહિલા પરિષદમાં આગેવાનીભર્યો ભાગ લઈ રહ્યા છે.

# સ્ત્રીઓની સમાજસેવા.....લેખક : શ્રી બાલકૃષ્ણ જોષી

સ્ત્રીની કુટુંબસેવા તો જગજાહેર છે, અને 'કાર્યેષુ મન્ત્રી કરણેષુ દાસી' એ સુભાષિત એનો સચોટ પૂરાવો છે. પરંતુ કુટુંબસેવાથી એક પગલું આગળ વધી મધ્યકાલીન સમાજની ઘરેડમાં ઘસડાતી સ્ત્રી આજે 'સમાજસેવાનાં' વિવિધ ક્ષેત્રમાં ઝંપલાવવા કટિબદ્ધ થવા લાગી છે એ ખરેખર ભારતનું ઉજ્જવળ ભાવિ સૂચવે છે.

સમાજસેવાનો ઘણી રીતે અર્થ થઈ શકે છે, પરંતુ વાસ્તવિક સમાજસેવા કરવી હોય તો સ્ત્રીને કાંઈ જ બંધનો, કે અંતરાયો ન હોવા જોઈએ ! સાંસારિક જીવન રમ્ય હોવા છતાં જેમણે સાચું સમાજહિતનું કાર્ય કર્યું હોય એવી સ્ત્રીઓ ઘણી વિરલ જ હશે. પણ એવી સમાજ સેવિકાનાં ખાનગી જીવનનું પાસું કદાચ નિરાશાજનક જ માલુમ પડશે ! કેમકે સમાજકાર્ય અને પરિણીત જીવન એ બંને બાબતો એકમેકથી તદ્દન વિરોધી છે ! તે બંને એકીવખતે સંપૂર્ણરીતે સાધ્ય કરવાનું કામ આકાશકુસુમવત છે. તેથી દરેક સ્ત્રીએ કેવળ લાગણીઓના પ્રવાહમાં નહિ ઘસડાતાં પ્રથમ પોતાનું ધ્યેય શું છે તે પૂરેપૂરું નક્કી કરવું જોઈએ. સમાજસેવાનું જ વ્રત લેવું હોય તો કાં તો અવિવાહિત રહેવું, અગર પોતાના ધ્યેયવાદી પુરુષ સાથે લગ્ન કરી સંતતિનો અંતરાય ન જ નડે એવી જવાબદારી લેવી જોઈએ !

મહાત્મા ગાંધીજીએ થોડાક વખત પર પોતાના બે શિષ્યોનાં લગ્ન કરાવી આપી તેમને સ્વરાજ મળતાં સુધી પ્રજોત્પાદન કાર્યથી નિવૃત્ત રહી પોતાનું જીવન દેશકાર્યમાં અર્પવાનો ઉપદેશ કર્યો છે.

એનો વાસ્તવિક અર્થ એ જ. છે કે ગૃહિણી અને માતા તરીકેની જવાબદારી ઘણી ભારે છે, અને એકવાર તે સ્વીકાર્યા પછી તેને વહેતી મૂકી સમાજસેવામાં જીવન વ્યતીત કરવાનો પ્રયત્ન કરવો એ તો કર્તવ્યભ્રષ્ટ થવા જેવું છે !

અલબત્ત એનો એવો અર્થ નથી કે પરણેલી સ્ત્રીએ કેવળ ચૂલો અને ચોકા વિના બીજી કોઇ પણ બાબતમાં ધ્યાન જ ન આપવું ! એક સમય એવો હતો કે જ્યારે ચૂલો અને ચોકા સિવાય દુનીઆમાં સ્ત્રીએ કાંઇ પણ કરવા જેવાં કામો હશે કે કેમ તેનો તેને ખ્યાલ પણ નહતો. તે પોતાના ઘર સંસારમાં જ મગ્ન અને આનંદી રહેતી. પરંતુ અત્યારના સંજોગો તદ્દન જુદાજ છે. રશિયા, ચીન, અમેરિકા વગેરે દેશની સ્ત્રીઓએ પુરુષની બરોબરીનાં કેવાં કેવાં કામો કર્યાં છે તે જગતે જોયું છે. અત્યારે દુનીઆ એટલી આગળ વધી છે કે સ્ત્રીઓને કેવળ ચૂલો અને ચોકામાં જ ઘૂંચાઈ રહે ચાલે એમ નથી. તેમની વિકાસ પામેલી બુદ્ધિને બીજા પણ કાંઈક ખોરાકની જરૂર લાગે છે ! એટલે ઘરબારને તિલાંજલિ નહિ આપતાં પોતાના ગૃહિણી તરીકેનાં કર્તવ્યો સાંગોપાંગ પાર પાડી જે વખત મળે તે આપવા કે આડીઅવળી વાતોમાં નહિ ગુમાવતાં, ઘર સાચવીને જે કાંઈ થોડીઘણી સમાજસેવા બની શકે તે કરવી એ તો દરેક રીતે ઉત્તમ છે ! અને દરેક સ્ત્રીના હાથે એવું થોડુંક પણ કાર્ય થાય તો તેનો જબરદસ્ત ફાયદો થશે એમાં શંકા નથી ! ખરેખર, એવા ફાજલ પડતા વખતમાં કરી શકાય એવાં કેટલાંય કામો સમાજક્ષેત્રમાં પડેલાં છે !

કર્વે યુનિવર્સિટીના કોન્વોકેશન (પદવીદાન સમારંભ) વખતે શ્રી. રાજગોપાલાચાર્યે સ્ત્રીઓને જે ઉપદેશ કર્યો હતો તે કોઈપણ

માણસને ગળે ઉતરી જાય એવો છે. તેઓ કહે છે,-" તમે સ્ત્રીઓ છો તો તમારી કુદરતી પ્રવૃત્તિને અટકાવી ગમે તેવી બાબતીજ બાબતોમાં પાછળ ન લાગશો." કેટલીક બહેનોને આમાં સ્ત્રી જાતિને અપમાન થયા જેવું લાગ્યું હશે; પરંતુ એમાં અપમાન થવા જેવું કાંઈ જ નથી! કારણ કે અત્યારે સાધારણ પ્રથા એવી પડી ગઈ છે કે પાશ્ચાત્ય સ્ત્રીઓના દાખલા જોઈ સ્ત્રીઓ દરેક બાબતમાં તેમનું અનુકરણ કરવા મંડી જાય છે; પરંતુ તેઓએ ભૂલવું ન જોઇએ કે તેઓ અત્યારે સંક્રમણ અવસ્થામાં છે તેઓ પોતાનું જૂનું સારૂં કે પાશ્ચાત્ય સ્ત્રીઓનું નવું સારૂં તેનો જ સમજપૂર્વક નિર્ણય કરી શકતો નથી. પણ તેઓએ પોતે પોતાની સંસ્કૃતિ જાળવી રાખી આ જૂના નવાનું સંમિશ્રણ કરતાં શીખવાની જરૂર છે. બાકી નાહક અમુક સ્વતંત્રતા જોઇએ, અને અમુકમાં અમને સમાન હક મળવા જોઇએ-એવી બૂમો મારવામાં કાંઇ જ હાંસલ નથી. હિંદુસ્થાન પરતંત્ર હોવા છતાં સૌ પોતાના ઘરમાં સંપૂર્ણ સ્વતંત્ર છે; એટલે સારાસાર વિચાર નહિ કરતાં પાશ્ચાત્ય સ્ત્રીઓની દરેક બાબતને અપનાવી લેવામાં તો ચોકખો આપઘાત જ છે! તેથી પરિણીત જીવન સમાજસેવાને બાધક નથી, પણ સમાજસેવા પરિણીત જીવનને બાધક ન થઇ પડે તે બાબતમાં દરેક સ્ત્રીએ કાળજી રાખવી ઘટે છે.

છેવટે મહાત્માજીએ થોડા જ દિવસ અગાઉ પરણેલી સ્ત્રીઓથી સમાજસેવા કેવી રીતે થઇ શકે તેનો જવાબ આપેલો તે વિચારવા જોગ છે. તેઓ કહે છે " જે પરણેલી સ્ત્રીઓ પોતાનાં બાળકોને સ્વદેશ સેવકો તરીકે જ ઉછેરવાની જવાબદારી ઉઠાવે છે તેમની સમાજસેવા અપ્રતિમ છે!

# પસાર કરવામાં આવેલા ઠરાવો

ગુજરાતીમાં રજૂ કરનાર : શ્રી. મણિલાલ શાહ

૧. પ્રમુખસ્થાનેથી રજૂ થયેલી દરખાસ્તોમાં ૫ શોક દર્શાવનારી દરખાસ્તો હતી. જેમાં શ્રીમંત રાજા રાજવાડેના અણચિંતવ્યા દેહવિલયની, દિલ્હીના મહાસભાવાદી કાર્યકર શ્રીમતી સત્યવતીદેવીના મૃત્યુ માટેની અને હિંદી સ્વાતંત્ર્ય માટે લડનાર મીસ જ્યોતિર્મય ગંગુલીના કરૂણ મૃત્યુ માટે તથા ચોથી અને પાંચમી શ્રી સરલાદેવી ચૌધરાણી તથા શ્રી નાન જમ્માના મૃત્યુ પરત્વે ખેદ દર્શાવનારી દરખાસ્તો હતી.

ત્યારબાદ પ્રમુખ સ્થાનેથી ૭ અભિનંદનાત્મક ઠરાવો રજુ થયા હતા. જેમાં શ્રીમતી સ્વામીનધનને મધ્યસ્થ ધારાસભામાં ચૂંટાઇ જવા બદલ, શ્રીમતી રામેશ્વરી નહેરૂ અને શ્રીમતી જેઠીબાઇ સીપાહીમાલાનીને પંજાબ અને સીંધની પ્રાંતીક ધારાસભાઓમાં ચૂંટાઇ જવા બદલ અભિનંદન આપનારી પ્રથમ દરખાસ્ત હતી-ત્યારબાદ બીજી દરખાસ્ત રાજકુમારી અમૃતકુંવરને ઇગ્લેંડમાં તેમણે હિંદુ સ્ત્રીઓ માટે કરેલા કામ માટે તથા સંયુક્ત રાષ્ટ્રોના શિક્ષણ વિજ્ઞાન અને સંસ્કારીક પરિષદના ઉપપ્રમુખ ચુંટાવા બદલ અને શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને તેમણે અમેરિકામાં કરેલા કામ બદલ અભિનંદન આપનારી દરખાસ્તો હતી. પછીથી મીસીસ રેણુકા રેએ મધ્યસ્થ ધારાસભામાં સ્ત્રીઓને ખાણોનાં કામ કરવા બદલના પ્રતિબંધ દૂર કરવા વિરૂધમાં પરિષદના પ્રતિનિધી તરીકે કરેલા કામ બદલ અને મીસીસ અનસુયા કાજે મીસુર તથા અધ્ધીના કેદીઓ સંબંધમાં કામ કરવા બદલ અને છેવટે જીનીવાના સ્ત્રી મતદારોના આંતરરાષ્ટ્રીય સંઘની સમિતિના મીસીસ જે. કે. હાંડુ અને બીજા હિંદી પ્રતિનિધીઓને તેમણે કરેલા કામ બદલ અભિનંદન આપનારા ઠરાવ હતા.

૨. ત્યારબાદ બીજા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. પ્રથમ ઠરાવ હિંદી સ્વાતંત્ર્યને લગતો હતો જેમાં દેશની વર્તમાન અંધાધુધીની પરિસ્થિતિમાંથી મુક્તી મેળવવા માટે તાત્કાળીક રાષ્ટ્રીય સરકારની સ્થાપના તથા હિંદીઓને તાત્કાળીક સંપૂર્ણ સત્તા સોંપી દેવાની જરૂરીયાત જણાવી હતી. એવું પણ જણાવવામાં આવ્યું હતું કે બ્રી. સરકાર રાજ્યબંધારણ ઘડનાર જે સમિતિ નીમનાર છે તે બહુ સંકુચિત મતાધિકારના ધોરણે ચૂંટાયેલી હશે અને તેથી સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવશે નહીં તેથી કરીને પરિષદે કૉન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બ્લી પુક્તવયના મતાધિકાર રચી હિંદનું બંધારણ ઘડવાની સંપૂર્ણ સત્તા આપવી જોઇએ.

ત્યારબાદ બીજો ઠરાવ કાયમી વિશ્વશાંતિ સ્થાપન કરવાના અંગેનો હતો અને તેમ કરવાને માટે જગતના પ્રત્યેક રાષ્ટ્રને સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવાની જરૂરીયાત દર્શાવવામાં આવી હતી. આ ઉપરાંત વિશ્વયુદ્ધ પુરૂ થતાં એશિયા-આફ્રીકા અને યુરોપના કેટલાક પ્રદેશોમાં સ્વાતંત્ર્ય પ્રવૃત્તિને કચડી નાંખવાની શાહીવાદી સત્તાઓએ શરૂ કરેલી પ્રવૃત્તિ ખાસ કરીને સીરીયા લીબાનોન, ઇન્ડોચાયના, ઇન્ડોનેશિયા વગેરે દેશોની પ્રજા પર કરવામાં

આવેલા ક્રૂર કૃત્યો પ્રત્યે પરિષદે સખ્ત વિરોધ જાહેર કરી ખેદ પ્રદર્શિત કર્યો હતો તથા એ બધા દેશોની જનતા પ્રત્યે સહાનુભૂતિનો સંદેશો મોકલવાનો ઠરાવ કર્યો હતો.

ત્યારબાદ પૂર્વની પ્રજાની સ્વાતંત્ર્ય પ્રવૃત્તિને કચડી નાંખવા માટે હિંદી માણસો, નાણાંનો ને જહાજોનો કરેલો ઉપયોગ સામે પરિષદે સખ્ત વિરોધ જાહેર કરી પરિષદે ઇન્ડોનેશિયામાંથી હિંદી સૈન્યને તાત્કાલીક પાછું બોલાવી લેવાની માગણી ખાસ દરખાસ્ત દ્વારા કરી હતી.

ત્યારબાદ ચોથો ઠરાવ હિંદી રાષ્ટ્રીય સેના (I. N. A.) ના સંબંધમાં મુંબઈ, લાહોર અને કલકત્તામાં નિઃશસ્ત્રી વિદ્યાર્થીઓના શાંત સરઘસો પર કરવામાં આવેલા લાઠી પ્રહારો અને ગોળીબારોને સખ્ત રીતે વખોડી કાઢતો ઠરાવ હતો. એ ઠરાવમાં ઉપર્યુક્ત બનાવોની તપાસ કરવા અમલદારી તથા બીન અમલદારી સભ્યોની એક ટ્રીબ્યુનલ નીમવાની પણ માંગણી કરવામાં આવી હતી.

પાંચમો ઠરાવ સ્ત્રીઓની કાયદાને લગતી અસમર્થતા દૂર કરવાની માગણી પર ભાર મુકતો હતો. તેમાં એવું પણ દર્શાવવામાં [illegible] હતું કે મધ્યસ્થ ધારાસભામાં હિંદુ [illegible] ખરડો તાત્કાલીક દાખલ કરવામાં [illegible]રી એવી આ પરિષદ આશા રાખે છે, પરિષદે એવો વિશ્વાસ વ્યક્ત કર્યો હતો કે નવી ધારાસભા એ ખરડાને ટેકો આપશે અને પસાર કરશે.

પછીથી છઠ્ઠી દરખાસ્ત હિંદી રાષ્ટ્રીય સેના અંગેની હતી અને તેમાં જે સંજોગોમાં સીંગાપુરના પતન પછીથી હિંદી રાષ્ટ્રીય દળ સ્થાપવામાં આવ્યું હતું તે સંજોગો તથા જે દેશભક્તિની ભાવનાથી તેમની પ્રવૃત્તિઓ આદરાઈ હતી તે ધ્યાનમાં લઇ હિંદી રાષ્ટ્રીય સેનાના માણસોને મુક્ત કરવાની સમસ્ત રાષ્ટ્રની માગણીને પરિષદે ટેકો આપ્યો હતો.

પછીથી સાતમી દરખાસ્તમાં સ્થાયી સમિતિને નીચેના ખરડાઓ તૈયાર કરવાની સત્તા આપવામાં આવી હતી.

(અ) મુક્ત હિંદના નાગરિકો તરીકે સ્ત્રીઓના હિતોનો આલેખન કરનાર ખરડો.

(બ) રાષ્ટ્રીય સરકાર સ્થપાઈ કે તેની પાસે રજુ કરવા સ્ત્રીઓની માંગણી સંબંધેનું નિવેદન.

આઠમી દરખાસ્તમાં રેલ્વે બોર્ડે, પરિષદમાં આવનાર પ્રતિનિધીઓ અને સ્થાયી સમિતિના સભ્યોને પ્રથમ અને બીજા વર્ગની મુસાફરી માટે આપેલી સગવડો પ્રત્યે આભાર માન્યો હતો તથા ઇન્ટર અને ત્રીજા વર્ગ માટે પણ એવી સગવડો આપવાની વિનંતી કરી હતી.

[ ચર્ચા માટે મુકવામાં આવેલા ઠરાવો–સ્થળ સંકોચને લઇને આવતે અંકે ]

---




પુસ્તક ૪૬ ∴ માર્ચ–એપ્રિલ : ૧૯૪૧ ∴ ૧–૨ અંક

# હુતાશન

●

: ગઝલ :

●

નહીં ગુલ ને ચમન અહીંઆ, નહીં કોયલ વસંતો ના,
અહીં તો મોતના ડંકા નિશાનો એ જ રંગત હા.
નથી પુષ્પો, નથી રોનક, નથી યારી અમીરી ના,
અહીં તો આભ છે ઉંચે અને ધરતી ડગી રહી હા.

ડગી ધરતી, બજી ભેરી, પૂકારી આર્તવાણી શી?
ગુલામીની કંઇ સૈકા તણી તાસીર છે શી શી?
શહાદતના રૂધિરોથી ભરી લે રંગ પિચકારી,
લઇ હાથે જીવન સાથે કરી લે જંગ આઝાદી!

હુતાશન ચેતના કાજે અરે હિંદી સમગ્ર થાજે;
દિવાળી જ્યોતના આજે હુતાશન તું પ્રગટ થાજે.

મો. ભાનુ જ. શુક્લ

# અભિવંદન

( ૧ )

કોડીલો કંથ તને આપ્યો વિભુરવે !
કોડ ભરી કન્યકા, યૌવનના આંગણે !
સુખના સૌ સોહગલા પુરવા જી, રે....૧

ઊર્મિના આભલે ઉડજે અહરનિશ,
આશાના અંચલા ઓઢી અભિસારિકા;
આદર્શની જ્યોતિ જલાવી જી, રે....૨

પતિની પગલીએ પુષ્પ પાથરજે,
વિભુની વાણીએ વીણા વિસારજે;
સંયમનો સંકલ્પ સ્મરી જી, રે !....૩

ઉષા સંધ્યાના રંગે રંગીને,
પાડજે પગલીઓ પૃથ્વીએ પ્રેમની,
કુમકુમના સાથીયા પડે જી, રે !....૪

લજ્જા, લાલિત્ય ભર્યું મુખડું મલકાવીને,
હાસ્યના છાંટણા છાંટતાં જગે;
પરિમલની પાંખડીઓ વેરાયે જી, રે !....૫

કોમળ પગલીઓ ઉર્વીને અડતાં,
ઝમકે ઝાંઝરના ઝણકાર ત્યાં;
સંગિતના સૂરો રેલે જી, રે....૬

ત્યાગ, તિતિક્ષા, ઔદાર્ય આજંતા,
સ્નેહ સેવા ને સ્વાર્પણ શ્રુપુતા;
જ્ઞાને પિયાવા બાંધજે જી, રે !....૭

( ૨ )

ઝાંઝરના ઝમકાર કરતી એ કન્યકા,
આભ ઉડ્ડયન આજ ઉડતી જી, રે !
નભે પતંગ જેમ ઉડે સુશોભતો !
દસુંખા ચુંદડી ઉડતી જી, રે !....૧

મોંઘેરા માન મીઠા માણી માતાના,
મનમાં મનોરથ મડે જી, રે !
સંધ્યાના રંગ સમી પગલી રંગેલી એની,
ચુંમી કૃતાર્થ થાયે અવનિ જી, રે !....૨

વાસુકી નાગ સમા કેશ કપાલ બે,
પગની પાનીને ચુંમે જી, રે !
કસકસતી કંચુકીમાં કેક કરેલ કુંભ,
યૌવનની બ્હારમાં નાચે જી, રે !....૩

અંતરની આશ નાચે, હૈયાના હર્ષ નાચે,
યૌવનના નાદ મીઠા ગુંજે જી, રે !
મદભરી ઋતુ યૌવનની માણવા,
આશાના અમલે ઉઠે જી, રે !....૪

નેનો નચાવતી મુખડું મલકાવતી,
પગલી સૌ સાનભાન ભૂલી જી, રે !
ધીરે હો કન્યકા, ધીરે હો યૌવના !
ધીરે ધીરે હો ! ઉડજે જી, રે !....૫

( ૩ )

કોડ ભરી કન્યકા ચડી માંડવડે,
સુખના એ સોણલા રચતી જી, રે !
અંતરમાં ઓપ ભરી આંધી ઉઠે,
મુખડે તો યુગ યુગની શાન્તિ જી, રે !....૧

મનોહારી મુગ્ધાનું મનડું મોહકડું,
દૂર દૂર મીટ એ માંડે જી, રે !
તૃષ્ણાતુર હરણી સમ આંખડીઓ માંડતું,
મૃગજળ પાછળ એ દોડે જી, રે !....૨

નખરાળી નણદી ને હારો દિયરવો,
જેઠ બાળકના હેત જીતવા જી, રે !
પતિને દેવ માની, સાસુ માતા સમ,
પરાયા પોતીકાં કરવા જી, રે !....૩

દોરાય દિકરી ગાય દોરાય જેમ,
લગ્નની બેડીએ બાંધી જી, રે !
એવી એ આર્ય કન્યા બેઠી માંડવડે,
કલ્પનાના કિલ્લા શું ચણતી જી, રે !....૪

સપ્તપદી મંત્ર મોંઘા મુખે વદંતાં,
હસ્તમેળાપ જ્યાં થાયે જી, રે !
મટી પિતાની એ પતિની બનતી,
નૂતન પથે પગ પાડે જી, રે !....૫

( ૪ )

દૂર દૂરના પરદેશી સાજન સંગ,
છોડી સ્વજન સૌ જાવું જી, રે !
માતાની મમતા ને વાત્સલ્ય પિતાનું,
ત્યાગીને દૂર આજ જાવું જી, રે !....૧

નાનીશી બેનડી ને નાના વીરાનાં હેત,
ભાભીના ભાવ મુકી જાવું જી, રે !
વાવેલો પીપળો, આંબે આવ્યા મોર,
તુલસી ક્યારાના પ્રેમ તજવા જી, રે !....૨

લાડ ને કોડ એના નિતના શિખામણ,
અંતરના આનંદો અડગા જી, રે !
શૈશવના સ્મરણાઓ વિસારી રાતના,
પ્રભુતામાં પગલાં માંડવાં જી, રે !....૩

વનવનમાં ઉડતી આઝાદ કોકિલા,
સોનાના પીંજરે પુરાયે જી, રે !
આંસુની અંજલિઓ આપે સ્વજન સૌ,
પ્રભુના પ્રેમ-મંદિર જાવા જી, રે !....૪

આપો આશિષ માતા, હેતે આશિષ પિતા,
આપો સૌ સ્વજનો વિદાય જી, રે !
મોંઘેરા મંત્ર ગીઠા લગ્ન, યૌવનનો,
આદર્શ જીવન સિદ્ધ કરવા જી, રે !....૫

શ્રી. " સૌરભ "

# શ્રીમતી શારદાદેવી

[ એમના જીવનપરિચયદ્વારા સ્ત્રીજીવનના કેટલાક ભવ્ય આદર્શોનું રેખાદર્શન ]


અનુવાદક : શ્રી યોગીન્દ્ર જ. ત્રિપાઠી, એમ. એ; બી. ટી.
પ્રાચ્યવિદ્યા મંદિર; વડોદરા.


જેમ જેમ આપણે ધર્મથી વિમુખ બનતા ગયા અને સંયુક્ત ગૃહજીવનથી અળગા ને અળગા થતા ગયા તેમ તેમ આપણી વિચારસરણી પણ હલકી કક્ષાએ જતી ગઈ. કેવળ સ્વાર્થ અને આર્થિક સુખના જ વિચારો આપણા જીવનનું ધ્યેય બનતાં ગયાં; પરિણામે આપણી ખરી જરૂરીઆત-આપણું આધ્યાત્મિક પુનર્જનન-એ તરફ આપણે બેદરકાર બનતા ગયા; જીવનના સાચા સુખથી વિમુખ થતા ગયા.

' અમને સરખા હક આપો-અમને પુરુષો જેટલી જ તકો આપો "-એમ કહેનારી પાશ્ચાત્ય સ્ત્રીઓ તો માનવજીવનનું આજનું પરિવર્તન જોઈ ખરેખર મૂંઝાઈ જ ગઈ હશે; કારણ કે આજના યાંત્રિક યુગમાં જીવન જેવું કશું રહ્યું નથી, રમણીયતા જેવું કશું જ રહ્યું નથી. આજના આર્થિક સંબંધોએ માનવી માનવી તરીકેના સ્ત્રી પુરુષના સંબંધનો સંહાર કર્યો છે; સ્ત્રી અને પુરુષ વચ્ચેના આધ્યાત્મિક જીવનના ઉચ્ચ આદર્શોયુક્ત જીવનનું સ્થાન કેવળ યાંત્રિક અને વ્યવહારૂ સંબંધોએ લેવા માંડ્યું છે. પોતાના ગૃહમાં સંરક્ષણ અને મહત્વ પ્રાપ્ત કરીને કુટુંબની બધી વ્યક્તિઓ વચ્ચે સ્નેહ અને સદ્દભાવ સ્થાપવાનું સ્ત્રીસુલભ કાર્ય મૂકી દઈને આજની સ્ત્રીઓની બુદ્ધિ અને શક્તિ પોતાના પતિઓ, ભાઈઓ, મિત્રો અને પિતાઓ સામે પુરુષોને યોગ્ય કાર્યો કરવામાં સખત હરીફાઈ કરવામાં રોકાઈ ગયાં છે. સ્ત્રીઓએ સ્ત્રીજીવનની મર્યાદાઓ તોડવા માંડી અને સાથે સાથે સ્ત્રીઓને અને સમાજને ભૂષણરૂપ સ્ત્રીઓના ઉત્તમ ગુણો પણ સ્ત્રીઓમાંથી ચાલ્યા ગયા.

આધુનિક યુગના આવા કંગાલ વાતાવરણમાં શ્રી શારદાદેવીનું ભવ્ય અને રમ્ય વ્યક્તિત્વ આપણી સમક્ષ તાદૃશ થાય છે. માતાજીનું પવિત્ર નામ પ્રાપ્ત કરનાર એ એક આર્ય સ્ત્રી હતી. એમનું જીવન એવી ઉચ્ચ કક્ષાનું હતું કે સ્ત્રીજીવનના જે ભવ્ય આદર્શોદ્વારા સ્ત્રીઓ ગૃહમાં તેમજ સમાજમાં ઉચ્ચ જીવન જીવીને અમરતા પ્રાપ્ત કરી શકે તે આદર્શોની તમન્ના જગાડવા માટે એ શક્તિશાલી બની શકે. શ્રી શારદાદેવીના જીવનની અને વ્યક્તિત્વની મહત્તા સમજવા માટે આપણે પ્રથમ તો એમના આર્યજીવનને સમજવું જોઈએ; તેમ જ એમનામાં રહેલા ઉચ્ચ ગુણોને જે સંસ્કારોએ પોષણ આપ્યું તે આર્ય સંસ્કારો અને આપણી પાશ્ચાત્ય સંસ્કૃતિના આજના સંસ્કારો વચ્ચે રહેલો મૂલગત ભેદ પણ સમજવો જરૂરી છે.

હજારો વર્ષની ભારતવર્ષની સંસ્કૃતિ હજી એમ ને એમ જળવાઈ રહી છે. એ સંસ્કૃતિમાં ચડતી કે પડતી આવી હશે પણ એના શાશ્વત ગુણો કદી પણ નાશ પામ્યા નથી. જગતની સુખ-સમૃદ્ધિ કરતાં આત્મિક સુખ વધારે શાશ્વત છે-વધારે અગત્યનું છે; એ વાત હિન્દુ તત્ત્વજ્ઞાનદ્વારા યુગે યુગે બહુ જ

ભારપૂર્વક કહેવામાં આવી છે. ભારતવર્ષની તે સમયની કેટકેટલી સુખસમૃદ્ધિ અને કેટકેટલી વિપુલતા ! પ્રકૃતિએ ભારતવર્ષને બહોળે હાથે ધનધાન્યાદિ આપ્યું છે; પણ આટઆટલી સુખસમૃદ્ધિ અને આટઆટલી વિપુલતામાં પણ આર્ય હૃદયની સાદાઇ કેટલી બધી ! એ જોવું હોય તો પૂર્વકાલીન બ્રાહ્મણના જીવનમાં કે સંન્યાસીના જીવનમાં વ્યાપી રહેલી ત્યાગની ભાવના જુઓ. આ ત્યાગની ભાવનામાં જ જગતનાં હાલનાં દુઃખો અને દર્દીના ઉકેલની ચાવી રહેલી છે. આમ, પશ્ચિમે જ્યારે ત્યાગ અને સમર્પણની ભાવના કરતાં સુખ અને એશઆરામને વધારે મહત્વ આપ્યું અને શાન્તિ કરતાં સત્તાને વધારે ચાહી તેવે સમયે ભારતની સંસ્કૃતિ તો ધર્મ અને સંસ્કૃતિનો સુમેળ સચવાયો હોય એવા પ્રકારની સંસ્કૃતિમાં જડી આવતા મહાન ગુણોને જ વળગી રહી છે. ધાર્મિક જીવનના સદ્‌ગુણોદ્વારા જ મનુષ્ય પ્રગતિ સાધી શકે છે, એ સિદ્ધાન્ત ભારતીય સંસ્કૃતિના પાયારૂપે છે અને એટલા માટે જ જગતભરની આટલી વિકૃતિ થવા છતાં હિન્દુ સંસ્કૃતિ હજી પણ એમની એમ આબાદ રહી શકી છે અને માત્ર હિન્દુઓને જ નહીં પણ ...ાઓને પણ આકર્ષી રહી છે.

હિન્દુ સમાજનું ધ્યેય અધ્યાત્મવાદ છે; છેલ્લા કેટલા ય સૈકાઓથી હિન્દની સમાજની વ્યવસ્થા એવી રીતે ગોઠવવામાં આવી છે કે જેથી પ્રત્યેક વ્યક્તિ આધ્યાત્મિક પ્રગતિ સાધી શકે. જીવનનું પ્રત્યેક કાર્ય ધાર્મિક સિદ્ધાન્તોને અનુલક્ષીને જ થવું જોઇએ, એમ હિન્દુઓ માનતા આવ્યા છે. ભારત વર્ષમાં યુદ્ધો થયાં હશે પણ જે પ્રકારની લૂંટફાટ અને ઘાતકી ખૂનામરકી પશ્ચિમના દેશોમાં ચાલતી હતી તેવા પ્રકારનાં યુદ્ધો તરફ આર્યાવર્ત ખૂબ નાપસંદગી દર્શાવે છે. નાતજાતની પ્રથા, વિધવાઓના પુનર્લગ્નનો પ્રતિબંધ અને હિન્દુ સમાજના બીજા કેટલાક રીતરીવાજો આધ્યાત્મિક સંયમને માટે જ યોજાયા છે. પૂર્ણ સાવચેતીથી અને પૂર્ણ પ્રૌઢ વિચારના ફલ તરીકે હિન્દુઓએ પોતાનું દૈનિક જીવન એવી રીતે ઘડયું છે કે પ્રતિદિને આધ્યાત્મિક પ્રગતિ થતી જ જાય અને પરિણામે, મનુષ્ય, જીવનનું પરમ ધ્યેય પ્રાપ્ત કરી શકે. વેદો ધર્મજીવનનું આદર્શ મુક્તિ દર્શાવે છે. આ મુક્તિ તે મન અને ઇન્દ્રિયોના બંધનમાંની મુક્તિ; જે વિના સાચી શાન્તિ મનુષ્ય પ્રાપ્ત ન જ કરી શકે. કોઇ પણ ભોગે પૂર્ણ ભૌતિક સુખના પશ્ચિમના આદર્શ સામે આત્મસુખને કાજે જગતનાં ઐહિક સુખોના ત્યાગનો જ્વલંત આદર્શ પૂર્વની પ્રજાનો છે. ભૌતિક પદાર્થોના વળગણોમાંથી આત્માની મુક્તિ એ એમનો આદર્શ છે. આ મુક્તિ માટે વિવેક અને વૈરાગ્યને સાધનો ગણ્યાં છે.

મહાભારત અને રામાયણમાં આત્મભોગનાં અનેક દૃષ્ટાન્તો આપણને જડી આવે છે; અને આ દૃષ્ટાન્તો હિન્દભરનાં પુત્રપુત્રીઓનાં જીવન સંસ્કારો ઘડે છે. હિન્દનો મોટો ભાગ નિરક્ષર ભલે હોય–પણ એ નિરક્ષરતાને લીધે જ હિન્દનું નૈતિક અને લાગણીપ્રધાન જીવન ઉચ્ચ રહી શક્યું છે, એની ભાવનાઓ એવી શુદ્ધ રહી શકી છે, એની પ્રજા મોટે ભાગે ઉચ્ચ નીતિવાળી અને આસ્તિક રહી શકી છે.

ઇ. સ. ૧૮૯૩ માં સર્વ ધર્મોની પરિષદ અમેરિકામાં ચિકાગો મુકામે ભરાઇ. તેમાં ભાગ લેવાને હિન્દની ત્યાગમૂર્તિ સ્વામી વિવેકાનન્દ ચીકાગો આવ્યા. એમના હૃદયમાં ભર્યું હતું વેદાન્તનું અપૂર્વ આત્મજ્ઞાન અને બે પવિત્ર અધ્યાત્મમૂર્તિઓ: સ્વામી રામકૃષ્ણ પરમહંસ અને એમનાં પત્ની શ્રી શારદાદેવી. સ્વામી રામકૃષ્ણ પરમહંસે અનેક મુમુક્ષુઓને અધ્યા-

ત્મિક જીવનમાં વેગ આપ્યો એ સાચું; પણ એવા અપૂર્વ આધ્યાત્મિક જીવન માટે પૂર્વ તૈયારી કેવી હોવી જોઈએ એ તો આપણને શ્રી શારદાદેવીના જીવનમાંથી જ જડે એમ છે.

શ્રી શારદાદેવીનો જન્મ બંગાળાના જયરામબાટી નામે એક ગામડામાં. એમનું મુકરજી કુટુંબ બ્રાહ્મણ કુટુંબ અને પવિત્રતા ને સંયમ માટે જાણીતું. આથી ગરીબ હોવા છતાં તે આદરયુક્ત બન્યું હતું. શ્રી. શારદાદેવી આવા ધાર્મિક વાતાવરણમાં ઉછર્યાં ને પોષણ પામ્યાં. સ્વાર્થત્યાગ, સાદાઈ, સત્ય અને પવિત્રતા એમના આધ્યાત્મિક જીવનનાં પ્રધાન લક્ષણો હતાં.

શ્રી રામકૃષ્ણનું વય તેવીસવર્ષનું હતું અને તેઓ કલકત્તા નજીકના મંદિરમાં પૂજારી હતા તે સમયે શ્રી શારદાદેવી માત્ર પાંચ જ વર્ષનાં હતાં—અને તેનાં માતાપિતાએ શ્રી રામકૃષ્ણ સાથે એમને પરણાવવાનો નિર્ધાર કર્યો. શ્રી રામકૃષ્ણ પોતાની માતૃભૂમિ કમરપુકુર જઈ રહ્યા હતા તે સમયે આ લગ્ન નક્કી થયું ! આ પૂર્વેનાં ચાર વર્ષો શ્રી રામકૃષ્ણે દક્ષિણેશ્વરમાં કાલીની ઉપાસનામાં ગાળ્યાં. એમનાં જીવનનાં આ વર્ષો પ્રબલ આધ્યાત્મિક મનોમન્થનનાં હતાં. એમની માતાના મનમાં એમ હતું કે શ્રી રામકૃષ્ણનું ચિત્ત લગ્ન પછી વ્યવહારમાં લાગશે. પણ એમ ન બન્યું. આ લગ્ન ભૌતિક સુખના સાધન તરીકેનું ન હતું. ધન, માલમિલકત, સ્વાર્થ કે વિષયોપભોગની ઇચ્છાઓ તૃપ્ત કરવા માટેનું નહતું. એમને મન તો લગ્ન આધ્યાત્મિક જીવનની પ્રગતિના સાધન તરીકે હતું. લગ્નજીવન દ્વારા એમને તો પૂર્ણ નિઃસ્વાર્થી પ્રેમ અને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરવાં હતાં. શ્રી રામકૃષ્ણ તો કાલીની ઉપાસના માટે પાછા આવ્યા અને શારદાદેવી એમનાં માતાપિતા સાથે રહેવા લાગ્યાં. બાર વર્ષની ઉમ્ર તપશ્ચર્યા પછી શ્રી. રામકૃષ્ણને પ્રભુકૃપાનો ઉલ્લાસ અને આત્મજ્ઞાન પ્રાપ્ત થયાં. શ્રી શારદાદેવીએ આ સમયે યૌવનના ઊંબરમાં પગ મૂક્યો.

શ્રી રામકૃષ્ણના જીવનની આ ઉચ્ચોચ્ચ કક્ષાને સમયે શારદાદેવી ઇ. સ. ૧૮૭૨ માં પોતાના પતિની સેવા કરવાની અને એમના આધ્યાત્મિક જીવનની પૂર્ણતા અનુભવવાની ભાવનાથી દક્ષિણેશ્વર આવ્યાં અને અઢારે વર્ષની પોતાની તરુણ પત્નીને શ્રી રામકૃષ્ણે ગૃહનાં પ્રત્યેક કાર્યમાં સ્નેહપૂર્વક સહાય અને સૂચનાઓ આપવા માંડી અને આત્માનાં ઉચ્ચ ઉડ્ડયનોમાં પણ એમને સાથે લીધાં. શ્રી શારદાદેવી જ્યારે પહેલી જ વાર દક્ષિણેશ્વર આવ્યાં ત્યારે પતિપત્ની એક જ રૂમમાં સાથે રહેતાં; પણ તે સમયે શ્રી રામકૃષ્ણનું ચિત્ત એવી અધ્યાત્મલીન દશામાં હતું કે શ્રી શારદાદેવી તો રાતોની રાતો શ્રી રામકૃષ્ણદેવની એ નિજાનન્દની મસ્તી નિહાળતાં નિહાળતાં જ વ્યતીત કરતાં હતાં; વળી કેટલીક રાત્રિઓ એ શ્રી રામકૃષ્ણના અધ્યાત્મ વિષયોને લગતા વાર્તાલાપો સાંભળવામાં જ ગાળ્યા કરતાં. આખરે એમ નક્કી થયું કે શ્રી શારદાદેવીએ શ્રી રામકૃષ્ણની માતા સાથે સૂવું.

અવારનવાર શ્રી શારદાદેવી પોતાનાં માતપિતાને ઘેર જતાં; પણ હવે પછીનાં તેર વર્ષો તો શ્રી શારદાદેવીએ શ્રી રામકૃષ્ણની સાથે જ ગાળ્યાં. આ સમય દરમિયાન શ્રી શારદાદેવીના હૃદયમાં રહેલાં નિઃસ્વાર્થ પ્રેમ અને પ્રજ્ઞાનનાં બીજનો પૂર્ણ વિકાસ સધાયો. દિનપ્રતિદિન આ સેવામૂર્તિ પોતાના પ્રભુભક્ત પતિની સમાધિયુક્ત દિનદશા પોતાના એકાન્ત નિવાસમાંથી નિહાળ્યાં કરતાં. રાત્રે જ્યારે પોતાના પતિ એકલા હોય તે સમયે પોતાના નાનકડા નિવાસસ્થાનમાં પોતે પ્રેમથી બના-

વેશું પોતાના પતિનું ભોજન પોતે આણે. આમ, પારાવાર મુશ્કેલીઓ વેઠીને પણ આ સાધ્વી સ્ત્રીએ પોતાની જાતને પણ ભૂલી જઈને અકથ્ય આત્મભોગદ્વારા પોતાના પતિની સેવા કરી; અને એમાં જ પોતાનું પરમશ્રેય માન્યું. પોતાના પતિ સાથેનો આ જીવનકાળ સંભારતાં પોતે કહે છે:

" તે કાળ મારા જીવનના પરમ સુખનો હતો. હું એવા પતિ મેળવવાને સદ્‌ભાગી હતી જેમણે જીવનમાં કદી પણ મને કડવો શબ્દ કહ્યો નથી કે મારી લાગણી દુભાવી નથી. " અને શ્રી રામકૃષ્ણે પણ શારદા દેવી માટે કહ્યું છે: " એ ખરેખર સરસ્વતીનો અવતાર જ છે. એનું જીવનકાર્ય જગતને જ્ઞાન આપવાનું છે. "

શ્રી રામકૃષ્ણના આત્મજ્ઞાનનાં ઝરણે શ્રી શારદાદેવી પૂર્ણપણે ઝીલી શકયાં હતાં. એમની સેવામાં એ પોતાનું દેહભાન પણ ભૂલી ગયાં હતાં; જેને પરિણામે શ્રી શારદાદેવીના હૃદયાકાશમાં અનન્ત આત્મસુખનો પૂર્ણ પ્રકાશ પ્રગટયો હતો. કાલી માતાની પૂજામાં જે દિવ્ય દર્શન શ્રી રામકૃષ્ણે અનુભવ્યું તે જ દિવ્યદર્શન–તે જ માતૃવાત્સલ્ય અને દિવ્યપ્રેમ એમણે શ્રી શારદ દેવીમાં અનુભવ્યું.

ઈ. સ. ૧૮૮૫ માં શ્રી રામકૃષ્ણની તબિયત એકાએક લથડી. ડોકટરોએ જાહેર કર્યું કે એમને ગળાનું કેન્સર થયું છે. સતત વાતચીતને લીધે તેમજ આત્માનન્દની ... દશાને લઈને દરદ વધવા લાગ્યું અને ડોકટરોએ એમને વધારે સારવાર થઈ શકે તે માટે, કલકત્તાની નજીક રહેવાનું સૂચવ્યું. દસ દસ માસ સુધી શ્રી રામકૃષ્ણદેવના શિષ્યોએ પોતાના ગુરુની ખૂબ ભાવથી સેવા કરી.

પણ બનવાનું હતું તે બન્યું. શ્રી રામકૃષ્ણ દેવના ઉર્ધ્વપ્રયાણની અસર શ્રી શારદાદેવી ઉપર અકથ્ય થઈ. જગતની ક્ષણભંગુરતાનો સચોટ ખ્યાલ તેમને આ વખતે આવી ગયો.

શ્રી રામકૃષ્ણના અધ્યાત્મ અનુભવો શ્રી શારદાદેવી પૂર્ણપણે ઝીલી શકયાં હતાં. એક વાર શ્રી રામકૃષ્ણદેવના એક શિષ્યે શ્રી શારદાદેવીને કહ્યું, " માતાજી, માતાજી ! જુવો તો ! આપણા ગુરુદેવે તો બધા ધર્મોનો સમન્વય કર્યો છે–બધાની મૂળગત એકતા સિદ્ધ કરી છે. " આના જવાબમાં શ્રી શારદાદેવીએ કહ્યું, " ભાઈ જુદા જુદા ધર્મોના સમન્વય માટે તું જે કહે છે તે સાચું છે; પણ મને તો કદી પણ એમ નથી લાગ્યું કે ભિન્ન ભિન્ન ધર્મોની એકતા સિદ્ધ કરવા માટે ગુરુદેવે વિવિધ ધર્મોનું આચરણ કર્યું હોય. રાત દિવસ પોતે તો પોતાની ભજનધૂનમાં મસ્ત જ રહેતા હતા–પરમાનન્દમાં જ લીન રહેતા હતા. વૈષ્ણવો, ખ્રીસ્તીઓ, મુસલમાનો અને બીજા ધર્મના અનુયાયીઓ–આ બધાના ધર્મોમાં કહેલાં અનુશાસનો પોતે પાળતા તે કેવળ પોતાની મોજથી જ–પ્રભુની લીલાનાં વિવિધ સ્વરૂપોમાં રત રહેવાની ભાવનાથી જ. શ્રી રામકૃષ્ણના જીવનનું પરમ લક્ષણ તો એમનો અદ્‌ભુત ત્યાગ જ. એવો સ્વાભાવિક ત્યાગ બીજે ક્યાં જડી શકે ? " એક બીજે પ્રસંગે માતાજીએ કહ્યું છે: શ્રી રામકૃષ્ણનું આભૂષણ એમનો ત્યાગ, નાતજાત, ધન, કીર્તિ, જાતીયતા કે અહંમમત્વની મર્યાદિત ભાવનાઓએ કદી એમના જીવનને આવર્યું નથી, ત્યાગ અને વૈરાગ્યના પૂર્ણાનુભવ વડે એઓ અખિલ વિશ્વમાં વહેતું સતત પ્રેમતત્ત્વ, અનુકમ્પા અને પ્રજ્ઞાન અનુભવી શકયા હતા.

કલકત્તાની નજીક શ્રી રામકૃષ્ણના શિષ્યોએ એક આશ્રમ બાંધ્યો હતો. શ્રી શારદાદેવીના

જીવનનો મોટો ભાગ એકાન્તવાસમાં ગયેલો હોવા છતાં પોતે શ્રી રામકૃષ્ણના શિષ્યો અને મુમુક્ષુઓને પોતાની પાસે આવવામાં કશો અણગમો દર્શાવ્યો નથી. એમની આધ્યાત્મિક મૂઝવણોનો પોતે સરળ, ઘરગથ્થુ શબ્દોમાં પ્રેમથી ખુલાસો કરતાં; એમને માટે પ્રેમથી રસોઇ પણ કરતાં અને જેઓ લાંબા પ્રવાસેથી આવતા તેમની તો પોતાનાં બચ્ચાંઓની જેમ ખૂબ કાળજીપૂર્વક સેવા-સરભરા કરતાં. જે જે વ્યક્તિઓ એમના પરિચયમાં આવી છે તે બધી વ્યક્તિઓને એમના પ્રત્યે ખૂબ આદર-ભાવ થયો છે; કારણ કે ભલમનસાઇ, પવિત્રતા અને અગાધ પ્રભુપ્રેમ એમના જીવનનાં સહજ લક્ષણો હતાં. ગમે તેવી હલકી કક્ષાનો મુમુક્ષુ હોય-નેવાની સાથે પણ પોતે સામાન્ય વાતચીત દ્વારા પોતાનામાં રહેલા ઉચ્ચ દૈવી ગુણોનો પરિચય પોતે કરાવી શકતાં.

શારદાદેવીના વ્યક્તિત્વમાં આપણને સ્ત્રીત્વની ઊંચામાં ઊંચી કક્ષાનું દર્શન થાય છે. એમના હૃદયમાં રહેલો સ્નેહભાવ અને એમના જીવનની સાદાઇદ્વારા હાલના સ્ત્રીજીવનમાં રહેલી બાહ્ય ટાપટીપ, આડંબર અને વ્યર્થ અહંભાવની અર્થહીનતા બહુ સ્પષ્ટ જણાઇ આવે છે. હાલની સ્ત્રીઓને એમના આ ગુણો દ્વારા બહુ બહુ શીખવાનું બાકી રહે છે. છેક બાલ્યકાલથી જ આ સ્ત્રીરત્નને પ્રભુભક્તિની અને પ્રભુપ્રેમની પિપાસા હતી. આધ્યાત્મિક જીવનની ખાતર એમણે શું શું નથી કર્યું ? શારીરિક સુખની એમણે અવગણના કરી-માલમિલ્કત, સત્તા કે આત્મપ્રશંસાનો જરા પણ લોભ રાખ્યા વિના આ દેવીએ પોતાના આત્મબલ ઉપર જ મક્કમ રહીને આત્માની શાન્તિ જાળવી; અને, આધ્યાત્મિક પ્રગતિની ખાતર આવી પડેલું તમામ દુઃખ પોતે વેઠયું અને શાન્તચિત્તે, સ્વસ્થતાપૂર્વક પોતાના જીવનમાં આવી પડેલી બધી ફરજો પોતે બજાવી. જીવનની કોઇ પણ મુંઝવણોથી એ મૂંઝાયાં નથી-અપૂર્વ સમભાવ અને અપૂર્વ આત્મત્યાગદ્વારા એ જીવનની પરમ શાન્તિ અનુભવી શક્યાં. જગતના કોઇ પણ સુખની સ્પૃહા એમણે કદી પણ કરી નથી. સુખ અને શાન્તિ એમને લાધ્યાં તે એમના અન્તરમાંથી જ-હૃદયની અને આત્માની પૂર્ણ વિશુદ્ધિદ્વારા જ.

કદાચ કોઈને એમ લાગશે કે શ્રી. રામકૃષ્ણ અને શારદાદેવીનાં દૃષ્ટાન્તો સ્ત્રી અને પુરૂષના એવા અતિ ઉચ્ચ સંબંધનું નિરુપણ કરે છે, જે સામાન્ય જીવનમાં શક્ય નથી. પણ, આમ નથી. સ્વાર્થાંધતા, અદેખાઈ, ઇન્દ્રિયજન્ય સુખોની ઉપભોગલાલસા અને ક્રોધ-આ બધાએ આપણા જીવનને એવી રીતે ઘેરી લીધું છે કે આવા દૈવી જીવાત્માઓએ પોતાના જીવનમાં અનુભવેલી પરમ શાન્તિનું આછું દર્શન પણ આપણને થતું નથી. આપણું ચિત્ત ભૌતિક સુખ અને તેનાં સાધનો પ્રાપ્ત કરવા પાછળ એટલું બધું લાગી ગયું છે કે એથી ઉચ્ચતર જીવનનો ખ્યાલ આપણને આવી શકતો નથી. આજકાલની સ્ત્રીઓ પોતાના જીવનનો અમૂલ્ય સમય શરીરના સૌન્દર્યની પાછળ અને ટાપટીપ પાછળ ગાળે છે; કારણ કે એ દ્વારા પ્રશંસા પ્રાપ્ત કરવી સહેલી છે. આજની સ્ત્રીઓનું ધ્યાન એક બીજી પણ બાબત પર લાગ્યું છે-અને તે પોતાના મિત્રો અને પતિઓની સાથે ભૌતિક બાબતોમાં હરિફાઇ કરવાનું અને ભૌતિક બાબતોમાં તેમના જેટલી કક્ષાએ પહોંચવાનું. પણ આજનાં સ્ત્રીપુરુષોને ખબર જ નથી હોતી કે યમ-નિયમો દ્વારા, ત્યાગ અને વિરાગની ઉદાત્ત ભાવનાદ્વારા પ્રાપ્ત થયેલું ભવ્ય, આધ્યાત્મિક સ્ત્રીજીવન એ શું છે ? શ્રી શારદાદેવીના જીવનદ્વારા એ સંપૂર્ણ રીતે સિદ્ધ થાય છે કે

માતૃગૃહ અને કુટુંબની મર્યાદિત કક્ષામાં રહીને પણ કોઇ પણ સંસ્કારી સ્ત્રીહૃદય ઉચ્ચ, આધ્યાત્મિક જીવન કેળવી અને પામી શકે.

જીવનના ઘણાખરા પ્રશ્નોનો સરળ ઉકેલ ત્યારે જ આવી શકે છે જ્યારે આપણે એ પ્રશ્નોને સમજવા માટે જીવનની ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરીને, એ કક્ષાએથી એ પ્રશ્નોને તપાસીએ. શ્રી રામકૃષ્ણ અને શારદાદેવીના સહજીવનમાં આપણને સ્ત્રી અને પુરુષના બહુ જ ઉચ્ચ કોટિના સંબંધનું દર્શન થાય છે; જે દર્શન આપણા હાલના સમાજજીવનમાં, જીવનસિદ્ધાન્તોમાં અને જીવનસંસ્કૃતિમાં રહેલી ત્રુટિઓ અને મર્યાદાઓ સ્પષ્ટપણે દર્શાવે છે અને આપણા જીવનની હલકી કક્ષાનું આપણને સખેદ ભાન કરાવે છે.

આપણે જીવનનાં ઘણાંખરાં કાર્યોમાં બીજાનો જ દોષ જોયા કરીએ છીએ અને બીજાની ટીકાઓ કર્યા જ કરીએ છીએ. આ બાબતમાં પણ શ્રી શારદાદેવીનો સંદેશ વિચારણીય છે સડસઠમા વર્ષે, જે દિવસે પોતાનું મૃત્યુ થયું તે જ દિવસે, પોતે ખૂબ ક્ષીણ થઇ ગયાં હતાં, તેવે સમયે, પોતાના એક પ્રિય શિષ્યના મુખારવિન્દ સામું જોઇને પોતે જીવનના આ છેલ્લાં શબ્દો ઉચ્ચાર્યાઃ—

" પણ હું એક વાત તો કહીશ જ. જો તમારે મનની શાન્તિ જોઇતી હોય તો બીજાઓના દોષ કાઢશો નહીં વધારે સારું એ છે કે તમે તમારા પોતાના જ દોષો જુવો. સ્નેહથી આખું જગત વશ કરતાં શીખો. હે વત્સ ! જગતમાં કોઇ પારકું છે જ નહીં; આખું જગત તારું જ છે. " *

* મીસીસ હલિઝાબેથ ડેવીડસનના "Some Enduring Ideals of Womanhood" નામના અંગ્રેજી લેખનો ભાવાનુવાદ.

---

## વ્યથા—ગીત

ગાઉં વ્યથા કેરાં ગીત, ગીતડાં ગાઉં વ્યથા કેરાં.
ગાઉં વૃથા શ્લથ ગીત, ગીતડાં ગાઉં વ્યથા કેરાં.

જીવનની કુંજ મારો હૂલે ન ઝૂલે;
સૂણ્યો ટહુક એક ચીત, ગીતડાં ગાઉં વ્યથા કેરાં.

પંથે પડેલ શ્યામ છાયા અંધાપની;
જીવું, જીવું ને ભયભીત, ગીતડાં ગાઉં વ્યથા કેરાં.

આવે તોફાન, દૃષ્ટિ-વ્હોણાને મુંઝવે;
ડગલાં મુકું એવી રીત, ગીતડાં ગાઉં વ્યથા કેરાં.

ભૂત ભર્યું આંધિએ, ભાવિ છે ધુમ્મસે;
આધુનિક ધુંધવે અનિત્ય, ગીતડાં ગાઉં વ્યથા કેરાં.

અંધાને ઇશ દિયે અંતરની દીવડી;
શ્રદ્ધા ગવરાવે છે ગીત, ગીતડાં ગાઉં વ્યથા કેરાં.

શ્રી. સરોજ

# પિતા........................અને........................પુત્ર

લેખક : શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

નોંધ : જે વખતે સિદ્ધાર્થદેવ (બુદ્ધભગવાન) સર્વનો ત્યાગ કરીને સત્યની શોધ માટે ચાલી નીકળ્યા તે વખતે એમના પુત્ર રાહુલની ઉમ્મર ત્રણ માસની હતી. રાહુલ જ્યારે સાત વર્ષનો થયો ત્યારે જ્ઞાન પ્રાપ્ત કરીને સિદ્ધાર્થદેવ પોતાના શિષ્યમંડળ સાથે ઉપદેશ આપતા આપતા પોતાના પિતાના નગરમાં પાછા આવે છે અને પોતાના પિતાને, માતાને, ભાઇભાંડુને, પત્ની યશોધરાને સત્યજ્ઞાનનો ઉપદેશ આપી પોતાના મત તરફ વાળે છે. આ જ્ઞાન મેળવ્યા પછી પ્રભુ સિદ્ધાર્થદેવના બીજા હૃદય જેવી દેવી યશોધરા પોતાના પુત્ર રાહુલને ભગવાન સિદ્ધાર્થદેવના મતનો મુખ્ય પ્રચારક બનાવવા ઇચ્છે છે. એથી થોડા સમય બાદ રાજ્યાગારમાં સિદ્ધાર્થદેવ ધર્મોપદેશ માટે ફરીથી આવ્યા ત્યારે આગળથી સમજાવી મૂકેલા કુમારને સારાંસારાં વસ્ત્રો પહેરાવી રાણી યશોધરા એને સિદ્ધદેવ પાસે મોકલે છે અને પોતે દ્વારની પાછળ ઉભી રહી સંવાદ સાંભળે છે. —લેખક.

રાહુલ કુમાર : (બે હાથવતી પ્રણામ કરતાં) મારા પ્રણામ સ્વીકારો ભગવાન ! આપની પાસે આવી બેસવાની મારી યોગ્યતા નથી. તેમ જ્ઞાનની વાતો કરવાની મારી શક્તિ નથી. એથી જરા સંકોચ થાય છે. પરંતુ પિતા પાસે જતાં પુત્રે સંકોચ ન રાખવો જોઇએ એમ સમજી હું આપની પાસે આવ્યો છું.

[ રાહુલની વાણી સાંભળી ભગવાન એને તૈયાર કરી મોકલનારને અને એના ઉદ્દેશને સમજી જાય છે. ]

સિદ્ધાર્થ દેવ : (મંદ હાસ્ય કરતાં કરતાં) તમને કોણે મોકલ્યા કુમાર ?

રાહુલ : મને ? મને કોણ મોકલે ? હું મારી મેળે આવ્યો.

સિ. દેવ : અમારા જેવા સાધુ બાવાની સાથે તમારે શું કામ હશે કુમાર ? તમારા દેખાવ ઉપરથી તમે રાજાના કુંવર હોય એમ લાગે છે.

રાહુલ : મહારાજ ! આપે મને બરાબર ઓળખ્યો નથી. શું ? હું માત્ર સામાન્ય રાજાનો કુંવર છું એમ નથી. હું તો રાજાધિરાજનો કુમાર છું. અને સાધુ બાવા પાસે કેમ આવ્યો—એમ પૂછો છો ? હું આપના જેવા સાધુ બાવા પાસે એટલા માટે આવ્યો કે હું જે રાજા-ધિરાજનો કુમાર છું એ રાજાધિરાજ સાધુબાવાના વેશમાં જ ફરે છે.

[ આ જવાબથી ભગવાન હસી પડે છે. ]

મહારાજ ! હસવું હોય તો હસો ! આપ હસશો એથી મારે કહેવાની વાતો હું કાંઈ ભૂલી જવાનો નથી. આપને ખરું લાગે કે ખોટું લાગે પણ સાચી વાત કહેવામાં હું કંઇ એ જોવાનો નથી.

સિ. દેવ : (હસવું દબાવી) તે તમે મને કંઇ કહેવા આવ્યા છો કુમાર ? અને તે ખોટું લાગે એવું પણ છે ? જો ખોટું લાગે તેવું હોય તો તમારે તે કહેવું ના જોઇએ. કારણ કે સાધુઓને માઠું લાગે તેવું બોલીએ તો પાપ લાગે.

રાહુલ : આપની વાત સાચી છે મહારાજ ! પરંતુ મેં સાંભળ્યું છે કે સાધુ પુરુષો તો બહુ જ્ઞાની હોય છે. માન–અપમાન એમને હોતું નથી. સારુ–માઠું એમને લાગતું નથી. અમે ગમે તેમ બોલીએ તો પણ એમને માઠું લાગવું જોઇએ જ નહિ.

સિ. દેવ : વાહ કુમાર, તમે તો ઉપદેશ આપવા મંડી પડયા કંઈ ? તમે દેખાવે નાના, પરંતુ તમારામાં જ્ઞાન બહુ ઉંચા પ્રકારનું હોય એમ લાગે છે.

રાહુલ : મહારાજ, મેં તો પ્રથમ જ કહ્યું છે કે આપની સાથે જ્ઞાનની વાતો કરવાની મારી શક્તિ નથી. એટલે ઉપદેશ આપુ છું એમ તો કેમ કહેવાય ? મારી પૂજ્ય માતાએ એક શ્લોક મને શીખવ્યો છે, તેની એક લીટી એવી છે કે,

बालेन कथितं वाक्यं
मान्यं नीतिसमन्वितम् ।

એટલે કે નાનું બાળક હોય પરંતુ એ જો નીતિની અને ધર્મની વાત કરે તો સૌએ તે માનવી જોઇએ. પછી એમાં સાધુબાવાએ કે મોટા મોટા જ્ઞાનીએ નહીં માનવી એવું કંઇ આવતું નથી.

[ પ્રભુ સાથે આવેલા શિષ્યો પણ આ જવાબથી હસી પડે છે. ]

સિ. દેવ : કુમાર ! તમે બહુ હોશીઆર છો હોં ! બીજાની વાતને તમે ઝટ ઉડાવી દો છો. અને તમારી વાત સાબિત કરો છો.

રાહુલ : મહારાજ ! સત્ય તો પોતાની મેળેજ સાબિત થઇ જાય. એને સાબિત કરવાનીય જરૂર પડતી નથી.

સિ. દેવ : ભલે ભલે, બોલો; તમે શી સત્યની અને ધર્મની વાત કહેવા આવ્યા છો ? કહો, હું ધ્યાનપૂર્વક સાંભળીશ.

રાહુલ : મહારાજ ! સત્ય ઘણુંખરું પ્રારંભમાં કડવું લાગે છે. એટલે મારી વાત ગળી ના લાગે તો મને ક્ષમા આપશો. જો કે આપને બધા ' દયાના અવતાર ' ' કરુણાના સાગર ' એમ કહે છે અને આપ તેવા છો એટલે હું બીક રાખતો નથી.

સિ. દેવ : ના, ના; જરાય બીક ના રાખો. સંકોચ વગર કહો !

રાહુલ : મહારાજ ! સંપત્તિ વધતી જાય તેમ તેમ માણસ સ્વજનને ભૂલે કે જગતને ભૂલે ? કે બન્નેને ભૂલે ? કે બધાયને ના ભૂલે ?

સિ. દેવ : એટલે ?

રાહુલ : એટલે એમ કે માણસ જેમ જેમ સમૃદ્ધ થતો જાય છે તેમ તેમ એનાથી એક પછી એક ભૂલાતું જાય છે એમ કેટલાક કહે છે. અને બીજા કેટલાક એમ કહે છે કે માણસ જેમ જેમ સમૃદ્ધ થતો જાય છે તેમ તેમ એ ભૂલેલો હોય તેને ય યાદ કરે છે. અને એને પોતાની પાસે લાવવા પ્રયત્ન કરે છે. હવે આમાં આપ કયા મતને માનો છો ?

સિ. દેવ : વ્હાલા કુમાર ! તેં બહુ સારી વાતો પૂછી. તારી ઉમ્મરનાં બાળકો આવી ઉંચા જ્ઞાનની વાતો સમજી પણ શકે નહિ અને પૂછી પણ શકે નહિ. છતાં તારામાં વિશેષ શક્તિ છે એટલે મારી સમજ પ્રમાણે હું એનો જવાબ આપીશ,

રાહુલ : મહારાજ ! જો, જો, મને બહુ જ્ઞાની માની ઉંચી ઉંચી ન સમજાય

તેવી જ્ઞાનની વાતો કરવા મંડી પડતા. આપણને તો સિધી ને સટ અને ચોકખી ને ચટ વાતો કરવી ગમે.

સિ. દેવ : હું ' સિધી ને સટ અને ચોકખી ને ચટ ' જ વાતો કરીશ કુમાર ! જુઓ, ' જેમ જેમ માણસ સમૃદ્ધ થતો જાય છે તેમ તેમ એનાથી એક પછી એક ભૂલાતુ જાય છે ' એવો કેટલાકનો મત છે, એનો બે રીતે જવાબ આપી શકાય. જ્ઞાનીની રીતે, એમાંથી એવું સમજવાનું મળે છે કે માણસ જેમ જેમ વધારે ને વધારે માનવતા રૂપી સમૃદ્ધિ મેળવતો જાય છે, તેમ તેમ એ વેરઝેર, ઇર્ષા, અસૂયા કામ, ક્રોધ, લોભ, મોહ મદ, મત્સર, એમ એક પછી એક ભૂલતો જાય છે. જેમ જેમ એ સુવિચારોની સમૃદ્ધિ મેળવતો જાય છે તેમ તેમ એ આડંબર, અજ્ઞાન, આધિ, ઉપાધિ, એમ એક પછી એક છોડતો જાય છે. પરિણામ એ આવે છે કે ક્ષણે ક્ષણે એનું જીવન ઉન્નત બનતું જાય છે. અને ઉર્ધ્વગતિ એટલે સત્ય જ્ઞાનની પ્રીતિ એ એટલી સબળ હોય છે કે પ્રીતિ કરનારથી સ્વજન ભૂલાય છે, જગત ભૂલાય છે, અને છેવટે એનાથી પોતાની જાત પણ ભૂલાઇ જાય છે. અને સત્ય સ્વરૂપ પરમેશ્વર અને એ એક થઇ જાય છે.

હવે આજ વાત અજ્ઞાનીઓના જીવનદ્વારા કઇ રીતે સમજાય છે તે જોઇએ. અજ્ઞાની, માણસ ( અસત્યને સત્ય સમજનાર ) પૈસાટકાને, જગતની આબરૂ-કીર્તિને, સત્તાને, લાડી, વાડી અને ગાડીને-સમૃદ્ધિ માને છે. આવા પ્રકારની સમૃદ્ધિ જેમ જેમ વધતી જાય છે તેમ અજ્ઞાની માણસ સૌ પહેલાં કુદરતને ભૂલી જાય છે. પછી જગત સાથેના પોતાના માણસ તરીકેના સંબંધો વેગળા મૂકે છે. પછી દેશને, ન્યાતને, જાતને, નમસ્કાર કરે છે. પછી સગાં સંબંધીઓને, મિત્રો સ્નેહીઓને રામ રામ કરે છે. અને છેવટે પોતામાં અને પોતાની લાડીમાં આખુ વિશ્વ સમાયલું એ જુએ છે. સંતાનો તરફ પણ દુશ્મનથી વધારે સારી નજર એ રાખી શકતો નથી. આ કંપાવી મૂકે તેવી સ્થિતિ વધતાં વધતાં એવી સ્થિતિએ આવી પહોંચે છે કે, માણસ પછી પોતાની જાત સિવાય બીજા કોઇની દરકાર કરતો નથી. પોતાની જાત માટે એ અનેક ભુંડાં આચરણ કરવા તૈયાર થઇ જાય છે. અને પરિણામે એ પોતાને પણ ભૂલી જઇ અસત્ અને એ એક રૂપ થઇ જાય છે.

શત્રુઘ્ન : બહુ સરળ રીતે ખુલાસો કર્યો મહારાજ ! હવે સાથે સાથે બીજા મત ઉપર પણ વિવેચન કરો તો સારું.

સિ. દેવ : હવે એની જ વાત કરું છું. ' જેમ જેમ સમૃદ્ધિ વધતી જાય છે, તેમ તેમ માણસ ભૂલેલો હોય એને ય યાદ કરે છે. અને એને પોતાની પાસે લાવવા યત્ન કરે છે. '-આ વાત પણ બે રીતે સમજાવી શકાય તેમ છે. જ્ઞાનીની રીતે અને અજ્ઞાનીની રીતે. જ્ઞાનીઓ સત્યપૂજક હોય છે. એમ જ્ઞાનની સમૃદ્ધિ જેમ જેમ વધતી જાય તેમ તેમ એમનામાં દયા, પ્રેમ, અહિંસા, ક્ષમા, વગેરે ગુણો પ્રતિદિન વધતા જાય છે. અને તેથી પોતાના કલ્યાણના વિચારની સાથે જગતના કલ્યાણનો

વિચાર એમનામાં આવે છે. અને એથી માર્ગભૂલેલાને, જગતના ભ્રમની જાળમાં સપડાએલાને, પોતાની પાસે લાવવા યત્ન કરે છે. જેથી સત્પંથનું એમને ભાન થાય. અને પોતાને મળતી સમૃદ્ધિમાં તેઓ ભાગ પડાવે. અજ્ઞાનીઓ, એમની સમૃદ્ધિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ અકલ્યાણના માર્ગે પોતે જતો જાય છે. અને અકલ્યાણના માર્ગને થોડે ઘણે અંશે પણ જે ભૂલેલો હોય કે ભૂલવા પ્રયત્ન કરતો હોય, એને ય પોતાના આચરણ દ્વારા પોતાના માર્ગનો પ્રવાસી બનાવે છે. તેમ દુર્ગુણો પૈકી કોઇ કોઇ દુર્ગુણ પોતાનામાં આવતો રહી જતો હોય તો ખોળીને અને જાગતો કરે છે અને એને પોતાની પાસે લાવવા યત્ન કરે છે. કુમાર ! આ ભયંકર દશાનું ચિત્ર આટલેથી જ બંધ કરવું સારું છે.

રાહુલ : મહારાજ, હું ય કમકમી ગયો. ઠીક થયું આપે તે બંધ કર્યું. પરંતુ એક વાત પૂછું ?

સિ. દેવ : ઘણી ખુશીથી.

રાહુલ : આપ તો જ્ઞાનીના માર્ગને જ વધારે પસંદ કરો છો ને !

સિ. દેવ : સત્યના પૂજક સૌ એ જ માર્ગ પસંદ કરે.

રાહુલ : જ્ઞાનીઓની નજરમાં સ્વજનો અને પરજનો સરખાં હોય છે ખરું કે નહિ ?

સિ. દેવ : સરખાં જ હોય.

રાહુલ : એટલે પરજનોના કલ્યાણ માટે પોતાની સમૃદ્ધિનો ભંડાર ખુલ્લો મુકનાર એમ તો ના જ કહે કે, સ્વજનોને હું ખોલાવું નહિ. અને એમને હું અધિકાર ના આપું.

સિ. દેવ : (હસી પડતાં) પણ તમે કહેવા શું માગો છો કુમાર ! સીધી રીતે—તમારા શબ્દોમાં કહીએ તો 'ચોકખુ ને ચટ અને સીધુ ને સટ' કહી નાખો ને !

રાહુલ : ત્યારે તો મહારાજ સાંભળી લ્યો આપ હજુ ખરા જ્ઞાની થયા નથી.

સિ. દેવ : (સ્મિત કરતાં) કેવી રીતે આ ફેંસલો આપ્યો !

રાહુલ : ક્ષમા કરજો મહારાજ ! પરંતુ જગત આખાના કલ્યાણ માટે જેણે ઝંડો ઉઠાવ્યો છે અને ઘેરઘેર ફરીફરીને પોતાની મિલકત જે વહેંચતો ફરે છે એણે પોતાના જ પુત્રને વિસારી મૂકયો ! એણે પોતાના જ બાળકને ભીખારી રાખ્યો ! એણે પોતાના જ સંતાનને દીન અને દરિદ્રી રાખ્યો !

સિ. દેવ : (આનંદથી) આ બધી ચર્ચા આટલા માટે જ કરી કુમાર ?

રાહુલ : એ તો આપ જે સમજો તે. પણ આપને મોંઢે જ ન્યાય કરો કે મારી વાત ખરી કે ખોટી ?

સિ. દેવ : તમે તો બહુ જબરા નીકળ્યા કુમાર ! તમારી વાત ખોટી છે એમ કહેવાની હિંમત કોણ કરે ?

રાહુલ : ત્યારે ભૂલ્યા ત્યાંથી ફરી ગણો. આપની તમામ સંપત્તિનો મને વારસ બનાવો ! મહારાજ, પિતાની સંપત્તિનો ખરો અને પ્રથમ અધિકારી પુત્ર જ હોય. આપના મહા મૂલ્યવાન ભંડારની ચાવી મને સુપ્રત કરો અને જગતને

## મારે મન્દિરીયે

( આવો રુખારણુ હો મારે નેસલડે—એ રાગ )

આવો સખિયણુ હો ! મારે મન્દિરીયે
સ્નેહનાં અનેરાં સન્માન, સખિયણુ હો
મારે મન્દિરીયે....

મારે મન્દિરીયે હો ! કે મોરલા નાચે સખિયણુ
ઝાંઝરના જો જો ઝણુકાર, સખિયણુ હો
મારે મન્દિરીયે....

મન્દિરને મૂખડે હો ! કે વાડલી ફાલી, સખિયણુ
કુંજે કોકિલા ટહુકાર, સખિયણુ હો
મારે મન્દિરીયે....

મારી વાડલીયે હો ! કે ફુલડાં ફાલ્યાં મનોહર
ગુંથશું વિજય વરમાળ, સખિયણુ હો
મારે મન્દિરીયે....

ઝળકે અખંડ જ્યોત હો ! કે મારે મન્દિરીયે
આત્મને અર્પંતી અજવાળ, સખિયણુ હો
મારે મન્દિરીયે....
આવો સખિયણુ હો ! મારે મન્દિરીયે

ડાક્ટર ધીરૂભાઈ મહેતા



## મુંઝવતું મથન

વળી મથન માહરૂં ડુબવતું દિશે છે મને,
નથી રૂચતું તો ય તે મથન મૂકતું ના મને,
ખરે ડુબળી હિસતી જીવનની સીડી માહરી,
પરંતુ મળશે મને ક્દીક દાદરો સ્વર્ગનો.
બીજા જીવનમાં કરૂં સફળ ચિત્તના ચિન્તનો.

શ્રી. ભાનુકુમારી ભટ્ટ

# માસ્તર સાહેબ

અનુવાદક :
શ્રી. અરુણા લાખીયા,
બી. એ.

આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વેની આ વાત છે. વર્તમાન શહેરથી સોળ માઈલ દૂર દામોદર નદીની પેલેપાર નન્દીપુર તથા 'ગોંસાઈગંજ' બે પડોશી ગામ હતાં. આ બંને ગામના સીમાડાની મધ્યમાં એક વિશાળ-પુરાણું વડ-વૃક્ષ હતું. પરંતુ અત્યારે નથી એ ગામ કે નથી એ વિશાળ વટ-વૃક્ષ. દામોદરનો પ્રવાહ આ બધું યે ઘસડી ગયો.

ફાગુન માસની બપોર હતી. આ સમયે ગામના સ્થાનીક કાયસ્થ ગૃહસ્થ શ્રીયુત હીરાલાલ દાસદત્ત મહાશય ધૂમ્રપાન કરી રહ્યા હતા તેમના પડોશી શ્યામલાલ આ વખતે ચૈત્ર માસમાં અન્નપૂર્ણા પૂજા કેવી થશે તેની ચર્ચા કરતા હતા. નન્દીગ્રામમાં દરસાલ ભારે ધામધૂમથી પૂજા થતી. પરંતુ આ સાલ તો કંઇ નવી નવી વાતો સંભળાય છે. એક તો નાચવાળા પણ આવવાના છે. નાટક તો થાય જ છે. તેમાં શું ? જો નન્દીગ્રામમાં નાચ આવે તો ગોંસાઈગંજને કંઇ એકના નાટકથી ચાલે ? એમને પણ વાજાંનો પ્રબંધ કરવોજ પડવાનો. આલોચના કરી રહ્યાં હતા. ત્યાં તો રામચરણ હાંફતા હાંફતા આવી પહોંચ્યા. હાથમાંનો ડંડો દૂર ફેંકી બેસી પડ્યા. તેમની દેદાર જોઈને શ્રીદત્તે પુછ્યું. કેમ, શું ખબર છે ?

રામચરણે હાંફતાં હાંફતાં બંને આંખો પહોળી ચડાવી બોલ્યા, "દત્ત ભાયા કંઇ પુછવાની વાત નથી. હાય, હાય, કાર્તિક માસમાં જ્યારે મને તાવ થયો ત્યારે હું મરી કેમ ન ગયો ! આ બધું જોવું તો ન પડત. પરંતુ મારા મનમાં કંઇ ને કોઈના મનમાં કંઈ ! હાય રે, વિધાતા !

શ્યામલાલ અને કેનીરામ ચોર ચિંતામાં રામચરણ સામું જોવા લાગ્યા. દત્ત મહાશયે પૂછ્યું, 'થયું શું ? કંઈ સ્પષ્ટ તો કહો.

આવું થશે. એ લોકોએ તો એક "હાઇસ્કુલ" કાઢી છે.

ત્રણેએ એક સાથે પૂછ્યું, "હાઇસ્કુલ શું ચીજ છે." રામચરણે કહ્યું, અરે ભાઇ હું શું જાણું કે 'કુસ્કુલ' કઇ ચકલીનું નામ છે.

હીરૂદત્તે કહ્યું, "એક સ્કુલ ખોલી છે."

"જી હા, એ જ. એક માસ્તર છે. એ અંગ્રેજી ભણાવે છે. એ ગુરુજીને બધા "માસ્ટર સાહેબ" કહે છે. દીસુ ઘોષના મેદાનમાં ખુલ્યું છે. મેં નજરે જોયું છે કે દસ બાર છોકરાઓને 'માસ્ટર સાહેબ' અંગ્રેજી ભણાવતા હતા.

હીરૂદત્ત એક લાંબી ખાંસી ખાઇને બોલ્યો, "માસ્ટર સાહબ" કયાંથી આવ્યા છે ?

"એ તો બર્દમાન શહેરથી આવ્યા છે. બ્રાહ્મણ છે. તેમનું નામ છે "હારીન ચક્રવર્તી". ૧૫-૨૦ રૂપિયા આપે છે અને રહેવાની જગ્યા.

એટલામાં બહાર કોલાહલ સંભળાયો. થોડીવારમાં બડબડાટ કરતા કેટલાક માણસો પ્રવેશ્યા. રામચરણે નન્દીગ્રામથી આવતાં જ આ બધાંને ખબર કહી દીધી હતી આથી જ તો આ સર્વ એકત્રિત થઇ આવ્યા હતા. તેમણે કહ્યું, "શું હવે નન્દીગ્રામ આગળ શીર ઝુકાવવું પડશે ? અમારે પણ સ્કુલ ખોલવી છે.

હીરૂદત્ત મહારાજે હવે આગળ આવી હાથ ફેલાવી લોકો બેસવાની ઇશારત કરી. અને પોતાનું સંભાષણ શરૂ કર્યું.

ભાઇઓ, શું આપે એજ વિચાર કર્યો કે ગોંસાઇગંજ નન્દીગ્રામ સાથે ટક્કર ઝીલવામાં પાછી પાની કરશે. પ્રાણ જાય પણ એ ન થાય. હું આજ ને આજ કલકત્તા જાઉં છું. અને 'માસ્ટર' શોધી લાવું છું. એ લોકો પંદર પગાર આપે તો આપણે પચીસ. આજથી ત્રણ હપ્તામાં આજ મકાનમાં સ્કુલ ખોલીશું. અત્યારે તો આપ લોકો આરામ કરો જય-ગોંસાઇગંજની જય, જય હીરૂદત્તની જય. ઉત્સાહઘેલી જનતાએ પ્રસ્થાન કર્યું".

ચોથેજ દિવસે હિરૂદત્ત 'માસ્ટર' સાથે આવી ગયા. 'માસ્ટર'નું નામ છે વ્રજગોપાલ મિશ્ર, ઉંમર લગભગ ત્રીસ, ઉંચા-પહોળા પ્રતિભાશાળી યુવાન, મૃદુભાષી. અંગ્રેજી ભણાવવામાં તો ભારે ઉસ્તાદ. અંગ્રેજીનો પ્રચાર તો એટલો છે કે કોઇ પરિચિત મળતાં અંગ્રેજી જ બોલાઇ જવાય. 'માસ્ટર' કહેતા કે જ્યારે પોતાના પિતા જીવિત હતા ત્યારે ગંગા તટપર એક દિવસ એક અંગ્રેજ સાથે મુલાકાત થઇ. વાતચીત કરવાની છટા નિહાળતાં જ તેમને સાહેબ ખુશ થઇ કલેકટરની નોકરી અપાવવાના હતા. પરંતુ આજે પિતા જ હોવાથી જ તે આવી પચીસ રૂપરડીની નોકરી માટે આવ્યા છે ને !

ગ્રામવાસી તો એની વાતો સાંભળી તેના પર વારી ગયા.

હીરૂદત્તની પ્રતિજ્ઞાનુંસાર બીજેજ દિવસે દિવસે 'સ્કુલ' ખુલી ગઇ. અને 'માસ્તર સાહેબ' ૧૫ ૧૬, વિદ્યાર્થીઓને ઉત્સાહપૂર્વક ભણાવવા માંડયાં શરૂઆતમાં તો હીરૂદત્તે સ્લેટ આદિ સાહિત્યો ખાસ કલકત્તાથી લાવીને વિદ્યાર્થીઓને ચરણે ધરી દીધાં.

નંદીગ્રામ અને ગોંસાઇગંજ વાસીઓ કદી રસ્તામાં ભેટી જતા અને પોતપોતાના 'માસ્તર સાહેબ'ની પ્રશંસા કરતા.

યથા સમય બંને ગ્રામમાં અન્નપૂર્ણા પૂજા થઇ. પ્રત્યેક વાસી એકબીજાને મળ્યા. અને પ્રસાદ આરોગ્યા. 'માસ્તર સાહેબ' 'માસ્તર સાહેબ'ને મળ્યા. આ બંનેની પ્રથમ મુલાકાત હતી. બંને પ્રથમથી જ એકબીજાની પરિચિત હતા.

પુજા પછીના એક દિવસે વળી ગોંસાઇગંજવાસીઓમાં ગુસ્સાનું મોજું ઉછળી આવ્યું. નંદીગ્રામના 'માસ્તર' કહેતા હતા કે, "આ માસ્તર તો મારા 'કલાસ ફેલો'

છે. એ તો માત્ર બેજ વર્ષ ભણ્યા છે સાત વર્ષ નહીં. અને કલકત્તામાં સાત રૂપિયામાં નોકરી કરતા હતા "

પરંતુ ગોંસાઇગંજના માસ્તરે તો આ હસી કાઢ્યું તેમણે કહ્યું, આને જ કળિયુગ " અરે બીજી ચોપડીમાંથી તો હું ઉઠી ગયો કે એ ? મને તો બધા જ પ્રશ્નોના જવાબ આવડતા. અને એને નહીં એક વખત અમારા માસ્તર સાહેબે સવાલ પુછ્યો, એને ન આવડ્યો એટલે હું બોલી ગયો. અમારા માસ્તરે તેને કાન ઝાલીને બહાર કાઢ્યો. અને મેં બે તમાચા ચોડી દીધાં. હું કાયસ્થ અને એ બ્રાહ્મણપુત્ર, તેથી તે માર ખાઇ જતો રહ્યો અને હું તો સાત વર્ષ ભણી તે બહાર નીકળ્યો. ""

હવે બંને આમમાં પ્રતિવાદ જોરથી ચાલ્યો. અન્તમાં હારાન માસ્તર બોલ્યા કે " હજુ અમારા બંનેના માસ્તર જીવિત છે ચાલો સાબીત કરીએ "

પરંતુ વ્રજ માસ્તર કહે, અરે એ તો બે સાલથી સ્વર્ગવાસી થઇ ગયાં. તેનું શ્રાદ્ધ મેં કર્યું છે. અને તેમનાં છોકરાંઓ તો મને વ્રજદાદા કહે છે. "

આમ બંને ' માસ્ટર 'માં પ્રતિવાદ થવા લાગ્યો. અને બંને ગ્રામવાસીઓને સંદેહ થયો કે પોતાના માસ્ટર મૂર્ખ છે.

અંતમાં નિશ્ચય થયો કે એક સ્થળે મળીને આનો નિર્ણય કરવો પડશે. એક સ્થળ નક્કી કરવામાં આવ્યું, અને નક્કી થયું કે બંને એક બીજાને પ્રશ્નો પૂછે. પરંતુ બંને ગામવાસીઓ અંગ્રેજીથી અનભિજ્ઞ હતા. એટલે અંગ્રેજીના પ્રશ્નોના અર્થ ગુજરાતીમાં પુછવા એમ નક્કી થયું. જોને આવડે પંડિત. વૈશાખી પૂર્ણિમા, સ્થળ વટવૃક્ષની નીચે. સમય સૂર્યાસ્ત.

સૂર્યાસ્ત સમયે સર્વ વટવૃક્ષ નીચે એકત્રિત થયા. સાથે ઢોલ, મૃદંગ, તબલાં ઇત્યાદિ વાજાં પણ ખરાં. રસ્તામાં લોકો વ્રજ માસ્ટરને કહેતા કે આજ લાજ રાખજો. શોધી શોધીને અઘરા શબ્દો પૂછજો.

વ્રજ માસ્ટર કહે, અરે, મારા પ્રશ્નો એ જાણતા જ નહિ હોય.

હીરૂદત્ત કહે, જો આજે અમારી લાજ રાખી તો ૫ રૂપીયા પગાર વધારીશું.

ધીરે ધીરે સર્વ સ્થાન પર બેસી ગયા. બંને ' માસ્ટરો ' સામે સામે બેઠા.

કોણ પ્રથમ સવાલ કરે તેની સ્પર્ધા ચાલી. પરંતુ હીરૂદત્તની એક યુક્તિથી એમ નક્કી થયું કે હીરાન માસ્ટર પ્રથમ અધિકારી છે.

નન્દીગ્રામના માસ્ટરે તાલ ઠોકીને સવાલ કર્યો, બોલો, " કોને ઓફ એ ડાયલેમા " એટલે શું ?

વ્રજ માસ્ટર પ્રથમ તો ગભરાતા. પરંતુ તે બહાર આવવા દેતા નહતા. સદ્ભાગ્યે આ પ્રશ્ન તેમને આવડતો હતો એટલે છાતી ફુલાવીને બોલ્યા. " ઉભય સંકટ. "

' ઠીક છે, બરાબર 'ના પોકારોથી ગોંસાઇગંજ વાસીઓએ તેમને વધાવી લીધા. દલપતિએ કોલાહલને રોક્યો. હવે વ્રજ માસ્તરનો વારો આવ્યો.

વ્રજ માસ્ટરે કહ્યું, " હું કંઇ તમને તમને અઘરા સવાલો પુછી શરમાવવા માગતો નથી. માત્ર એક જ મામુલી સવાલ પુછીશ. અને જરા જોરથી બોલવું જેથી પ્રત્યેક ગ્રામવાસી સાંભળી લે, ત્યારે કહો, ' આઇ ડુ નોટ નો ' એટલે શું ? "

હીરાન માસ્ટરે જોરથી કહ્યું ' હું નથી જાણતો. " સાંભળતાં જ નંદીગ્રામવાળા મૂઢ બની ગયા. અને ગોંસાઇગંજવાળા આનંદથી કોલાહલ કરવા લાગ્યા. ગોસાઇગંજવાળા તો બોલવા લાગ્યા. બેવકુફ, કંઇ નથી જાણતો. ' છી...છી...'

હીરાને સર્વને સમજાવવાની કોશીષ કરી. પરંતુ વ્યર્થ. ગોસાઇ ગંજવાળાઓએ તે જ સમયે પોતાના ' માસ્ટર 'ને વાજતે ગાજતે લઇ ગયા.

બીજે દિવસે હીરાન મુખર્જીએ સ્કુલ છોડી દીધી. સ્કુલ બંધ થઇ ગઇ. અને એવું વ્રજ માસ્ટરની કૃપાથી લોકો મિષ્ટાન પાણી ઉડાવવા લાગ્યા. *

---

* પ્રભાતકુમાર મુખર્જીનાં મૂળ બંગાળી ઉપરથી.

# તંદુરસ્તી

લેખક :
ડૉ. અમૃતલાલ હ. પટેલ
ડી. પી. એચ.

## પાણીની સંભાળ

પાણી મારફતે ઝાડા, કોલેરા, ટાઇફોઇડ, મનડો વગેરે રોગ શરીરમાં દાખલ થાય છે માટે પાણી સ્વચ્છ હાથે સ્વચ્છ વાસણમાં રાખો.

આજે ભરેલું પાણી કાલે પીશો તો તે વધારે સ્વચ્છ હશે.

તાંબાના કાટવગર વાસણમાં પાણી ભરવાથી તેમાંના ઘણા ખરા જંતુઓ નાશ પામશે.

પાણી નળમાં ડોળું આવે તો રાત્રે તેમાં ફટકડી નાખી સવારે આસ્તેથી ગાળીને વાપરો. નીચેનું રગડા જેવું પાણી ફેંકી દેવું.

કુવાનું પાણી ગરમ કર્યા વગરકદી પી પીવું નહિ.

પાણી રહેજ લાલ થાય તેટલા પુરતો પોટાશ પરમેંગેનેટ પાણીમાં નાંખી ૧૨ કલાક રાખી પછી પીશો તો પાણી જંતુ રહીત બનશે.

## ખોરાક કેવો ખાવો ?

યોગ્ય પ્રમાણ પૌષ્ટિક ખોરાક નિયમિત રીતે દરરોજ ખાવો.

બહાર બનાવેલી ખાવાની વસ્તુઓ ખાવી નહિ.

રસોડામાં ખોરાક પર માખીઓ બેસવા દેવી નહિ.

ખાવાની દરેક વસ્તુ ઢાંકીને રાખવી જેથી તેના પર માખી કચરો કે ધૂળ આવે નહિ.

અતિશય મસાલાવાળી અને તળેલી વસ્તુઓ ખાવી નહિ.

તાજી અને પાણીથી કાળજીપૂર્વક ધોયેલ ભાજી, કાકડી, ગાજર, ચીભડાં વગેરેની કચુંબર દરરોજ ખાવી.

લીલા શાકમાં સંચોરો કે ખારો નાખવો નહિ.

તાજી છાશ અને દહિંનો દરરોજ ખોરાકમાં લેવાં.

કઠોળ દરરોજ જુદી જુદી જાતનાં બરાબર પકાવીને ખાવાં.

## વીટામીન્સ ક્યાંથી મેળવશો ?

કોઇ પણ વીટામીન માટે ખાસ પૈસા ખર્ચવાની જરૂર નથી.

વીટામીન એ તમને માખણ, ઇંડા, દુધ, કલેજી, માછલી, કેબેજ, ફુલ કેબેજ, ગાજર, ચોળાઇની ભાજી અને ફલોમાંથી મળી રહેશે.

વીટામીન બી ઘઉંનો લોટ ચાળ્યા વગરનો વગર પોલીશ કરેલા ચોખા, સ્વચ્છ તાજી તાડી, વટાણા વગેરેમાંથી મળી રહેશે.

વીટામીન સી દરેક જાતના તાજા શાક, ફળ, ભાજી, તાજાં આમળાં, કોથમીર, ફુદીનામાં ભરપુર છે.

વીટામીન ડી દુધ, માખણ, મલાઇ, ઇંડા, ઓલીવ ઓઇલ, કોડલીવર ઓઇલ, શાર્ક-લીવર-ઓઇલમાં પુરતા પ્રમાણમાં છે. સવારના તડકામાં ઉઘાડે શરીરે ઉભા રહેવાથી પણ તે મળી શકે છે.

## દુધની સંભાળ

ગરમ પ્રદેશમાં દુધ જલદી બગડી જાય છે કારણ કે દુધ દોવાય અને તે પછી વાપર-

નારને ઘેર પહોંચતું થાય તે, દરમ્યાન તેમાં અસંખ્ય જંતુઓ દાખલ થાય છે.

દુધ લેતી વખતે સ્વચ્છ કપડાંથી ગાળીને સ્વચ્છ વાસણમાં લેવું.

દુધ ઘરે આવે કે તરત જ તેને એક ઉભરો આવે ત્યાં સુધી ગરમ કરવું. દરમ્યાન સ્વચ્છ કલાઇ કરેલા ચમચાથી હલાવ્યા કરવું.

ગરમ કરેલું દુધ ગરમ કરવા માટે ઉપયોગમાં લીધેલી તપેલીમાં જ રાખવું કારણ કે આ તપેલી ગરમીથી વિશુદ્ધ બને છે.

ગરમ દુધ ઉપર સ્વચ્છ કપડું અથવા જાળી ઢાંકવી જો તેમ ન બની શકે તો ઢાંકણું જરા ખુલ્લું રાખવું.

દુધ જીવ જંતુ રહિત જાળીવાળા કબાટમાં રાખવું અથવા તેના ઉપર સાફ કરેલી ધૂળ રહિત ટોપલી ઢાંકવી.

દુધ વાપરતી વખતે તપેલીમાંથી જ રેડવું તેમાં ચમચો કે પ્યાલો બોલવો નહિ.

લાંબો વખત દુધ રાખવું હોય તો તેમાં ખાંડ નાંખી, દુધની તપેલીને એક વાસણમાં પાણી નાંખી તેમાં રાખવી.

---

# નિત્યજીવનની ઉપયોગી બાબતો

૧ ગુંદરમાં રસકપુર નાંખવાથી તે ગંધાતો નથી. કે બગાડતો નથી.

૨ હાથ ઉપર ગમે તેવા ડાઘ પડયા હોય તો બાફેલા બટાટા વડે હાથને ખુબ ચોળીને ધોઈ નાંખવો.

૩ ચુલેથી ઉતારેલાં ઇનેમલના ગરમ વાસણમાં કદી તરતા ટાઢું પાણી ન રેડતા. કારણ કે તેથી ઇનેમલ ફાટીને ઉખડી જાય છે.

૪ દુધ ગરમ કરતાં પહેલા વાસણમાં થોડું ઘી ચોપડશો તો દાઝીને ચોંટી નહિ જાય.

૫ જૂના કુવા કે બંધ ઘરની હવા સારી છે કે નુકશાન કારક છે તે જાણવાં, તેમાં પ્રથમ દીવો દોરી વડે ઉતારવો, દીવો ઓલવાઇ જાય તો હવા ખરાબ છે એમ સમજવું.

૬ હડકાયાં કુતરાં કરડેલા ઇસમોનાં ઉપચારને માટે મુખ્ય સંસ્થાઓ કર્યા છે, તેના સંબંધમાં સરકાર તરફથી ફ્રી સગવડ કરી આપવામાં આવી છે.

પંજાબમાં કસાઉલી ગામમાં પેસ્ટયુર ઇન્સ્ટિટયુટ ઓફ ઇન્ડિયા તથા મદ્રાસમાં કુનુરમાં પેસ્ટયુર ઇન્સ્ટિટયુટ ઓફ સાઉથ ઇન્ડિયા. આ સંસ્થાઓમાં પેસ્ટયુર પદ્ધતિને અનુસરીને હડકાની સારવાર કરવામાં આવે છે

શ્રી. ચંદુલાલ વ્યાસ

# એક હતાં સ્નેહ–કાંત

લેખિકા : કુ. અનસૂયાબ્હેન ચ. મોદક

"રમેશ ! ઓ રમેશ !..."

નજો મંડળમાં ડોકિયા કરતાં એક બંગલાની નીચે ઉભા રહી. વીવેક વર્ષની ગંભીર મુખમુદ્રાવાળા કોઇ યુવાને બૂમ પાડી જવાબમાં અંદરથી કોઇએ દ્વાર ખોલ્યું.

"કોણ વિશ્વકાંત ! આટલો બધો મોડો કેમ ?"

સવાલ પુછનાર એક સૌંદર્યવતી યુવતી હતી. "આ વરસાદ જુઓને !" દાખલ થતાં વિશ્વકાંત બોલ્યો. તે વખતે વરસાદ એટલો સખત પડતો હતો, કે અંદર જતાં જતાંએ વિશ્વકાંતનાં કપડાં ભીંજાઈ ગયાં.

"તમારી રાહ જોઇને અમને તો એમ જ થયું કે તમે આજે નહિ જ આવો." અંદર જતાં વાર પેલી સ્ત્રીએ કહ્યું "પણ મને અહીં આવ્યા વગર કયાં ચેન પડે તેમ છે.

"અમને બધાંને પણ જે દિવસે તમે નથી આવતાં તે દિવસે બધું સૂનકાર લાગે છે."

"બનાવો છો કે ખરૂં કહો છો ?" ન માનતો હોય એવો ભાવ કરી વિશ્વકાંતે પ્રશ્ન કર્યો. "ખાત્રી ન થતી હોય તો પૂછો આ સ્નેહલતાને." થોડે દૂર ઉભેલી એક સોળ વર્ષની શરમાળ બાળા તરફ આંગળી બતાવી તેણે કહ્યું.

સ્નેહલતા તરફ પ્રશ્ન પૂછતી નજર ફેરવી વિશ્વકાંતે સાબિતી માગી.

સ્નેહલતાએ તેનાં પ્રશ્નનો જવાબ આપ્યો નહિ. અથવા તો પ્રશ્ન કરનાં એ તે આપી શકી નહિ. શરમાઇને નીચું મોં રાખીને ઉભી રહી.

"અહોહો ! કેં શરમ ! કેં શરમ !" સ્નેહલતાનો હાથ પકડી માલતી બોલી.

"એ દિવસ પહેલાં બાપુજી ને બા તમારા લગ્ન કરવાની વાતો કરતાં હતાં ત્યારે તો રસોડાનાં બારણાં પાછળ સંતાઇને બધું સંભળાતું હતું ને અત્યારે આટલી બધી શરમ શી ?"

"જો જો આજે બધું મારા રમેશભાઇને ન કહું તો." કહી સ્નેહલતાએ ચાલવા માંડયું.

બધાં જાણતાં હતાં કે તે શબ્દો તેનાં અંતરનાં નહોતાં તેનું મોં એ વાત કહી દેતાં હતાં.

વિશ્વકાંતને જ કહોને એ જ તમારા ભાઇને કહેશે ! એમનાં તો એ મિત્ર થાય છે." માલતીએ મશ્કરી કરતાં કહ્યું.

પૈસાદાર અને સંસ્કારી કુટુંબમાં ઉછરેલાં વિશ્વકાંતનો રમેશનાં સુધરેલાં કુંટુબ સાથેનો પરિચય ઘણો જુનો હતો. આજથી લગભગ ત્રીશ વર્ષ પહેલાં રમેશનાં પિતા ચીમનલાલ શેઠ ઘણી જ ગરીબાઇમાં હતો.

અત્યારે બે ચાર નોકરો ઉપર હુકમ ચલાવનાર ચીમનલાલ શેઠને તે વખતે પોતાનાં કુંટુંબનું ભરણ પોષણ કરવાને પણ આખો દહાડો સખત મહેનત કરવી પડતી. લોકોનાં મહેણાં ટોણાં પણ સહન કરવાં પડતાં, છતાં પણ કોઇ કોઈ વાર તો બિચારાને એક વખત જમી ચલાવવું પડતું, અને કોઇ વાર તો ભૂખે પેટે મંગળવાર શનિવાર પણ કરવા પડતા.

એક વખત તે ગરીબાઇથી હારી જઇ વિશ્વકાંતનાં પિતા પાસે ગયાં. વિશ્વકાંતનાં પિતા ઘણાં જ દયાળુ હોવાથી તેણે તેને પોતાની પેઢીમાં નોકરી તરીકે રાખ્યાં.

ધીમે ધીમે વિશ્વકાંતના પિતાની દૃષ્ટિ ચીમનલાલ તરફ વળી. બંને કુંટુબો વચ્ચે ગાઢ પરિચય થયો. રમેશ અને વિશ્વકાંતની વચ્ચે પણ મિત્રાચારી બંધાઇ.

હંમેશા રમેશ પોતાની નાની બેન સ્નેહલતાને લઈને વિશ્વકાંતને ઘેર આવતો. તેનાં બંગલાથી થોડે દૂર એક નિર્મળ ઝરાં પાસે તેઓ જતાં ત્યાં વિશ્વકાંત તેમને નાની નાની રસમય વાર્તાઓ કહી સંભળાવતો. કોઈ વખત પોતાના પ્રિય પુસ્તકમાંથી પસંદ કરેલાં ફકરાઓ તેમને વાંચી સંભળાવતો. તો વળી કોઈ વખત સંધ્યા સમયે કુદરતનું સૌંદર્ય નિરીક્ષણ કરતાં ઉન્મત થઈ સ્નેહલતા પાસે મીઠું ગીત ગવડાવતો.

આવી નિર્દોષ બાલ રમતો રમતાં તેમને તેમનાં સમયનું પણ ભાન રહેતું નહોતું કયારેક તો ચંદ્રોદય થતાં સુધી સુધીએ તેઓ ત્યાં બેસી રહેતાં હતાં. તે છેક જ્યારે વિશ્વકાંતની મા બધાંને આવી તેડી જતી, ત્યારે તેઓ રસાળતાં જતાં.

ઘણીએ વાર વિશ્વકાંતને જોતાં સ્નેહલતા તેને ભેટી પડતી. વિશ્વકાંત શરમાતો ત્યારે બંનેની માતાઓ હસી પડતી.

એક બીજાને પણા જ પ્રેમથી ચાહનારૂં આ બાલ યુગલનો સમય આવતાં તેમનાં લગ્ન કરવા બંનેની માતા તૈયાર હતી.

એવામાં વિશ્વકાંતના પિતા તેને પોતાની અઢળક સંપત્તિનો વારસ મૂકી અચાનક ગુજરી ગયા. પરંતુ વિશ્વકાંત ઉમર લાયક ન હોવાથી પેઢીનું સર્વ કામ ચીમનલાલે કરવાં માંડયું. તેણે પોતાના હાથમાં સર્વ કારભાર લઈ લીધો

વિશ્વકાંતની મા પેઢીનાં કામમાં કાંઈ પણ સમજતી ન હોવાથી ચીમનલાલે ક્માબાજીથી ત્રણ ચાર વર્ષમાં તો તેનાં કુટુંબને ભીખ માંગતું કરી નાખ્યું. આ ગુપ્ચાલ વિશ્વકાંત સમજતો હતો. તો પણ રમેશ અને સ્નેહલતાનાં સ્નેહ આગળ અને ચીમનલાલની બીક આગળ તે કશું બોલી શકતો નહિ.

વિશ્વકાંતે અત્યાર સુધી ભણવા ઉપર જ ધ્યાન આપ્યું હતું. રમેશની માનો પ્રેમ તેના તરફ પહેલે જ હતો. તેથી તે વિશ્વકાંતનાં દુઃખથી ઘણી જ દુઃખી થતી. તેના પતિને તે વારંવાર ઠપકો આપતી પણ પાષણ હૃદયના પતિ ઉપર તેનો વિજય થતો નહિ.

એક દિવસ રમેશની માતાએ પોતાના પતિને સ્નેહલતાને વિશ્વકાંત સાથે પરણાવી દેવાનો દઢ આગ્રહ જણાવ્યો. તેમાં રમેશની તો સંપૂર્ણ સહાનુભૂતિ હતી. એ તો વિશ્વકાંતનાં સદ્‌ગુણને નાનપણથી જ પુંજી રહ્યો હતો. વિશ્વકાંતનો અવાજ માત્ર સાંભળી તેને મળવા માટે તે દોડી જતો, અને બંને બાલ હૃદયો હર્ષથી ભેટી પડતાં.

આજે વિશ્વકાંતને અહીં આવ્યાને લગભગ વીસેક મિનિટ થઈ તો પણ રમેશ કોણ જાણે શાથી તેને મળવા આવ્યો નહિ. વિશ્વકાંતને આથી ઘણું જ આશ્ચર્ય થયું અને અનેક પ્રકારની શંકા કરતો તે રમેશની પાસે જવા નીકળ્યો.

દાદર ઉપર કોઈ પાંત્રીસેક વર્ષની ઉમરનો મજબૂત બાંધાનો પુરૂષ ઉભો હતો. તેની વિશાળ અને તેજસ્વી મોટી આંખો અને તેની ભવ્ય મુખમુદ્રા જોઈ વિશ્વકાંતનાં હૃદયમાં આ કોઈ મોટો માણસ છે. એવી ખાત્રી થઈ તે માણસે વિશ્વકાંતનાં સામું જોયું તો તેનાં મુખ ઉપર કંઈક અજબ ચમક જોઈ, તેનાં માટે તેને માન ઉત્પન્ન થયું. થોડીવાર ઉભો રહી વિશ્વકાંત સાંથી ચાલતો થયો.

જ્યારે તેણે રમેશનાં ઓરડામાં પગ મૂકયો ત્યારે તેણે રમેશને કંઈક ગાઢ વિચારમાં પડેલો જોયો.

" રમેશ ! " તુરત જ રમેશ ચમક્યો.

" રમેશ એ કોણ હતું ! " વિશ્વકાંતે રમેશ પાસે બેસતાં પૂછયું.

" મોતીલાલ ઝવેરી. તું એમને નથી

ઓળખતો ! રમેશે સ્વસ્થ બની કહ્યું, " નામથી તો ક્યારનોએ ઓળખું છું, પણ જોગો તો આજે જ બહુ પ્રખ્યાત માણસ છે, ' પણ અહીં કેમ આવ્યા છે. '

" તેમની પત્ની બહુ બિમાર છે તેથી ડોક્ટરની સલાહ લેવા આવેલા છે. "

" તેમણે શું કહ્યું ! " " કેસ બહુ ગંભીર છે. " અને રમેશે ધીમેથી કહ્યું કે, " તે બચે તેમ નથી "

આ વાતને બે ત્રણ મહીનાં થવા આવ્યા હતાં. સ્નેહલતાનાં ઘરમાં લગ્ન પ્રસંગે ગવાતાં મંગલ ગીતો સ્ત્રીઓ મધુર સ્વરથી ગાતી હતી, પણ તેજ ઘરમાં એક બીજી જગ્યાએ એક વ્યક્તિનું હૃદય જુદી લાગણીઓથી ઘેરાયું હતું. સ્નેહલતા હાથ ઉપર માથું ટેકવી એકલી ઉંડા વિચારમાં બેઠી હતી એટલામાં કોઈએ આવી કહ્યું.

" સ્નેહલતાબ્હેન ! હજીએ તમે આવા જ રહેશો ! " સ્નેહલતા ઉભી થઇ ગઇ. "ભાભી ! એ તો ભાગ્યમાં જ લખ્યું છે ને " બોલતાં બોલતાં સ્નેહલતાની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગ્યો.

તેને આશ્વાસન આપતાં માલતીએ કહ્યું, " બ્હેન આટલું કલ્પાંત શા સારૂ ! તમને શું દુઃખ છે ! તમે ભણ્યા, ગણ્યા, મોટાં થયાં, આવા સારા ઉચ્ચ કુટુંબમાં મોતીલાલ જેવા શ્રીમંત સાથે લગ્ન થાય પછી શું ! આથી વિશ્વકાંત તમને શું વધારે સુખ આપવાના હતા ! "

" ભાભી, હવે બસ કરો. તેની પાસે ભલે કશું ન હોય તો પણ શું ! પૈસો ક્યાં સુધી ટકવાનો છે ! તેની પાસે કાંઇ ન હતું તો પણ એક પ્રેમદીલ તો હતું જ.

માલતી બોલી, " આ હવેને થોડા વખતમાં વિશ્વકાંતને ભૂલી પણ જશો..."

" ભાભી ! " સ્નેહલતાએ એક ધીમી ચીસ પાડી કહ્યું.

" પણ ધારો કે વિશ્વકાંત જ તમને ભૂલી ગયા હોય તો. "

" એ તો મનને મનાવવાનાં ફાંફાં છે."

" કેમ. "

" હું તેનું હૃદય જાણું છું, તે મારા સિવાય કેટલો બધો દુઃખી થતો હશે. તેનો ખ્યાલ તમને ન પણ આવે..." સ્નેહલતા બોલતી અટકી ગઇ.

પતિ આજ્ઞાને આધિન થઇ માતાએ પુત્રી સ્નેહનું બલિદાન આપ્યું. ફ્રયંવાવે મને તેને રાક્ષસી લગ્ન વિધિ પુરી કરવી પડી. ને તેજ ભયાનક રાત્રિએ મોતીલાલે સ્નેહલતાને પોતાની પત્ની બનાવી.

એક જ રાત્રિમાં કેટલો બધો ફેરફાર ! ક્યાં મોતીલાલની પત્ની ને ક્યાં વિશ્વકાંતની પ્રેયસી !

ઉપરની વાતને આજે ત્રણ ચાર વર્ષ વીતી ગયા. એક દિવસ સંધ્યા સમયે, વિશ્વકાંત નદી કિનારે ફરતો હતો, પણ આજનો વિશ્વકાંત કાલનો વિશ્વકાંત નહોતો. સાદા અને અર્ધ ફાટેલા કપડાં પહેરનાર બાપ વિનાનો વિશ્વકાંત, તે અત્યારે વૈભવ રંગ્યો થયો હતો. ઉદ્યમી અને મહેનતુ વિદ્યાર્થીમાંથી તે આર્ટસ કોલેજમાં બન્યો હતો, અને ગરીબ પણ સંસ્કારી બાળકમાંથી ઉત્તમ ચારિત્રશાળી, અને અગ્રણ્ય લોકનેતા બન્યો હતો.

થોડુંક ચાલ્યા પછી તે એકાએક થોભ્યો. ક્યાંકથી મધુર ગીત તેનાં ભૂતકાળનાં સ્મરણોની યાદ કરાવતું હોય તેમ તેને ઉગી આવ્યું.

" સ્નેહલતા તો નહિ હોય ! " થોડી વાર પછી ગીત બંધ પડયું, અને સામેનાં બંગલાની બારીમાં, સુકાઇ ગએલા ચહેરાવાળી વીસેક વર્ષની યુવતી થોડીક વાર ઉભી રહી.

તેનાં વસ્ત્રો શ્વેત હતાં. તેનાં વાળ પણ ગુંથ્યા હતાં. તેનાં સુકાઇ ગએલાં કાંડાંમાં તેણે એક એક ઝીણી સોનાની બંગડી પહેરેલી હતી. તેનાં ગાલમાં ગુલાબ કરમાઇ ગયાં હતાં.

વિશ્વકાંત શંકાશીલ હૃદયે વિધવા જેવી લાગતી આ યુવતીને થોડીવાર જોઇ રહ્યો. તેનાં મનમાં ભયંકર તોફાન મચી રહ્યું હતું.

" કોણ સ્નેહલતા ! " એમ જ બોલી ઉઠયો.

સ્નેહલતાની ફીક્કી મુખમુદ્રા ઉપર ક્ષણિક લાલિ છવાઇ.

" વિશ્વકાંત ! સામેથી જવાબ મળ્યો."

" સ્નેહલતા આ શું ! " આટલાં બધાં સુકાઇ કેમ ગયાં ! વિશ્વકાંતે ધીમેથી પુછ્યું.

સ્નેહલતાની આંખમાં આસું આવ્યા. આસું ભીની આંખે તે વિશ્વકાંત સામે જોઇ રહી. સ્નેહલતાને શું દુઃખ હશે તે વિશ્વકાંત સમજી શક્યો નહિ.

વિશ્વકાંતથી એ દુઃખ દ્રશ્ય જોવાયું નહિ. તે ગદગદ કંઠે બોલી ઉઠયો.

" સ્નેહલતા તમને શું થાય છે ! મને જોવાથી તમને દુઃખ તો નથી થતું ને !

વિશ્વકાંતનો શુદ્ધ નિખાલસ પ્રેમથી પુછાએલા પ્રશ્નની અસર સ્નેહલતાના મન ઉપર થઇ. વર્ષો પહેલાની બાંધેલી મર્યાદા તુટી ગઇ. તે વિશ્વકાંતના ખભા ઉપર માથુ રાખી રડી પડી.

વિશ્વકાંત ધડકતા હૃદયે બધુ અનુભવી રહ્યો. ડુસકે ડુસકે રડતી સ્નેહલતાનાં વિહ્વર આસું લુછતાં લુછતાં સ્નેહથી તે બોલ્યો.

" સ્નેહ ! શું છે ! "

સ્નેહલતાએ પોતાના દુઃખની વાત વિશ્વકાંતને રડતાં હૃદયે કહી. સ્નેહલતાના પતિના અને પિતાના મૃત્યુના સમાચાર સાંભળી તેનું સ્નેહ ભીનું હૃદય પણ રડી ઉઠયું.

થોડીવારે વિશ્વકાંતે બોલ્યો, " તારા જેવી બાલવિધવા પણ સાસરીઆમાં દુઃખ પામે એ કાંઇ આપણા હિંદુ સમાજમાં નવાઇ જેવું નથી. પણ માલતી તારી ભાભી તને આવી રીતે દુઃખ દે, અને રમેશ તે શાંતિથી જોઇ રહે તે મને ઘણું જ આશ્ચર્યકારક લાગે છે. "

" કાંત તેમાં એમનો દોષ નહોતો આપણા સંસારમાં અમારૂં જીવન જ એવું રહે છે. "

ઘરનાં કલહથી કંટાળી મેં રમેશની રજા લઇ અહીં મહિલા વિદ્યાલયમાં " હેડ મીસ્ટ્રેસની જગ્યા લીધી છે. અને રડતાં રડતાં તેણે ઉમેર્યું". " જુનો દિવસોને સ્મરી ઇશ્વર ઉપર આધાર રાખી મારૂં જીવન પસાર કરતી હતી. તેવામાં તમને જોયાં...

થોડીવાર પછી કોઇએ જો તેમનાં ચહેરા ( Face ) સામું જો જોયું હોત તો તેને નિરાશા દુઃખ કે ચિંતા જેવું કંઇ જ ન દેખાત, પણ રમતો આનંદ અને ઘડપણનાં સુખનાં સ્વપ્નાઓ દેખાત

સંધ્યાની લાલિ વચ્ચે શોભતા રૂપાળા તારલામાં બંનેની દ્રષ્ટિરેખા મળી. ને બંનેનાં હૃદયો હવે વિખૂટાં ન પડવા માટે મળ્યાં.

સપ્તર્ષિ ચળકતા હતા. વસિષ્ઠ અરૂંધતી મલકતાં હતાં.

# એક જ

લેખક : શ્રી. નટવરલાલ

નારી જીવનના તાણાવાણામાં પેલી ત્રણ મહા આશાઓ પણ જાણે કે આપમેળે–સ્વાભાવિક વણાઈ ગઈ છે. સ્ત્રી પોતે સ્વતંત્ર થવા ચાહે છે કે નહિં એ પ્રશ્ન બાજુએ મૂકીએ તો પણ તે પોતાની ત્રણે અવસ્થા–કૌમાર્ય, મુગ્ધા અને પ્રૌઢાવસ્થામાં જાણે કે અજાણે એક જાતનું રસિક બંધન માગી લે છે.

કૌમાર્ય અવસ્થામાં પ્રેમાળ પિતા, મુગ્ધાવસ્થામાં સ્નેહાળ રસરાજ ને પ્રૌઢાવસ્થામાં પોતાના એક શબ્દ પર પ્રાણ પાથરે, પોતાનો પડયો બોલ ઉપાડી લેવા સદા તત્પરતા બતાવે એવો કલાગરો સ્નેહાળ દીકરો.

જગતની બીજી ઘણી આશાઓને ક્ષુલ્લક ગણી સાચી નારી વિભૂતિ માત્ર એ ત્રણજ આશા પર નિર્ભર રહી જીવનસંગ્રામ ખેલે છે.

પણ એ ત્રણે આશાઓમાંથી એકે આશા ફલિભૂત ન થાય તો ?...

દેવીને કદિક કદિક એના પિતા વિષ્ણુપ્રસાદ પર અણગમો આવતો. આઠ વર્ષની એની ઉંમર અવનવી બાળ–રમતો શોધી કાઢતી ને વિશ્વવાટિકા વચ્ચે ખીલી રહેતા પેલા નિર્દોષ–પુષ્પ પેઠે તે એવી રમતોમાં ખીલી ઉઠતી. જ્યારે તે કંઇ નવી રમત રમતી હોય, ત્યારે તેને ઘેર જવાનું કે ખાવાનું યાદ આવતું નહિં; એનો રમતમાં એ મસ્તાન બની રહેતી.

વિષ્ણુપ્રસાદ આથી ખૂબ ચીડાતા. ને એ કદિક કદિક મારતા પણ ખરા. એ વખતે દેવી સમજી શકતી નહિં કે પોતાને આ રીતે શા માટે હેરાન કરવામાં આવે છે એ માર ખમતી, ગુસ્સે થતી ને ફરી પાછી પોતાની રમતમાં લાગી જતી. આર્થિક મુશ્કેલી ને માનસિક મથામણ વચ્ચે જિંદગી ગુજારતા વિષ્ણુપ્રસાદ દેવી માટે કરવાના ને ન કરવાના વિચારો કરી મૂકતા. જો તેમની ટૂંકી જ્ઞાતિમાં 'વર'ની અછત ન હોત, તો તો કદાચ એમનું વિચાર–ઘડતર જુદીજ રીતે ઘડાયું હોત, પરંતુ આઠ આઠ વરસ પચાવી બેઠેલી છોકરીને હવે ગૃહ–કેળવણી આપવી જોઈએ તેમ તેમને લાગ્યું અને એમ લાગતાં અચાનક દેવીની માતાની યાદ તાજી થઈ. જો એ અત્યારે હયાત હોત, તો પોતાના પર પુત્રીની કેળવણીનો બોજો ન હોત તે દેખીતી વાત હતી. પણ જ્યારે વહેલું–મોડું પોતાને જ એ કામ કરવાનું છે એમ તેમને સમજાયું ત્યારે દેવીને તે વધારે વખત રમત–ગમત પાછળ ગાળવા દે તેમ ન હતું. જો કે, દેવીને આથી ખૂબ ખૂબ દુઃખ થયું પણ તે પછી એકાદ વરસો જ્યારે તે કંઈક સમજતા શીખી, ત્યારે એ દુઃખ વધુ ટકી શકયું નહિ.

ઘરકામ કરતાં, તેમાં ઘણી વખત આવતી મુશ્કેલીઓમાંથી કઇ રીતે માર્ગ કાઢવો એ વાત તો એના શરીરમાં વહેતા શોણિત સાથે એક થઇ ગઇ હતી, એટલે એને ભાગ્યેજ મુશ્કેલીઓ નડતી. અધૂરામાં પૂરૂં, વિષ્ણુપ્રસાદે તેને સંગીતની લત પણ લગાડી હતી. જો કે, દેવીને તેમાં ખૂબ રસ પડતો ખરો; તો પણ એની માન્યતા હતી, કે નારી–જીવનમાં સંગીતની જરૂરીયાત ભાગ્યેજ પડે છે.

આ માન્યતા છતાં તે સંગીત શીખી. આખા ગામમાં દેવી જેવું 'બીન' બજાવતાં

# આશા

મ. તક્ષાજીયા

કોઈને ફાવતું નહિં. જ્યારે તે બીન બજાવતી, ત્યારે તે પોતાને ભૂલી જતી. પોતે ક્યાં બેઠી છે, શું કરે છે એનું એને કંઈ જ ભાન રહેતું નહિં. કદાચ જો એ ભાન, તેને રહેત તો તે એટલું સુંદર રીતે ભાગ્યેજ ‘ બીન ’ બજાવી શકત: કેમકે જ્યારે એનું સંગીત ચાલતું, ત્યારે ફળીયા વચ્ચે આવેલા લીંબડાના ઝાડ પરથી પંખીઓ નીચે આવતા ને એ નાદમાં ડૂબી જતા. ઉંચે ઉડતા પક્ષી એ ફળી પરથી પસાર થાય ને એ વખતે રેવીનું ‘ બીન ’ બજતું હોય, તો તે ઉડતા પક્ષીઓ આકાશમાં એક ઘૂમરી ખાઈ ત્યાં ને ત્યાં ઉડયા કરતા.

કહી, તે ઉંડા વિચારમાં ઉતરી ગયા. રેવી સમજી શકી નહિ કે ઘડી પહેલાં મુક્ત મનથી વાત કરતા પિતાજી કયા કારણે આમ એકાએક ઉંડા વિચારમાં પડી ગયા. ધીમે રહી તેણે પૂછયું: “ પિતાજી, શો વિચાર કરો છો ? ”

“ વિચાર તો એ કરું છું રેવી, કે તારું શું થશે. ”

“ કેમ ? ” રેવી કંઇ સમજી શકી નહિ.

“ એ તને અત્યારે નહિ સમજાય, બેટા !...” બોલતાં બોલતાં તેમણે નીચું જોયું ને–આંખમાં આવેલ એક આંસુ લૂછી નાખી રેવી સામે નજર માંડી. એ નજરમાં વાત્સલ્ય હતું, પુત્રી પર ઉભરાતી લાગણીનું પૂર હતું ને એ પૂરમાંથી ખેંચાઈ આવતા એક પ્રકારના દુઃખની નાનીશી ચીનગારી પણ જણાતી હતી. ખૂબ મથામણ કર્યાં છતાં તેનાથી એક ધીમો નિઃશ્વાસ મૂકાઇ ગયો.

“ પિતાજી, મારા સમ: તમને શું થાય છે તે કહો. ”

“ શું કહું ? કંઇ નથી સમજાતું ! રેવી, ગણું ગણું તો તું બે વરસ હવે મારી નજર સામે રહેવાની, પછી...પછી...”

“ પછી હું ક્યાંય નથી જવાની...જીવન જાગે તો જીવીશ આ સ્નેહઝરણાંને કિનારે; નહિં તો અનંતને આરે...”

ક્યાંય પોતે ભરે ન જાય, પણ સાસરે ગયા સિવાય તો ચાલશે જ નહિ.

અને તે દિવસથી એનું વિચાર-ઘડતર જૂદી જ રીતે ઘડાવા માંડ્યું. ઘરકામ કરી, સાસુ-સસરાને સંતોષ આપી એ સંતોષમાંથી ટપકી પડેલા સુખો માણવાની વાતને જતી કરી તેણે પોતાનું પ્યારૂં 'બીન' બજાવી, એના તાનમાં સ્વામીને મસ્તાન કરી એ મસ્તીમાંથી નિર્ઝરતી સુખ-સમાધીમાં ડુબી જવાની તમન્ના સેવવા માંડી. સમસ્ત સૃષ્ટિમાં તે માત્ર ત્રણ જ વસ્તુનું અસ્તિત્વ સ્વિકારતી હોય તેમ, તે પછી તો તેણે એ માટે ખૂબ ખૂબ વિચારો કર્યા. એ મહામંથનને અંતે પણ તેની નજરે તો એ ત્રણ જ વસ્તુ તરી આવી.

એક તે પોતેઃ બીજા એના સ્વામી ને ત્રીજું એનું પ્યારૂં 'બીન.'

*

ચાર ચાર વરસના સાસરવાસને અંતે દેવી એક વાત સમજી શકી ને ત્યારે એને લાગ્યું કે જો એ વાત પોતે ન સમજી હોત તો વધારે સારૂં હતું. એ ચાર વરસમાં એકે દિવસ નહોતું બન્યું એવું એક દિવસ અચાનક બની ગયું. કામ પર જતા દયાશંકર ગોરને એણે તે દિવસે કહ્યું:

" આજે તમે કથા વાંચવા ન જાઓ તો......"

" લે...કાલી થઇ કાંઈ! કથા વાંચવા નહિ જાઉં તો તારૂં પેટ કેમ કરીને ભરીશ ? "

દયાશંકર ગોર મહાભારતની કથા વાંચતા ત્યારે સાંભળનારને એમ લાગતું કે એની જીભમાંથી અમૃત પડે છે; પણ એ જ દયાશંકર ગોર જ્યારે પોતાની પત્ની સાથે વાત કરતા, ત્યારે એ જ જીભમાંથી ઝેર વર્ષાવતા કથા-કિર્તન કરી એમાંથી જ નિર્વાહ ચલાવતા.

સ્વામીની વાત સાંભળી, એ વાત પર હસવું કે ગુસ્સે થવું તે દેવી સમજી શકી નહિ. ધીમેથી તે બોલીઃ

" એક દિવસ કથા વાંચવા ન જાઓ તો ન ચાલે ? "

" પણ શા માટે ન જાઉં ! મને અહિં ઘેર બેસાડી રાખીને તારે કરવું છે શું ? "

" મારે બીજું તો કંઇ કામ નથી; માત્ર આજે તમને 'બીન' સંભળાવવું છે. "

વાત સાંભળી દયાશંકર ગોર હસી પડયા. અને હાસ્યવેગ નરમ પડતા બોલ્યાઃ " ઉપર તુંબડું, નીચે તુંબડું ને વચમાં મોટો વાંસડો ! જા, બાપુ જા; એ તારૂં 'બીન' જોઉં છું ને મને ચક્કર આવે છે... "

" પણ તમે સાંભળો તો ખરા .."

" સાંભળું તો તો કોણ જાણે શું યે થાય. " કહી, એણે ચાલતી પકડી ને દેવી ઉંડો એક નિઃશ્વાસ નાખી ઘરકામમાં લાગી, પરંતુ આજે એને ક્યાંય ચેન પડયું નહિ. જીવનની એક મહામૂલી આશા જાણે કે અદ્રશ્ય થઇ ગઇ. 'બીન' બજાવી એના નાદથી સ્વામીને સાચા આનંદનું ભાન કરાવવાની એ જૂની છતાં તાજી આશા હતી ન હતી બની ગઇ. શું કરવાથી એ આશા સજીવન થાય એ તે સમજી શકી નહિં.

અચાનક તેને યાદ આવ્યું કે આજે પોતે એક ભૂલ કરી બેઠી છે. સામેના વૃક્ષપરથી પક્ષીઓ ધીમે ધીમે ઉડી જતા હતા. હંમેશાં એક જાતનો મધુર ધ્વનિ સાંભળવા ટેવાયેલા એ પક્ષીઓની પાંખના ફફડાટ પાછળ દેવીના હૃદયે જેટલી નિરાશા ભરી હતી. દેવીએ આ જોયું ને તુરતજ તેણે 'બીન' ઉપાડયું. ઝાડ પરથી ઉડી જતા પક્ષીઓનો ફરી પાછો ત્યાં જમાવ થઇ ગયો.

" એ બાઈ— " . પાડોશમાંથી એક સ્ત્રીનો અવાજ આવ્યોઃ " આ ખરે બપોરે માથું શા માટે પકવે છે ! ગોરયાની કરીને તારૂં એ વાજું બંધ કરે તો સારૂં ! "

"જાને બેન, હવે નહિ બજાવું."

અને તે દિવસથી દેવીએ 'બીન' બજાવવું બંધ કર્યું. જ્યારે એની ઇચ્છા થાય ત્યારે 'બીન' લઇ તે બહાર નીકળી પડતી ને ગામથી જરા દૂર નદી કિનારે આવી બેસતી. ત્યાં એને કોઇ રોકનાર ન હતું. 'બીન' બજાવવાની ત્યાં એને ખૂબ મઝા પડતી ને પછી તો હંમેશાં તે નદી કિનારે આવીને બેસતી.

ત્યાં પેલી અભણ પડોશણ નહતી, ત્યાં એનો અક્કડ સ્વામી નહતો. ત્યાં એ શાંત નદી કિનારે થોડાં મૃગ, થોડા પક્ષીઓ ને થોડીક માછલીઓ એટલાં જ એના સાથીદાર હતાં. 'બીન'ના નાદ પર મૃગલા તો જાણે પોતાના દેહનું ભાન ભૂલી જતા તે દેવીની પાસે આવી બેસતા, દેવીને એથી ખૂબ ખૂબ આનંદ થતો.

ધીમે ધીમે મૃગલાંની સંખ્યા વધવા માંડી. આખા દિવસના સાચા–ખોટા ચેન-ચાળાથી લોકોને ખૂશ કરતા ને ચિત્રવિચિત્ર રાગો તાણી તાણી ગાણું બેસાડી દીધા પછી ચાર–છ આનાની કમાણી કરતાં બિચારા દયાશંકર ગોર કયાંથી સમજે કે એની પત્ની પોતાથી અનેક ગણી કમાણી કરી રહી છે. કેમકે એમને મળ્યાં માણસોનો પરિચય થઇ ચૂક્યો હતો. એ માણસોને કથા સંભળાવી ગજવામાં પૈસા કમાવવાની એમની સારી સારી દાનત એ ખુલ્લે ખુલ્લી માગણી છતાં લોકો તેને ભાગે જ પૈસો પરખાવતા ને ત્યારે દયાશંકર ગોર બબડતા: "લોકો બેકદર છે."

લોકોને બેકદર માની બેઠેલા ગોર બાપા બિચારા ક્યાંથી સમજે કે જાનવરો સાચી કદર કરી શકે છે ને પોતાની શક્તિ પ્રમાણે આપી શકે છે.

નીરસ દિવસના ભમતરા પછી એ ઘર-ભણી વળ્યા. અને ઘરમાં દાખલ થતાં ચમકયા. ઊંબરેથી ખાવા દોડતું એમનું ઘર જાતજાતની વસ્તુઓથી દીપી ઊઠ્યું હતું. બરાડો પાડી એ બોલી ઊઠયા:

"અરે કયાં મરી ગઈ!"

"કેમ?" કહેતી દેવી બહાર નીકળી.

"આ બધું કયાંથી લાવી?"

"ભગવાનની કૃપા..."

"નહિ; એ મારા માન્યામાં નથી આવતું. ભગવાનને કોઇના પર કૃપા કરવાની આદત નથી. બોલ, આ બધું શું છે?"

"હું હંમેશાં નદી કિનારે જાઉં છું..." કઇ રીતે વાત કરવી તે દેવીને સમજણ પડી નહિ.

"કેમ? શા માટે?"

"બીન બજાવવા..."

"'બીન' વગાડવા? નદી કિનારે? કેમ, ઘર સળગી ગયું છે કે શું?"

"ના; પણ અહીં પાડોશી મને ઝંપવા દેતા નથી."

"ઠીક; પછી ત્યાં જઇને તું શું કરે છે? આ બધું કયાંથી લાવી?"

"ત્યાં હું 'બીન' બજાવું છું; મૃગલાંના ટોળાં તે સાંભળવા આવે છે અને જ્યારે મારું સંગીત પૂરું થાય છે; ત્યારે એ ટોળાં ચાલવા જાય છે ને ત્યાંથી હંમેશાં મને કસ્તુરીનો એક ગોટો મળે છે..."

"હેં!"

"હા. એ ગોટો પાસેના શહેરમાં વેચી નાખું છું ને એ ગોટાના કાયમ પચીસ રૂપીઆ આવે છે."

"નહિ! એ હું નથી માની શકતો! માણસ જેવા માણસ પણ મારી કથા સાંભળી કંઇ પણ ન આપતાં હાથ ખંખેરતા ચાલ્યા જાય છે ને એ જાનવરો, તું કહે છે કે તને હંમેશાં કસ્તુરી આપી એ રીતે બદલો વાળે છે એ હું નથી માની શકતો...અને દેવી જ

મને લાગે છે કે તને આ તારો ભિખારી સ્વામી ન ગમ્યો ને તેથી જ તેં સંસાર સળગાવી મૂક્યો. બોલ, સાચું કહી દે, આમાં ખરૂં શું છે ?"

"મેં કહ્યું તે."

"એની ખાત્રી શી ?"

દેવીને ખૂબ આનંદ થયો. ખાત્રી કરવા માટે જો સ્વામીદેવ નદી કિનારે આવે તો એક વખત તેને 'બીન' સંભળાવી શકાય તેમ લાગ્યું ને તે બોલી: "ખાત્રી ન થતી હોય તો આવતી કાલે મારી સાથે આવજો."

"જરૂર આવીશ. અને જો આવતી કાલે તું કહે છે તેમ નહિ બને તો તારો જાન લઇશ !"

"આવશો ? જરૂર !"

"હા, એ સિવય છૂટકો જ નથી."

એ રાત્રી ખૂબ સુખદાયી લાગી. 'બીન'ના તાનમાં સ્વામીને મસ્તાન બનાવવાના એને જાણે કે કોડ જાગતા હતા. પણ દયાશંકર ગોરને એ રાત લાંબી થઇ પડી. રાતમાં ને રાતમાં તેણે અવનવા વિચારો ઘડી કાઢ્યા ને જેમ તેમ કરી સવાર પાડ્યું.

*

અજાણ્યા માણસને જુએ તો એ મૂગા મૃગલાં કદાચ ભયભિત બને તેમ માની દેવીએ પોતાના સ્વામીને એક ઝાડ પર ચડી ...ાની વિનતિ કરી. સદ્દભાગ્યે એ વિનંતિનો ...ાર થયો ને તે પછી થોડી જ વારે 'બીન'ના તાર ઝણુઝણ્યા.

ધાટી આંખે ઝાડ પરથી દયાશંકર જોઇ રહ્યો. એનું મન સંગીતમાં ન હતું: એની નજર તો મૃગના ટોળામાં ભમતી હતી. એકાએક તેણે એક મૃગ પાસે કસ્તુરીના ગોટા જેવું કંઇક જોયું ને તેને ખાત્રી થઇ. સૌ કરતાં મોટો ને રળીયામણો એ મૃગ એની આંખોમાં જડાઇ ગયો.

...ને બીજે દિવસે પણ, એ જાતનો ચોક્કસ નિશ્ચય કરી. દેવીથી છાની રીતે એક તીર-કામઠું સાથે લઇ તે નદી કિનારે આવ્યો. આજે પેલા સુંદર મૃગને મારી એક સાથે અનેક કસ્તુરીના ગોટા મેળવી લેવાની એને ઝેરી લાલસા જાગતી હતી.

સંગીત જાગ્યું; પક્ષીઓ એકતાન બન્યા. મૃગલા થંભી ગયા. જલ-તરંગો હસી રહ્યા. પ્રકૃતિમાં એક જાતનું અજબ ચેતન ઉભરાયું ને બીજી જ પળે મૃગનાં ટોળાં વચ્ચેથી એક ધીમી ચીસ ઉઠી. સંગીત થંભ્યું. પક્ષીઓએ પાંખોનો ફડફડાટ બોલાવ્યો. મૃગલાં નાઠાં. નદીના શાંત જળનાં ભયંકર ખળભળાટ મચ્યો. પ્રકૃતિ દેવીએ જાણે કે તાંડવ નૃત્ય આદર્યું.

દેવીના હાથમાંથી 'બીન' પડી ગયું. ઝડપથી તે ઊભી થઈ ને દોડી. લોહીથી તરબોળ બની પેલો મૃગ તરફડીયાં મારતો હતો ત્યાં એ ગઇ. "મારા વીરા ! કયા પારધીએ તારી આ દશા કરી ?" ડુસકાં ખાતા અવાજે તે માંડ માંડ બોલી શકી:

પવનનો એક ભયંકર સુસવાટો સંભળાયો ને-એ અવાજમાંથી શબ્દો તરી નીકળ્યા. "દે...વી !"

"વીરા, મારા વીરા ! આ પાપ મારા પર. કહે કહે આ પાપનું પ્રાયશ્ચિત શું કરૂં !

નદીના પાણી ખળખળા ઉઠયા કાળમીંઢ પત્થર સાથે એના પડછંદા પડયા ને એમાંથી શબ્દો સર્યા:

"કંઇ નહિ, દેવી ! મારા શરીરને તું તારે ઘેર લઇજા !"

દેવી ચમકી. કોણ બોલે છે ? કયાંથી એ અવાજ આવે છે ? એણે મૃગલાના દેહ સામે જોયું બુઝાતો દીપક આખરી પ્રકાશ ફેંકતો હોય તેમ એ શરીર સળવળ્યું, લોહી-લુહાણ થયેલું મોં ધીમે રહી ઉઘડ્યું.

નદીના પાણી ફરી એક વખત ખળખળ્યા. વૃક્ષોના પાંદડામાંથી ભયંકર સુસવાટો ઉઠયો. દેવી ને કાને શબ્દો આવ્યા:

" મારા શરીરને તું તારે ઘેર લઇજા. એમાંથી હાંડકાં કાઢીને તું વેચી નાખજે, માંસ કાઢીને કસાઇ ને આપી દે જે. શીંગડીઓ કાઢી કોઇક ધનવાન ને ભેટ ધરજે ! એના તને પૈસા આવશે. પણ...પણ..."

" કહે કહે, મારા ! વીરા ! બીજું શું કરું ? પાગલ જેવી બની ગયેલી દેવીએ મૃત્યુને આરે ઉભેલા એ જાનવર સાથે દોસ્તી જમાવી. બહારની દુનિયાને જાણે કે તે સાવ ભૂલી ગઈ.

" કહે બીજું શું કરું ? ફરી એ બબડી.

ઝાડ પર બેઠેલા દયાશંકર ના હાથમાંથી તીર-કામઠું પડી ગયું શાંત થઇ ગયેલો પવન, થંભી ગયેલી નદી, પડી ગયેલી દીશાઓમાંથી એક જાતનો સ્પષ્ટ અવાજ ઉઠયો: દયાશંકર ને લાગ્યું કે એ અવાજ પેલા મૃગલાના મોંમાંથી નીકળ્યો.

પણ દેવીને એનું કંઇ ભાન ન હતું. એ તો મૃગને પૂછતી હતી " તારી મુક્તિ ને ખાતર હું શું કરું ? હું દુઃખયારી છુ. મારી જિંદગી આ રીતે, આમ નિરાશામાં જ પસાર થઇ છે. ' બીન ' બજાવતાં હું તને સંતોષ આપી શકી ને એ એક જ આશા પર મેં જીવન નાવ ચલાવ્યું. પણ...પણ... હવેતો એ આશાએ મૃતપાય બની ગઇ..."

" કંઇ હરકત નહિં, દેવી !..." નિરાશાથી મૂજતી પ્રકૃતિ વચ્ચેથી માત્ર દેવી જ સાંભળી ન સમજી શકે એવા શબ્દ રણકયા: કંઇ હરકત નહિં દેવી ! ' બીન ' બજતું સાંભળતાં સાંભળતાં હું પ્રાણ છોડું એ એકજ આશા પર હું જીવતો હતો: એ આજે પૂરી થઇ..."

મૃત્યુ પામતા મૃગ અને પાગલ જેવી દેવી ચાલતી વાતો નદીમાંથી પોતાનાં ડોકાં ઉંચાં કરી માછલા જ માત્ર સાંભળી શકતા હતા ફરી એક અવાજ ઉદ્ભવ્યો: " દેવી, હવે મારી એકજ આશા બાકી રહી છે...તું મારું આખું અંગ વેચી નાખજે: ન વેચતી માત્ર ચામડું..."

" નહિ નહિ વેચું ! "

" એ ચામડા પર બેસીને તું 'બીન' બજાવજે તેથી મારા આત્માને ખૂબ ખૂબ સંતોષ આનદ થશે..."

" જરૂર. મારા વીરા, તારી એ અંતિમ ઇચ્છા હું જરૂર પૂરી કરીશ પણ ..પણ... નથી સમજાતું કે..."

એ વધારે બોલી શકી નહિં ખૂબ ખૂબ પ્રયાસ કર્યો છતાં ઝાડ પર બેઠેલો દયાશંકર સ્થિર રહી શકયો નહિ. એ નીચે પડયો ને પડયો એવોજ કબરમાંથી ઉભા થયેલા કો કંગાલ સમો બેઠો થઇ ગયો અને દોડયો.

" દેવી દેવી ! ત્યાં શું કરે છે ? બોલ, કેટલીક કસ્તુરી મળી આવી ? લાવ જેટલી હોય તેટલી મને આપી દે ! નથી બોલતી ? શા માટે...શા માટે નથી બોલતી ?...એતો કહે, આંખો ફાડીને તું ત્યાં શું જુએ છે ?

દેવીએ ન તો એને કશો જવાબ આપ્યો ન તો એણે સ્વામીની ધાકથી આંખથી આંખો મીંચી સ્થિર-પ્રશાંત નજરે તે મૃત મૃગના દેહ સામે જોઇ રહી.

એને તો હજુએ પણ એના એ શબ્દો, પ્રશાંત વહેતી નદીના ખળખળાટ વચ્ચેથી સંભળાતા હતા:

એ ચામડા પર બેસીને તું 'બીન' બજાવને એટલે મારા આત્માને ખૂબ ખૂબ સંતોષ-આનંદ થશે..."

# ફૂલઝાડ પ્રદર્શન ( Flower Show )

અવલોકનકાર :

**શ્રી. ભાનુ જ. શુક્લ**

ડી. સી. ઇ. એસ. આઇ.

શ્રીમંત સરકાર શ્રી. પ્રતાપસિંહરાવ ગાયકવાડ સાહેબના શુભ હસ્તે ઉદ્દ્યાટન પામેલા પુષ્પ પ્રદર્શનના નિરીક્ષણમાં વનઉપવનની સુવાસ, રાજકુટુંબનો પ્રકૃતિપ્રેમ અને પ્રજાની સંસ્કારિતાનો સાક્ષાત્કાર થયેલો.

કુદરતનું આકર્ષણ અજબ છે પ્રકૃતિનો પ્રેમ સાત્વિક વસ્તુ છે. એવા શોખથી સીંચિત થયેલા રાજવીનો પુષ્પપ્રેમ અને શુભાશિર્વાદ ફૂલઝાડ પ્રદર્શનમાં મૂર્તરૂપે રજુ થાય છે.

વડોદરાના જાહેર બાગ કમેટી ગાર્ડનના દિલ્હી પેવેલીયન સામેના વિશાળ ચોગાનમાં ઉપરોક્ત આશયવાળું ફળફૂલ તથા શાકભાજીનું સુંદર પ્રદર્શન તા. ૧૬-૧૭ ફેબ્રુઆરીના રોજ યોજવામાં આવેલું.

પ્રદર્શનમાં રંગબેરંગી ફૂલો તથા આશોપાલવના તોરણથી વિભુષિત થયેલી મુખ્ય કમાનમાંથી દાખલ થતાં પુષ્પોના પમરાટથી તનમન તાઝગી અનુભવી આગળ વધતાં, અંદરના શમિયાણા તથા તંબુઓ અને દુકાનોની સુંદર અને કલાત્મક ગોઠવણી સૌ કોઇની પ્રશંસાનો આદર પામતી હતી.

રંગોળીના ઉત્તમ નમુનાઓ વચ્ચે મેજ પર ગોઠવેલાં ફૂલદાનીમાંના પુષ્પો આસ્વાદક હતાં. તાકાત ભર્યાં તત્વોની ચિત્રમય માહિતી સાથે ગોઠવેલાં જાતજાતના ફળો તથા વિશિષ્ટ પૌષ્ટિક ગુણોની વ્યાખ્યાઓ સાથે મૂકાયેલાં શાકભાજીના દશ્યો, જનમત રંજન સાથે જ્ઞાનની સચોટ રજુઆત કરતાં હતાં.

વનવેલીના ખુબીદાર દેખાવો તથા પાણીના ફુવારા તેમજ ધોધથી કલામય રીતે શોભિત થયેલા આ પ્રદર્શનનો લાભ જનતાએ સારી સંખ્યામાં ઉમળકાભેર લીધો હતો.

શ્રીમંત સરકાર સમિયાનામાં વિરાજેલા ત્યારે તેઓશ્રી સમક્ષથી પસાર થતાં પુષ્પોથી મઢેલાં બાબાગાડી, સાઇકલ, મોટર તથા નૌકાના દેખાવો અદ્ભુત હતા. કેસરી રંગના મખમલના ગાલીચાથી જાણે મઢી લીધી હોય તેવી મોટરનું ઇનામ શ્રી. જાલ સાહેબને એનાયત થયેલું. આ મોટરમાં એક કરતા હજારો કેસુડાનાં ફૂલો તારની જાળી મધ્યે સુંદર રીતે ખોસવામાં આવેલાં હતાં. ચાલતી મોટરનો આવો દેખાવ વસંતની વધામણી સમો અપૂર્વ અને અલૌકિક હતો.

આ સર્વ વસ્તુઓની કાળજીભરી અને કુશળ રજુઆતનું માન સ્ટેટ ગાર્ડન સુપ્રીન્ટેન્ડેન્ટ શ્રી. સી. આર. ચોકી સાહેબ તથા આસીસ્ટન્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ, શ્રી. જાલ પી. પોપટ (મામાસાહેબ) ને ફાળે જાય છે, જેમણે તનમન તથા જાડીશીથી જહેમત લઇ પ્રદર્શનને સફળ બનાવ્યું.*

* વડોદરામાં ફેબ્રુ. તા. ૧૬-૧૭ મીએ યોજાયેલ ફૂલઝાડ પ્રદર્શનનું અવલોકન.

# ચં — દ — ન

લેખક : શ્રી. નારાયણ પુરૂષોત્તમ સુખડીઆ

મારૂં નામ ચંદન, જ્યારે હું ચૌદ વર્ષની વયે, મારા પતિના ઘરમાં આવી ત્યારે મારા જોબન નિતાર દેહમાંથી અવર્ણનીય ફોરમ ફોરતી હતી. પરણ્યા પછી બે એક વર્ષ સુખમાં વીત્યાં, એવામાં અચાનક મારા સાસુ સસરો કાળ-જ્વરથી મરણ પામ્યા. અને મારા પતિ એકલા પડયા. ગૃહસંસારનો બોજો તેમના ઉપર આવી પડયો. મારા પતિ મારા પ્રત્યે અનુરાગ રાખતા હતા. પરંતુ ધીમે ધીમે તેમના તરફથી મારૂં મન દૂર થવા લાગ્યું અને હું સ્વતંત્રતા ઈચ્છવા લાગી. તેઓ એકાંતપ્રિય હતા. એક દિવસ નજીવા કારણસર, રસોઇની બાબતમાં બોલીચાલી થઇ અને મારા સ્વતંત્ર મીજાજ પ્રમાણે હું મારાપિતાના ઘેર આવી અને મનમાં ઇચ્છયું કે હવે મારે પતિનું ગૃહ ફરીથી જોવું ન પડે.

( ૨ )

મારા માતાપિતાને હું એક જ સંતાન હતું તેમણે મને સારી રીતે ઉછેરી હતી અને વિદ્યાભ્યાસ પાછળ ઘણી મહેનત લીધી હતી. એટલે મને સારી રીતે વાંચતા લખતાં આવડયું હતું. એથી ધાર્મિક પુસ્તકો રામાયણ, મહાભારત, ભાગવતાદિ ગ્રંથો ને વાંચવા લાગી ધાર્મિક સંસ્કારો પડવા લાગ્યા, પરંતુ જેમ જેમ હું મોટી થવા લાગી અને અને યુવાવસ્થામાં પ્રવેશવા લાગી ત્યારે મને મનમાં કંઇ કંઇ થવા લાગ્યું. મને સ્હેજ ન્હોતી પડતી. હું સ્વતંત્રતા ચાહતી હતી. સમાન વયની સખીઓના સંસારે મારામાં કુતુહલ પ્રેર્યું. અને તેમના પતિરાજોના અહેવાલે મને કંઇ કંઇ સીનો દેખાવા લાગ્યા. આખરે મને ચૌદ વરસે મારા માતપિતાએ પારકી બનાવી, પોતે કૃત્યકૃત્યા અનુભવી

પતિના સાથે કંકાસ કરી પિતાગૃહે આવ્યા પછી મારા કુભાગ્યે મારા માતાપિતાને સખત જ્વર આપીને પરલોકના પંથે પ્રયાણ કર્યું. તેમના વારસમાં હું હોવાથી મેં મીલકતનો કબજો કર્યો અને લૌકિક વ્યવહાર પ્રમાણે સારૂં ખર્ચ કર્યું. વ્યવહારની દષ્ટિએ મારા પતિ પણ તે પ્રસંગે હાજર રહ્યા હતા. જે ક્રીયાકાંડ થયા પછી પોતાની ગૃહે પાછા ફર્યો. હું પણ હવે સ્વતંત્ર થવાથી અને મારી પતિને ઘેર જવું નહી હોવાથી સ્વતંત્ર રીતે મ્હાલવા લાગી, મને કોઇ રોકટોક કરી શકે તેમ નહતું. તેમજ મારા એકાંત-પ્રિય પતિને મારી કાંઈ પડી ન હતી એમ પાછળથી મારા અનુભવવામાં આવ્યું.

( ૩ )

મારા પીતા ગૃહે હું એકલી આરામથી જીંદગી ભોગવતી હતી. પરંતુ યુવાવસ્થાના લીધે મને એકાંત અસહ્ય લાગતું અને મારા દીલને આરામ આપે એવા એક સાથીની શોધમાં હતી. તેવામાં લીલાધર કરીને એક સર્વે કારકુનની બદલી અમારા ગામમાં થવાથી. અને તેણે પોતે એકલો હોવાથી રહેવા મકાનની શોધ કરતાં. મારા ઘરનો ઉપરનો ભાગ મેં ભાડે આપ્યો. એઓ

એકલા હોવાથી અને જ્ઞાતિએ રાહબર મારૂં રાંધેલું ખપતું હોવાથી મેં રસોઇ કરી આપવા માંડી અને ધીરે ધીરે સહવાસે અમો બન્ને એકલ-દોકલ હોવાથી, કામદેવને આધિન થવા લાગ્યાં અને સ્વતંત્રપણે યથેચ્છ કામ-સુખનો અનુભવ લેવા લાગ્યા.

ધીરે ધીરે અમારી રીતભાતની વાત પાડોશમાં ચર્ચાવા લાગી, પરંતુ અમો મસ્ત બન્યા હોવાથી કાંઇ ધ્યાન આપ્યું નહી. પરંતુ વારંવાર વીરૂદ્ધ શબ્દો કાને પડવાથી કાંઇ ઉપાય કરવાનો અમો બંનેએ નિશ્ચય કર્યો.

" વ્હાલા ! આપણે તો એક છીયે પરંતુ નિંદાપાત્ર થઇએ છીએ માટે સમાજમાં નિંદા ન થાય અને આપણો વ્યવહાર સફળતાપૂર્વક ચાલતો રહે, એમ તમો ઇચ્છતા નથી ? "

" ખરી વાત છે, પરંતુ શું ઉપાય કરવો જોઇએ, તે મને સુઝતું નથી. તારો વિરહ મને ખમાતો નથી. સમાજ પણ કેવો છે ? "

" વારૂ, ત્યારે મારૂં કહેવું માનો, અને તમો તમારી જ્ઞાતિમાંથી એકાદ કન્યા પરણી લો એટલે એના ઓછાયા નીચે આપણે આપણો સંબંધ ચાલુ રાખી શકીશું અને સમાજને દોષપાત્ર બનીશું નહિ. "

" વારૂં ઠીક કહી, ત્યારે હું એ બાબત તપાસ ચલાવીશ અને થોડા સમયમાં લગ્ન થઇ જશે. ચિંતા કરીશ નહિ "

આ વાતને બે એક માસ થયા. લીલાધરે પોતાની જ્ઞાતિમાં તપાસ કરીને એક કન્યા શોધી કાઢી રાહબર જ્ઞાતિમાં આવો ભણેલો ગણેલો જમાઇ મળવો દુર્લભ હોવાથી નક્કી થઇ ગયું અને અખાત્રીજના શુભ દીવસે પાણીગ્રહણ થઇ રૂક્ષ્મણી પોતાના પતિના ગૃહે ( શ્રીમતિ ચંદનબાઇના ગેડના ભાગે ) આવી સંસાર શરૂ કર્યો.

( ૪ )

મારી રીતભાત તથા રસોઇ તથા ગૃહકાર્યની આવડત જોઇ તેનામાં સંસ્કાર પડવા લાગ્યા. અને રૂક્ષ્મણી પણ પોતાના માતા-પીતાના ઘરના જાડાં લુગડાંનો ત્યાગ કરી શહેરી વસ્ત્રો ધારણ કરવા લાગી અને ટાપ-ટીપ કરવા લાગી. અને પોતે પોતાને ભૂલી ગઇ.

લીલાધર નિયમીત કોર્ટમાં બપોરે જતા રૂક્ષ્મણી સવારમાં ઘરનું બધું પાણી ભરવું, કમરો સાફ કરવો, રસોઇનો સામાન તૈયાર કરી આપવો, વાસણ માંજવા વિગેરે બહારનું કામ કરતી અને રસોઇનું કામ હું કરતી હતી. રૂક્ષ્મણી પાણી ભરવા જાય કે બહાર જાય કે અમો અમારા દીલની આગને બુઝવતા હતાં. અને આમ એક નારીના ઓછાયા નીચે અમો આનંદમાં દિવસ નિર્ગમન કરતા હતા. હવે સમાજ અમને દોષારોપણ કરવા કે તિરસ્કારની નજરે જોઇ શકવા સમર્થ ન હતો. આમ ને આમ ચાર વર્ષ વીત્યા બાદ રૂક્ષ્મણીએ પુત્ર-રત્નને જન્મ આપ્યો. બાબુએ આ સંસારની હવાનો શ્વાસ લીધો અને ધીરે ધીરે તે મોટો થવા લાગ્યો. પુત્ર વંશને વૃદ્ધિ કરનાર હોવાથી તેનું લાલન-પાલન થવા લાગ્યું. અને આઠેક વર્ષ થતાં તેના પિતા મારા અધિક સહવાસથી શરીરે ક્ષીણ થવાથી મૃત્યુના પંથે પધારી ગયા. રૂક્ષ્મણી પતિવિહોણી અને બાબુ પીતાવિહિન બન્યો. મારો સંસાર લીલાધરની આવકથી ચાલતો હતો અને બંધો પગાર મને સોંપતા હતા તેમાંથી બચાવી સારી રકમ એકઠી કરેલી હતી, લીલાધરની સ્મૃતિ વારંવાર થતી હતી તેથી તેના પુત્રને આશરો આપી ભણાવી ગણાવી મોટો કરવા ધાર્યું. પરંતુ રૂક્ષ્મણીના પિતાએ આવી પોતાના ઘેર તેને તેડી ગયા. ત્યાં રૂક્ષ્મણી પતિને સંભારી ઝીજરાવા લાગી અને તે પણ ૭ માસમાં પતિ પાછળ વિદાય

પણ રત્ન હોય છે એમ રાહબર-જ્ઞાતિમાં પણ એક કુસુમ ખીલેલું હતું. એ કુસુમનું ભાગ્ય અમારા ત્યાં હોવાથી અમારા ત્યાં આવ્યું હતું. શરીર ભરાવદાર હતું. હાથ કમળ-દંડ સરીખા હતા. આંખો બહુ મારકણી હતી. કેશ લાંબાને બહુ જ કાળા હતા. ટુંકામાં તેને જોતાં મનુષ્ય સાન ભૂલી જાય એવું એ શરીર હતું.

મારી ઉમ્મર થવા આવી હતી. વૃદ્ધાવસ્થાએ મારા શરીરે કરચલીઓ પડવા માંડી હતી. પરંતુ એનો ય ઉપયોગ તો વારંવાર મારા ત્યાં આવતાં શહેરના પોલીસ અમલદારો ઈતર ખાતના કારકુન વર્ગ આવતા, ચ્હા પીતા અને લાભ લેતા હતા. પરંતુ મને શરીરે વૃદ્ધાવસ્થા-કળાવાથી અને મારો મોભો સચવાય એટલા માટે બાબુની પત્ની મારૂં આદરેલું કાર્ય ચાલુ રાખે તો સારૂં એમ હું ઈચ્છવા લાગી.

( ૭ )

બાબુનું મન અભ્યાસ તરફ નહીં હોવાથી અને વધુ ભણી શકે તેમ નહી હોવાથી મેં નીશાળેથી ઉઠાડીને તેને એક નાની સરખી દુકાન કરાવી આપી હતી. તે દુકાને બેસતો અને પોતાના મિત્રોને ભેગા કરી વખત પસાર કરતો હતો.

આ બાજુ ધારે ધારે બાબુની પત્નિ ... પોતે મારી પાસેથી સર્વ આવડત ... કરેલી હોવાથી અને ટાપ-ટીપને અપનાવી લીધેલી હોવાથી બહુ જ ફાંકડી બની હતી. બાબુ પોતાને પસંદ હતો નહી એમ ધીરે ધીરે મારા જાણવામાં આવ્યું એટલે તેને પછી ધીરે ધીરે મારા માર્ગે ચઢાવવા લાગી. એ ચસકો એવો છે કે-એક વખત સ્વાદ ચાખ્યા પછી તેને તરછોડવાનું બની શકે નહી. દારૂડીયાની લત પ્રમાણે એ ચસકો વધે જ જાય છે. તેમ પછી મારે કહેવું પડતું નહી. અને જણાવ્યા પ્રમાણે સારા સારા અમલદારો-કારકુનો આવતા જતા હતા-બેઘડી બેસતા ચાહ પીતા ને પોતાની ઇચ્છા મુજબ કાર્ય આટોપી મન ખુશ થઇ ઘર તરફ વિદાય થતા હતા.

આ મારી હકીકત છે. મહોલ્લામાં મારી બાબત કોઇ ખાસ રસ ધરાવતુ નથી. તેમજ મહોલ્લામાં પહેલાં જે પુરૂષોની વસતી અધિક હતી તે કાળક્રમે નાશ પામી છે અને અધિક સ્ત્રી વર્ગ છે એટલે મારા તરફ કોઇ દષ્ટિ રાખતું નથી એટલે મારૂં કામ ચાલેજ જાય છે.

મારા યૌવનના ઘસારા માટે મને કાંઇ પાપ્તી થતી ન હોતી કારણ તે વખતે હું બંધાયલી હતી. અને હવે તો હું વૃદ્ધ હોવાથી અને બાબુની પત્નિ યૌવનમાં હોવાથી હવે મારી પાસે સારી જેવી મુડી ભેગી થયેલી છે.

મારા આ વ્યવસાયને શહેરના કેટલાક જનો પોષી રહ્યા છે અને અમો પોષાવી રહ્યા છીએ. આમાં વાંક કોનો હશે તે માટે અમારે ફીકર કરવાની જરૂર નથી સૌને પેટ તો વળગેલુ જ છે ને !

'મારા પતિ તો પોતાનો નિર્વાહ સ્વતંત્ર રીતે કરે જાય છે એકાંતપ્રિય છે અને મારી સ્થિતિ તરફ તેમના તરફથી કાંઇ અણસારો થયો નથી. ઘણા વર્ષથી સ્વતંત્ર હોવાથી તેમના તરફથી હું હવે નિર્ભય છું.*

* બંધ બેસતી કોઇને પાઘડી આવે તો પહેરી લેવાની નથી. તેમજ વાર્તાની વસ્તુ બંધ બેસે તો પોતાના ઉપર ઓઢોરી લેવાની નથી.

માનસ ઉપર ઘર્ષણ કરવા શીવાય બીજું શું કરી શકે ? પૂર્વના મન પર પશ્ચિમનો પવન શી અસર કરી શકે ? તેનો મેળ ખાય જ કેમ ? તે ઘર્ષનું ફરજંદ તે આધુનીક જુવાન હિંદી માનસ છે.. આધુનીક કેળવણી પરદેશી ભાષા અને આચાર વિચાર દાખલ કરે છે. અત્યારનું માનસ તે ગ્રહણ કરવામાં અભિમાન લે છે. તે જુનવાણીને અસહ્ય થાય છે અને પરિણામે પુરાણિક અને પાશ્ચાત્ય તત્વોનું ઘર્ષણ થાય છે.

આપણી કેળવણીએ અનેક યુવાન યુવતીઓ પેદા કરી છે કે જે Practical lifeમાં નાસીપાસ છે. કારણ ભણતરે ઘણી Ideal વસ્તુઓ શીખવાડી પરંતુ તેમાં Practical વસ્તુઓનો અભાવ છે. તેથી ઘણા યુવાનો જેઓ પરીક્ષાઓ પસાર કરીને બીજા stageમાં દાખલ થાય છે તેમને કમાવવાનો પ્રશ્ન મુઝવે છે. શું માણસ ભણ્યો તે ગરીબાઈ ઉત્પન્ન કરવા માટે ! શું તે જો અભણ રહ્યો હોત તો પૈસાદાર થાત? જરૂર હિંદમાં ભણતર અને કમાણીને હાડવેર છે. બન્ને દુશ્મન છે. હું નહિ યા તું નહિ. પરંતુ શું આ બધે જ સત્ય હકીકત છે ? ના કેળવણી મનુષ્યને માનસીક, શારિરીક અને આર્થિક બધી રીતે ખીન કેસવાયેલ મનુષ્ય કરતાં વધુ ઉગ્ર બનાવે છે. આપણા દેશનું કારણ એ છે કે આપણા દેશના માનસને એવી કેળવણી મળી છે કે જે આપણને નોકરી સીવાય બીજુ સુઝાડે નહિ. આપણું ભણતર આપણને કશું Practical શીખવતું નથી. તેથી આપણે નોકરી શીવાય લાયક થતા નથી. પુષ્કળ મહેનત કેળવણી પાછળ વ્યતીત થવાથી નેત્રની લાલી રહેતી નથી. માનસ ઘર્ષણને લઈને અસ્થીર દશા અનુભવે છે. તેથી આપણે શારિરીક, માનસીક અને આર્થીક હીનતા અનુભવીએ છીએ. તો ઘણા સવાલો કરશે કે શું આ કેળવણીએ નહેરૂ, ગાંધી, ટાગોર ઉત્પન્ન કર્યા નથી ? જવાબ માત્ર એ જ કે દરેક સરોવરમાં કમળ હોય એટલે દરેક સરોવર કમળ નથી.

આ બધા પરીણામોને લીધે કેળવણી નવો માર્ગ માગે છે. જો આપણે આજ માર્ગે ચાલ્યા જઈશું તો આપણે રૂંધાઈ જાશું. રસ્તો બદલે જ છુટકો. તે માટે ઘણા લેખકોએ લખ્યું છે અને લખશે, પરંતુ ખરી કેળવણી એ જ કે જે મનુષ્યને તેનું મન પારખી તેનો વળાંક જે બાજુ વાળી વધારે સુશોભિત અને સમાજને ઉપયોગી કરે તે કેળવણી. કેળવણી ઉપાસકને અને ઉપદેશકને સરખી રીતે ઉપયોગી થઈ પડે અને આખો સમાજ ઉન્નત દશા ભોગવી શકે.

# પુત્ર ઝંખના

લેખક
શ્રી. જયંતકુમાર દાવડા

'કાન્તે!'

'યશ!'

સુખ! હા સુખ! કદાચ આનેજ કહેવાતું હશે. પૂર્ણ સુખની ઘડી બ્રહ્માએ કદાચ સ્ત્રી–પુરૂષના કાવ્યમય સંબંધમાં જ યોજી હશે. સુકાન્તે! લગ્નપ્રેમ જ્યારે દેહવાસનાથી પર બની કોઇ ઉચ્ચ કાવ્યમય સ્વપ્નની ભુમિકા પર વિહરે છે ત્યારે આત્મા આત્માને નિહાળી સર્વોચ્ચ પ્રકારનો હૃદયાનંદ અનુભવે છે! મારા પતિ યશોવર્માએ મારા નયનભિરામ કેશકલાપમાં પોતાની અંગુલિઓ રમાડતાં કાવ્યમય બાનીમાં અમો અનુભવી રહેલા દિવ્ય પ્રેમને શબ્દ દેહ આપવો શરૂ કર્યો. અને એમની આ કાવ્યવાણીમાં મારૂં હૃદય આત્માનંદ અનુભવતું હોય એમ હિલ્લોળવા માંડ્યું. બ્રહ્મજ્ઞાનીઓ કહે છે તે બ્રહ્માનંદ કદાચ આવા જ કોઇ આનંદનું મહાસ્વરૂપ હશે!

'પણ યશ! લગ્નપ્રેમની સાર્થકતા ફક્ત કાવ્યમય આનંદ અનુભવવો એ જ છે? અને લગ્નપ્રેમની સાર્થકતા જો એ જ હોય તો વ્યક્તિનો આનંદ સમષ્ટિ માટે તો કશા અર્થ વિનાનો છે. એમ જ ને?'

'સુકાન્તે, એમ તો છેક કેમ કહી શકાય કે લગ્નપ્રેમનો આનંદ ફક્ત વ્યક્તિના જ સુખ માટે છે, એ સમષ્ટિના સુખમાં પણ પરિણમે છે; એનો લાભ સમષ્ટિને પણ મળે છે'

'કઇ રીતે? સમજાવો જોઇએ!'

'એ સમજવું સાવ સહેલું છે' કહી યશે સામેના ઘરમાં ઘોડીયામાં સુતેલું બાળક મને બતાવ્યું.

'હું...સમજી!' કહી એમણે મારા ગાલ પર...

'પરંતુ...' કહી હું એકદમ વિચારમાં ઉંડી ઉતરી ગઇ...કારણ કે જાણે અજાણે અમારી આ ચર્ચા અમારાં લગ્ન જીવનની કરૂણ હકીકત પર આવી ગઇ. અમારાં લગ્ન થયાં આજે આઠ વર્ષ વીતી ગયાં પણ હજુ પ્રભુની કૃપા અમારા પર સંતાન આપવા જેટલી ઉતરી નો'તી. અને નારીજીવનની સાર્થકતા તો સંતાન પ્રાપ્તીમાં જ છે ને?... અને મારા જીવનની કરૂણ વ્યથા પણ આ પુત્ર ઝંખના જ હતી. કોઇનું કિશોર બાળક જોઇ હું ગાંડીઘેલી બની જતી. આ સમયે મારા શરીરનો રોમેરોમ પુત્ર ઝંખના માટે ઝંખી રહેતો...એઓ તો પુરૂષ–એટલે એમને મારા સરખી વ્યથા ક્યાંથી સંભવે? નારી સંતાન માટે આટ–આટલી શા માટે વ્યાકુળ બને છે એ તો કોણ જાણે-પણ હું ખરેખર...'

'અરે કાન્તે! આટલી બધી વ્યથા... આવી સામાન્ય ચર્ચામાં!' મારી આંખમાંથી વહી જતાં અશ્રુઓ લુંછતાં એમણે કહ્યું.

'ખરેખર યશ! સંતાન વિના નારીનું જીવન શા અર્થનું! ઓહ!...ખરેખર હું કદીક ગાંડી બની જઇશ. પ્રભુ! કયા જન્મના પાપે આ વ્યથાનો અનુભવ કરાવે છે?' કહેતાં મારા ગળામાં ડાંચકી બાઝી ગઇ. અસાહ્ય વ્યથામાં બે સહાય બની હું મારા યશના ખોળામાં લપેટાઇ ગઇ. એનો આશ્વાસનભર્યો સ્પર્શ હું અનુભવી રહી.

*

'બ્હેન! પ્રજનનશાસ્ત્રને લગતા તમામ સિદ્ધાન્તો વડે મેં તમામ ગર્ભાશયની તપાસ

કરી છે. પણ એ સંપૂર્ણ તન્દુરસ્ત હાલતમાં માલુમ પડયું છે. ટુંકામાં, તમને સંતતિ ન થવાનું કારણ તમારી જાત નહીં પરંતુ તમારા પતિની કોઇ જાતિયશાઅને લગતી ખામી હોય એમજ મને લાગે છે...' લેડી ડૉક્ટરનું નિદાન હું ધડકતા હદયે સાંભળી રહી.

'તો બ્હેન, મને શું સંતાન થવાનો સંભવ જ નથી ?'

'It Can not be possible so far your Husband...' કહી લેડી ડૉક્ટર અટકી ગયાં. તેમના અધુરા વાકયનો ભાવાર્થ હું લગભગ સમજી ગઇ કે જ્યાં સુધી પતિનાં જાતિય તત્વો સાથે સબંધ છે... ત્યાં સુધી મને સંતાન પ્રાપ્તિ લગભગ અશકય જ છે. અને હિંદુ નારી કે જે સ્વપ્ને પણ પરપુરૂષનો વિચાર સુદ્ધાં ન કરી શકે તેને માટે તો આ આખરી ફેંસલો જ ગણાય ને ?

'પણ લેડી સાહેબ ! આધુનિક વિજ્ઞાન આવા કોયડાઓ માટે કોઇ ઉકેલ નહીં શોધી શક્યું હોય ?'

'જરૂર, કેમ નહીં ? વર્તમાન વિજ્ઞાનની વિરાટ શકિતઓ માનવબાળના તમામ દુ:ખોનો ઉકેલ લાવવા યથાશક્તિ પ્રયાસ કરે છે. અમેરિકામાં આવા પ્રશ્નોનો ઉકેલ પર કાયાના તન્દુરસ્ત વીર્યના 'ઇન્જેક્શન્સ' દ્વારા લાવવામાં આવે છે. પણ હિન્દમાં તો આ પ્રશ્ન ઉપર જાહેર ચર્ચા ન જ થઇ શકે એવી હીંદીઓની નૈતિકભાવના છે.'

'એ નૈતિકભાવના સબંધી તમો અંગત રીતે શા વિચારો ધરાવો છો ?' મારાથી અજાણે જ બહુજ મુદ્દાસરનો પ્રશ્ન પુછાઇ ગયો.

'કાંન્તાબ્હેન !' લેડી ડૉક્ટરે મારી સામે પોતાનાં વેધક નયનો માંડયા. 'પાશ્ચાત્ય સ્ત્રીઓનો દાખલો આપણી પૌર્વાત્ય સ્ત્રીઓ કદી નહીં લઇ શકે. કારણ કે હજારો વર્ષથી આપણી નૈતિક ભાવના ચારિત્ર્યના જે ઉંચા શિખર પર બિરાજમાન છે તે જોતાં કોઇ પણ હિંદુ સ્ત્રી સમક્ષ પાશ્ચાત્ય સ્ત્રીઓની નૈતિક ભાવનાઓ સંબંધીના વિચારો ધરવા એને હું પાપ માનું છું.'

એજ સમયે અમારા વાર્તાલાપમાં ભંગ પડયો. એક નુતન યૌવના નારી પોતાના સુકુમાર તન્દુરસ્ત બાળક સાથે લેડી ડૉક્ટર સમક્ષ કાંઇ ચિકિત્સા માટે આવી. એટલે હું લેડી ડૉક્ટરની રજા લઇ દવાખાનાના 'કન્સલ્ટીંગ રૂમ'માંથી બહાર નીકળી. દવાખાનાનાં પગથીયાં ઉતરતાં મારા મનચક્ષુ સમક્ષ પેલી નારીનું તન્દુરસ્ત બાળક રમી રહ્યું...હૃદયમાં ભરાઇ આવેલા ડુમાને પરાણે બેસાડી હું ગાડીમાં બેસી ઘેર આવી. એ આખો દિવસ મેં શુન્ય મને પસાર કર્યો. વારે વારે મગજમાં ચડી આવતા લેડી ડૉક્ટર સાથેના વાર્તાલાપથી મારૂં મન તે દિવસે ઘરકામ પરથી ઉડી ગયું.

પતિને તે દિવસે હાઇસ્કુલમાં પરિક્ષા ચાલતી હોવાથી વધુ કલાકો સુધી શાળામાં રોકાવાનું હતું.

સંધ્યા સમયે હું હિંડોળા પર અસ્તવ્યસ્ત હાલતમાં પડી ધીમું ધીમું હીંચકતી હતી. ત્યાં પતિના અંગત મીત્રોમાંના એક સનાતને દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

'કેમ કાન્તાભાભી, પતીતભાઇ હજુ નથી આવ્યા લાગતા ?'

'હા, આજથી હાઇસ્કુલમાં શરૂ થતી પરિક્ષાના તેઓ પરિક્ષક હોવાથી વધારાના કલાકો એમને રોકાઇ રહેવું પડશે.' સનાતનના અચાનક પ્રવેશથી અસ્તવ્યસ્ત રહી ગયેલા મારાં વસ્ત્ર ગમારતાં મેં તેને જવાબ

પર દુઃખના ડુંગર ખડકાણા એમ કહું તો તેમાં જરા પણ અતિશયોકતી નથી.

ઉપરના પ્રસંગ પછી યશનું વર્તન મારા તરફ સદંતર ફરી ગયું. કારણ કે એમણે વર્ષો પહેલાં મેડીકલ તપાસ કરાવેલ તેમાં તે જાતિય-તત્વની એક મોટી ખામી ધરાવે છે કે જેથી સંતાન-પ્રાપ્તિ અમોને અશકય હતી એમ તેઓએ ખાત્રી કરી લીધી હતી. પણ અચાનક એમના આનંદ અને આશ્ચર્ય વચ્ચે મને પુત્ર જન્મ થયો એઓ આને કુદરતની કૃપા મનતા. કુદરત વિજ્ઞાન કરતાં વિરાટ દરજ્જે મહાન છે એમ કહી તેઓએ પોતાના મનના આશ્ચર્યને થંભાવી દીધું. પરંતુ હાય, મારી કમનસીબે તે સ્હાંજે સાદા પ્રસંગમાંથી જ તેમના મનમાં શંકાનો કીડો ભરાઈ ગયો.

એમને પગનું એક ભયંકર દર્દ લાગુ પડયું. શાળામાંથી રજા લઇ ઘરે ખાટલે પડયા. પણ સ્વભાવ ખુબ ગરમ અને ચીડીયો થઇ ગયો. તેમાંયે મારા તેમજ નિર્મળ પર તો તેઓ ખાવા ધાતા. નિર્મળને તો નજર સમક્ષ દેખી જ ન શકે. એવા તો અસંખ્ય પ્રસંગો મને યાદ છે કે જેમાં એમની ક્રોધભરી ગાળોથી હેબતાઇ નિર્મળ-બીચારૂં ઉગતું નિર્દોષ ફુલ કરમાઇ જતું. ત્યારે હું ન નિર્મળની સંભાળ લઇ શકતી, ન એમને શાંત પાડી શકતી કે ન મારી જાતને કાબુમાં રાખી શકતી.

પછી તો દુઃખના પુર ચડવા માંડયા. એમણે મારા પર શારિરીક ત્રાસ ગુજારવા માંડયો. હું કોલેજની શિક્ષિત સ્ત્રી અને એઓ એમ. એ. સુધી ભણેલા કેળવણીકાર બંને જાણે કોળી-વાઘરીની કોમના હોય એવો અમારો ગૃહસંસાર બની ગયો.

ધીમે ધીમે આ બધાની અસર એમના મગજ ઉપર થઇ. ડૉકટરો જેને પાગલજ કહે એવી પાગલતાએ એમનામાં વાસ કર્યો. એમની આ સ્થિતિમાં ટાઢ, તડકો, વર્ષા અને ગરમીની દેમાર ૠતુઓમાં મારા નિર્મળ અને એમને સાચવવા હું મારી જાતને તોડી નાખતી.

અચાનક તેઓ મધ્યે રાત્રે ઝબકી ઉઠતા અને ઉઠીને મારા તરફ ધસી આવી મારૂં તેમજ નિર્મળનું ગળું દાબી દેવા પ્રયાસ કરતા. ઘણી વખત નાનો નિર્મળ તેમના હાથમાં મારા લક્ષ બહાર આવી જતાં તેઓ નિર્મળના કોમળ કાંડાઓ પકડી હવામાં અદ્ધર ચક્કર ચક્કર ફેરવતા. રાતના અચાનક મારા ગળા આસપાસ મારોજ ચોટલો વિંટાળી મને ફાંસો દેવા પ્રયાસ થતો. કેટલીયે વખત દિવસો સુધી તેઓ ધુનમાં કોણ જાણે કયાં ચાલ્યા જતાં ! વળી મીત્રો તેમને મહા પ્રયાસે શોધી લાવતા. ધીમે ધીમે ગામ આખું અમારી વાતો કરવા લાગ્યું. રસ્તા પર હું નિકળતી તો લોકો મારા અને નિર્મળ તરફ આંગળી ચીંધી વાતો કરતાં.

આ પાંચ વરસ મેં કેમ ગાળ્યાં છે એની વ્યથા મારા દિલમાં ભીણની પેઠે એવી જામી ગઇ છે કે જેને ફરી ઉખેળવાની મારી હિમ્મત નથી ચાલતી. એટલે જ મેં ટુંકામાં જણાવી છે. કારણ કે મને બીક છે, મારૂં હ્રદય ધડકે છે અને જાણે કહે છે કે કાન્તા, એ કરૂણ ભુતકાળને ઉખેડીશ નહીં. નહીંતર એ ભુતકાળની કરૂણ ચીસ તારા આ હૃદયને સદાને માટે ધડકતું બંધ કરી દેશે. જો કે મને તો મૃત્યુથી ડર નથી લાગતો. કારણ કે મૃત્યુ એ તો મારે માટે સનાતન શાંતિનું સ્વર્ગ નિવડવાનું છે. પણ મારા મૃત્યુ પછી પણ હું દુઃખે સુખે દહાડા કાઢું છું.

લોકો ધીમે ધીમે વાતો કરતા બંધ થઇ રહ્યા છે. રાજ્યે મારા પતિની લાંબી સરવીસની

કદર કરી-નિર્મળના સારા ભવિષ્ય માટે વર્ષાશન બાંધી આપ્યું છે. અને તદન શુન્ય મનસ્ક બની હું મારા નિર્મળને લઇ ધીમે ધીમે ગતિ કરતા કાળના પગલાં માપી રહી છું. મારા ગત સુખી જીવનનો આવો દુઃખી અંત આણવા બદલ પશુ કે વિધાતાને દોષ દેવા કરતાં મારૂં મન કોઇ બીજાજ વિચારના રમણે ચડી જાય છે:

'કે નૈતિકત્વની ભાવના શું એટલી બધી આવશ્યક છે કે જેમાં એક નાનું છીદ્ર પાડવા બદલ સમાજ દ્વારા ઘડાયેલ પથ્થરના નૈતિક-માનસે મારા જીવનને સહજ છીદ્રોમાં છીનવિછીન કરી નાખ્યું. અને સમાજે એ છીદ્રોમાં મીઠું ભભરાવ્યું. આ શું યોગ્ય છે? વ્યભિચારના ઇરાદા સિવાય ફક્ત કુદરતી ઝંખનાથી પ્રેરાઈ મારાથી થયેલી નૈતિક ભુલ માટે મને આપવામાં આવેલી ભયંકર શિક્ષા શું કોઇ રીતે વ્યાજબી છે? કહો...કહો નિતિવિશારદો! કે મારી પુત્રઝંખના શું અકુદરતી હતી? અને એ જો અકુદરતી નો'તી તો એ ઝંખનાના મહાભારી ત્રાસમાંથી છુટવા મારાથી આવેશમાં લેવાઇ ગયેલા માર્ગ માટે માટેની મને થયેલી શિક્ષા કઇ રીતે વ્યાજબી ઠરે છે?'



# :: અક્ષરવાસી કવિવર ન્હાનાલાલ ::

લેખક : શ્રી. કનૈયાલાલ જ. રાવળ

રસ અને બ્રહ્મના એકનિષ્ઠ ઉપાસક કવિવર ન્હાનાલાલ અક્ષરવાસ પામ્યા છે. ગુર્જર કવિતાદેવી સરસ્વતીના કવિમયૂરની મધુર કેકા વિરામ પામી છે. રૂપેરી બંસીના ગંજીલ સરોદ જેવા, અને સાગરના ઘેરા પ્રલંબસૂરિલા નિનાદ સમા ગેય-સુગેય ઊર્મિકાવ્યોના વિધાયક કવિવરની કાવ્યવાણીનો અખંડ સ્રોત ઓચિંતો અલોપ થયો છે. કાળના ડંકા સમા ' કુરુક્ષેત્ર 'નું મહાકાવ્ય રચીને પછી કવિએ વિરાટ કાવ્ય આરંભેલું; બીજું પરમ કાવ્ય લખવાની કવિ અભિલાષા સેવી રહ્યા હતા. ભવ્ય તત્ત્વોના ગ્રાહક કવિનો આત્મા વિરાટને ઝંખી રહ્યો હતો; વિરાટને આંબવા મથી રહ્યો હતો; એમની કલ્પનાને–ભાવનાને ' ભવ્ય, ' ' વિરાટ, ' ' ઉત્તુંગ ' જેવાં જ વિશેષણો ઉપયુક્ત છે. એમના ગ્રંથોને Classics–' શિષ્ટગ્રંથો 'માં જગતના મહાગ્રંથોમાં સ્થાન આપવું પડે છે. એમના દિવ્ય સંદેશમાં પયગંબરી ઉચ્ચારણના રણકાર–પ્રતિઘોષ છે.

કવિ ન્હાનાલાલ મૃત્યુ નથી પામ્યા; એમનો અક્ષરદેહ અમર છે; અમરત્વની સુધા રેડનારો છે. એમનો ગ્રંથ સમુચ્ચય સાહિત્યના સારસ્ય જેવો છે. ગુજરાતી વાગીશ્વરીના પાદપદ્મે ઉત્કૃષ્ટ ગ્રંથપુષ્પોનો અર્ધ્ય કવિએ અર્પ્યો છે. કવિ અમર થયા છે, અમરવાસી થયા છે.

કવિ સમ્રાટ ન્હાનાલાલે ભાષાની જોડણી પ્રતિ પૂરતું લક્ષ નથી આપ્યું, એ કેટલાકને ખૂંચે છે; પરંતુ " ભાષાને શું વળગે ભૂર; જે જંગમાં જીતે તે શૂર. " એ અખાની ટૂંકી કાવ્યપંક્તિ કવિના ક્વન વિશે ટાંકી શકાય. પરંતુ કવિએ મહાકાર્ય તો કર્યું છે જીવનની જોડણી સુધારવામાં. ભાષાની અશુદ્ધ જોડણીથી ભાષાની અવહેલના થતી હશે; પણ જીવનની જોડણી જો અશુદ્ધ હશે તો સ્વયં જીવન જ કથળી જશે; જીવન હશે તો ભાષા હશે. જીવન જીવતાં શીખીયે, તો તો ભાષા શીખી લેવાશે. તે છતાં પ કવિશ્રીએ ભાષાને ઓછી સમૃદ્ધ નથી કરી. આટલાં ભાષા સામર્થ્ય–બાહુલ્ય શબ્દ શક્તિ, તેજે ઘડ્યા શબ્દ ઝુંમખાંઓના વૈપુલ્યના ઓઘ ગુજરાતમાં પ્રેમાનંદ સિવાય બીજા કયા કવિએ રેલાવ્યા છે ?

' જીવન ' જ મોટો પ્રશ્ન કવિને હતો. જીવનને વફાદાર રહેવાનો મનોરથ જેટલો કવિને હતો, તેટલો અને તેટલો જ ઊંચો સંદેશ એમનો છે. ' How to live, ' અને ' જીવન વિકાસ, ' એ એમનો મુખ્ય મુદ્દો છે. લગ્નજીવન એ જીવનના વિકાસનો પાયો છે; લગ્ન એ સમાજના વિકાસનો પાયો છે. પણ લગ્નનો આત્મા સ્નેહ છે–વિશુદ્ધ આત્મપ્રેમ છે; પ્રેમની ઉદ્દાતતા એની વિમળતામાં છે.

કવિ કહે છે,

" સાચો રસાનંદ નહિ પવાય,
તો લોકો રસાભાસ પીશે. "

વળી કહે છે.

" દિલના દૂધ નહિ પાઓ તો
દિવાનાઓ દારૂ પીશે. "

કવિ મુખ્યત્વે ઘણીખરી કૃતિઓમાં લગ્નમીમાંસક રહ્યા છે. કવિએ જીવનનો આ મહાપ્રશ્ન ઝીણવટથી છણ્યો છે; આથી કવિ મંત્રદષ્ટાની પંક્તિએ વિરાજે છે, જગતનાં

મહા મંત્રદ્રષ્ટા (Seer) જીવનનો આ મહાપ્રશ્ન છણ્યા વગર નથી રહેતા. સદાય 'એકથી એ વિહરતા' સમાજને જોતાં કવિનો આત્મા થનગની રહેલો. લગ્નજીવનમાં સુચિસ્નેહના રસછાંટણાથી જીવનના ઉર્ધ્વીકરણમાં રાચનાર કવિ ઉદ્બોધ આપે છે:—

"ઓ રસ તરસ્યા જગબાળ,
રસની રીત ન ભૂલશો;
પ્રભુએ બાંધી પાળ
રસ સાગરની પ્રીતથી."

વળી કવિ કહે છે:

"સૌંદર્ય શોભે શીલથી,
અને યૌવન શોભે સંયમવડે."

કવિ ન્હાનાલાલ સ્ત્રીઓના કવિ છે; રાજરાણી મીરાં કે ભક્ત કવિ દયારામ પછી સ્ત્રીઓના કવિનું સ્થાન કવિ ન્હાનાલાલને સાંપડ્યું છે. સ્ત્રી વગર જીવન નથી: સ્ત્રીઓની ઉન્નતિ વગર જીવન ઉન્નતિ સંભવી ન શકે. તો પછી સ્ત્રીઓને જે રૂચે, સ્ત્રીઓ જેમાં કંઈ પુલકિત થાય, જેમાં સ્ત્રી સમાજની ઉન્નતિનો આધાર છે, તેવા રાસ—ગીતો—કાવ્યો મહાકવિએ સર્જવાં જોઈએ, એ ધર્મ્ય લેખાય. ખરી રીતે કહીએ તો કવિ ન્હાનાલાલ યુવાનોના કવિ છે: યુવકો અને યુવતીઓ જીવનના મહાગ્રંથના મુખપત્ર રૂપો છે: તેમાં પરિમલ પૂરવાને કવિના કોઈ ન્યૂનાધિક પ્રયાસ કર્યો છે. કવિ યુવાન હૃદયના જ્યોતિર્ધર બન્યા છે, સોમિયા બન્યા છે, પ્રેરક બન્યા છે. જીવનમાં પ્રેરણાઓની અનિવાર્યતા કવિએ જોઈ સમજીને સ્વીકારી, ને ઉપદેશી છે. કવિ કહે છે કે

'સુંદરી એ સર્વ સૌંદર્યનો સાર."

અને

"સંસારમાં સ્ત્રી જેટલી નિર્મળી છાંટશે
તેટલો સંસાર નિર્મળ રહેશે."

સ્ત્રી માટે કવિશ્રીના વિચાર મૌક્તિકો અનુપમ છે. સંગ્રહ કરવા લાયક છે. સ્ત્રી માટે આટલી ઊંચી ભાવના આપનારા બીજા કયા કવિઓ!

કવિએ આત્માના અંધારાં ઉલેચી ઉજ્જવળ પ્રકાશ પાથર્યો છે. ગુણિયલ ગુજરાતના યશસ્વી ગૌરવપ્રતિકનો ક્ષરદેહ પંચત્વ પામ્યો; અક્ષરદેહ અમર છે.

કવિને પ્રેમની, જીવનની, વિશુદ્ધિ માટે આત્યંતિક ચિવટ હતી; સૌંદર્ય નિરૂપણમાં ક્યાંય પણ વિકારની છાયા સરખી પણ કવિએ આવવા દીધી નથી. નિર્વિકાર પ્રેમના આલેખનમાં, દાંપત્યપ્રેમના સુંવાળા પ્રસંગોનાં આલેખનમાં, કોઇ સ્થળે જાતીય આવેગનો ખળકો આવવા દીધો નથી. ગુજરાતના મહાલેખક સર્જકોમાં આટલી કાળજી, આટલી પાવિત્ર્યમર્યાદા, આટલી કુલિન મનોવૃત્તિ, આટલી ઉચ્ચતા કોઇ લેખકે સાવધતાથી અનવરપણે, અને આદર્શ પાલન માટે વધુ જાળવ્યાં હોય તો તે કવિશ્રી ન્હાનાલાલ છે, એમ વિના સંકોચે કહી શકાય.

એટલા જ ખાતર કવિ જીવનભર યોધા બન્યા હતા; તે સૌ સાથે લડયા છે. કોઇ એવાં કાર્યો ન હતાં કે જેમાં કવિશ્રીને કંઇક પણ કહેવા સૂચવવાનું કે સંસ્કારવા–પરિશુદ્ધ-વાનું ન હોય. આ લડાયક વૃત્તિ ઘણાંને પ્રિય ન પડે, એ સહજ છે; પણ 'વિગ્રહ' સિવાય સમાજનો વિકાસ કયાં શકય છે ! અને કવિ પણ સિર્ફ સમાજોન્નતિ ખાતર જ લડયા હતા ને !

लोकविरुद्धम यदपि शुद्धम
नाकरणीयम् नाचरणीयम्

એ ઉક્તિ કવિ ભૂલ્યા ન હતા.

કવિની જ પંક્તિ ઉચ્ચારી વિરમીએ:

" એક જ્વાલા જલે તુજ નેનનમાં,
રસજ્યોત નિહાળી નમું, હું નમું."

# ઝાંસીની રાણી*

લેખક:
શ્રી. ગોવિંદરાવ ભાગવત

આપણા ઘણા લોકોનો ખ્યાલ છે તેમ સત્તાવનનો સંગ્રામ એ કંઇ કેવળ કંપની સરકારથી અસંતુષ્ટ થયેલા સિપાઇઓનો જ બળવો નહોતો કે ગાદી યા જમીન ગુમાવી બેઠેલા રાજાઓ યા ઠાકોરોનું ખાલી ધાંધલ નહોતું. લગભગ સો વરસ સુધી આપણા દેશને રાજકીય, આર્થિક અને ધાર્મિક એક શબ્દમાં કહેવું હોય તો રાષ્ટ્રીય યા સાંસ્કૃતિક રીતે કચડવાના જે પ્રયાસો કંપની સરકાર તરફથી અવિરતપણે અને યોજનાપૂર્વક થયા હતા તેની સામે સમગ્ર પ્રજાએ ઉઠાવેલો એ જબ્બર બળવો હતો.

સત્તાવનનો બળવો સમસ્ત પ્રજાનો બળવો હતો અને આજની ભાષામાં કહેવું હોય તો લોકક્રાંતિ હતી એ વિશે કેટલાક લોકો શંકા સેવે છે.

ઓગણીસમી સદીની આપણી સમાજવ્યવસ્થા કે ગ્રામવ્યવસ્થાનો જો વિચાર કરીએ તો જણાશે કે તે જમાનામાં સમાજ યા ગામના પટેલિયાઓ જે કંઈ ઠરાવ કરે તે સમગ્ર સમાજે યા ગામે જ કર્યો મનાતો, અને ગામ યા સમાજના બધા જ લોકો એ ઠરાવનો અમલ કરવાની પોતાની ફરજ સમજતા. સત્તાવનના બળવાની પૂર્વ તૈયારી વખતે બળવામાં ભળવાની સંમતિરૂપે સ્વીકારલી રોટી કે કમળનું ફૂલ 'એ રીતે' દરેક ગામ કે સમાજની આગેવાનો સ્વીકારતા એ ઉપરથી ગામની સમસ્ત પ્રજા બળવામાં સામેલ થઈ હતી એ સિદ્ધ થાય છે.

આવા સત્તાવનના લડવૈયાઓ સ્વાતંત્ર્ય સંગ્રામના અગ્રણીઓમાં એક જ નામ એવું જાણે છે કે જેની ભાવના, વીરતા, હિંમત, રણકુશળતા અને ક્રાન્તિના નેતૃત્વની સહજ શક્તિની બાબતમાં બળવાનો બીજો ભાગ્યે જ કોઇ નેતા સરસાઇ કરી શકે. નાનાસાહેબ, બેગમ ઝિન્નતમહલ, બેગમ હજરતમહલ, મૌલવી અહમદશાહ, અજિમુલ્લાખાં કે તાત્યા ટોપે એ બધાંએ બળવો ઉઠાવવામાં, તેનું સંગઠન કરવામાં અને તેને સફળ કરવામાં ભારે જહેમત ઉઠાવી છે એ નિઃશંક વાત છે. પણ યુદ્ધમાં જયાપજય, બળવાની ચડતી પડતી કે સાથીઓની આશાનિરાશાથી પર થઇને અંગ્રેજ રાજ્યને ઉખેડી નાખવાનું એક જ લક્ષ્ય રાખીને જેણે અવિરત પરિશ્રમ કર્યો એવી વ્યક્તિ તો ઝાંસીની રાણી એક જ હતી. બળવાનું પૂર ઓસરતું હતું ત્યારે તેણે બળવામાં ઝંપલાવ્યું અને ઠંડા પડી બળવાના હુતાશનને તેણે પોતાના વીરત્વની ફૂંકથી પાછો સળગાવી દીધો. બળવાના કેન્દ્રો ગુમાવવાથી હતાશ થઇ ગયેલા નેતાઓને ગ્વાલિયરનું નવું કેન્દ્ર આપીને તેણે સહુમાં આશાનું પૂર રેલાવ્યું અને ત્યાર પછી પણ રાવસાહેબ પેશ્વા વગેરે પ્રમાદમાં પડી ગયા અને અંગ્રેજ સૈન્યો બળવાખોરો ઉપર ચોતરફથી ત્રાટકી પડ્યાં ત્યારે તેણે અપૂર્વ વીરત્વ બતાવી એ બધાનો સામનો કર્યો અને તેને જ્યારે ચોતરફ કંઇ જ આશા દેખાઇ નહીં ત્યારે અંગ્રેજો સાથે લડીને સ્વાતંત્ર્યયજ્ઞનાં કુંડમાં પોતાની આહુતી આપી તે અમર થઇ ગઈ. સ્વાતંત્ર્યસમરના બળવાનો ધ્વજ તેણે તેનામાં ચેતનની સહેજ પણ ચિનગારી હતી ત્યાંસુધી ફરકતો રાખ્યો. આથી આ ભારતની સ્વાતંત્ર્યલક્ષ્મી આપણને જ નહિ પણ દુનિયાની કોઇપણ પ્રજાને સ્વાતંત્ર્ય માટે ખપી જવા કરવાનો અજબ પદાર્થપાઠ મૂકી ગઇ છે

---

* 'ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ' નામના શ્રી. ગજરા વર્તકપુત્ર સોમાણી તરફથી પ્રસિદ્ધ થયેલ પુસ્તકમાંથી.

આમાં ખાસ ધ્યાન ખેંચે એવી વાત તો એ છે કે તે એક સ્ત્રી હતી. સ્ત્રી એ ઘરની રાણી છે એ વાત સાચી. જીવનમાં એ જ એનું મુખ્ય કામ છે એ પણ સાચું. પણ એટલાથી જ તેના જીવનની પરિપૂર્ણતા થઈ જતી નથી. તે ગૃહરાણી હોય તે દરમિયાન પણ તે દેશના જાહેરજીવન ઉપર પ્રભાવ પાડનારી હોવી જોઇએ. ઘરના પુરુષને જાહેર-જીવનના ઘડતરમાં સલાહ દેનારી હોવી જોઇએ. નારીજીવનના સાફલ્યનો આ નવો ખ્યાલ આ આંધીયુગમાં આપણને મળતો જાય છે. પણ તે ઉપરાંત પણ દરેક રાષ્ટ્રના જીવનમાં જ્યારે એવો કટોકટીનો કાળ આવે ત્યારે ઘરબારને વેરણછેરણ થવા દઇને પણ રાષ્ટ્રની આબરૂનું રક્ષણ કરવા સ્ત્રીઓએ પુરુષની સાથે બહાર નીકળવું જોઇએ. એ ખ્યાલ પણ આપણા દેશમાં છેલ્લાં દશવીસ વર્ષથી આવી રીતે દેશનું કાર્ય કરવાની શક્તિ નારીમાં પડેલી જ છે એ છેલ્લાં વીસત્રીસ વર્ષના રાષ્ટ્રિય ઉત્થાનના ઇતિહાસે પણ પુરવાર કરી આપ્યું છે. નારીમાંની આ શક્તિને જ્યાંસુધી આહ્વાન નથી થયું ત્યાંસુધી જ એ બેસી રહે છે. તેને જો એક-વાર પડકારવામાં સાક્ષાત્કાર તે કરાવે છે. ઝાંશીની રાણી લક્ષ્મીબાઇએ સ્ત્રીશક્તિનો એ સાક્ષાત્કાર પોતાના જાહેર જીવનના ત્રણ વર્ષના ગાળામાં જ રાજ્ય કરી બતાવ્યું, સૈન્યોની દોરવણી કરી બતાવી અને વખત સ્વતંત્ર્ય માટે સંગ્રામ કરતાં કરતાં સર્વસ્વ હોમીને પોતાના જીવનની આહુતિ પણ આપી બતાવી.

આમ કરીને તેણે ભારતના જ કેવળ નહિ પણ દુનિયાના સમસ્ત નારીવર્ગ સમક્ષ એક ભવ્ય આદર્શ રજૂ કર્યો છે.

તેની આ જીવનકથા સ્વતંત્રવાંછુ લોકોને તેમજ જીવનની પૂર્ણતાની પરિસીમાએ પહોંચવા માગતાં નારીવર્ગને પ્રેરણા, બળ અને ઉત્સાહ દેનારી નીવડો.

# ★ નાજુક સમયને પહોંચી વળવાના ઉપાયો* ★

આજે બુધવારે મધ્યસ્થ ખોરાક સલાહકાર મંડળ સમક્ષ બોલતાં હિંદ સરકારના ખોરાક ખાતાના સભ્ય માનનીય સર શ્રી વાસ્તવે કહ્યું કે:—

તમે સૌ જાણો છો કે કુદરતના કોપની પરંપરાને લીધે ઘણી મુશ્કેલી ભરી પરિસ્થિતિ ઉપસ્થિત થવા પામી છે. આ મંડળની છેલ્લી બેઠક મળી ત્યાર પછી એકાદ મહિનાના અરસામાં ગોદાવરી-કીસ્નાના સંગમ ચોખાના પાકવાળા વિસ્તાર ઉપરથી એક વાવાઝોડું ફરી ગયું, ત્યાર પછી દક્ષિણ હિંદમાં સંભાએલી અનાવૃષ્ટિને પરિણામે ચોખા અને બાજરીના ઉભા પાક નાશ પામ્યા અને બંનેમાં સિવાણ વગેરે આ વર્ષે જ રોગો હોગો હોવાથી ઉત્તરમાં ઘઉંના પાક ઉપર માઠી અસર થવા પામી છે. કેટલાક અનિવાર્ય કારણોવશાત હિંદને તેની માગણી મુજબનો જથ્થો મળી શક્યો નથી, હિંદ સરકાર તરફથી ગયેલાં ખોરાક પ્રતિનિધિ મંડળે હિંદની માગણીઓનો સારો પ્રચાર કર્યો હોવાથી દુનિયાના દેશો હવે હિંદની જરૂરિયાતોથી જાણકાર થયા છે, અને હિંદને વધુ અનાજનો જથ્થો મળે એવી સૌએ ઇચ્છા પ્રદર્શિત કરી છે. જે જે દેશો આપણને અનાજ મોકલવાના છે ત્યાં હવે આપણે પહોંચી જઇને આપણે ભાગે આવેલા જથ્થાનો કબજો મેળવી લેવાનું કામ આપણે કરવાનું છે. હિંદના ખોરાક પ્રતિનિધિ મંડળે જે પ્રવૃત્તિ વોશિંગ્ટન ખાતે ગતિમાન કરી છે તેને હિંદના વોશિંગ્ટન ખાતેના મુખ્ય પ્રતિનિધિ સર ગીરજાશંકર બાજપાઇ વેગ આપ્યા કરશે.

## પ્રાન્તીય વડા પ્રધાનો સાથે ખોરાકની ચર્ચાઓ

આસામ, વાયવ્ય સરહદ પ્રાંત અને યુક્ત પ્રાંતના વડા પ્રધાનો સાથે મધ્યસ્થ ખોરાક ખાતાએ હાલ તુરતમાં ચર્ચાઓ ચલાવી છે અને આગામી થોડાએક દિવસોમાં, અન્ય પ્રાંતોના વડા પ્રધાનોની દિલ્હીમાં હાજરીનો લાભ લઇને, તેઓની સાથે પણ એ વિષે ચર્ચાઓ ચલાવવામાં આવશે, સંભવિત છે કે આ પ્રાથમીક ચર્ચાઓ બાદ સર્વ પ્રાંતમાં વડા પ્રધાનો અને તેના ખોરાક પ્રધાનોની એક પરિષદ બોલાવવામાં આવે.

## ખોરાક પ્રતિનિધિના પ્રવાસો

અનાજની વધુમાં વધુ આયાત માટે અને દેશમાં પ્રાપ્ય સાધનો એકઠા કરવા માટે પ્રયત્નો થઇ રહ્યા છે. યુદ્ધના સંજોગોને પહોંચી વળવા માટે દરેક દેશને સ્વેચ્છાએ જોઇએ તેટલો જથ્થો મળી શકતો નથી. જગતના અનાજની યોગ્ય વહેંચણી કરવા માટે વોશિંગ્ટનમાં એક સંયુક્ત ખોરાક મંડળની સ્થાપના થઇ છે, અને આ મંડળ દરેક દેશને માટે અનાજનો જથ્થો નક્કી કરે

## અન્ય ઉપાયો

દેશનાં આંતરીક સાધનોનો પૂરો લાભ ઉઠાવવા માટે હિંદ સરકારનું ખોરાક ખાતું પ્રવૃત્તિમય બન્યું છે. મુખ્ય ચાર મુદ્દાઓ પર કામકાજ ચાલી રહ્યું છે. પ્રાપ્તિ, નિયંત્રિત હેરફેર, આયાતનિયમન, અને માપબંધી. ૧૯૪૪ના અંત ભાગ પછી ખોરાક ખાતું સંપૂર્ણ

---

* મધ્યસ્થ ખોરાક મંડળની બેઠકમાં સર જે. પી. શ્રી વાસ્તવની ખોરાક નીતિની આલોચના

સરકારી ઇજારા દ્વારા અનાજ પ્રાપ્તિની પદ્ધતિ અનુસાર મુંબઈ, દક્ષિણના દેશીરાજ્યો, મદ્રાસ, મૈસોર, ત્રાવણકોર, અને કોચીનમાં કામ ચાલી રહ્યું છે. સરકાર તરફથી અનાજની ખરીદી થાય છે તે ઉપરાંત વિસ્તારોમાં અનાજ ઉગાડનારને તાકીદ કરવામાં આવે છે કે તે ઉત્પાદિત અનાજને દબાવી ન રાખે. દરેક ક્ષેત્રના ઉત્પાદનનો અંદાજ બાંધી લેવામાં આવે છે અને સરકારી માણસો તે મુજબ અનાજનો જથ્થો એકઠો કરે છે, અન્ય પ્રાંતોને પણ આ પદ્ધતિ દાખલ કરવા સમજાવવામાં આવ્યા છે. યુક્તપ્રાંત આ બાબતનો અમલ ટૂંક સમયમાં કરશે. સિંધ, પંજાબ વગેરે છતવાળા પ્રાન્તો પણ ખેડુતો પાસેથી સીધો માલ મેળવી લઇને જથ્થામાં બની શકે તેટલો ઉમેરો કરવાની પેરવી કરી રહ્યા છે. બિહાર અને બંગાળમાં સીધી રીતે અનાજનો કબજો મેળવવામાં કેટલીક બંધારણીય મુશ્કેલીઓ આડે આવે છે., પરંતુ વેપારીઓ પાસેથી અનાજ, જરૂર જણાય તો જપ્ત કરીને પણ મરજીઆત વેચાણને છટકબારી ન આપવાનો ઇરાદો ત્યાંની સરકારો રાખે છે.

અનાજ વહેંચણી ઉપર હેરફેર નિયંત્રણ અને માપબંધીની વિસ્તારેલી પ્રવૃત્તિ ઘણી અસરકારક નિવડશે. અનુભવથી હવે અમો અનાજની હેરફેર અને માપબંધીને વ્યવસ્થિત કરી શક્યા. આ રીતે સંતોષપણે દેશના વિસ્તારોમાં સર્વ લોકોને ખપ પૂરતું પહોંચાડવાના કટિબદ્ધ પ્રયત્નો થઇ રહ્યા છે. માપબંધીમાં ઘટાડો કર્યો છે, સંતોષકારક પૌષ્ટિક અનાજ મળી શકતું નથી છતાં અનાજની પરિસ્થિતિ વિચારીને લોકોએ આ ઘટાડો એકંદર રીતે સ્વીકાર્યો છે, તે સંતોષકારક બિના છે. અનાજની અછતને લીધે ભાવોમાં ઉછાળો આવે એ સંભવિત છે, પરંતુ અનાજની અછતને લીધે ભાવોમાં ઉછાળો આવે એ સંભવિત છે, પરંતુ અનાજ પ્રાપ્તિ અને વહેંચણીના નિયંત્રણો તથા અંકુશોનો કાળજીપૂર્વક અમલ અમલ થતો હોવાથી ભાવો થોડા ઉંચે જઇને પાછા સાધારણ સપાટીએ આવી ગયા છે. અને તેમાં ઉથલ પાથલ થવાનો હવે સંભવ નથી.

અલ્પજીવી અનાજ શાકભાજી વિગેરે બહોળા જથ્થામાં ઉગાડવાની પ્રવૃત્તિને ખોરાક ખાતાએ ઉપાડી લીધી છે. મુંબઇ અને મદ્રાસમાં આ કાર્યમાં રોકાયેલ દરેક એકર દીઠ રૂા. ૧૫ ની રાહત આપવાની જાહેરાત કરવામાં આવી છે.

પોષણ તત્વોવાળા ખાદ્ય પદાર્થો મેળવવા માટે અને તેને લોકોમાં વહેંચવા માટે ગોઠવણો થાય છે.

દેશ નેતાઓએ કરેલી ઘણી ખરી સૂચનાઓનો અમલ કરવા અમે પ્રયત્નો કરીએ છીએ. વધુ અનાજ ઉગાડવામાં, કુવાઓ ખોદવામાં વિગેરે કાર્યોમાં હિંદી સેના પોતાનો ફાળો આપી રહી છે.

## સરકારની ખેતીવાડી અને ખોરાકનીતિ

દુષ્કાળ સમિતિનો અહેવાલ બહાર પડી ચૂક્યો છે. ત્યારપછી સરકારની નીતિમાં ધ્યાન ખેંચનારા ફેરફારો થયા છે. પ્રજાને પેટ પુરતું અનાજ મેળવી આપવાની જવાબદારી સરકારે આ પહેલીવાર સ્વીકારી છે અને શાસ્ત્રીય જ્ઞાન અને યંત્રોને અનાજ ઉગાડવાના ક્ષેત્રમાં દાખલ કરવાનો નિર્ણય કર્યો છે. અનાજના ભાવ સંબંધી સરકારે એવો નિર્ણય કર્યો છે કે તે ખેડૂ તેમજ ખાનાર બંનેને સત્ય હોય તેવો લાભ નક્કી કરવો જોઇએ.

# બહેનોને અભ્યાસ માટે મદદ આપતી સંસ્થાઓ

સંપાદક : શ્રી. ચંદુલાલ ત્રિ. વ્યાસ

● વાત આમ બની કે એક વિદ્યાર્થીએ ‘કોઈ સ્કોલરશીપ આપે એવું છે ?’ એમ પૂછ્યું તેના જવાબમાં મારે કહેવું પડ્યું કે કંઈ ખબર નથી. પછી દરરોજ ગુજરાતી-અંગ્રેજી પત્રોમાં ટ્રસ્ટ, ફંડોના હિસાબ જોવાથી વિચાર આવ્યો કે જો ખંત રાખી માહિતી એકઠી કરી જાહેર પત્રો દ્વારા ટ્રસ્ટ ફંડોની વિગત આપી હોય તો ઘણા વિદ્યાર્થીઓને અરજી કરવી તેની ખબર પડે ને શિક્ષકો પણ તેમની દોરવણી આપી શકે. એ હેતુથી ટ્રસ્ટ ફંડો માટે તપાસ શરૂ કરી. પરિણામે દૈનિક પત્રોમાંથી, ઇ. સ. ૧૯૩૬ માં એક પારસી ગૃહસ્થે છપાવેલી યાદીમાં મુંબઈ સમાચારે ઇ. સ. ૧૯૪૧ ના વર્ષે ઓગસ્ટના અંકમાં છાપેલી રજીસ્ટર થયેલાં ટ્રસ્ટફંડોની યાદી પરથી તેમજ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. શ્રી. સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી સુરત, શ્રી ભગિની સમાજ, મુંબઈ, વગેરે સંસ્થાઓના મંત્રીઓની મદદથી આ સાથે આપેલી યાદી તૈયાર કરી છે. તેમાં કેટલાંક ય મંત્રીઓ કે તેમનાં સરનામાં બદલાયાં હશે. કેટલા ય ટ્રસ્ટફંડોના વ્યવસ્થાપકોના સરનામાં અધૂરાં હશે. આમ છતાં આ યાદી ‘માર્ગદર્શક’ નીવડશે એવી આશા છે. મૂળ હકીકત ચોકસ હશે તો વિગતો સુધારવામાં કાંઈ તકલીફ નહીં પડે. જે ભાઈબહેનો આ યાદીને અંગે અદ્યતન માહિતી મેળવે તેમને તે મોકલી આપવા વિનંતિ છે. આથી આ યાદીને વધારે આધારભૂત ને ઉપયોગી બનાવી શકાશે.

૧. જૈન બહેનો માટે: નર્સ થવા ઇચ્છનારને સ્કોલરશીપ. શ્રી જૈન યુવક સંઘના મંત્રીઓ, ૪૭ ધનજી સ્ટ્રીટ મુંબઈ, ૩.

૨. જૈન કચ્છી દશા ઓસવાળ માટે: કુન્નર અમર ઉચ્ચ કેળવણી લેનારને પુસ્તકો, ફી, લોન, વગેરે માટે લખો: શ્રી પુનશી દામજી ૧૧૭, ખોળગલી, ૧ લે માળે, મુંબઈ ૯

૩. દશા સોરઠિયા વણિક માટે: મેટ્રિક સુધીની વિદ્યાર્થિની માટે પુસ્તકો અને ફી. લખો: શ્રી. દશા સોરઠિયા વણિક જ્ઞાતિના મંત્રી, ૬૮, ન્યૂકાવેલ ક્રોસ લેઈન નં. ૩, રામવાડી, મુંબઈ, ૨.

૪. ઉચ્ચ વર્ણની હિંદુ સ્ત્રીઓ માટે: કોલેજમાં રહેવા, ખાવા, પીવાની સગવડ માટે લખો: હરમોહન ભાણજી દેસાઈ ચેરીટીઝ ફોર વિમેનના મંત્રી કે. ચેરીટીઝ ઓફીસ, પાંજરાપોળ, મુંબઈ. ૪.

૫. કોઈપણ સ્ત્રી વિદ્યાર્થી માટે: સ્કોલરશીપ સારૂ લખો સેક્રેટરી નેશનલ ઇન્ડિયન એસોસીએશન સેક્રેટરી, કોટ, મુંબઈ નં. ૧

૬. વીશા નગર વણિક સ્ત્રીવિદ્યાર્થીને, ફી અને પુસ્તકો માટે વીશાનાગર વણિક ઉન્નતિ મંડળના મંત્રીને લખવું: કે નાગર નિવાસ, ઇર્લા વિલેપાર્લે.

૭. કોઈપણ સ્ત્રી વિદ્યાર્થીને સ્કોલરશીપ આપનાર શ્રી. કમલાબાઈ એજ્યુકેશન ટ્રસ્ટના ટ્રસ્ટી શેઠ નરોત્તમદાસ ત્રીકમદાસ, શ્રીનિવાસ, નેપિયનસી રોડ, મુંબઈ.

૮. ભાવસાર જ્ઞાતિની અંગ્રેજી ચોથા ધોરણ પછી મુંબઈ થી બહાર સુધીના કોઈપણ ભાગમાં ભણતી વિદ્યાર્થીનીને સ્કૂલ ફી મળે છે. ભાવસાર સેવા સમાજ કેળવણી ફંડના મંત્રી ૧૪૮, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ, ૧.

૯. કોઈપણ હિંદુ વિધવા અગર બાળાને રહેવાની અને અભ્યાસની સવડ મેળવવા સારુ લખોઃ શ્રી. મંત્રી વનિતા વિશ્રામ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ, ૪.

૧૦. હાલાઈ ભાટિયા વિદ્યાર્થિનીને ફી, પુસ્તકો, સ્કોલરશીપ આપનારઃ શ્રી. મુંબઇ ભાટિયા મહાજનના મંત્રીઓ, કાલબાદેવી, મહાજવાડી, મુંબઇ, ૨.

૧૧. ભટ્ટ મેવાડા સ્ત્રીવિદ્યાર્થીને સ્કોલરશીપ આપનાર શ્રી. ભટ્ટ મેવાડા હિતવર્ધક મંડળના મંત્રી, રા. ચીમનલાલ માધવરામ ભટ્ટ ઠે. આર. ચીમનલાલ વીરાની, લોખંડ બજાર કર્ણાક બંદર, મુંબઇ.

૧૨. મુંબઈ અને પરાંમાં વસતી ઔદિચ્ય સ્ત્રીવિદ્યાર્થી માટે સ્કોલરશીપઃ વિગત માટે લખોઃ શ્રી. ઔદિચ્ય મહિલા સમાજના મંત્રી, કુ. પ્રમિલા મોહનલાલ પંડયા, ઠે. હીરામાણેક બિલ્ડીંગ, દાદી શેઠ અગિયારી લેઈન, મુંબઈ.

૧૩. કોલેજ કે સ્કૂલમાં ભણનાર હિંદુ બાળાને સ્કોલરશીપ આપનાર શ્રી. રતનબેન એલ. મહેતા ટ્રસ્ટના મંત્રીની ઑફિસ કોટ, મુંબઇ નં. ૧

૧૪. કોલેજ જનાર અગર સામાજિક કાર્યની તાલીમ લેનાર વિદ્યાર્થિનીને સ્કોલરશીપઃ લેડી લક્ષ્મીબાઇ શિષ્યવૃત્તિ C/o. ધ ભગિની સમાજ ઑફિસ, રાવલ બીલ્ડીંગ, લેમીંગટન રોડ, મુંબઇ.

૧૫. કોલેજમાં અભ્યાસ કરનાર કોઈ પણ બેન માટે સ્કોલરશીપ આપનાર શ્રીમતી પ્રેમકોરબાઇ લોટવાળા સ્કોલરશીપના સેક્રેટરી શ્રી. બચુબેન લોટવાળા, ઠે. આર્યભુવન સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ નં. ૪.

૧૬. કોઇ પણ વિદ્યાર્થીનીને સ્કોલરશીપ આપનાર શેઠ હરકીશનદાસ નરોતમદાસ ફંડ રે સ્કોલરશીપ C/o. યુનિવર્સિટી રજીસ્ટ્રાર, ફોર્ટ, મુંબઇ નં. ૧.

૧૭. વડોદરા અને મુંબઇ પ્રાંતની બાળાઓ માટે સ્કોલરશીપ આપનાર મહારાણી ચીમનાબાઇ સ્કોલરશીપ ફંડના મેનેજર રાવબહાદુર સુંદરદાસ નારણદાસ, સોલિસિટર, ફોર્ટ, મુંબઇ ૧.

૧૮. ચરોતરની બહેનોને મદદ કરનાર પરીખ ત્રિભોવનદાસ ઇશ્વરદાસ બોરસદવાળા સ્મારક ફંડના વ્યવસ્થાપક ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ.

૧૯. ચરોતરનાં વિદ્યાર્થિનીને મદદ કરનાર શ્રી. દિવાળીગૌરી ચુનીલાલ પટેલ સ્મારક ફંડના વ્યવસ્થાપક, ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ.

૨૦. ચરોતરની સ્ત્રી વિદ્યાર્થીને મદદ કરનાર શેઠ મણિલાલ સાંકળચંદ સ્મારક ફંડના વ્યવસ્થાપક, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

૨૧. મેટ્રિકની પરીક્ષા પછી આગળ અભ્યાસ કરનાર અમદાવાદની ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ બાળાને સ્કોલરશીપઃ સ્વ. બાઈ ચંચળ તે રાવળ છોટાલાલ છગનલાલની વિધવા સ્કોલરશીપના વ્યવસ્થાપક, માનદ મંત્રી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. ભદ્ર અમદાવાદ.

૨૨. વડનગરા જ્ઞાતિની બાળા જે મુંબઈ અને કર્વે યુનિવર્સિટીમાં અમદાવાદ સેન્ટરમાં લેવાતી પરીક્ષામાં ઉંચે નંબર પાસ થાય તેને પુસ્તકોની મદદ આપનાર સ્વ. સૌ. રંગુબા મુકુન્દરાય મુનશી સ્મારક ઇનામના વ્યવસ્થાપકઃ મંત્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ભદ્ર અમદાવાદ.

૨૩. વડનગરા જ્ઞાતિની જે મેટ્રિકમાં પાસ થઇ હોય અને (ડુંગરપુર) વડનગરા નાગર ગૃહસ્થ હોય તેને વાર્ષિક રકમ મદદ માટે આપનાર, બાપુભાઈ મણિભાઈ ભચેચ ઇનામના વ્યવસ્થાપકઃ મંત્રી, ગુજરાત. વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ.

૨૪. બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિની બાળા જે બી. કોમનો અભ્યાસ કરવા ઇચ્છે તેને મદદ કરનાર ડૉ. નીલ ડા. છત્રપતિ અને ધનલક્ષ્મી ડા. છત્રપતિ સ્કોલરશીપના વ્યવસ્થાપક, મંત્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર અમદાવાદ.

૨૫. બી. ટી. ડીગ્રી માટે અભ્યાસ કરનાર કોઈપણ ગુજરાતી વિદ્યાર્થિનીને સ્કોલરશીપ વ્યવસ્થાપક, મંત્રી, ગુજરાત વર્નાક્યુલર, સોસાયટી ભદ્ર, અમદાવાદ.

૨૬. દશા નાગર વણિક વિદ્યાર્થિની અમદાવાદની મેટ્રિક પાસ થયા પછી મદદ કરનાર દલાલ નાનાશા કાલિદાસ સ્કોલરશીપ ટ્રસ્ટ ફંડના વ્યવસ્થાપક, મંત્રી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ.



પુસ્તક ૪૧ ∴ મે : ૧૯૪૧ ∴ અંક ૩

# કવિતાને ખોળે

•

કવિતા ! તારા પાસ આવવાને
મનમાં તો મન થાય છે ઘણેરું;
પણ એક ઉચાટ અંક મારે,
કયમ પાપી, શકું અંક બેસી તારે ?

કવિતા મૃદુ વાણી બોલતી ત્યારે,
કવિ, સંકોચ વૃથા જ માન તારો;
લઈ દેહ અને ભરેલ નાનો
નથી શું બાળક માત-અંક છાતો ?

સ્ખળતાં ડગતાં છતાં ભરાતાં,
હૃદયે ભીતિ ભરેલ, આંખ ભીની;
ચડી પણ, ત્યાં લીધો જ ખોળે,
શિશુ ઢંકાઈ ગયો વિરાટતાએ.

ચી. સરોદ

# માડીનો સંદેશો

દેજો દેજો મંહિયરીઆંને માનજો,
માડીએ સંદેશા મીઠા મોકલ્યા;
બહુ દીનોનાં વ્હાણાં ઉગી આથમ્યાં,
આવો દીકરી મહિયરીઆને આંગણે

સાસરીએ સુખશય્યા પ્હોંઢી રાચતાં,
અંતરથી ઉતારી માડી સ્હોડ શું;
મહિયર આંગણું ધામ ધખે શું આકરો,
શીળા વાયુ શીળા સાસર ઓરડા.

પનઘટ વાટે મળીયો સખીઓ સંગ શું,
આનંદ કરતાં ભૂલ્યાં માડી પ્રિતડી;
ગોઠ્યાં ના શું જુનાં જુનાં ઝાડવાં,
કુંજલતાઓ નવલી ભાવી ડોલતી.

સાસરીઆના વૈભવ વ્હાલા લાગીઆ,
પગલે પગલે માન મળ્યાં મન ભાવતાં;
ભરી કટોરા મીઠા મીઠા દૂધડે,
પીતાં પીતાં ભૂલ્યાં મહિયર માણ્ય શું.

સહિયરોનાં ગોઠ્યાં ના, શું બેસણાં,
હોડે દુભવ્યાં રમતાં કુળાં દીલડાં;
અધુરા માનો, કે દી, અનુભવ પામીઆં,
કે અંતરથી ઉતાર્યાં મહિયર સામટાં.

વાટ જુવે છે સહિયરોનો સંગળો,
પળ પળ પુછે લોક ખબરો દીકરી;
ગાય વાછરડી પાદર જતાં ભાળતી,
સાસરીઆનો પંથ કયાણું મુખડે.

લાડ લડાવી મોટી કીધી દીકરી,
દૂર વળાવ્યાં પરદેશીને આંગણે;
કેમ કરી મન માને મારી દીકરી,
સુખે રાચો, દુઃખે દાઝો સાસરે.

ગોઠે ના કે જીવ ઉંચો દીનરાત જો,
ભારી કરી આંગણું મોરી દીકરી;
આવો બેયાં બેસી. કરીએ વાતડી,
આ દીકરીના કહાવા લઇએ એક દી.

શ્રી. ભગવાનદાસ ચતુરભાઇ પટેલ

# ધર્મનાં મૂલતત્ત્વો

લેખક :
યોગીન્દ્ર જગન્નાથ ત્રિપાઠી;
એમ. એ.; બી. ટી.

ધર્મનો સાચો હેતુ મનુષ્યને ઇહલોકમાં અને પરલોકમાં પરમ સુખ મળે એ છે. આટલા માટે જ મનુષ્ય જીવનમાં ધર્મનું આટલું બધું મહત્ત્વ છે.

માનવજાતિની પ્રગતિમાં શ્રમણ ભગવાન મહાવીર, ભગવાન બુદ્ધ, જીસસ ક્રાઈસ્ટ, મહમ્મદ, ઝોરોસ્ટર, કોન્ફ્યુશિયસ અને શંકરાચાર્ય જેવાઓનો હિસ્સો ઓછો નથી. છેલ્લાં બસો વર્ષમાં ભૌતિક શાસ્ત્રોના વિકાસને લીધે, ધર્મ ઉપરની લોકોની પ્રીતિ દિવસે દિવસે ઓછી થતી ગઈ. આ ભૌતિક શાસ્ત્રોએ મનુષ્યના જીવનની ભૌતિક બાજુને વધારે પડતું મહત્ત્વ આપ્યું અને મનુષ્ય ધર્મશાસ્ત્રોના સિદ્ધાન્તોમાં અને અનુશાસનોમાં દિનપ્રતિદિન શંકાશીલ થતો ગયો.

એટલે, હવે તો આપણી સમક્ષ ખૂબ અગત્યનો પ્રશ્ન એ આવી પડ્યો છે કે મનુષ્ય જીવનમાં ધર્મની આવશ્યકતા જ છે કે કેમ? કે ધર્મ એ કેવળ નિરુપયોગી-આગંતુક વસ્તુ જ છે? આ પ્રશ્નનો આપણે સંતોષકારક ઉત્તર આપી શકીએ તે માટે આપણે આપણા જીવનનું ધ્યેય શું છે તે શોધી કાઢવું જોઈએ, નક્કી કરવું જોઈએ અને મનુષ્યના વ્યક્તિત્વનું સાચું પૃથક્કરણ કરવું જોઈએ. પ્રાચીન હિન્દુસ્તાનમાં, દુઃખમાંથી આત્યન્તિક નિવૃત્તિ એ જ મનુષ્યજીવનનું ખરું ધ્યેય મનાતું આવ્યું છે, પણ એ માન્યતા હાલના સમાજને માન્ય નથી. સમાજના અત્યારના ધોરણ અનુસાર આનન્દી-મોજમજામય જીવન ગાળવું એ જીવનનું ધ્યેય મનાયું છે. ઐહિક સુખનું આ ધ્યેય મનુષ્યજીવનનું સાચું ધ્યેય છે કે કેમ એ આપણે તપાસવું જોઈએ. પ્રથમ તો આ ધ્યેયની સિદ્ધિ માટે મનુષ્યની પાસે બે વસ્તુઓ હોવી જોઈએ (૧) તંદુરસ્તી (૨) પુષ્કળ ધન.

આપણે જાણીએ છીએ કે મનુષ્યમાં અને પશુમાં ઘણાં તત્ત્વો સમાન છે—જેવાં કે ભૂખ લાગવી, તરસ લાગવી, તાપતડકો લાગવો વગેરે. પશુઓ પોતપોતાની રીતે આ કુદરતી હાજતોને સંતોષે છે; મનુષ્યો કંઈક સંસ્કારી રીતે સંતોષે છે; કારણ કે કુદરતી રીતે જ મનુષ્યમાં બુદ્ધિ વિશેષ છે. પણ એટલું તો ચોક્કસ જ છે કે આ કુદરતી હાજતોના સંતોષની બાબતમાં મનુષ્ય પશુથી જરા યે ચઢીઆતો તો નથી જ; કારણ કે આ દ્વારા એ પોતાના જીવનની કેવળ ભૌતિક-શારીરિક બાજુને જ પોષણ આપે છે. મનુષ્ય એટલે કેવળ શરીર નહીં જ. એનામાં બુદ્ધિ પણ છે અને તે ઉપરાન્ત આત્મતત્ત્વ પણ છે. શરીરની ભૂમિકા અને આત્માની ભૂમિકાની વચ્ચેનો પ્રદેશ બુદ્ધિનો પ્રદેશ છે. બુદ્ધિનો કુદરતી રીતે એ સ્વભાવ જ છે કે શરીરની સાથે એણે એકતાનરૂપતા અનુભવવી અને શરીરની જરૂરીઆતોને જ પોષણ આપવામાં રત રહેવું; પરંતુ યોગ્ય શિક્ષણદ્વારા અને યોગ્ય નિયમનદ્વારા આ બુદ્ધિને આત્માના પ્રદેશ તરફ વાળી શકાય અને આત્મજ્યોતિના પ્રદીપનમાં કારણભૂત બનાવી શકાય. વિજ્ઞાનશાસ્ત્રી કહેશે કે "હું આત્મતત્ત્વના અસ્તિત્વમાં માનતો નથી અને તેથી એ પ્રદેશના સંશોધનમાં કે એની પ્રગતિમાં કશો જ પ્રયત્ન કરવો આવશ્યક ગણાતો નથી." પણ, વિજ્ઞાનશાસ્ત્રીનું આ કથન ભૂલભરેલું છે એ સ્પષ્ટ છે; કારણ કે એને પૂર્ણ સત્યની કશી જ ખબર નથી. જીવન પ્રત્યેની એની દૃષ્ટિ તેમ જ જગત પ્રત્યેની એની કલ્પના

આછીઅધૂરી, અપૂર્ણ અને અસંતોષકારક છે. પોતાના વિષયનું એને પૂર્ણ જ્ઞાન હોવા છતાં આત્મજ્ઞાનની એને કશી જ ખબર નથી. આથી, મનુષ્યજીવનનાં ઉચ્ચ તત્ત્વોના પૂર્ણ વિકાસાર્થે જે માનવજીવન ઘડાયું તે અનુસાર જીવન જીવવામાં વિજ્ઞાનશાસ્ત્રી આપણને કશું માર્ગદર્શન આપી શકતો નથી. જો આપણે કેવળ વિજ્ઞાનશાસ્ત્રીના ધોરણ અનુસાર જ જીવન જીવીએ તો આપણે જીવનની માત્ર ભૌતિક બાજુને જ મહત્ત્વ આપીએ છીએ અને ધાર્મિક જીવનદ્વારા આપણી સુષુપ્ત શક્તિઓને જગાડીને જે ઉચ્ચ, આત્મિક જીવન જીવવાનો મનુષ્યનો ઉચ્ચતમ આદર્શ છે તેની અવગણના કરીને કેવળ પશુતાની કોટિમાં આવી પડીએ છીએ.

છેલ્લાં ચાળીસ વર્ષોમાં થયેલા બે વિશ્વ-યુદ્ધો બતાવી આપે છે કે મનુષ્યની પશુતાની અધોગતિ ક્યાં સુધી હોઇ શકે. આ વિશ્વયુદ્ધો તો આપણે જીવનની ભૌતિક બાજુને વધારે પડતું મહત્ત્વ આપ્યું તેને જ આભારી છે. મનુષ્યજીવનનું પરમ ધ્યેય કેવળ મોજમજા જ છે એમ માનવામાં વિજ્ઞાનશાસ્ત્રી કેટલે દરજ્જે સાચો છે એ પણ આપણે તપાસવું જોઇએ. આપણે ઉપર જોયું તેમ, સુખ અને આનંદ મેળવવા માટે તંદુરસ્તી અને પુષ્કળ ધન—એ એ બે તો જોઇએ. સંસ્કૃતિના આધુનિક ખ્યાલ અનુસાર મનુષ્યે જીવનની જરૂરીઆતો વધારતા જવી જોઇએ અને એ જરૂરીઆતો ...ત કરવા માટે એણે ખૂબ ધન પ્રાપ્ત ...ં જોઇએ. ધન પ્રાપ્ત કરવાની આ ...છાને લીધે બળવાન અને સત્તાધીશ મનુષ્યો નિર્બળ અને કંગાલ મનુષ્યો પર જુલમ ગુજારે. પરિણામે યુદ્ધો અને બળવા થાય અને જનસમાજ સાચી શાન્તિથી વંચિત રહે. વળી, બધા લોકો તંદુરસ્ત જ રહે એ માન્યતા પણ કેટલી ભૂલ ભરેલી છે! અનેક કારણોથી લોકોની તંદુરસ્તી બગડયાં જ કરે છે. વળી, ધન એકઠું કરવામાં પણ બધાને એકસરખી સફળતા ક્યાં મળે છે! એમાં પણ મનુષ્યોને એટલાં બધાં વિઘ્નો નડે છે કે જન સમાજનો મોટો ભાગ ગરીબીમાં જ સડયા કરે છે. વિજ્ઞાનશાસ્ત્રની ભિન્ન ભિન્ન શોધોમાં મોટી મોટી સફળતાઓ પ્રાપ્ત કર્યાની જે બડાઇઓ વિજ્ઞાનશાસ્ત્રીઓ માર્યા કરે છે તે હોવા છતાં તેમ જ અર્થ-શાસ્ત્રીઓ અને રાજનીતિજ્ઞો જે નવા સિદ્ધાન્તો પ્રાપ્ત કર્યાનો આનંદ માણે છે તે હોવા છતાં પણ સામાન્ય જનસમાજ તો તંદુરસ્તીના તેમજ ધનની ન્યાયપુરઃસરની વહેંચણીના મનોમય મહાલયથી દૂર ને દૂર જ રહ્યા કરે છે. આ ઉપરાન્ત, આપણી ધ્યાનબહાર એ પણ ન હોવું ઘટે કે મનુષ્યનું જગતમાંનું જીવન અલ્પકાલીન છે અને મહાકાલ મૃત્યુનું ભયાનક સ્વરૂપ મનુષ્ય માત્રને પ્રતિપળે ભયભીત કર્યા જ કરે છે: માત્ર, અધ્યાત્મિક જ્ઞાન જ એક એવી વસ્તુ છે જે મનુષ્યને મૃત્યુના ભયમાંથી મુક્ત કરી શકે.

જીવન પ્રત્યેની વિજ્ઞાનશાસ્ત્રીઓની દૃષ્ટિની અપૂર્ણતા વિષે આટલું કહ્યા પછી હવે આપણે એ તપાસીએ કે અધ્યાત્મવાદીઓ જીવન પ્રત્યે સાચું અસ્તિત્વ કેવળ આત્માનું જ છે—જે આત્મા શરીરના નાશ પછી પણ અસ્તિત્વમાં રહે છે, અલબત્ત, મનુષ્યમાં કેટલીક નબળાઇઓ છે, પણ એનામાં એટલી અપાર, ગૂઢ શક્તિ છે કે જો એને કેળવવામાં આવે તો એ પોતાની નબળાઇઓ દૂર કરી અને તમામ દુઃખ અને ચિન્તામાંથી મુક્તિ મેળવી શકે, એટલું નહીં, પણ સનાતન સુખ પ્રાપ્ત કરી શકે. ધાર્મિક પુસ્તકોમાં સનાતન સુખની—પરમાનન્દની આ સ્થિતિને મુક્તિનું નામ આપવામાં આવ્યું છે. આ આ વિષય એટલો વિશાળ અને ગહન છે કે

અહીં તો માત્ર એની ઝાંખી રૂપરેખા જ આપી શકાય. વિશેષ મેળવવાની ઇચ્છાવાળાઓએ આ વિષયમાં ઊંડું જ્ઞાન પ્રાપ્ત કરેલા મહર્ષિઓનો સંપર્ક સાધવો જોઇએ અથવા તો એમણે લખેલા ગ્રન્થોનો સૂક્ષ્મ અભ્યાસ કરવો જોઇએ. અત્રે તો ધર્મનાં મૂલતત્ત્વો વિષે ટૂંકાણમાં જ કહેવાનો ઇરાદો છે અને અત્યાર સુધી જે કહ્યું તે માત્ર એના પ્રસ્તાવ રૂપે છે,

મનુષ્ય જીવનની બે બાજુઓ છે—આન્તર અને બાહ્ય; અને ધર્મ આ બન્ને બાજુઓને પોષણ આપતો હોવાથી એની પણ બે શાખાઓ છે—(૧) આધ્યાત્મિક અને (૨) નીતિવિષયક. સાચો ધર્મ તો એ જ હોઇ શકે જે સનાતન અને વિશ્વવ્યાપી હોય. આ બે તત્ત્વોમાંથી એકની પણ જો ઉણપ હોય તો એને સાચો ધર્મ ન કહી શકાય. ધર્મનું અવલંબન જો સાચા જ્ઞાન ઉપર હોય તો એ ધર્મ શાશ્વત હોઇ શકે; તો જ એનાં મૂલતત્ત્વો સનાતન ટકી શકે. વિશ્વભરમાં મનુષ્યત્વ તો બધે એક સરખું જ હોવાથી, ધર્મના સામાન્ય સિદ્ધાન્તો પણ વિશ્વભરમાં એક સરખી રીતે લાગુ પાડી શકાય. જગતભરના ધર્મોમાં કેટલાક મૂલભૂત સિદ્ધાન્તો એવા સામાન્ય છે કે સ્વતંત્ર રીતે તારવી શકાય; કારણ એ છે કે આ ધર્મ સિદ્ધાન્તો સત્ય અને પ્રજ્ઞાનના પાયા ઉપર રચાયા છે.

સાચા ધાર્મિક મનુષ્યમાં નથી હોતી સંપ્રદાયસંકુચિતતા કે નથી હોતી ધર્મોન્ધતા. એનું અધ્યાત્મજ્ઞાન તેજસ્વી સૂર્યની માફક મનુષ્યમાત્રને જ્ઞાનજ્યોતિ અર્પે છે.

સાચા ધર્મના મૂલભૂત સિદ્ધાન્તો આ પ્રમાણે ગણાવી શકાય:—

(૧) મનુષ્યે દિનપ્રતિદિન જીવનની જરૂરીઆતો વટાડતા જવી જોઇએ અને ઓછામાં ઓછી જરૂરીઆતો વડે જીવવાનો પ્રયત્ન કરવો જોઇએ; ઇચ્છા માત્ર પર કાબુ મેળવવા શક્તિમાન થવું જોઇએ અને આત્મનિયમન કરતાં શીખવું જોઇએ. વિવિધ પ્રકારનાં તપ, યૌગિક ક્રિયાઓ, શીલ, નમ્રતા, વિનય—એ બધાનો આ સિદ્ધાન્તમાં સમાવેશ થાય છે.

(૨) પોતના બન્ધુઓનું દુઃખ ઓછું થાય અને એમની આધ્યાત્મિક અને એમની નૈતિક અને ભૌતિક પ્રગતિ થાય એવા બધા જ પ્રયત્નો પોતે કરવા જોઇએ. વિવિધ પ્રકારનાં દાન, દયા, અતિથિ સત્કાર અને ભૂતાનુકમ્પાનો આ સિદ્ધાન્તમાં સમાવેશ થાય છે.

(૩) મનુષ્યે કેટલોક સમય ધ્યાનમાં, ચિત્તની એકાગ્રતા કેળવવામાં અને આત્મપરીક્ષણમાં ગાળવો જોઇએ અને મનને એવા પ્રકારની તાલિમ આપતા જવી જોઇએ કે ધીમે ધીમે બધા જ પ્રકારની વાસનાઓ, લાગણીઓ અને વૃત્તિઓ લય પામતી જાય. પરિણામે, મનુષ્ય એવા પ્રકારનો અવર્ણનીય આનંદ અને શાન્તિ પ્રાપ્ત કરશે કે જે સનાતન કાળ સુધી ટકી રહે—જે સંયોગમાત્રથી પર હોય.

ઉપરના ત્રણે સિદ્ધાન્તોની વિગતો સ્થલ, કાલ અને સંયોગો અનુસાર નક્કી કરી શકાય. બધા પ્રકારના ધાર્મિક વિધિનિષેધોનો સમાવેશ સીધી કે આડકતરી રીતે આ મૂલગત સિદ્ધાન્તોમાં થઇ જાય છે. બધા ધર્મોમાં આ ધર્મસિદ્ધાન્તો સમાન હોવાથી, માત્ર એને લગતી ક્રિયાઓમાં કે વિધિનિષેધોમાં જ ભિન્નતા હોઇ શકે. આમ હોવાથી, જે સંકુચિત દૃષ્ટિવાળા મનુષ્યો આ ભિન્નતા પર ભાર મૂકે છે અને વિવિધ પ્રકારના વિસંવાદો ઉત્પન્ન કરે છે તેઓ કેવળ

મૂર્ખતાનું જ પ્રદર્શન કરે છે; એટલું જ નહીં, પણ સત્ય ધર્મના પાલનથી વિરુદ્ધ વર્તે છે; કારણ કે ધર્મનો સાચો હેતુ મનુષ્યોમાં સાચી શાન્તિ અને બન્ધુત્વ ફેલાવવાનો છે.

જે સુજ્ઞ પુરુષો આ લોકમાં તેમજ પરલોકમાં સાચી શાન્તિ ઇચ્છે છે તેઓએ આ હકીકત લક્ષમાં લેવી જોઇએ અને પૂર્ણ આવેગથી આ સનાતન ધર્મ સિદ્ધાન્તોના પાલનમાં દૃઢતા દાખવવી જોઇએ. 'જીવનનો હેતુ માત્ર મોજમજા જ છે' એવું માનનારા અલ્પદૃષ્ટિવાળાઓએ સમજવું જોઇએ કે આ લોકની ગોજમજા એ ક્ષણિક વસ્તુ છે; શરૂઆતમાં આનંદજનક પણ પરિણામે વિષતુલ્ય છે. વિષયોપભોગમાંથી મનુષ્યને સાંપડતો ક્ષણિક આનંદ, સંયમિત ધાર્મિક જીવનદ્વારા મનુષ્યને સાંપડતા પરમાનન્દથી કેવળ ભિન્ન છે એ મનુષ્યે સમજવું ઘટે. જે આધ્યાત્મિક આનંદ મનુષ્યને મુક્તિને દ્વારે પહોંચાડે છે તે તો માત્ર ઉપર દર્શાવેલા ધર્મના મૂલગત અને સનાતન સિદ્ધાન્તોના જીવનભરનો આગ્રહી પાલનદ્વારા જ સાંપડે છે.

મનુષ્યજીવન ઘણું કીમતી છે, ઘણું ઉદાત્ત છે; અને પશુઓ જે વિષયાનંદથી પર જઇ શકતાં નથી તેમાં જ જીવનનો કાળ ખોવો એ તો કેવળ પશુતામાં જ મહાલવા જેવું છે.

તો ચાલો, આપણે આજથી જ જીવનનું પરમધ્યેય વિચારીએ અને આપણે માટે સર્વોપરિ લાભદાયી શું છે તે સમજીને તેનાજ પ્રાપ્તવ્યને અર્થે ગતિ કરવા માંડીએ.

[ Fundamentals of Religion એ નામના મહેતા રણજિત મલના લેખના આધારે. ]

---

# ગુણિયલનાં જીવન

( ગરબી )

કુમ કુમ વિધાત્રીના લેખોના મિથ્યા
લલિત લિપિ તે કોણ ઉકેલે રે ?
કર્મનાં ગહને, અગાધ એ વહને,
માનવીને કુદરત ધકેલે રે.

આગળ ધપનારનું કર્મ છે આગળ,
પાછળ રહેનારનું પીછે રે,
ડાહ્યા ડમરાં ને કરીયે પાગલ,
કર્મના મર્મ કોણ પ્રીછે રે ?

જ્યોતિધામ, સરિયામ એ રસ્તો,
અમૃત ઓવારા એ પંથે રે;
અહીં સુધી આવ્યા તો આગળ ઉપડીએ
પ્રગતિનું સૂત્ર જીવન ગ્રંથે રે.

મનનાં મોતી ને જીવનનાં જ્યોતિ,
નિયત સત્કર્મ કરવાં રે;
આત્માની જ્યોતિ, મંગળ શી રહોતી
ગુણિયલ જીવન શાં ગરવાં રે ?

શ્રી. કુસુમાકર

# ભાગ્યલીલા

લેખક
શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

## ૧. ગાયોની વ્હારે

'સાંજનો સમય થવા આવ્યો હતો. ભગવાન સવિતાનારાયણ ધીમે ધીમે પશ્ચિમ દિશામાં ઉતરી રહ્યા હતા. ઠંડો મીઠો પવન વાતો હતો.

આ વખતે એક મોટા જંગલમાં ત્રણ ઘોડેસ્વાર ધીમે ધીમે અશ્વો ચલાવતા જતા હતા. એ ત્રણેમાં આગળ ચાલતો ઘોડેસ્વાર વધારે જુવાન, વધારે તેજસ્વી અને વધારે ચપળ જણાતો હતો. એનો પોશાક પણ બીજા બે કરતાં વિશેષ ઉંચી જાતનો હતો. એની કમરે મોટું ખડ્ગ લટકતું હતું. ખભા ઉપર ધનુષ્ય તથા બાણનો ભાથો શોભી રહ્યો હતો.

પાછળના બે જણા પણ અસ્ત્રશસ્ત્રથી સજ્જ હતા.

ઘોડીવાર મુંગામુંગા ચાલ્યા પછી, આગળના તેજસ્વી ઘોડેસ્વારે સહજ પાછું જોઈ કહ્યું, 'માધવ ! આ જંગલમાં જ કોઈ જળાશય નજીક મુકામ નાખીએ તો કેમ ?' પાછળના ઘોડેસ્વારે પોતાના ઘોડાને આગળના જુવાનની નજીક લેતાં જવાબ આપ્યો, 'મહારાજ, મારા મનમાં તો ક્યારનું ય થતું હતું કે હવે આગળ જવા કરતાં અહીંજ મુકામ નાખીએ. આજે આપણે ફર્યા પણ ખૂબ છીએ, અને ઘોડા પણ શ્રમિત થઈ ગયા છે.'

'તો એમ કર, તું પાછો જા ! અને ધીમે ધીમે પાછળ જે આપણાં માણસો આવે છે, તેમને આ બાજુ લઈ આવ-મેં એમને ગૌતમીના કિનારા આગળના મેદાનમાં મુકામ કરવાનું કહ્યું છે, પરંતુ આ સ્થળ વધારે સારું લાગે છે.' 'જેવી આજ્ઞા' કહીને માધવે પોતાનો ઘોડો ફેરવ્યો અને ધીરે ધીરે એ પાસેની ઝાડીમાં અદ્રશ્ય થયો.

માધવના ગયા પછી પેલો જુવાન ઘોડેસ્વાર અને એનો સાથીદાર ધીમે ધીમે આગળ જવા લાગ્યા. સૂરજદેવ હવે આથમવાની તૈયારીમાં હતા. પંખીઓ પોતાના માળા તરફ જતાં હતાં. જંગલમાં પળેપળે શાન્તિ વધતી જતી હતી.

એવામાં રસ્તાની ડાબી બાજુ તરફની ઝાડીની પેલી પારથી ઓચિંતી બૂમો સંભળાવા લાગી અને સાથે લાકડીઓ અથડાવાના અવાજ અને ગભરાએલી ગાયોના બરાડા વધવા લાગ્યા.

એ સાંભળતાં યુવાન ઘોડેસ્વારે પોતાનો ઘોડો એકદમ અટકાવી એના સાથીદારને પૂછ્યું, 'અરે, આ બૂમો ક્યાંથી આવે છે ? પ્રસિદ્ધ પુરુવંશનો એકપણ આદમી જ્યાં આગળ ફરતો હોય ત્યાં આગળ કોઈપણ માણસ બીજા ઉપર જુલમ ગુજારવાની હિંમત કેમ કરી શકે ?'

એ સાંભળી બીજા ઘોડેસ્વારે જવાબ આપ્યો 'મહારાજ, બૂમરાણનો અવાજ તો આ ડાબી બાજુની ઝાડીની પેલીપારથી આવતો હોય એમ લાગે છે. સંભવ છે કે નજીકમાં કોઈ ઋષિનો આશ્રમ હોય અને ત્યાં આગળ જ કંઈ અનિષ્ટ બનાવ બની રહ્યો હોય.'

'તો શશાંક ! આપણે સત્વર ત્યાં જ ચાલો. આ વનમાં જ મહર્ષિ કણ્વનો આશ્રમ

મૂર્ખતાનું જ પ્રદર્શન કરે છે; એટલું જ નહીં, પણ સત્ય ધર્મના પાલનથી વિરુદ્ધ વર્તે છે; કારણ કે ધર્મનો સાચો હેતુ મનુષ્યોમાં સાચી શાન્તિ અને બન્ધુત્વ ફેલાવવાનો છે.

જે સુજ્ઞ પુરુષો આ લોકમાં તેમજ પરલોકમાં સાચી શાન્તિ ઇચ્છે છે તેઓએ આ હકીકત લક્ષમાં લેવી જોઇએ અને પૂર્ણ આવેગથી આ સનાતન ધર્મ સિદ્ધાન્તોના પાલનમાં દઢતા દાખવવી જોઇએ. ‘ જીવનનો હેતુ માત્ર મોજમજા જ છે ’ એવું માનનારા અલ્પદૃષ્ટિવાળાઓએ સમજવું જોઇએ કે આ લોકની મોજમજા એ ક્ષણિક વસ્તુ છે; શરૂઆતમાં આનંદજનક પણ પરિણામે વિષતુલ્ય છે. વિષયોપભોગમાંથી મનુષ્યને સાંપડતો ક્ષણિક આનંદ, સંયમિત ધાર્મિક જીવનદ્વારા મનુષ્યને સાંપડતા પરમાનન્દથી કેવળ ભિન્ન છે એ મનુષ્યે સમજવું ઘટે. જે આધ્યાત્મિક આનંદ મનુષ્યને મુક્તિને દ્વારે પહોંચાડે છે તે તો માત્ર ઉપર દર્શાવેલા ધર્મના મૂલગત અને સનાતન સિદ્ધાન્તોના જીવનભરના આગ્રહી પાલનદ્વારા જ સાંપડે છે.

મનુષ્યજીવન ઘણું કીમતી છે, ઘણું ઉદાત્ત છે; અને પશુઓ જે વિષયાનંદથી પર જઇ શકતાં નથી તેમાં જ જીવનનો કાળ ખોવો એ તો કેવળ પશુતામાં જ મહાલવા જેવું છે.

તો ચાલો, આપણે આજથી જ જીવનનું પરમધ્યેય વિચારીએ અને આપણે માટે સર્વોપરિ લાભદાયી શું છે તે સમજીને તેનાજ પ્રાપ્તવ્યને અર્થે ગતિ કરવા માંડીએ.

[ Fundamentals of Religion એ નામના **મહેતા રણજિત મલના** લેખના આધારે. ]

---

# ગુણિયલનાં જીવન

( ગરબી )

કુમ કુમ વિધાત્રીના લેખોના મિથ્યા
લલિત લિપિ તે કોણ ઉકેલે રે ?
કર્મનાં ગહને, અગાધ એ વહને,
માનવીને કુદરત ધકેલે રે.

આગળ ધપનારનું કર્મ છે આગળ,
પાછળ રહેનારનું પીછે રે,
ડાહ્યા ડમરાં ને કરીયે પાગલ,
કર્મના મર્મ કોણ પ્રીછે રે ?

જ્યોતિર્ધામ, સરિયામ એ રસ્તો,
અમૃત ઓવારા એ પંથે રે;
અહીં સુધી આવ્યા તો આગળ ઉપડીએ
પ્રગતિનું સૂત્ર જીવન ગ્રંથે રે.

મનનાં મોતી ને જીવનનાં જ્યોતિ,
નિયત સત્કર્મ કરવાં રે;
આત્માની જ્યોતિ, મંગળ શી સ્હોતી
ગુણિયલ જીવન શાં ગરવાં રે ?

શ્રી. કુસુમાકર

# ભાગ્યલીલા

લેખક
શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

## ૧. ગાયોની વ્હારે

સાંજનો સમય થવા આવ્યો હતો. ભગવાન સવિતાનારાયણ ધીમે ધીમે પશ્ચિમ દિશામાં ઉતરી રહ્યા હતા. ઠંડો મીઠો પવન વાતો હતો.

આ વખતે એક મોટા જંગલમાં ત્રણ ઘોડેશ્વાર ધીમે ધીમે અશ્વો ચલાવતા જતા હતા. એ ત્રણેમાં આગળ ચાલતો ઘોડેશ્વાર વધારે જુવાન, વધારે તેજસ્વી અને વધારે ચપળ જણાતો હતો. એનો પોશાક પણ બીજા બે કરતાં વિશેષ ઉંચી જાતનો હતો. એની કમરે મોટું ખડ્ગ લટકતું હતું. ખભા ઉપર ધનુષ્ય તથા બાણનો ભાથો શોભી રહ્યો હતો.

પાછળના બે જણા પણ અસ્ત્રશસ્ત્રથી સજ્જ હતા.

થોડીવાર મુગામુગા ચાલ્યા પછી, આગળના તેજસ્વી ઘોડેશ્વારે સહજ પાછું જોઈ કહ્યું, ' માધવ ! આ જંગલમાં જ કોઇ જળાશય નજીક મૂકામ નાખીએ તો કેમ ? ' પાછળના ઘોડેશ્વારે પોતાના ઘોડાને આગળના જુવાનની નજીક લેતાં જવાબ આપ્યો, ' મહારાજ, ' મારા મનમાં તો ક્યારનું ય થતું હતું કે હેવે આગળ જવા કરતાં અહીંજ મૂકામ નાખીએ. આજે આપણે ફર્યા પણ ખુબ છીએ, અને ઘોડા પણ શ્રમિત થઇ ગયા છે. '

' તો એમ કર, તું પાછો જા ! અને ધીમે ધીમે પાછળ જે આપણાં માણસો આવે છે, તેમને આ બાજુ લઇ આવ-મેં એમને ગૌતમીના કિનારા આગળના મેદાનમાં મૂકામ કરવાનું કહ્યું છે, પરંતુ આ સ્થળ વધારે સારું લાગે છે. ' ' જેવી આજ્ઞા ' કહીને માધવે પોતાનો ઘોડો ફેરવ્યો અને ધીરે ધીરે એ પાસેની ઝાડીમાં અદશ્ય થયો.

માધવના ગયા પછી પેલો જુવાન ઘોડેશ્વાર અને એનો સાથીદાર ધીમે ધીમે આગળ જવા લાગ્યા. સૂરજદેવ હવે આથમવાની તૈયારીમાં હતા. પંખીઓ પોતાના માળા તરફ જતાં હતાં. જંગલમાં પળેપળે શાન્તિ વધતી જતી હતી.

એવામાં રસ્તાની ડાબી બાજુ તરફની ઝાડીની પેલી પારથી ઓચિંતી બૂમો સંભળાવા લાગી અને સાથે લાકડીઓ અથડાવાના અવાજ અને ગભરાએલી ગાયોના બરાડા વધવા લાગ્યા.

એ સાંભળતાં યુવાન ઘોડેશ્વારે પોતાનો ઘોડો એકદમ અટકાવી એના સાથીદારને પૂછ્યું, ' અરે, આ બૂમો ક્યાંથી આવે છે ? પ્રસિદ્ધ પુરુવંશનો એકપણ આદમી જ્યાં આગળ ફરતો હોય ત્યાં આગળ કોઇપણ માણસ બીજા ઉપર જુલમ ગુજારવાની હિંમત કેમ કરી શકે ? '

એ સાંભળી બીજા ઘોડેશ્વારે જવાબ આપ્યો ' મહારાજ, બૂમરાણનો અવાજ તો આ ડાબી બાજુની ઝાડીની પેલીપારથી આવતો હોય એમ લાગે છે. સંભવ છે કે નજીકમાં કોઇ ઋષિનો આશ્રમ હોય અને ત્યાં આગળ જ કંઇ અનિષ્ટ બનાવ બની રહ્યો હોય. '

' તો શકાંક ! આપણે સત્વર ત્યાં જ ચાલો, આ વનમાં જ મહર્ષિ કણ્વનો આશ્રમ

આવેલો છે. ત્યાં આવતી કાલે મહર્ષિના દર્શન માટે હું જવાનો જ હતો. તું કહે છે તેમ આશ્રમસ્થાન નજીક જ જો કોઇ ત્રાસ આપી રહ્યું હશે તો તે કણ્વ ઋષિનું જ આશ્રમસ્થાન હશે ' એમ કહીને યુવાન ઘોડેસ્વારે પોતાના ઘોડાને જે દિશાએથી અવાજ આવતો હતો તે દિશા તરફ દોડાવ્યો. એની પાછળ એના સાથીદાર-શશાંક—નો અશ્વ પણ વેગથી દોડવા લાગ્યો.

થોડીવારમાં શ્રમિત હોવા છતાં ય પોતાના માલિકોની ઈચ્છા સમજીને અશ્વોએ શશાંક અને એના અગ્રણીને બૂમરાણ થતું હતું તે સ્થળની નજીકમાં આણી મૂકયા.

' જુઓ મહારાજ, આ કોઈ આશ્રમ-સ્થાન જ છે ' ઘોડાને વિશેષ દોડાવતાં શશાંકે યુવાન ઘોડેસ્વારની નજીકમાં આવી કહ્યું.

' હા, અને અહીં જ તોફાન છે. જેમના ..ા ઋષિમુનિયોને બચાવવા અને નિર્ભય :'વવા હું વારંવાર એક જંગલમાંથી બીજા જંગલમાં ફરું છું. તે અનાર્યો જ કંઇ ધમાલ કરી રહ્યા હોય એમ જણાય છે. '

' મને પણ તેમ જ લાગે છે મહારાજ ! '

' તો સજ્જ રહે ! ' કહીને યુવાને કમર ઉપર હાથ નાખ્યો અને ઘોડાને કુદાવ્યો. શશાંકે પણ પોતાના ખડ્ગ ઉપર હાથ નાખી ઘોડો કુદાવ્યો. પણ તેટલામાં તો યુવાન ઘોડેશ્વારે ગર્જના કરી ' ખબરદાર. '

આશ્રમવાસીઓની અવગણના કરી જોરજુલમથી આશ્રમની ગાયો હરી જતા અનાર્યો યુવાન ઘોડેસ્વારની ગર્જના સાંભળી ઘડીક ગભરાયા. પરંતુ તેઓ સંખ્યામાં વધારે હતા અને એમને અટકાવનાર માત્ર બેજ ઘોડેસ્વાર હતા એટલે એમનામાં હિંમત આવી. તેઓ નવીન આવેલ ઘોડેસ્વારોની અવગણના કરી ચાલવા લાગ્યા,

યુવાન ઘોડેસ્વારે આ જોયું. અને એની મુખાકૃતિ ફરી ગઇ. એણે લાગલો પોતાનો અશ્વ અનાર્યોના ટોળાની અંદર ઝૂકાવ્યો. અને ચમકારા મારતું ખડ્ગ ફેરવવા માંડ્યું.

મોટી સંખ્યામાં આવેલ મદમસ્ત અનાર્યો પણ હથીઆર લઇને આવેલા હતાં, એટલે એમની મ્લેચ્છ ભાષામાં હોકારા કરતા કરતા સામા થયા અને જુવાન ઘોડેસ્વાર તથા એના સાથીદાર ઉપર તૂટી પડયા. પણ કાળની જીભ જેવી પોતાની તલવારોને ઝપાઝપ ફેરવતા બન્ને ઘોડેસ્વારોએ થોડીજવારમાં અનાર્યોમાંથી કેટલાકને પોતાના ખડ્ગના પ્રબળ ઘાથી પૃથ્વી ઉપર પછાડી દીધા અને બાકીનાઓને પછાડવા લાગ્યા એટલે સૌ ગભરાયા. અને ગાયોને મૂકી દઇને જેને જેમ ફાવ્યું તેમ નાસવા લાગ્યા.

જીવ લઇને નાસી જતા અનાર્યોની પાછળ થોડે સુધી ઘોડા દોડાવી એમને દૂર તગેડી મૂકી શશાંક અને એનો અગ્રણી પાછા આશ્રમસ્થાન નજીક આવ્યા.

ઋષિમુનિયો અને આશ્રમવાસીઓ જેઓ એકાએક સાહ્ય મળવાથી સાહ્યકર્તાઓ કોણ હશે ? તે સંબંધી આશ્ચર્ય પામતા પામતા અંદર અંદર વાતચીત કરી રહ્યા હતા, તેઓ પાછા આવતા જુવાન ઘોડેસ્વાર અને એના સાથીદારની સામે આશિર્વાદ આપતા આપતા આવવા લાગ્યા અને ખરા સંકટના વખતે સાહ્ય કરી તે બદલ ધન્યવાદના શબ્દો બોલવા લાગ્યા.

ઋષિઓને પોતાની નજીક આવેલા જોઇ યુવાન ઘોડેસ્વાર એકદમ ઘોડા ઉપરથી નીચે ઉતરી ગયો. અને બે હાથ જોડી વિનયપૂર્વક પ્રણામ કરી બોલ્યો, ' તપસ્વીજનો ! અધર્મના રસ્તે જનારનો નાશ કરવો અને આપના જેવા પ્રભુ ભક્તોની સેવા કરવાના પ્રસંગો મેળવવા એજ અમારો ક્ષત્રિયોનો

'અરે બાઇ, તુંય ખરી છે તો ! આ હમણાં સૂર્યોદય થઇ જશે, અને તું તો ઉઠીને લાગલી હરણના બચ્ચાંને રમાડવા લાગી !' શકુન્તલાને જોઇ એની સખી પ્રિયંવદાએ કહ્યું.

'સૂર્યોદય થાય એનીજ રાહ હું જોઇ રહી છું બેન ! પ્રાતઃવિધિ ક્યારનોય પરવારી ગઇ. હવે સુરજદેવ ઉગે એટલે એમને પૂજી–આશ્રમ અને ફૂલવાડીની સેવાનું કામ શરૂ કરીશ.'

'દર્મિયાન હરણીના બચ્ચા સાથે કૂદવા શિવાય બીજું કામ નથી કેમ ?'

'બીજું કામ ? કેમ, આ કામ કંઇ બિનમહત્વનું છે ?' કહીને શકુન્તલા હસતી હસતી બચ્ચા સાથે રમવા લાગી.

એ જોઇ જરા ગંભીર મુખ કરી પ્રિયંવદા બોલી, 'તારે કૂદવું હોય તો હજુ ...ા દિવસ પડ્યો છે. પરંતુ હમણાં થોડા ...વમાં રાજા દુષ્યન્ત અહીં આવી પહોંચશે ...ું તને કંઇ ભાન છે કે નહિ ?'

'રાજા દુષ્યન્ત ?' શકુન્તલાએ આશ્ચર્યમાં પૂછ્યું.

'હા, ગઇકાલે અનાર્યો પાસેથી આશ્રમની ગાયો છોડાવી તે રાજા. એનું નામ દુષ્યન્ત. પ્રખ્યાત પુરુવંશને એ દીપાવે છે.'

'એમ ?'

'હા, આખા ભારતવર્ષમાં એક છેડાથી બીજા છેડા સુધી એનું નામ છે. દેવતાઓ પણ એની મદદ માટે અવારનવાર યાચના કરે છે એવો એ પરાક્રમી છે. મહર્ષિએ તે દિવસે જે જુવાન નરપતિના સંબંધમાં ગૌરવપૂર્વક હકીકત કહી હતી તે આજ રાજા.'

'વાહ, ઘણું સરસ. મને તો ગઇરાત્રે એટલી ખબર મળી હતી કે આશ્રમની ગાયો અનાર્યો હરી જતા હતા, તે વખતે એકાએક એક ક્ષત્રિય જુવાને આવી અનાર્યોને ભગાડી મૂકયા. અને પોતે ગાયોને મુક્ત કરી પોતાને રસ્તે ચાલ્યો ગયો.'

'ના રે ના, રાજા દુષ્યન્ત ચાલી ગયો નથી. એણે તો પોતાના સૈનિકો સાથે આપણા તપોવન નજીકમાં મુકામ નાખ્યો છે અને આશ્રમવાસીઓની વિનંતીથી થોડા દિવસ એ રહેનાર છે. મહર્ષિનાં દર્શન કરવા એ આવ્યો હતો પણ મહર્ષિ તીર્થયાત્રા કરવા ગયા છે અને થોડા દિવસમાં એ હવે આવશે–એમ આશ્રમવાસીઓના કહેવાથી થોડા દિવસ રોકાવાનું એણે પસંદ કર્યું છે.'

'આપણને શી ખબર ! હું તો અનાર્યો ગાયોને હરી જવા આવ્યા ત્યારે ધ્યાનમાં બેઠી હતી અને જ્યારે જાગી ત્યારે બધું શાન્ત થઇ ગયું હતું. એટલે રાતે આ પાસેના આશ્રમના ઋષિકુમારો અહીં આવ્યા ન હોત તો મેં જાણી એટલીય હકીકત હું જાણત નહિ.'

'હું આવત. પણ આપણી સખી અનસૂયા ગઇરાત્રે અસ્વસ્થ થઇ ગઇ હતી. એટલે આવી નહિ. અને એથીજ અત્યારે વહેલી વહેલી તને ખબર દેવા આવી છું કે રાજા દુષ્યન્ત આશ્રમનાં દર્શન કરવા અત્યારમાં આવશે માટે એના સત્કારની ઘટિત સામગ્રી તૈયાર રાખ. મહર્ષિએ જતી વખતે આશ્રમનો ભાર તારા માથે નાખ્યો છે એટલે આ અતિથિ સત્કારનું મધુરું કર્તવ્ય તારે બજાવવાનું છે.'

'હું એને માટે તૈયાર જ છું બેન ! પણ તું મને એ કાર્યમાં મદદ કરજે !'

'જરૂર જરૂર. હું એટલા માટે જ આવી છું.' એમ કહી પ્રિયંવદા શકુન્તલાનો હાથ પકડી રાજા દુષ્યન્તના સત્કારની માટે તૈયારી કરવા વાટિકામાંથી આશ્રમમાં ચાલી ગઇ.

પ્રિયંવદા અને શકુન્તલાને આશ્રમમાં

અગાને ગ્રાહીતાર થઈ નહીં એટલે બે ત્રણ આશ્રમવાસીઓ સાથે રાજા દુષ્યન્ત મહર્ષિના આશ્રમના દર્શનાર્થે આવી પહોંચ્યો. એને આવેલો જોઈને પ્રિયંવદા, બે ત્રણ તાપસકુમારીઓ સાથે આશ્રમના અંદરના ભાગમાંથી બહાર આવી. અને સત્કારના શબ્દો બોલી રાજાને બેસવા માટે આંગણામાં એક સુંદર કુશાસન બિછાવી દીધું.

રાજા દુષ્યન્ત પ્રસન્ન હૃદયથી અને એને ફરતી વાટિકાના સૌંદર્યને જોતો જોતો આસન ઉપર બેઠો. અને એણે મહર્ષિના આશ્રમની પવિત્ર ભૂમિને મનોમય પ્રણામ કર્યા.

એ વખતે હાથમાં પૂજા દ્રવ્યથી ભરેલા પાત્ર લઈને શકુન્તલા આશ્રમદ્વારની બહાર આવી. અને ધીરેધીરે પગલાં ભરતી ભરતી રાજાની સન્મુખ આવી એનું અતિથિને ઘટિત સન્માન કરી તાજાં મઘમઘતાં ફૂલોની ભેટ ધરી.

લીધો એ બદલ મહર્ષિ તરફથી દેવી શકુન્તલા આપના પ્રતિ આભારની લાગણી વ્યક્ત કરે છે.' શકુન્તલા અને દુષ્યન્ત એકમેકના સામે જોઈ રહ્યા અને કોઈ શબ્દેય બોલ્યું નહિ એટલે ચતુર પ્રિયંવદાએ રાજાને સંબોધી વાર્તાલાપ શરૂ કર્યો.

'ઋષિમુનિઓની સેવા કરવી એ તો અમારો પરમ ધર્મ છે. એટલે અહીં કાલનો જે પ્રસંગ બન્યો એમાં ફરજ સિવાય મેં બીજું કાંઈ જ કર્યું નથી.' રાજાએ મધુરકંઠે જવાબ આપ્યો.

'મહારાજ, આપનો એ વિનય પ્રશંસનીય છે.' આશ્રમવાસીમાંના એક વૃદ્ધે કહ્યું.

'પુરુવંશમાં જન્મ ધારણ કરનારમાં બળ બુદ્ધિ સાથે વિનય અને સાચો સેવાભાવ ન હોય એ બને જ કેમ?' બીજાએ કહ્યું.

'એ તો આકૃતિ ગુણને પ્રગટ કરે જ છે.' પ્રિયંવદા હસી.

આમ થોડા સમય સુધી એકમેક સાથે વાર્તાલાપ કરી, રાજા દુષ્યન્ત આસન ઉપરથી ઊભો થયો અને શકુન્તલાને તથા પ્રિયંવદાને નમસ્કારનો ઉત્તર નમસ્કારથી વાળી મહર્ષિના તપોવનનું સૌંદર્ય જોતોજોતો પોતાના મુકામ તરફ વળ્યો.

# વિરહીની વ્યથા

: મંદાક્રાંતા :

( ૧ )

રાત્રિ વેળા વન વિચરતો કોઇ વામા વિયોગી,
રામા રામા રટણ કરતો ને વપુ છે નિરોગી;
જોયો તેણે નજર નમણો ઇન્દુ આહલાદ કારી
ત્યાં તો આવી નવપરિણીતા અંતરે યાદ પ્યારી.

( ૨ )

ક્યાં છું પ્રિયે કહી પડી ગયો ભૂપરે ભાન ભૂલી,
કો જાણે એ પ્રિયંજન તણી પ્રીતડી જે અમૂલી;
ઊઠયો એ તો ઘડી ભર પછી શુદ્ધિમાં આવી જ્યારે,
શ્યામા કેરા વિરહની વ્યથા ચંદ્રને કેમ ત્યારે.

( ૩ )

સ્નેહી ભાવે શ્રવણ કરજે વ્હાલીની વાત મારી,
ને સ્થાને ભ્રમણ કરતો જાણતો હેશ સારી;
ના એનું મૃદુલ મુખડું નેત્ર આતુર મારાં,
ને ગોષ્ટીનાં સુખદ સ્મરણો સાંભરે આજસારાં.

( ૪ )

છે ઘાટીલાં ઘટ વળી ઘણાં સ્નિગ્ધ આનંદકારી,
એવાં એનાં કુચ યુગલને પાલવે ઢાંકનારી;
જોતાં તારૂં મન હરી જશે હે સખા હર્ષઘેલી,
રૂપે રંગે રતિ સમરૂડી યાદ આવે નવેલી.

( ૫ )

આહા એના રતિરત થઇ પકવ બિંબોષ્ઠ ચૂસું,
કેલિ કરતાં શ્રમિત થૈને ભાલપ્રસ્વેદ લૂછું;
ઢાળે કાન્તા કરકમલથી વાયુ લહરી શી તાળી,
શી શોભંતી મુદ મન ફરે કોમળાંગી રૂપાળી.

શ્રી. મહીપત એચ. જોષી

દુષ્યન્તના મનમાંથી આશ્રમનું મનોહર વાતાવરણ અને એને વિશેષ મોહકતા આપનાર શકુન્તલાની નમણી આકૃતિ જરાપણ દૂર થઇ નહિ.

'મહારાજ, ઉઠો! મૃગયાર્થે જવાનો સમય થઇ ગયો છે.

બીજા દિવસના પ્રભાતે શકુન્તલાના વિચારમાં ને વિચારમાં મોડી રાત્રે નિદ્રાધીન થયેલ રાજા સમયસર ઉઠેલ ન હોવાથી એનો પરમમિત્ર માધવ રાજાને ઉઠાડવા લાગ્યો.

માધવનો અવાજ સાંભળી રાજા જાગૃત થયો. અને ઝટપટ પ્રાતઃકર્મ પરવારી વસ્ત્રો પહેરી તૈયાર થઇ ગયો.

'કેમ? મૃગયા માટે જવું નથી?' રાજાએ શિકાર માટે જવાનો પોશાક પહેર્યો ન હોવાથી માધવે પૂછ્યું.

'ના; આજે મહર્ષિના તપોવનમાંજ ફરવું છે. મહર્ષિના આશ્રમનાં કાલે દર્શન કર્યાં તેમ તપોવનમાં બીજા ઘણા આશ્રમો છે તેનાં દર્શન કરવામાં અત્યારનો સમય ગાળીશું.' રાજાએ જવાબ આપ્યો.

'ભલે' કહીને માધવ દુષ્યન્ત સાથે ચાલવા લાગ્યો.

પણ થોડેક છેટે જતાં રાજા એકદમ અટકી ગયો. એને અત્યાર સુધી ન આવેલ વિચાર આવ્યો. એ લાગલો પોતાના મુકામમાં પાછો આવી, કપડાં કાઢી એક આસન ઉપર બેસી ગયો.

રાજાનું એકાએક પાછા ફરવાનું કારણ ન સમજવાથી પાછળ પાછળ આવેલ રાજાના અત્યંત વિશ્વાસુ મિત્ર માધવે રાજાને એમ કરવાનું કારણ પૂછતાં, દુષ્યન્તે ટૂંકમાં શકુન્તલા

તરફ પોતે આકર્ષાયો છે એ વાત કહી. અને પછી એક દીર્ઘનિઃશ્વાસ નાખી ઉમેર્યું, ' માધવ ! હું ક્ષત્રિય અને એ બ્રાહ્મણકન્યા. મારાથી સ્વપ્ને પણ એની કામના કેમ રખાય ? ઉપરાંત અત્યંત અફસોસની વાત એ છે કે...' કહેતાં કહેતાં રાજાની મુખાકૃતિ એકદમ દીન થઇ ગઇ. અને એના ઉપર દુઃખની છાયા ફરી વળી ' માધવ ! પ્રસિદ્ધ પુરુવંશમાં જન્મ લેનારનું મન સ્વપ્ને પણ અધર્મનું આચરણ ન કરે એવું હોય છે. છતાં મહર્ષિની કુમારીને જોતાં બરોબર મારું મન એને માટે ખેંચાયું. અને એ તાપસકુમારી અને હું પુરુવંશનો નરપતિ એવો વિચાર ઉગવા આવ્યો એ મારે માટે અત્યંત લજ્જાનો વિષય છે. '

' પણ મહારાજ...' રાજાના એકાએક પાછા ફરવાનું અને દુઃખનું કારણ સમજી જતાં માધવ ખુલાસો કરવા ગયો. પણ રાજાએ એને અટકાવી દીધું.

' માધવ ! હું સમજી શકતો નથી કે મારું મન દુષિત થવામાં કયું પાપ આડે આવ્યું ? અહો ! પુરુવંશના રાજાઓ પણ આમ વર્તન કરશે ત્યારે પૃથ્વી ભાર કેમ સહન કરશે ! ' કહીને રાજાએ દુઃખમાં પોતાનું માથું નીચે નમાવી દીધું. એને પોતાની જાત તરફ જબ્બર તિરસ્કાર થઇ આવ્યો હતો.

ચતુર માધવ વસ્તુસ્થિતિ સમજી ગયો. એને થયું કે રાજાને વેળાસર ખરી હકીકતની જાણ નહીં થાય તો એ ચારિત્ર્યશીલ રાજા અત્યંત દુઃખી થઇ પોતાનો ગુસ્સો પોતાની જાત ઉપર ઉતારશે. એટલે એણે મિત્રદાવે રાજાનો હાથ પોતાના હાથમાં લઇ કહ્યું. ' મહારાજ, પુરુવંશના બાળકથી કદિ પણ અધર્માચરણ થાય નહિ '

' અરે પણ ત્યારે મારા જેવે આમ કેમ

## વ્હાલમનું મુખ

વ્હાલમનું મુખ મને પાગલ બનાવતું;
નયનોમાં ઘેલછાનો સુરમો એ આંજતું.

રુપોનાં કુંજ ભરેલ,
ગુલાબનાં રંગ ભરેલ,
પ્રીતમની કામ મને ભમરી બનાવતી;
ભમરી બનીને હું તો શેરીમાં ઘુમતી.

પ્રીતમના પ્રેમમહીં
રુપોનાં તેજમહીં,
આતમનું ભાન મારું શરાબે માલતું;
ઊર્મિનું નીર મારું બન્ધનને છેદતું.

" ગુલાબનાં ફુલડાંઓ–
આતમની ચોરઓ "
દુનિયાનાં માનવીઓ મુજને સંબોધતાં;
શું હાંસી ભરેલ એ વેણો ડરાવતાં ?

" ઇજ્જત લજાવનારી
રખડેલ એ બાળકી "
માતા તો ઝેર ભર્યા શબ્દો ઉચ્ચારતી;
પ્રીતમનાં પ્રેમમહીં એને વિસારતી.

જીવનનાં દેવની,
આશાનાં ધામની,
સેવાની ધુન મહીં દુનિયાને ભાગતી,
વ્હાલમનાં મુખ હું જીવનગી ઝાંખતી.

શ્રી. ભૂપેન્દ્ર ક્ર. વકીલ

થયું ? ' માથું ઉંચું કરી દુઃખભર્યા અવાજથી દુષ્યન્તે કહ્યું.

' આપની એમાં સમજફેર છે મહારાજ ! શકુન્તલા બ્રાહ્મણકન્યા નથી. '

' શું ? '

' હા; આપ જાણતા નથી કે કણ્વમહર્ષિ આજીવન બ્રહ્મચારી છે ? '

' ત્યારે એ મહર્ષિની પુત્રી તરીકે કેમ ઓળખાય છે ? '

' એ તો મહર્ષિએ નાનપણથી એને પાળીપોષી મોટી કરી એટલે મહર્ષિનીએ કન્યા ગણાય છે. બાકી એ મહર્ષિની કન્યા નથી. એ તો રાજર્ષિ વિશ્વામિત્રની પુત્રી છે અને એથી એ ક્ષત્રિય રાજકુમારી છે. '

' ઓહ ! ખરેખર ' રાજા આશ્ચર્યમાં બોલી ઉઠયો.

' હા, એ હકીકત મેં આશ્રમવાસીઓ પાસેથી જાણી લીધી છે. વળી સુરપતિ ઇન્દ્રની ..ની મુખ્ય અપ્સરા ઉર્વશીની રૂપમાં, ગુણમાં અને કલામાં વારંવાર સ્પર્ધા કરનારી પ્રસિદ્ધ અપ્સરા મેનકા શકુન્તલાની માતા છે. દઢાગ્રહી મુનિ વિશ્વામિત્ર શકુન્તલાનો જન્મ થયા પછી એકદમ કઠણ તપમાં લાગી ગયા અને મેનકાને દેવસભામાં જવાનું થયું. એટલે શકુન્તલા મહર્ષિ કણ્વના હાથે ઉછરી મોટી થઇ છે. '

શકુન્તલાના જન્મની ખરી હકીકત જાણી રાજા દુષ્યન્ત જાણે દુઃખના સમુદ્રમાં ડૂબી જતો બચ્યો. એણે માધવનો હાથ ખૂબ પ્રેમપૂર્વક પકડી પોતાની બાજુમાં બેસાડતાં કહ્યું, ' મિત્ર ! ખરા સમયે સાચી હકીકત જણાવી તેં મને બચાવી લીધો છે, નહીં તો હું પારાવાર દુઃખમાંથી મુક્ત કેવી રીતે થાત ! '

જવાબમાં માધવના મુખ ઉપર સ્મિત આવીને બેઠું.

આ બાજુ કણ્વના આશ્રમમાં, શકુન્તલાની દશા પણ એક દિવસમાં જોવા જેવી થઇ હતી. દુષ્યન્તને જોયા પછી એને બીજો વિચારજ આવતો ન હતો. પણ ' મોટો ચક્રવર્તી રાજા–એને મારા જેવીની શી દરકારક કે પોતાની સાથે લગ્ન કરવા એ પ્રેરાય. ' એવો ખ્યાલ આવવાથી એના મુખમાંથી વારંવાર નિઃશ્વાસ નીકળતા હતા.

ચતુર પ્રિયંવદા પોતાની સખીનો મનોભાવ જાણી ગઇ. એને એક વખત કણ્વમહર્ષિના મુખે ' શકુન્તલા બહુ ભાગ્યશાળી છે. એક મોટા પ્રસિદ્ધ રાજાની મહારાણી થવાનું એના ભાગ્યમાં લખ્યું છે. ' ભવિષ્ય કથન સાંભળેલું તે યાદ આવ્યું. અને શકુન્તલા–દુષ્યન્તનાં લગ્ન થાય તો એ જોડી ખૂબ દીપી નીકળે અને એકમેક ખૂબ પ્રસન્ન થાય એમ એને સમજાયું. એથી ત્રીજે દિવસે રાજા દુષ્યન્ત પોતાના મિત્ર માધવ સાથે જ્યારે આશ્રમના દર્શનાર્થે આવ્યો. ત્યારે એણે ખૂબ ચતુરાઈથી રાજાનું મન પણ શકુન્તલા પ્રતિ ઢળેલું છે '. એમ સમજી લીધું. અને અને એથી ત્યાર પછી શકુન્તલા અને દુષ્યન્ત એકમેકના પરિચયમાં વધારેને વધારે આવે તેવી વ્યવસ્થા પોતાની સખી અનસૂયાની મદદથી એણે કરવા માંડી.

આનું પરિણામ એ આવ્યું કે રાજા દુષ્યન્ત અને શકુન્તલા એકમેકને ચાહવા લાગ્યાં અને એક બીજા સાથે લગ્ન કરવા બંધાયાં.

હવે દુષ્યન્ત દરરોજ મહર્ષિના આશ્રમની મુલાકાતે આવવા લાગ્યો. અને શકુન્તલાના સહવાસમાં દિવસનો મોટો ભાગ પસાર કરવા લાગ્યો. તથા પ્રિયંવદા અને અનસૂયાના વિનોદનું પાત્ર બનવા લાગ્યો.

શકુન્તલા, પ્રિયંવદા, અનસૂયા–સર્વનો વિચાર એવો હતો કે મહર્ષિ આશ્રમમાં

આવે એટલે એમના આશિર્વાદ લઇ શકુન્તલા-દુષ્યન્તનું લગ્ન થાય. રાજા દુષ્યન્તે પણ પોતાની એમાં સંમતિ આપી હતી. પરંતુ ઘણા દિવસ થયા છતાં તીર્થયાત્રામાંથી મહર્ષિ પાછા ફર્યા નહિ અને રાજમાતાનો દુષ્યન્ત ઉપર જલદીથી નગર તરફ પાછા ફરવાનો સંદેશો આવ્યો એટલે શકુન્તલાની અને એના સખી મંડળની સંમતિ લઇ રાજા દુષ્યન્તે શકુન્તલા સાથે ગાંધર્વવિધિથી લગ્ન કર્યું.

મહર્ષિના આશ્રમની મનોહર વાટિકામાંના લતામંડપ આગળ આ લગ્નોત્સવ પૂર્ણ ઉત્સાહથી ઉજવાયો.

લગ્ન પ્રસંગે ગંભીરભાવથી પ્રિયંવદાએ દુષ્યન્તને કહ્યું, ' રાજા ! તમારી ઉપર અનન્ય વિશ્વાસ મૂકીને જ શકુન્તલાએ પોતાનું હૃદય તમને અર્પણ કર્યું છે. અમારી પ્રિયસખીના એ વિશ્વાસને આપ સંપૂર્ણ રીતે જીવનભર પાળશો. રૂપમાં, ગુણમાં, ચારિત્ર્યમાં, સ્વભાવમાં, આચારવિચારમાં, તેમ મધુરી માનવતામાં એની હારે આવે તેવું જવલ્લેજ કોઇ નીકળશે. માટે આપને બધી રીતે યોગ્ય બને તેવી, મહર્ષિ કણ્વના અવર્ણ્ય વાત્સલ્યભાવથી ઉછરેલી અને હવે ધર્મથી આપની જીવનસખી બનેલી એવી શકુન્તલાને આપ સદાય સુખમાં રાખશો ! '

પ્રિયંવદાનાં વચન સાંભળી એવાજ ગંભીરભાવથી હૃદયપૂર્વક રાજાએ કહ્યું: ' પ્રિયંવદા ! તમારી સખીએ મારી રાણી બનીને મને અત્યંત ધન્ય બનાવ્યો છે. એટલે જીવનપર્યંત એના ઉપકાર મારાથી ભૂલાય એમ નથી. મારે એક રાણી હતી. તે અપુત્રવતી મરણ પામી છે. એટલે હાલમાં ખાલી પડેલા મહારાણીપદ ઉપર તમારી સખીનું સ્થાન નક્કી થએલું છે. અને એ સ્થાન ઉપર વિરાજી મહર્ષિ કણ્વની આશિર્વાદભરી નજર તળે ઉછરેલી તમારી સખી જીવનપર્યંત મારા આત્માને સુખ અને શાન્તિ આપશે એમાં શંકાને જરાય સ્થાન નથી. '

' પ્રસિદ્ધ પુરુવંશના નરપતિનાં આટલા શબ્દો બસ છે. ' એમ કહી પ્રિયંવદાએ શકુન્તલાનો હાથ રાજાના હાથમાં મૂક્યો.

શકુન્તલા સાથે ગાંધર્વ લગ્ન કર્યા પછી રાજા દુષ્યન્ત થોડા દિવસ વધારે શકુન્તલાના સહવાસમાં રહ્યો. અને પછી-રાજમાતાના સંદેશા મુજબ જવાનો એ વિચાર કરતો હતો એવામાં પોતાના મુખ્યમંત્રીનો એક મહત્વનો સંદેશો લઇ રાજસેવક આવી પહોંચ્યો. એટલે રાજધાની તરફ જવા માટે એ તાત્કાલિક તૈયાર થયો.

જતા પહેલાં એણે શકુન્તલાના હાથે પોતાના નામાક્ષરવાળી કિંમતી મુદ્રિકા પહેરાવી કહ્યું, ' દેવી ! એક મહત્વના કાર્ય અંગે મારા મંત્રીનો સંદેશો આવવાથી મારે તારી વિદાય લેવી પડે છે. મહર્ષિ જો આશ્રમમાં હોત તો આ વખતેજ મારી સાથે તને લઇ જાત. પરંતુ તેઓ હજુ આવ્યા નથી. અને એમના આશિર્વાદ વગર તને લઇ જવી એ બરાબર ન હોવાથી હાલમાં હું એકલોજ જાઉં છું. પરંતુ થોડાજ દિવસમાં હું મારા સેવકો મોકલી સન્માનપૂર્વક તને મારી પાસે તેડાવી લઇશ. દરમિયાન મહર્ષિ કણ્વ પણ આવી ગયા હશે. '

સ્વામી હવે પોતાની પાસેથી દૂર થશે એ વિચારથી શકુન્તલા વિવશ બની ગઇ. એનું કમલસરખું મુખ કરમાઇ ગયું. એની વાણી બંધ થઇ ગઇ. એના લોચનમાં જળ ભરાઇ આવ્યું.

શકુન્તલાનું આ ઉંડું દર્દ જોઇ રાજાએ ફરીથી પ્રેમપૂર્વક આશ્વાસનના ખૂબ શબ્દો કહી ધીરજ જગાવ્યું, ' દેવી ! હું તને બહુજ થોડા દિવસમાં તેડાવી લઇશ. '

આખરે પ્રિયંવદા અને અનસૂયાની શિખામણથી હૈયું કઠણ કરી શકુન્તલાએ સ્વામીને રજા આપી. અને રાજા દુષ્યન્ત પોતાના સૈનિકો સાથે રાજધાની તરફ ચાલી નીકળ્યો.

( ચાલુ )

वडी धारासभाओ पसार करेलो

# હિંદુ સ્ત્રીના હક્કોનો ખરડો

આ મધ્યસ્થ ધારાસભાએ હિંદુ સ્ત્રીને અલગ રહેવાનો અને ભરણપોષણ કરવાનો હક્ક આપતો ડો. દેશમુખનો ખરડો પસાર કર્યો છે. આ ખરડાનો ઉદ્દેશ બીજી કોમની સ્ત્રીઓને જે સંજોગોમાં, છુટાછેડા કે અલગ રહેવાનો અધિકાર આપી શકાય છે, એ સંજોગોમાં હિંદુ સ્ત્રીને અલગ રહેવાનો કાયદેસરનો અધિકાર આપવાનો છે. આ નવા ખરડાની રૂએ, જો હિંદુ સ્ત્રીનો ધણી ક્રુરતા કરે, અથવા સ્ત્રીને તજી દે, કે બીજો ધર્મ અંગીકાર કરીને હિંદુ મટી જાય, એક પર બીજી કરે કે રખાત રાખે, તો સ્ત્રીને અલગ રહેવાનો અધિકાર મળે છે. રૂઢિચુસ્ત હિંદુ લગ્નજીવનની સ્થિતિ ગમે તેટલી અસહ્ય ય તો પણ, હિંદુ સ્ત્રીને છુટાછેડાનો હક્ક ...ા નથી. એનો અર્થ એજ કે, પુરૂષ મનફાવે એટલી પત્નીઓ કરે, કે સ્વચ્છંદ-વિહાર કરે ! ' હિંદુ સ્ત્રી ' કાયદાના બંધનથી જકડાએલી છે, એના વિષે બે મત છેજ નહિં !

છેલ્લા થોડા વખતથી, હિંદુ સ્ત્રીઓમાં ઘણી જાગૃતિ આવી છે, અને એમને થતા અન્યાયો પ્રત્યે એ સભાન બની છે. આવા સંજોગોમાં કે દુનિયાના બીજા સુધરેલા દેશોની સ્ત્રીઓને, થોડીક મિલ્કત અને બીજા અંગત હક્કો છે, એ અધિકારો હિંદુ સ્ત્રીઓને આપવાની ના પાડી શકાયજ નહીં ! કેટલાક રૂઢિચુસ્ત હિંદુઓ ' હિંદુ સમાજ 'માં અંધાધુંધી ફેલાઇ જશે એવો ઉહાપોહ કરશે, પરંતુ એમના એ પુર્વગ્રહો અને અંધઝનૂન સ્ત્રીનો સામાજીક દરજ્જો વધારવાની આડે આવવાં જોઇએ નહીં. કુદકે ને ભૂસકે આગળ ધપતી દુનિયામાં, 'હિંદુ' સ્ત્રીને સાવ પછાત રાખી શકાય તેમ નથી. સામાજીક અને કાયદેસરના સુધારામાં નકામો વિલંબ કરવો જોઇએ નહીં.

ઘણાનું વળી એવું માનવું છે કે, આવા આવા કટકે કટકે થતા સુધારા સામાજીક પ્રશ્નો કરતાં પણ કાયદાનાં નવાં લફરાં ઉભાં કરે છે. પરંતુ એ માટે બીજો આરો નથી. સરકારે સ્થાપેલી રાઉ સમિતિ, હિંદુ કાયદાની ઝીણામાં ઝીણી આંટીઘુંટી ઉકેલવા માટે મથામણ કરી રહેલ છે, અને એને વધુ આધુનિક સ્વરૂપ આપવાનું વિચારાઇ રહ્યું છે; આ ખરડો પસાર થયા પછી, 'હિંદુ સમાજ'પર એના જે પ્રત્યાઘાતો પડશે અને એથી જે નવા ફણગા ફુટશે, એનો અનુભવ 'હિંદુ કાયદા'નું નવું સ્વરૂપ નક્કી કરવામાં ભારે મદદરૂપ થશે, અને રૂઢિચુસ્ત અને ધર્મઝનુની ' હિંદુ સમાજ'ને 'ક્રાન્તિકારી સુધારાઓ'નો આંચકો ન આપતાં, આમ પગલે પગલે હિંદુ સ્ત્રીઓનો સામાજીક દરજ્જો ઉંચો લાવવાની નીતિ જરાય અયોગ્ય નથી.

આ ખરડો પસાર થતાં વેંતજ, 'સનાતની હિંદુ ધર્મના સંરક્ષક' પંડિત મદન મોહન માલવિયાએ, એનો વિરોધ કરવાનું આવાહન આપ્યું છે અને ધણાં ' હિંદુ ' તત્વો તરફથી વિરોધી દેખાવો અને સભાઓ થાય એ સંભવિત છે; પરંતુ એવા પ્રત્યાઘાતીઓની કારી હવે ફાવવાની નથી. સમયની કુચને તેઓ રોકી શકે તેમ નથી.

* * *

સોવિયેટ સંઘને, કેટલાક રાજકીય તેમ સાધુઓ, હિંદમાં ' બદનામ ' કરતાં જરાય

શરમાતાં નથી. જ્યારે સોવિયેટ સંઘ વિરુદ્ધ બધી દલીલો ખલાસ થઈ જાય છે ત્યારે છેવટે, સોવિયેટ સંઘમાં તો ' અનાચાર' છે અને ગમે તે સ્ત્રી ગમે તેની સાથે છુટથી પ્રેમ કરે છે એવા નીચ આક્ષેપો કરવા માંડે છે.

આ આક્ષેપો કેટલા જુઠા અને બનાવટી છે, એ નીચેની હકીકત પુરવાર કરી આપશે,

'સોવિયેટ સંઘમાં માતૃત્વને આવકારવામાં આવે છે, અને એને માટે રાજ્ય સારી એવી નાણાંકિય મદદ કરે છે. મફત પ્રસુતિગૃહો અને દવાખાનાંઓ છે. ૧૦ થી વધુ બાળકોની માતાને 'મધર હિરોઇન ઓફ સોવિયેટ યુનિયન'નો ખિતાબ એનાયત કરવામાં આવે છે, અને એમની નામાવલી અખબારોમાં પ્રસિદ્ધ થાય છે. પાંચ અને દશ બાળકોની માતાને ' માતૃત્વના ગૌરવ 'નો ચંદ્રક આપવામાં આવે છે.

છુટાછેડાના કાયદાઓ અંગે સુપ્રીમ સોવિયેટે ૧૯૪૪ ના જુલાઇ મહીનામાં એક ખાસ હુકમ દ્વારા ભારે સખ્તાઇ ધારણ કરી છે. છુટાછેડા જોઇતા હોય તો જાહેર અદાલતમાં કામ ચલાવ્યા પછીજ એ હવે મળી શકશે. આ માટેની પ્રાથમિક અરજી શા માટે છુટાછેડા જોઇએ એની પુરતી વિગતો લખીને અને સો રૂબલની ફી આપીને પહેલાં 'લોકોની અદાલત' સમક્ષ આપવી જોઇએ.

" અદાલતમાં છુટાછેડા અંગે જે સુનાવણી થાય એનો અહેવાલ, ફરિયાદી પક્ષે પોતાના ખરચે જાહેરાત રૂપે અખબારોમાં ફરજીઆત છપાવવો જોઇએ. આ કામ માનીએ છીએ એટલું સરળ નથી–કારણ કે આવા પ્રકારની જાહેરાત માટે, સોવિયેટ અખબારમાં માંડ માંડ જગ્યા મળે છે, અને ખાસી લાંબી છપાય એ માટે અરજદારોએ મહીનાઓ સુધી રાહ જોવી પડે છે.

' લોકોની અદાલત', બન્ને પક્ષો વચ્ચે પહેલાં સમાધાન કરવવાની કોશિષ કરે છે. એ જો નિષ્ફળ જાય તો પછી, છુટાછેડાનો મુકદમો, સુનાવણી માટે, પ્રાંતિક, જીલ્લા કે શહેરોની ઉપલી અદાલતમાં જાય છે. જ્યારે છુટાછેડા આપવામાં આવે છે, ત્યારે એક અથવા બન્ને પક્ષ પાસેથી ૫૦૦ થી ૨૦૦૦ રૂબલ સુધીનો દંડ વસુલ કરવામાં આવેછે.

છુટાછેડા અંગેનો આ નવો ધારો પસાર થયો તેજ દિવસે, નિઃસંતાન માબાપો અને એક કે બે બાળકોના માબાપોપર થોડો કર નાખવામાં આવ્યો છે

આ કરોનું પ્રમાણ જુદું જુદું છે. જે નાગરિક, આવકવેરો ભરે છે એની પાસેથી એમની આવકના ૭ ટકા વધુ લેવામાં આવે છે, જો એમને એક સંતાન હોય તો એક ટકો, અને બે સંતાન હોય તો અર્ધો ટકો. આવકવેરો ન ભરતા હોય એવા લોકો નિઃસંતાન હોય તો દર વર્ષે ૯૦ રૂબલ આપે છે. એને એક બાળક હોય તો ૩૦ રૂબલ અને બે હોય તો ૧૫ રૂબલ. ૨૦ થી ૫૦ વર્ષની ઉંમરના માણસોનો આમાં સમાવેશ થાય છે. જ્યારે સ્ત્રીઓ માટે ૨૦ થી ૪૫ વર્ષની મર્યાદા નક્કી કરવામાં આવી છે. લશ્કરી સૈનિકો, વિદ્યાર્થીઓ અને અપંગોને આ કર લાગુ પડતો નથી.

છુટાછેડાનો નવો કાયદો પસાર થયા પછી એમાં ૨/૩ જેટલો ઘટાડો થયો છે. અગાઉ તો અલગ થવાની એક ખબર આપવાથી છુટાછેડા આપી દેવામાં આવતા પરંતુ જ્યારે જાહેર અદાલતમાં છુટાછેડા આપવાનો કાયદો થયો ત્યારથી ૨/૩ જેટલો ઘટાડો થયો છે.

આ હકીકત પરથી જોઇ શકાશે કે સોવિયેટ સંઘ નવા સુખી અને સમૃધ્ધ ' કુટુંબ જીવન ' નું ચણતર કરી રહેલ છે અને એના નાગરિકોનું નૈતિક ધોરણ ઉંચુ સર્જ જવાનો એનો સતત પ્રયાસ છે.

* * *

ઇંગ્લાંડમાં છિન્ન ભિન્ન થઈ રહેલા કુટુંબ જીવન અંગે, 'મેરેજ ગાઇડસ કાઉન્સીલ'ના સભ્ય આર. પેરટલે ચેતવણીના સુર ઉચ્ચાર્યા છે. એમના કહેવા મુજબ દરેક પાંચ લગ્ને એક લગ્ન ફોક થાય છે.

લંડનમાં ચાલતી, સ્ત્રીઓની જાહેર તંદુરસ્તીના અફસરોની સંસ્થાએ શરૂ કરેલી 'શિયાળુ શાળા 'માં, પુરેપુરી લગ્નવિષયક તાલીમ આપવામાં આવે એવી એમણે હિમાયત કરી છે.

યુધ્ધ પહેલાંજ, કુટુંબો ભાંગવા માંડયાં હતાં. યુધ્ધે તો એ આગમાં ઘી હોમ્યું એટલુંજ.

બ્રિટનમાં સોમાં દશ ટકા લગ્નો ફોક જાય છે. આ આંકડો ધીમે ધીમે વધતો જ જાય છે.

* * *

યુધ્ધને અંગે બ્રિટનનો 'ઘરસંસાર' ભાંગતો જાય છે, એવા નિરાશાદીઓના અપોહને જુઠો ઠરાવવા માટે લંડનમાં ત્રણસો જેટલી દ્રઢ નિશ્ચયી મહીલાઓએ તાજેતરમાં એક પરિષદ ભરી હતી. આ સ્ત્રીઓ, ૧૯૪૧ માં યુધ્ધ પ્રયાસ માટે સ્ત્રીઓને સંગઠિત કરવા લંડનમાં સ્થપાએલી 'વીમેન્સ પાર્લામેન્ટ'ની સભાસદો છે. આ પરિષદમાં એમણે એમના ઉદ્દેશોની જે નવી રૂપરેખા દોરી છે એ નીચે મુજબ છે.

(૧) છુટાછેડાનો આંકડો જેટલો ઉંચે ચડયો છે એટલોજ નીચે ઉતારવો.

(૨) આ અસ્થિર જગતમાં, લગ્ન અને કુટુંબ જીવન જ, રાષ્ટ્રના ઉજળા ભવિષ્ય ઘડવાની સાચી બાંહેધરી છે એમ સાબીત કરવું.

(૩) લગ્ન-સુખી અને સફળ નિવડે એ માટે આંદોલન જગાવવું અને એક એવો ધારો પસાર કરવો જેથી સ્ત્રીઓ, ધણી સાથે વધુ સારી સહચરી બની રહે અને બાળકો બોજારૂપ બનવાને બદલે આનંદ આપે.

'બ્રિટનમાં દર વર્ષે ૩૧૦૦૦ એકત્રીસ હજાર છુટાછેડા આપવામાં આવે છે. આ આંકડો સૌથી મોટો છે. આ સ્ત્રીઓની માન્યતા મુજબ એનો અર્થ એ નથી કે 'લગ્ન સંસ્થા' ભાંગતી જાય છે! લંડનના એક કારખાનાંના વ્યવસ્થાપકની પત્ની શ્રીમતી ફેડા બીમ્બલ, જેઓ સંસ્થાનું મંત્રીપદ સંભાળે છે એનો આવો મત છે.

શ્રીમતી બીમ્બલે વધુમાં જણાવ્યું કે, લંડન અને ગામડાઓની પાંચ લાખ સ્ત્રીઓનું એમની સંસ્થા પ્રતિનિધિત્વ ધરાવે છે.

બ્રિટીશ મેડીકલ એસોસીએશન બ્લુમ્સબરી ખાતેના વડા મથકે, આ પરિષદ મળી હતી. આ પરિષદમાં કુટુંબ જીવનનું પુનઃ ચણતર કરવાનો, દરેક કોમમાં બાળઉછેરને લગતી તાલીમ ચાલુ રાખવાની અને નવા કેળવણી વિષયક કાયદાનો વધુ ઝડપી અને સંપુર્ણ અમલ કરવાના ઠરાવો પસાર કર્યા હતા.

બીજા ઠરાવો, કુટુંબ માટે ભથ્થું વધારો માગવાનો, અને ઘરની કટોકટીને વધુ સારી રીતે સમાલી લેવાને લગતા છે.

આ પરિષદે કરેલા નિર્ણયો, એના પ્રતિનિધિઓ એમની સ્થાનિક સંસ્થાઓને સમજાવશે અને એને અમલી બનાવવાનાં પગલાં યોજશે. પરણેતરો અને માતાઓને વધુ સારી સગવડો મળે એ માટે, તંદુરસ્તી અને કેળવણી ખાતાના પ્રધાનમંડળ પાસે ટુંક સમયમાં એક પ્રતિનિધિ મંડળ જવાનું છે.

* * *

હિંદી 'વાકાઇ ' [. વીમેન્સ ઓકઝીલીયરી કોર્પ્સ ] સાથેના દુર્વર્તાવનો પ્રશ્ન મધ્યસ્થ ધારાસભામાં ચર્ચાયો અને યુદ્ધમંત્રી મેસને એના ઉડાઉ જવાબ આપ્યા.

મધ્યસ્થ ધારાસભામાં થએલી પ્રશ્નોતરી દરમ્યાન, એક વાત તો નક્કી થઇજ ગઇ કે આ દળમાં જોડાએલી સ્ત્રીઓની સ્થિતિનો સૈનિકોએ ભારે ગેરલાભ ઉઠાવ્યો છે. યુદ્ધમંત્રીએ એ પણ કબુલ કર્યું કે 'આ સંસ્થાની સ્ત્રીઓમાં, બે સ્ત્રીઓ પર બળાત્કાર કરવાના દાખલાઓ નોંધાયા હતા. ૧૯૪૪ ડીસેમ્બર સુધી એવા ૧૪ દાખલાઓ નોંધવામાં આવ્યા હતા, કે જેમને ગેરકાયદે બાળકોની માતા બનવું પડ્યું હોય. એ ઉપરાંત કેટલીક એવી સ્ત્રીઓ પણ હશે જેમને કયા કારણોસર નોકરીમાંથી છુટા કરવામાં આવે છે એની વિગતો મળી નથી.

સીફીલીસ જેવા ચામડીના ભયંકર દર્દો વિષે, યુધ્ધમંત્રી મેસને કબુલ કર્યું હતું કે ૧૯૪૨ માં આ સંસ્થાની સ્થાપના થયા પછી લશ્કરી અદાલતમાં ચામડીના દર્દોના ૨૫ કિસ્સાઓ દાખલ કરવામાં આવ્યા હતા. આ સંસ્થાની બીજી ૧૦૦૦ સ્ત્રીઓ કે જે પોતાને ઘેર રહે છે એમાંથી ઘણીને ખાનગી સારવાર માટે જવું પડ્યું હોય તો એ વાત પ્રકાશમાં આવી નથી.

'વાકાઇ'ની સ્થાપના પછી, બેજ આપઘાતના કિસ્સા નોંધાયા છે, પરંતુ જે પ્રાણઘાતક નિવડેલ નથી.

આ સમ્બધમાં યુધ્ધમંત્રીએ, જાહેર તપાસ કરવાની ના પાડીને હિંદીજનોમાં અધિક રોષની લાગણી ફેલાવી છે, પરંતુ 'વેકાઇ'ના પ્રશ્ન પર હિંદ હાથ જોડીને બેસી રહેશે નહીં. સરકારે જ્યી તપાસ કરવાની ધસીને ના પાડી એટલે હવે આ કાર્ય, અખિલ હિંદ મહિલા પરિષદે હાથ પર લીધું છે અને આ સંબંધમાં પુરતી તપાસ કરવામાં આવશે. પંડિત વિજયાલક્ષ્મીએ પણ એમનો પુરેપુરો ક્રોધ ઠાલવ્યો છે અને આ મામલામાં

પુરતી તપાસ કરીને ગુન્હેગારોને સખ્ત નશીયત કરવાની હિમાયત કરી છે.

* * *

આ વર્ષનો આંતરરાષ્ટ્રિય મહીલાદીન, લંડનમાં ઉજવવાં આવ્યો ત્યારે યુરોપના દેશોની અનેક મહીલાઓને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. આ દિવસે, 'સ્ત્રીઓના હકકોનો એક ખરડો તૈયાર કરવા માટે પરિષદ બોલાવવામાં આવી હતી. હિંદના પ્રતિનિધિ તરીકે કલકત્તાના મીસ નઝીમ અહમદ અને શ્રીમતી જયકિશોરી હુકુએ હાજરી આપી હતી. આ પરિષદનું પ્રમુખસ્થાન, બ્રિટીશ પાર્લામેન્ટના સભ્ય કુમારી લીહ મેનીંગે લીધું હતું. આ પરિષદમાં જો કે બીજા દેશોના મહેમાનોને આમંત્રવામાં આવ્યાં હતાં છતાં એનો મુખ્ય હેતુ તો રાષ્ટ્રિય પ્રશ્નો ચર્ચવાનો હતો. આ પરિષદમાં હિંદમાં પડેલી અનાજની અછતનો પ્રશ્ન [illegible]વાનું નક્કી થયું હતું.

હિંદમાં વધુ ધઉં મળે એ માટે, બ્રિટનમાં પાંઉની માપબંધી દાખલ કરવાની સુચના અંગે તેમણે જણાવ્યું હતું કે એના પ્રત્યે સહાનુભુતિભર્યું વલણ દાખવવામાં આવશે.

આ પરિષદમાં ફ્રાન્સમાંથી મેદમ કલોડ વેઇલન્ટ કોટેનોરે, ખાસ હાજરી આપી હતી. તેઓ ફ્રેન્ચ પાર્લામેન્ટના સભ્ય છે. નાઝીઓએ એમને કેદખાનામાં પુર્યાં હતાં.

ફ્રાન્સમાં ચાલતા રશિયા વિરોધી પ્રચાર અંગે, અને મસુરી ખાતે વિન્સ્ટન ચર્ચિલે કરેલા ભાષણ અંગે, પોતાનું મંતવ્ય આપતાં તેમણે જણાવ્યું હતું કે 'સમગ્ર ફ્રાન્સ સોવિયેટ સંઘ પ્રત્યે આદર અને કૃતજ્ઞતાની લાગણી ધરાવે છે. અમે જાણીએ છીએ કે લાલ સૈન્યની મદદ વિના આ [illegible]

ફ્રાન્સનાં વીરો અને વીરાંગનાઓ, ફ્રાન્સમાં પ્રત્યાઘાતીઓ અને ફાસીવાદ તરફી તત્વો તરફથી ચાલતા સોવિયેટસંઘ વિરૂધ્ધ પ્રચાર પ્રત્યે ઘૃણાની નજરે જુએ છે. સોવિયેટની મહાન પ્રજા જોડે ઝઘડામાં ઉતરવું પડે એવા કોઇ પ્રશ્નો ફ્રાન્સની જનતા સમક્ષ નથી, છતાં ફ્રેંચ પ્રત્યાઘાતીઓ એમનો ઝેરી પ્રચાર ચાલુ રાખે છે, હજુ પણ તેઓ 'ફાસીવાદ'ને વખાણવાની હિંમત કરે છે. હિટલર અને મુસોલિનીને મદદ કરવા માટે તેમના દિલમાં જરાય અફસોસ નથી. આ પ્રત્યાઘાતીઓ એમ માને છે કે હિટલરને નશીબે યારી આપી નહીં એટલે આ લડાઇ હારી ગયો.

આ રીતે સોવિયેટ વિરૂદ્ધ પ્રચાર કરીને તેઓ ફ્રાન્સ તેમજ બીજા દેશોમાં ફાસીવાદને જીવતો કરવા માગે છે.

અમે ચર્ચિલના ભાષણને સખ્ત શબ્દોમાં વખોડી કાઢીએ છીએ. જો બ્રિટન અને અમેરિકાનું લશ્કરી જોડાણ થાય તો એ ત્રીજા વિશ્વયુધ્ધમાંજ પરિણમે !

માદમ લુસીએન ચોસીહોટ, જેણે જર્મન કબજા વખતે ફ્રેન્ચ પ્રતિકાર ચળવળમાં આગેવાનીભર્યો ભાગ લીધો છે, અને જે રેવન્સબ્રકના કતલખાતાના બચી ગએલા કેદીઓમાંના એક છે, એમણે જણાવ્યું હતું કે, રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે ઝંખતી હિંદની પ્રજા પ્રત્યે એને ભારે માનની લાગણી છે. તેણીએ એવી આશા વ્યક્ત કરી હતી કે, હિંદ ટુંક સમયમાંજ સ્વતંત્ર થઇ જશે, અને હિંદી સ્ત્રીઓ આંતરરાષ્ટ્રીય પરિષદમાં, બીજા દેશો પ્રમાણે, સમાન ધોરણે ભાગ લેશે.

અનાજની અને કાપડની અછત અનુભવતી હિંદની મહીલાઓ પ્રત્યે ફ્રાન્સની સ્ત્રીઓની પુરેપૂરી હમદર્દી છે, એ હકીકત, હિંદી સ્ત્રીઓના કાન સુધી પહોંચાડવાની તેમણે વિનંતી કરી હતી

# : : : બ્રહ્માનો ગૃહસંસાર : : :

લેખક : શ્રી. રમેશ રંગનાથ ગૌતમ

કોઇ પણ પ્રજાના સામાજીક બંધારણને એ પ્રજાની સભ્યતાની–સંસ્કૃતિની પારાશીશી જેવું લેખવું વાસ્તવિક ગણાય ખરૂં ? સંસારવ્યવસ્થાનાં શાસ્ત્રમાં પારંગત, ઘણું ઝીણું કાંતનારા અને ( અત્યારનું અતિ વિકૃતરૂપ અસ્તિત્વમાં આવ્યું તે પહેલાં ) આદર્શ સ્મૃતિકાર તરીકે હિંદુઓ તો તરત એ પ્રશ્નનો ઉત્તર ભારપુર્વક હકારમાં આપશે. અને બીજી કોઇ જાતિ કે ધર્મનો જનસમુદાય પણ એ કસોટીએ ચઢવા નાકબુલ થાય એવું માનવાને ખાસ કારણ નહિ હોવાથી આપણે સ્વીકારી લઇએ કે બધા પ્રકારના જનસમૂહોને એ ધોરણ માન્ય છે. ખાસ કરીને કોઇ પણ સમાજનાં લગ્ન બંધારણ ઉપરથી એ સમાજની આધ્યાત્મિક અને નૈતિક કક્ષાનો ખ્યાલ આપણે બાંધીએ છીએ. લગ્નવ્યવસ્થાના રૂઢિબદ્ધ નિયમો તરફ આ જમાનામાં અણગમો વધતો જાય છે, અને સ્ત્રી–પુરૂષના સંબંધ તથા સંતતિશાસ્ત્રની અનેક અવનવી પાશ્ચિમાત્ય " થીયરીઓ " ધીમે ધીમે પણ દ્રઢતાપુર્વક યુરપ–અમેરીકામાં ભયંકર ક્રાન્તિ નીપજાવી રહી છે.

ખળભળી રાજક્રાન્તિઓ કરતાં આ ક્રાન્તિ માનવજાતનાં ભવિષ્યમાં વધારે અગત્યનો ભાગ ભજવશે. હિંદમાં પણ રૂઢિમાન્ય લગ્નવ્યવસ્થા સામે બંડ જાગવાનાં ચિહ્નો પ્રકટ થવા લાગ્યાં છે, અને તે કેટલીક રીતે વાજબી પણ છે. કેમકે અસલની શુદ્ધ વસ્તુઓને આપણા રૂઢિ રિવાજોની ચુડેલોએ એવી ભયંકર રીતે વિકૃત કરી નાંખી છે, કે જો તેની સામે જીવ સાટેનાં બંડ નહિ ઉઠાવાય, તો આપણી માણસાઇનો વિનાશ દુર નથી. એ બળવાના પુણ્યપ્રકોપમાં આપણા લગ્નવિધિ અને પરિણિત જીવન પણ તવાય છે, અને તવાવું જોઇએ. આપણે એટલું તો અવશ્ય માનીએ છીએ કે રૂઢિ રિવાજ બાદ કરતાં લગ્ન અને પરિણિત જીવનનાં જેને અમુક મૂળતત્વો કહીએ, એવા સિદ્ધાન્તોની ઉપેક્ષા કરનાર પ્રજા અધોગતિને પંથે સરકતી હોવી જોઇએ. તેથીજ છુટાછેડાના હિમાયતીઓમાંના પણ ઘણાખરા વિચારશીલ લોકો આજકાલ ચાલતા છુટાછેડાના સુધરેલા વેશ્યાવાડાથી ત્રાસે છે. કેમકે અત્યારે જે પ્રકાર યુરપ અમેરિકામાં ચાલે છે, તે લગ્નના સિદ્ધાન્તના મુળ ઉપર ઘા કરે છે અને તેની સાથે એ વૃક્ષના સંયમનિયમ, નીતિ, આચારવિચાર, વિવેકબુદ્ધિ ઇ. ફળ–ફુલાદીનો નાશ કરે છે. ગીતામાં વર્ણવેલી વર્ણસંકરતાની દશા તરફ આ પ્રકારનો સ્વેચ્છાચાર એ સમાજને દોરી રહેલો છે એમ આપણે માનીએ છીએ.

જેમ પશ્ચિમ અનાચાર તરફ વધારે પડતું ઝોક લઇ રહેલું છે, અને તેમાં તેના નાશની નોબત વાગતી આપણને સંભળાય છે, તેમ હિંદ તેથી ઉલટી દિશામાં ઉતરી ગયો છે અને અતિ કુટિલ રૂઢિશૃંખલાઓની અતિશયતા તેની સત્યાનાશીના ઘાટ ઘડી રહેલી છે. જ્યારે હિંદુ સંસારની વ્યવસ્થા અપભ્રષ્ટ નહિ થતાં તેના મૂળ રૂપમાં હતી, ત્યારે હિંદ સભ્યતાને શિખરે હતો, માનવજાતનો એ શિરમોર હતો. તે સમયના અને અત્યારના આપણા સાંસારિક જીવનમાં કેવો મોટો ફરક પડી ગયેલો છે, અને આપણી અત્યારની અવનતિ, અજ્ઞાનગ્રસ્ત રૂઢિ રિવાજોના ફાંસાથી રુંગળાયેલા આપણા સંસારી

જીવનના સિદ્ધાન્તોની મૃતપ્રાય દશા સાથે કેટલો નિકટનો સંબંધ ધરાવે છે, એ સંબંધી ઇ. સ. ૧૯૪૬-૪૭ ના ગુજરાત આગળ વિવેચન કરવાની ભાગ્યે જ જરૂર હોય. ટુંકામાં, સંસારસુધારકો તેમજ બીજાઓ એ વાત ખુશીથી કબુલ રાખશે કે કોઇ પણ પ્રજાની બુલંદી માટે સ્ત્રી પુરૂષના સમાગમનું બુદ્ધિયુક્ત નિયમન આવશ્યક છે.

આ દૃષ્ટિથી આપણે બ્રહ્મદેશની સમાજ વ્યવસ્થાને નીહાળીશું. તો આપણી સામે એક વિચિત્ર વસ્તુસ્થિતિ ઉપસ્થિત થયેલી દેખાશે. બ્રહ્મદેશ સાચે જ એક વિલક્ષણ દેશ છે. તેની પ્રજા બીજાજે અતિ ઉગ્ર છતાં શરીર બળે હિંદીઓની હારમાં છે. બ્રહ્મદેશમાં મધપુડા જેવું જીવન છે, એટલે કે ત્યાંના ભમરા આળસુ એદી, અને ભમરીઓ ઘણી કામગરી ને ઉદ્યમી હોય છે. ઘણોખરો છુટક વેપારધંધો આ દેશમાં સ્ત્રીઓ જ કરે છે. પુરૂષ વર્ગ ોજીલો ને કુલફટાકીઓ હોય છે, જ્યારે ો વનિતાઓ ભારે ચંચળ ને વ્યવહાર-કુશળ જણાય છે. ધરતીના પટ ઉપર એક પણ એવો દેશ નહિ હોય કે જ્યાંની સ્ત્રીઓ એ દેશની સ્ત્રીઓના જેટલી આઝાદ હોય; છતાં બ્રહ્મદેશીઓના ધર્મમાં સ્રીને ઘણીજ હલકી કોટિનું પ્રાણિ ગણવામાં આવે છે–તે એટલે સુધી કે તેને ધર્મક્રિયાનો થોડા જ અધિકાર હોય છે; અને નિર્વાણનો રસ્તો સ્રીદેહ માટે નિષિદ્ધ છે ! એ દેશના લોકને જેટલા મનમોજી, આનંદી અને ભોળા, તેટલા જ ઝનુની, કીનાખોર, અને વાંસે ઘા કરનારા ગણવા પડે છે. કુદરતી સમૃદ્ધિથી ભરપૂર ભરેલો એ દેશ આબાદ હતો, અને ("પેકસ બ્રિટાનીકા "ના પગરણ થયાં તે પહેલાં) બ્રહ્મદેશમાં બધા ખાધે પીધે સુખી હતા. એ હિંદથી ય વધારે નૈસર્ગિક સંપત્તિથી ભરપુર છે, છતાં મુખ્ય વેપારીઓ, કારખાનાવાળા કે મોટા પાયા ઉપર વેપાર વણજના શાહ સોદાગરોમાં બર્મનોના નામ શોધવા બેસવું, એ ઘાસની ગંજીમાંથી સોય શોધવા જેવું થઇ પડે. ૧૯૪૨ પહેલાના બ્રહ્મદેશના વેપાર–વણજ, ઉદ્યોગ, વહાણવટું, તેલના કુવા, ઇમારતી લાકડાં, માણેક, પોખરાજની ખાણો, કલઇની ખાણો, અને લગભગ દરેક જાતનાં કારખાનાં યૂરોપીયન, ચીના, હિંદી, જાપાની કોમોને હાથ હતાં. ખેતી પણ એ દેશના વતનીના શિથિલ હાથમાંથી સરકી જતી હતી, એ અધઃપતનથી પ્રજા ગભરાઇ ઉઠી હતી, અને પોતાની સત્યાનાશી નજીક આવતી જોઇને તેણે ત્રાહી ત્રાહી પોકાર કર્યો હતો. અધોગતીનું સ્વર્ગત કારણ નહિ સમજતાં, તે ગોરા દેવની પ્રેરણાથી હિંદીઓને જ પાપનું મૂળ માનીને તેની સાથે છૂટા છેડા કરવા એણે કમર કસી હતી. એવા આ બ્રહ્મદેશ અને તેના રહીશોની વિચિત્રતાની પરાકાષ્ટા તેના ગૃહ-સંસારની વ્યવસ્થામાં નજરે પડે છે.

પણ આપણે આ દેશના ગૃહસંસારના સંબંધમાં "વ્યવસ્થા" શબ્દ વાપર્યો, એ ભાગ્યે જ વાજબી કહેવાય, પહેલી વાત તો એ કે બ્રહ્મદેશમાં લગ્ન જેવી કોઇ વસ્તુ જ નથી, લગ્નનો શાસ્રોક્ત વિધિ તેમનામાં છે જ નહિ. આપણી સ્મૃતિઓમાં માન્ય થયેલાં વિવાહના ચાર પ્રકારોમાંના ગાંધર્વ અને રાક્ષસ પ્રકારો જ અહિં પ્રવર્તે છે. ઉચ્ચ કુટુંબોમાં લગ્ન ઉજવાય છે ખરાં, પણ તે ધાર્મિક વિધિ માટે નહિ પણ આનંદોત્સવ તરીકે. બાકી લગ્ન જેવી વસ્તુ આ દેશમાં નથી. જો કે માબાપ પોતાનાં સંતાનોનાં સહચરોની પસંદગીમાં અમુક ભાગ ભજવે છે, પણ તે જ્યાંસુધી સુધી મજકુર સંતાનોની પસંદગીને અનુકુળ હોય ત્યાં સુધી જ. સાધારણ રીતે યુવાન અને યુવતીની પરસ્પર

પ્રથામાંથી પ્રકટતી કેટલીક વિકટ ગૂંચો તરફજ આગળી ચીંધીને આપણે સંતોષ માનીશું.

બ્રહ્મદેશીઓમાં ન્યાત જાત કે વર્ગના ભેદ નથી હોતા; ઉંચનીચનું કુલીનપણાના વાડાનું બંધન તેમનામાં છેજ નહિ. તેથી રોટી વહેવાર કે બેટી વહેવારના વિધિનિષેધનો પ્રશ્ન ઉપસ્થિત થવા પામતો નથી. આખો સમુદાય એકજ ન્યાત, એકજ કોમ, એકજ ધર્મ, એકજ સંપ્રદાયનો છે, તે એટલે સુધી કે સામાજીક વ્યવસ્થાની નજરે એ આખા સમૂહને એક કુટુંબ ગણીયે તો વધારે પડતું નથી. નથી તેમનામાં સંપ્રદાયોના ફાંટા કે નથી વર્ણભેદના કાંટા. આ સમાજ પરત્વે આપણે ન્યાયપૂર્વક કહી શકીએ, કે એ દેશના લોકો સમાજ વ્યવસ્થાનાં ઓછામાં ઓછાં બંધનો ભોગવે છે. દુનીયાના બીજા કોઇપણ આવડા વિશાળ માનવજથ્થામાં ભેદભાવો અને વાડાનો આટલી હદ સુધી અભાવ હશે કે નહિ, એ વિચારવા જેવો પ્રશ્ન છે. આવી સ્થિતિમાં લગ્નવ્યવહાર માટે ઘણું વિશાળ ક્ષેત્ર હોઇ, કન્યાની અછત કે વરની ખોટને બહાને આપણા સાંકડા ન્યાત જાતના કુવાનાં દેડકાંઓ જે અત્યાચારોને પોષે છે, તેને આ દેશમાં અવકાશજ નથી. આ ક્ષેત્રની વિશાળતા અને અનૈસર્ગિક વિધિનિષેધના અનસ્તિત્વના જમાનાઓના ઉપભોગે લોકોમાં એક પ્રકારની એવી વૃત્તિ કેળવી છે કે જેમાં " મનાઇ "ને સ્થાન નથી રહેતું. પોતાની કોમની અંદર રહેલી છૂટ તેઓ બીજી કોમો પ્રત્યે પણ દાખવે છે. જેમ કોઇ પણ બર્મન બીજાં કોઇ પણ બર્મન કુટુંબ સાથે સંબંધ બાંધી શકે, તેમ બીજી કોઇ પણ જાતવાળા સાથે પરસ્પરની સમજુતીથી શા માટે સગપણ ન જોડી શકાય ? આ નિરંકુશ માનસના લક્ષણને લીધે, કોઇપણ બર્મનેતર કોમના માણસને આ દેશની કન્યા મેળવવામાં મુશ્કેલી પડતી નહોતી, એવી સ્થિતિ ૧૯૯૦ સુધી તો હતી જ. આ સહેલાઇનો સદુપયોગ સાથે દુરૂપયોગ પણ થાય, એ દેખીતું છે. વળી લગ્નક્રિયાનો કોઇ કાયદેસર વિધિ નહિ હોવાથી એ સહેલાઇનો દુરુપયોગ વધારે વ્યાપક રુપ પકડી શકે છે. અનેક હિંદીઓએ–ખાસ કરીને મુસલમાન, અને તેમાંયે સુરતી, ચોલીયા વગેરેએ એ આસાનીનો લાભ લીધો છે, અને તેમનાં કુટુંબોની ઘણી મોટી સંખ્યામાં બ્રહ્મી મહિલાઓ વિરાજે છે. બર્મીઝ સ્ત્રીઓ વિના સંકોચે તેમનાં ઘર માંડતી હતી. તેમની વર્ણસંકર સંતતિ " જરબાદી " કહેવાય છે. જરબાદીપણામાં જરા પણ શરમને સ્થાન નથી, અને તેઓ વસ્તુતઃ આ દેશના વતનીઓજ લેખાય છે.

પરંતુ આ સ્થિતિમાં બંધાતા સંબંધોમાંના ઘણા એકપક્ષે દુઃખી નીવડતા હતા. બર્મીઝ કન્યાને " પરણી "ને તેને છોડી દેવાનો રસ્તો નીતિભ્રષ્ટ માણસો માટે એટલો બધો સરળ અને લલચાવનારો છે, કે તેનો છૂટથી ઉપયોગ થતો હતો, બ્રહ્મદેશની ધારાસભામાં તેમજ તેની બહાર, બર્માને હિંદથી અલગ પાડવાનાં કારણો બતાવતાં બર્મન આગેવાનો એક દલીલ ઉપર બહુજ આકળા થતા હતા. તેઓ કહેતા કે હિંદીઓએ હજારો બર્મીઝ બાળાઓના ભવ બગાડયા છે, અને જો વ્યવહાર યથાસ્થિત રહેશે, તો થોડાંજ વરસોમાં બર્મામાં એક પણ શુદ્ધ બર્મન કુટુંબની હયાતી નહિ રહે ! સાઇમન કમીશન આગળ પણ એજ દલીલ ઉપર ભાર મૂકાતો હતો. " રંગુન મેલ "ના તંત્રીપદે હું કામ કરતો હતો ત્યારે ભિખ્ખુ ઉત્તમના એક વૃદ્ધ સાથીએ એજ વિષય છેડીને મારી આગળ ભવિષ્ય ભાખ્યું હતું કે એક બાજુથી ચીના અને બીજી બાજુથી હિંદીઓનો પસારો, એ

બે કોમો તરફ અહીં બૌદ્ધ વર્ગનું ખેંચાણ, અને એ સ્ત્રીઓના વિશ્વાસના ઘણીવાર થતા ઘાતકી ભંગનો પ્રવાહ જો અસ્ખલિત ચાલશે, તો વીસ વરસમાં બર્મનની બૂનીયાદ નીકળી જશે ! બર્મનની નજરે જાતિશુદ્ધિનો પ્રશ્ન વિકટ થઇ પડયો હતો. સમજુ નીતિવાન લોકોની નજરે બર્મીઝ બાળાઓના પરદેશીઓને હાથે થતા ત્યાગના અસંખ્ય બનાવો ઘણાંજ શોચનીય છે. એવી ઘૃણાપાત્ર વર્તણુંક કરનારને ફેજે પહોંચાડવાનું મુશ્કેલ છે, કેમકે તે લગ્નનો ઇનકાર કરી શકે છે, અને બર્મીમાં લગ્નના કાયદેસર વિધિ કે રેજીસ્ટ્રેશનની ગેરહાજરીમાં તે ઘણુંખરું પોતાની રાક્ષસી ચાલબાજીમાં ફાવી પણ જાય છે. હવે પછીના બર્મન અને હિંદીના નવેસરથી બંધાનાર સંબંધોમાંથી એ કલંક નીકળી જશે, એવી આશા વધારે પડતી નજ ગણાય.

બર્મનોમાં કુળ અને જન્મના વર્ણ કે વર્ગભેદ નથી; પણ ગુણકર્મના અસ્પષ્ટ છતાં અચૂક ભેદ પડયા વગર રહે નહિ. તેવી રીતના ઉતરતા વર્ગોમાં રાક્ષસ વિવાહ એટલે કે બળજબરીથી કન્યાને ઉઠાવી જઇ તેની સાથે જબરદસ્તીથી પરણવાની રીત એટલી બધી દૃઢમૂળ છે, અને તે એક સામાન્ય સામાજીક રિવાજ હોવાને લીધે કાયદો પણ તેને એટલી બધી હદ સુધી માન્ય રાખે છે, કે ગુજરાતના લોકોને તો તે જાણીને મોટી નવાઇ લાગે. " અપહરણ "ના જેટલા કેસ અહિં આવતા હશે તેટલા હિંદના કોઇ પ્રાંતમાં નહિ હોય; અને તેમાં ઘણું ખરું કન્યાની અને " નસાડનાર "ની મરજી એક હોય તો, કન્યાનાં માબાપ નથી ફાવી શકતાં. એક જાણવા જોગ કેસમાં એક માજીસ્ટ્રેટે આપેલો ચૂકાદો અદાલતની મુંઝવણનો સાચો ખ્યાલ આપે છે. ન્યાયમૂર્તિ કહે છેઃ —

" છોકરીની આમાં સંમતિ છે, અને તેના આગ્રહથી જ પેલો જુવાન તેને નસાડી ગયો હતો. સગીર વયની છોકરીને ઉપાડી જવી, એ ગંભીર ગુનોહ છે, એમાં શક નથી, અને બીજા બધા દેશોમાં તેને માટે સજા પણ સખ્ત થાય, પણ **બ્રહ્મદેશમાં હજી અપહરણથી લગ્ન કરવાની પ્રણાલીકા ગરીબ વર્ગોમાં પ્રબળ છે, અને તેનો છૂટથી ઉપયોગ થાય છે.** અને આ કેસમાં પણ પહેલો આરોપી એ પ્રણાલિકાથી જ દોરાયલો જણાય છે. વળી એમાં છોકરીનાં જ પાણી ભરેલાં છે, એટલે એને માત્ર નામની સજા થવાની જરૂર છે. "

છોકરી સગીર વયની હતી તો પણ લોકરિવાજનું પ્રાબલ્ય એટલું બધું છે કે ન્યાયાધીશ પોતાના મંતવ્ય મુજબ પગલાં લઇ શકયો નહિ. અને ખૂબી તો એ છે કે ના૦ જજે તપાસ કરી તો જણાયું કે બીજા બે આરોપીઓ હતા, તે પણ એ જ રુઢિથી પરણેલા હતા ! અને તેમાંની કન્યા માશીન તે વખતે પણ સગીર હતી, છતાં તેમનો કેસ અદાલતે કોઇ લઇ ગયું નહોતું એટલે તેમને કોઇ પુછી શકે તેમ નહોતું. જો છોકરી સગીર ન હોત, તો તેને લઇ જનારને નામની સજા પણ કરી શકાત નહિ. આવા કેસ કુલીબંધ થાય છે. બર્મીઝ બુદ્ધિસ્ટ કાયદો તેમાં કંઈ કરી શકે તેમ નથી.

આ વિષમ સ્થિતિને ટાળવા સરકારે થોડા વરસ પહેલાં મનસુબો કર્યો હતો, બર્મીનાં લગ્નપદ્ધતિના નિયમનની છેલ્લી કોશીષ તા. ૨૨ જુન ૧૯૨૭ ના રોજ થઈ કહેવાય. તે દિવસે સરકારી ગેઝેટમાં " બુદ્ધિસ્ટ મૅરેજ એન્ડ ડાઇવોર્સ બીલ "નો ખરડો લોકમતનો દાણો ચાંપી જોવા માટે પ્રકટ થયો, તેના Statement of Object and Reasons માં ઉપર સુચવેલી ન્યાયમંદિ-

રોની મુંઝવણનો ઉલ્લેખ કર્યો હતો, અને તેને ટાળવાનો હેતુ જણાવ્યો હતો. આ ખરડામાં લગ્નપદ્ધતિ, પરણનારાંઓની વય, મિલ્કત પરત્વેના હક, છુટાછેડાના સંજોગ, અનેક પત્ની કરવાના હક વિગેરેની ચોખવટ કરવાનો સબળ પ્રયાસ હતો. તેની મુખ્ય કલમો નીચે મુજબ હતી —

" આ કાનૂન અમલમાં મૂકાવા પછીથી, નીચેની શરતો જેમાં નહિ પળાઇ હોય તેવા બુદ્ધિસ્ટો વચ્ચેના લગ્નના કોઇ પણ સોદાને કાયદેસર ગણવામાં નહિ આવેઃ—

(૧) વરે ૧૮ અને કન્યાએ ૧૪ વર્ષ પુરાં કર્યાં હોવાં જોઇએ;

(૨) બેમાંથી એકનો કોઇ ત્રીજી વ્યક્તિ વચ્ચે લગ્નનો સંબંધ બંધાઇ ચૂકેલો ન હોવો જોઇએ ( એટલે કે બેમાંથી એકેય પરણેલું ન હોય. )

(૩) બંને નિરોગી મનમાં હોય;

(૪) પરિશિષ્ટમાં બતાવ્યા પ્રમાણેનાં કોઇ સગપણ તેમને ન હોય;

(૫) વર કે કન્યાની ઉમર ૨૦ ની ન હોય તો તેણે માબાપ અગર વાલીની સંમતિ મેળવેલી હોવી જોઇએ, જો કે તેવી સંમતિ લેખી કે મોઢાની હોય તો પણ ચાલશે. "

**" એક બીજાનો પતીપત્ની તરીકે સ્વીકાર કરવો, એને લગ્ન કહેવાશે. ખુલ્લી રીતે પતીપત્ની તરીકે રહેવું, એ જ લગ્ન થયાનો પુરાવો ગણી શકાશે. "**

આપણે જોયું, કે ખુદ કાયદાના નિબંધમાં પણ લગ્ન ક્રિયાની ગેરહાજરીને માન્ય કરવી પડી હતી. આ કાયદાના મુખ્ય હેતુઓમાંનો એક એકપત્નીપરાયણતાને કાયદેસર બનાવવાનો હતો. અહિં સામાન્યતઃ એકથી વધારે પત્ની રાખવાની છૂટ છે ખરી, પણ પ્રથમ પછીની સ્ત્રીઓને હલકા દરજ્જાની અને કેટલેક અંશે, દક્ષિણ હિંદમાં જેને " અંગવસ્ત્ર " કહે છે તેવો દરજ્જો આપવાની વૃત્તિ હોય છે. તેથી નિબંધકારનો ઇરાદો તદ્દન ગેરવાજબી ન કહેવાય. આ ખરડા ઉપર જાહેર પ્રજાનો મત માગવામાં આવ્યો. સાથે સાથે કહી દઇએ કે આ ખરડાની મિલ્કતને લગતી કલમો ખાસ ધ્યાન ખેંચે તેવી છે, અને તે બતાવે છે કે બ્રહ્મદેશીઓમાં મિલ્કત ઉપરના સ્ત્રીના હક પુરૂષ કરતાં કોઇ પણ રીતે ઉતરતા નથી, અને દરેક રીતે ધણી અને ધણીયાણીના અધિકાર મિલ્કત ઉપર એકસરખા રહે છે. પત્નીને આગલી મિલ્કતનો ભોગવટો કરવાના બહોળા રસ્તા છે. મિલ્કત સંબંધી આટલી બધી સ્વતંત્રતા ભાગ્યેજ બીજી કોઇ પ્રજાના સ્ત્રી વર્ગને હશે.

પરંતુ ખરડા ઉપર ટીકા કરનારાઓએ બીજી બધી બાબતો છોડીને એકથી વધારે પત્નીઓ સ્વીકારવાના બર્મનના જન્મસિદ્ધ હક્કના પ્રતિપાદન ઉપર સવિશેષ એકાગ્રતા દર્શાવી !

આના પહેલાના ખરડામાં એવી કલમ હતી કે કન્યાને હયાત પતિ હોવો જોઇએ. જ્યારે આ ખરડામાં વરને હયાત પત્ની હોવા સામે પણ પ્રતિબંધ મૂકાયો, અને બર્ણેસા બર્મનોના એક વર્ગને તેમાં બર્મનો ઉપર બળજબરીથી એકપત્નીપરાયણતાનો કાયદો ઠોકી બેસાડવાની ચાલબાજી દેખાઇ, અને તે સામે પોકાર ઉઠયો, કેમકે બર્મનોના બૌદ્ધ ધર્મમાં એકથી વધારે પત્ની રાખવાની છૂટ છે, અને તેમનામાં પ્રવર્તતી એક કહેવતનો એવો અર્થ છે કે—" જેને પોસાતું હોય તે ભલેને એક હજાર સ્ત્રીઓ પરણે. "

બર્મનોની એવી દલીલ છે કે પુરુષે એક જ પત્ની કરવી, એ નિયમ કેવળ પશ્ચિમનો છે; અને તે ઉપરથી જરાપણ પુરવાર થઇ

શકતું નથી કે પાશ્ચિમાત્યો પૌર્વાત્યો કરતાં ઉચ્ચતર સંસ્કાર પામેલા છે. આપણો, અને કેટલેક અંશે પશ્ચિમના પૌર્વાત્ય જ્ઞાનીઓનો દાવો છે કે નીતિ, બુદ્ધિ, આચાર અને વ્યવહારમાં પુર્વની સંસ્કૃતિ ઉચ્ચતમ છે. છતાં એશીયાના બધા ધર્મોમાં એકથી વધારે દારાથી ઘર શોભાવવાની છૂટ છે. એટલે કે પત્નીઓની સંખ્યાને અને સુજનતાને કશો સંબંધ નથી. વળી જો પશ્ચિમના નિયમને સાચો કહેવામાં આવે, તો પુર્વનાં બધાં ધર્મશાસ્ત્રોને બાળી દેવાં પડે, કેમકે તેમાંનુ એકેય એ નિયમને માન્ય રાખતું નથી ! ખુદ પશ્ચિમમાં કેટલાક વિચારકો હવે એકપત્નીની પ્રણાલિકાના વાજબીપણા વિશે શંકાશીલ થવા લાગ્યા છે, અને તેમને જણાય છે કે સામાજિક દુરાચારોનો નાશ કરવા માટે એ બંધન ઇષ્ટ નથી.

વળી પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી વધારે છે. જો આ નવી મર્યાદા અમલમાં આવે તો અનેક સ્ત્રીઓ કુંવારી રહી જાય અને “ એક વખત પુર્વાર્ધમાં મહાન સત્તા ભોગવતી જાતની એ કુંવારી સ્ત્રીઓ માતા થઇ શકે નહિ, અને બર્મીઝ પ્રજા માટે એ સ્થિતિ ભયાનક થઇ પડે. ”

એક બર્મીએ લખ્યું હતું: “ અને એ રખડી પડેલી નારીઓનું શું થાય ? આપણે ભવિષ્યમાં એક દૃષ્ટિપાત કરીએ, અને વર્તમાન બાબત ઉપરથી જ ખ્યાલ બાંધીએ. અત્યારે મેતરો (કે ભંગીઓ) પણ બર્મી બૈરાંઓની માગ કરે છે, એ હિસાબે જોતાં આપણે કહેવું પડે કે એ અવિવાહિત રહી જનાર સ્ત્રીઓના ભાવિના તાર પરદેશીઓ સાથે જ સંધાયેલા સમજી લેવા. આંતરલગ્ન અમે તેટલાં નાપસંદ કરતા હોઈએ હોય, પણ અત્યારે તેને ધર્માધિકાર દેખાવો થાય છે

એનાંથી ય વધારે દુઃખદ વાત તો એ છે કે આવાં ઘણુંખરાં પરદેશીઓ અને બર્મી સ્ત્રીઓનાં લગ્ન બેકાયદે હોય છે. સારી સ્થિતિના પરદેશીઓમાંના ઘણાખરાને ત્યાં અનેક બર્મી રખાતો હોય છે, અને ઉતરતી સ્થિતિવાળા પરદેશીઓ પણ ઓછામાં ઓછી એકાદ બર્મી ઉપપત્ની રાખેલી હોવાનો દાવો તો કરી જ શકે છે...બર્મી મહિલાનો સમજ ખ્યાલ એટલો બધો અસ્પુટ હોય છે કે તે એમ જ સમજે છે કે શીલનું સમર્પણ એ જ લગ્ન. ભોળે ભાવે, ગરીબીને લીધે બેકાયદેપણાના જરાય ખ્યાલ વગર આવાં સગપણોમાં આપમેળે હોમાતી એ સ્ત્રીઓનો વાંક કેવી રીતે કઢાય ! ”

બર્મનોએ મન તેમના દેશમાં એકપત્નીત્વનો નિયમ લાગુ પાડવો, એટલે મોકળે હાથે બર્મી સ્ત્રીઓ પરદેશીઓને અર્પણ કરવી, બર્માને વર્ણસંકરોનો દેશ બનાવવો, અને બર્મીઝ પુરુષવર્ગને બાજુએ મૂકીને પરદેશીઓ માટે માર્ગ મોકળો કરવાનો હુકમ દેવો. આવી રીતે આ ખરડાને બર્મી જાતની નાબૂદી કરવાના ગામઠાનું રૂપ આપી દેવામાં આવ્યું.

અને એ બધાનું પરિણામ એ આવ્યું કે હેઠ સુધી સરકાર એ ખરડા ઉપર આગળ પગલું લઇ શકી નહિ, અને તે “ બર્મી મેમ્બર ”ના દાબડામાં જ અનામત પડી રહેલો છે. દરમ્યાન ન્યાયમંદિરોમાં અનેક મુકદ્દમા આવે છે, ન્યાયમૂર્તિઓ અનેક ચૂકાદા વિટંબણાઓ વેરે છે, એની એ સંદિગ્ધતાઓ પ્રવર્તે છે, અને કશા પણ ચોક્કસ ધોરણ વગર કેવળ અટકળ અને અનિયમિત વિચારશ્રેણી અનુસાર ઇનસાફ—અગર તો બીજું જે હોય તો—નડે થાય છે.

# તંત્રીનો વિષાદ

કૃપાવંતા તંત્રી,
તમે અંધારામાં
અજાણ્યા હૈયાના તિમિરપથમાં તેજ વહવ્યાં,
કરે ઝાલી રસ્તે કંઇ કંઇ સુધી પંથ ખૂટવ્યા,
તમે શિશુ શા આ ટગુંમગું થતાંને પગ દીધા,
તમે પંપાળીને કંઇ કંઇ જનોને તમ કીધાં.

તમે આપો કીર્તિ પણ સહુય પાછી મળી જતી,
'કવિસ્રષ્ટા' કેરું બિરુદ દઇ પાછી શમી જતી;
ધર્યું સાહિત્યે કૈં અમૂલ, સઘળું ઋણ તમનું,
તમારે લીધે તો જીવતર બન્યું ધન્ય મુજનું.

રસોડામાં તંત્રી-ગૃહિણી રસઠામો ઉટકતાં,
પડયા તેને કાને રસિક મૃદુ શબ્દો સરકતાં;
દિલે વ્યાપી શંકા, રીસ નવ રહ્યું ભાન તનનું,
ઊઠયા ધાઇ; 'શાથી જીવતર બન્યું ધન્ય ધણીનું ?'

ગૃહિણી આવ્યે તો અધિપતિ તણો કંઠ ઉઘડયો;-
'જરા આ તો મારા ગુણપૂજકનો પત્ર' ઉપન્યો
ફરી તંત્રી કેરો સ્વરઃ 'જરુર આપે ય સૂણજો.'

પછી નીચે શ્વાસે ગૃહિણી પણ બેઠાં; શરુ થયા,
ફરી તંત્રીશ્રીના ગુણપૂજકના બોલ ગરવાઃ-

'બહુ વંચાતુ એ
સુસંસ્કારી ગૃહે, ધનિક, ગરીબોના કર મહીં,
સિનેમા ને નાટયગૃહે, પથિક કેરા પથ મહીં;
દુકાને નાપિકો તણી, સકળ ટ્રેને નિરખતું,
શિશુથી વૃદ્ધોને સરખું ખપતું પત્ર તમનું.
લખું એવા પત્રે ગરવ મુજને ઓ અધિપતિ
ધરી સેવા હૈયે નહિ દિલ તૃપા પાઇની ધરી !

---

લખ્યે રાખ્યું શક્તિ, સમય, ધન, નિઃસીમ ખરચી
ભર્યાં પાનાંઓને તજી ફળસ્પૃહા કૈં વરસથી!
હવે એવાં ખાલી નહિ નભગળાશ ચગવવા,
હવે ના શબ્દોના કુસુમિત હલે ઇચ્છું ફસવા;
ધરી હૈયે મારો શ્રમ સફળ અદ્યાપિ સુધીનો
મને દ્યો.......'

ના તંત્રી કંઇ પણ વધારે વદી શક્યા,
ભરેો ટૂંપો કંઠે, રકમસ બન્યું મુખ, ભયમાં.
મૂછી રહ્યાં અંગાંગો, દૂર ઊડી પડ્યો પત્ર, સમજ્યા
ગૃહિણી કંઇ ના ગૂઢ સમસ્યા!

કુરુક્ષેત્રે પાર્થે અનુભવી'તી જેવી શિથિલતા,
"સ્વરાજ્યો"ને નામે શ્રદ્ધી અરચીલે જેવી મૂઢતા;
અરે! પ્રેમાનંદે નિજ રસિક આખ્યાન મહીંયે
કરી ન્હોતી આવી અમર રસસંક્રાન્તિ કદીયે!
ગયા ક્યાં આનંદો, રસ, મધુર; ઉલ્લાસ, જલસા?

અને તંત્રીશ્રીને
પડ્યો લાગુ ક્યાંથી ઋતુ વગરનો તાવ સહસા?
પ્રશંસાનાં છોડી સદન રુદને શાથી ગબડ્યા?
ગૃહિણી મનમાં સદ્ય બબડ્યાં!

ભયે કંપી નીચાં વળી ગૃહિણીએ પત્ર ઉંચક્યો,
અધૂરો મૂકેલો પ્રિયવરથી ત્યાંથી શરૂ કર્યોઃ—

સવેળા એમ. ઓ. થી અધિપતિ ભલા આજ સુધીનો
પહોંચાડી દેશો ઝટપટ પુરસ્કાર સુજનો!

'શશિન્' ઓઝા

# સાચું સ્ત્રીત્વ

[ સ્ત્રીજીવન વિષે શ્રી. સાગરે રજૂ કરેલા કેટલાક ઉપયોગી વિચારો ]

**સ્નેહજીવન**

'સ્નેહ' સેવા કરવા જ ચાહે છે. 'સ્નેહ'નો ધર્મ એટલે લક્ષણ જ 'સેવક' થવાનું છે. 'લગ્નસ્નેહ' એ જ એવો સ્નેહ છે કે જે પરસ્પરના સેવાધર્મમાંથી પરસ્પરને વધારે ને વધારે નજીક ખેંચે અને એ આકર્ષણબળ, દમ્પતીને, પરિણામે, એકતામાં મૂકે—એકતાનો અનુભવ કરાવે. પતિ અને પત્ની એમ બે નહીં; પતિપત્ની એક જ—એટલે જ દમ્પતી. યુગ્મ હોય ત્યારે જ તે એક પૂર્ણત્વમાં, અને નહીં તો તેની વિશિષ્ટ ગણના જ થતી નથી—તે પૂર્ણત્વમાં જ નહીં.

આટલા માટે જ જ્યારે આર્યલગ્નો ... એકતાના પ્રાથમિક મૂલતત્ત્વ પર થતાં ...ર જ પૂર્વકાલમાં કહેવાયેલું કે,

"તું મ્હારું જીવિત છે, તું મ્હારું બીજું હૃદય છે, તું મ્હારા નેત્રનો પ્રકાશ છે." એટલા માટે જ ધર્મકર્મવિધિ સપત્નીક જ કરવાની આર્ય શાસ્ત્રોની મહત્ત્વની અનુજ્ઞા છે.

આન્તરલગ્ન અને બાહ્ય લગ્ન પરસ્પર સંબદ્ધ છે. અન્તરલગ્નમાં, ઉષ્માની પ્રેરક સ્ત્રી છે અને તે આકર્ષક છે. 'હૃદય' તે છે. 'સ્નેહ' તે છે અને પ્રાથમિક નિર્ધારક બનીને તે 'સ્નેહ' ખેંચે છે. તેની ઉષ્માની શક્તિનું વિધેય 'પુરુષ' હૃદય છે. તે 'પ્રકાશ' છે, તે જ્ઞાન છે, તે બુદ્ધિ છે, તે ડહાપણ છે. તે ખેંચાય છે અને એ પ્રમાણે ઉષ્મા અને પ્રકાશનું સંલગ્ન તે જ ખરું આન્તરલગ્ન છે. તેની પરિણામાત્મક શક્તિમાંથી હિત અને સત્યનાં શિશુ જન્મે છે. એવાં આન્તરલગ્ન શાશ્વત છે—શાશ્વત ફલ દે છે. આ વાત સ્વીડનબૉર્ગ બહુ સારી રીતે કહે છે. લગ્ન—સપ્તપદીના મંત્રોમાં પણ આ જ ભાવના છે.

પુરુષ 'પુરુષ' છે. 'સ્ત્રી' 'સ્ત્રી' છે. બુદ્ધિ, જ્ઞાન, ડહાપણ, આસ્થા અને સત્ય એ પુરુષનાં તેમ જ સ્નેહ, દયા, માર્દવ, કોમલતા એ સ્ત્રીનાં સ્વભાવતઃ લક્ષણો છે. આ લક્ષણો જ્યાં આન્તરમાં યથાસ્થિત પરસ્પર સંલગ્ન થાય છે ત્યાં જ આન્તર-સંયોજન પણ થાય છે. એ ન થઈ શકે તો આન્તરલગ્ન ભાગ્યે જ હોઈ શકે.

સ્ત્રીના સ્નેહથી ખેંચાનાર પુરુષના જ્ઞાનને પણ સ્ત્રી—ખેંચનાર છતાં—આધીન હોય છે અને એટલા માટે જ તેઓ આન્તરમાં પરસ્પર એક થવાને પાત્ર હોય છે.

બાહ્ય લગ્નો પણ આ જ પાયા ઉપર રચાવાં જોઈએ. આપણે ત્યાં હાલ લગ્ન નથી કેમ કે પુરુષમાં 'પુરુષ' નથી અને સ્ત્રીમાં 'સ્ત્રી' નથી.

સ્ત્રી 'પુરુષ' બનવા મથે છે અને પુરુષમાં 'પુરુષ' હોય અથવા તે 'સ્ત્રી' બનતો હોય તો પણ એ 'લગ્ન' સંભવિત નથી. તેમ જ સ્ત્રીમાં 'સ્ત્રી' હોય અને પુરુષમાં 'પુરુષ' ન હોય તો પણ લગ્ન સંભવિત નથી.

આર્ય લગ્નોમાં સ્ત્રીમાં 'સ્ત્રી' હતી; પુરુષમાં 'પુરુષ' હતો અને તેથી આન્તરને સમરૂપ તે બાહ્ય લગ્નોનાં નિયમને નિયંત્રેલાં હતાં. 'સીતા'માં 'સ્ત્રી' હતી અને 'રામ'માં 'પુરુષ' હતો. એકમાં હૃદય હતું, બીજામાં

'બુદ્ધિ-જ્ઞાન' હતું. એકમાં માર્દવ હતું, બીજામાં વીર્ય હતું. એ લગ્ન હતું. એકમાં શાસક-નિયામક શક્તિ હતી, બીજામાં અધીનતા હતી. આવાં આર્ય લગ્નો જ 'આર્ય' પ્રજામાં આર્યત્વ ઉપજાવનારાં હતાં. હાલ પ્રજાત્વ નથી કેમ કે હાલ લગ્ન નથી; હાલ વીર્ય નથી, કેમકે હાલ પ્રજા, જ્હોરે ભાગે વર્ણસંકરત્વમાંથી નિપજે છે—લગ્નમાંથી નહીં.

પતિપત્નિનું ખાલી લગ્ન પણ હવે સમજી શકાય.

સ્નેહ, દયા અને માર્દવ 'સ્ત્રી'માં ન હોય એ સ્ત્રીમાં 'સ્ત્રી' નથી. બુદ્ધિ-જ્ઞાન-ચકોરપણું હોવા છતાં પણ એમાં 'સ્ત્રી' તો નથી જ. સ્ત્રીમાં 'સ્ત્રી' હોય, સ્ત્રીએ 'સ્ત્રી' થવાનું છે. સ્ત્રીમાં 'સ્ત્રી' હોય તો એ પુરુષમાંના 'પુરુષ'ને ખેંચી શકે, લગ્ન માટે નિમંત્રી શકે.

પુરુષમાં બુદ્ધિ, ચકોરપણું, જ્ઞાન વગેરે હોય તો તે ઉષ્માથી ખેંચાતા છતાં—ખેંચાયા છતાં—નિમંત્રણ સ્વીકાર્યા છતાં, ઉષ્મા-પ્રકાશ ભરી શકે.

'સ્ત્રી' પુરુષમાંથી જ્ઞાન, ચકોરપણું સ્વીકારે—એનામાં તે છે જ નહીં; અને છે તો તે પુરુષનું તે જ—પુરુષમાંથી મળેલું તે જ, 'પુરુષ' સ્ત્રીમાંથી સ્નેહ, દયા, મૃદુતા સ્વીકારે. એનામાં તે પોતાનું છે જ નહીં.

અને, એ લગ્ન—એ એકતા અને એ જ પૂર્ણતા. એમાં જેટલી ઉણપ તેટલી લગ્નમાં અપૂર્ણતા.

## આ પુસ્તક વિશે બીજાઓ શું કહે છે ?

" ગ્રન્થમાં 'સાગર'ની વિશાળતા જેટલી જ ઊંડાઈ પણ છે. તેમાં તમારી વત્સલતા તથા વિદ્વત્તા પ્રત્યક્ષ થાય છે."

—'લલિત'ના પત્રમાંથી.

* * *

" Kalapi and Sagar have made their names as great gazal writers on sufism and their works must be interpreted in spiritual manner, the manner in which you have done in this volume about your father."

...the work that was left over because of a short span of life by Kalapi has been completed in its proper perspective and feeling by Sagar. He (*Thakor Saheb*) is *very pleased to see this* biographical sketch and analization of your father's work by his son. He very much appreciates these efforts which you have successfully executed.

[ મે. લાઠી ઠાકોર સાહેબના ખાનગી કારભારી સાહેબના પત્રમાંથી ]

* * *

'કલાપી'ના જેટલું જ માન અને મશહૂર નામ જેમણે ગુજરાતી કાવ્યસાહિત્યમાં પ્રાપ્ત કર્યું છે એવા સંતકવિ 'સાગર' મહારાજના જીવન અને કવન વિષે પાંચસો પાનાનું પુસ્તક ગુજરાતને ચરણે ધરી 'સાગર' મહારાજના આ સત્પુત્રે પિતાનું સાચું જ્ઞાનશ્રાદ્ધ કર્યું છે. કવિ નાનાલાલે કવીશ્વર દલપતરામ વિષે લખ્યા પછી ગુજરાતને આજે આ એક એવું જ બીજું પુસ્તક મળે છે કે જેમાં વિદ્વાન પુત્રે, જે પુરુષને શ્વાસેશ્વાસે સંતની મસ્તી ઉછળતી હતી, જેનાં કાવ્યો ગુજરાતી કાવ્યસાહિત્યમાં ભાત પાડે તેવાં છે, એવા પોતાના પિતાના જીવનના અણમૂલા પ્રસંગો આ પુસ્તકમાં આલેખ્યા છે. સયાજી સાહિત્યમાળાનાં પુસ્તકોમાં જે પુસ્તકો અમરસ્થાન લઈ જાય તેવાં છે તેમાં આ નવું પુસ્તક જરૂર ઊંચી કોટિએ બિરાજશે.

[ 'શારદા' – એપ્રિલ – ૧૯૪૬ ]

પુરુષ જ્યાં 'પુરુષ' છે-થતો હોય છે અને સ્ત્રી 'સ્ત્રી' થવાને સરજાયેલી પણ 'સ્ત્રી' નહીં, પણ 'પુરુષ' થવાને મથતી હોય છે ત્યાં લગ્ન નથી એટલે લગ્નસ્નેહ નથી. લગ્નસ્નેહ નથી એટલે સ્વર્ગ નથી. ચોખ્ખું નરક છે. બન્ને પુરુષ થવા મથે ત્યાં નારકી શાસન ચાલે એ સ્વાભાવિક નથી ?

બીજી રીતે જોતાં, સ્ત્રીમાં 'સ્ત્રી' હોય–'સ્ત્રી' થવા મથતી હોય છતાં પુરુષમાં 'પુરુષ' ન હોય–'પુરુષ' થવાને મથતો ન હોય ત્યાં કઇ સ્થિતિ હોય ? પ્રજોત્પત્તિ સત્ત્વહીન ન હોય ?

સ્ત્રીમાં 'સ્ત્રી' અને પુરુષમાં 'પુરુષ' હોય ત્યાં જ આન્તર અને બાહ્ય બન્ને પ્રકારનાં લગ્નોમાં સફલ સંતતિ હોઇ શકે.

આપણાં વિકૃત લગ્નો માત્ર આમુષ્મિક હિતનાં વિરોધી છે એમ જ નથી. ઐહિક અને આમુષ્મિક બન્ને પ્રકારનાં ધર્મ કર્તવ્યોનાં તે ઉચ્છેદક છે.

આપણાં હાલનાં ગૃહો મીઠાંમધુરાં ( Sweet Homes ) કેમ નથી ? તે સ્વર્ગસમાં કેમ નથી ? શા માટે સૂકાં અને કોરાં છે ? એટલા માટે કે દમ્પતી સ્ત્રી અને પુરુષનું યુગ્મ નહીં, પણ અન્તરમાં પુરુષ–પુરુષનું જ અથવા સ્ત્રી સ્ત્રીનું જ લગ્ન થતું જતું હોય છે. આપણી 'સ્ત્રી' અન્તરમાં ઉષ્મા ગુમાવતી જતી હોય છે અને 'પુરુષ'માંથી પ્રકાશ સ્વીકારતા જવાને બદલે તે પોતાના પ્રકાશ-નામધારી કોઇ જુદા લક્ષણને 'પુરુષ'માં ભરવાને અને પોતામાં પણ વહેવરાવવા મથતી હોય છે. આ પણ લગ્નનું વિકૃત સ્વરૂપ જ છે.

દમ્પતીનું જીવન એક સુંદર નાની નિશાળથી શરૂ થાય છે અને તે સદાધ્યાયીઓનો વર્ગ ક્રમાનુક્રમે એક સંસ્કારી પાઠશાળામાં થઇને આ મહાન વિશ્વના વિદ્યાલયમાં બહુ જ મઝાથી ભળે છે. છે, કારણ કે ઉષ્મા-પ્રકાશના થતા જતા સંલગ્નને પ્રતાપે આ દમ્પતી વધારે તેજોમય અને બલિષ્ટ બનતું જાય છે.

આમ પ્રકાશ–જ્ઞાન, વીર્ય એ 'પુરુષ'ત્વનાં તત્ત્વો છે, અને ઉષ્મા–સ્નેહ, દયા, માર્દવ એ 'સ્ત્રી'ત્વનાં તત્ત્વો છે, એ આપણે જોયું.

સંપૂર્ણ પ્રેમસ્વરૂપ અને સંપૂર્ણ જ્યોતિસ્વરૂપ તે પરમાત્મા પોતે. સંપૂર્ણ એટલે અનન્તાનન્ત અને તેથી જ સકલ તત્ત્વના પૂર્ણત્વમાં–અને તે જ બ્રહ્મ–અનન્ત સત્યજ્ઞાનસ્વરૂપ, એમ ઉપનિષદ્‌માં કહે છે.

વસ્તુસ્થિતિ સ્પષ્ટ થાય છે કે 'સ્ત્રી' અને 'પુરુષ' એ બે તત્ત્વો 'ઉષ્મા' અને 'પ્રકાશ'નાં એટલે પ્રેમ અને જ્ઞાનનાં પરમાત્માએ પોતામાંથી ઉત્પન્ન કર્યાં. સુંદરતા સ્ત્રીને આપવામાં આવી અને વીર્ય પુરુષને આપવામાં આવ્યું. આ દ્વૈત દ્વારા લગ્નને માર્ગે એનું અદ્વૈત અનુભવાય એ સકલ લગ્નવિધિનો આન્તર અને અન્તિમ હેતુ છે.

"સ્ત્રીનું કર્તવ્ય ક્ષેત્ર"

પોતાના પતિને મધ્યમાં રાખીને એના કુટુંબ પ્રદેશમાં છે. પ્રેમ અને શ્રદ્ધા એ બે મૂળ તત્ત્વો સ્ત્રીનાં લક્ષણ અને ભૂષણ છે. જ્ઞાન અને વીરતા એ બે પુરુષનાં લક્ષણ અને ભૂષણ છે. હાલની આંગ્લ કેળવણીપદ્ધતિ સ્ત્રીનાં આ મૂલ તત્ત્વોનો વિકાસ કરતી નથી એટલું જ નહીં પણ એને કેવળ વિકૃત અને નકલી બનાવે છે. એમણે એ પણ દર્શાવ્યું છે કે એક સ્ત્રી સારી ભાષણકર્તી અને કે સારી કવયિત્રી બને તેના કરતાં સારી ગૃહિણી બને, સારી જનેતા બને, સારી ધાત્રી બને અને સાચી પતિવ્રતા બને એમાં જ એનું ભૂષણ છે. એવી આર્યોની માન્યતા હતી અને તે જ વધારે સાચી હતી. અંગ્રેજી ઢબે કેળવણીને પરિણામે આ માન્યતા આપણામાંથી ઘસાતી ગઇ છે, ઘસાતી

જાય છે અને એને બદલે સ્ત્રીપુરુષના સમાન હકની મોહક અને કામણગારી પણ વિઘાતક પોક આપણી વચ્ચે સંભળાઈ છે ! "ફિમેલ ટ્રેનિંગ કોલેજો "ની અને હાલની કન્યાશાળાની શિક્ષણપદ્ધતિ તો એવી છે કે જાણે એ બધા મહેતીજીઓ બનાવવાના નાના મોટા ચરખાઓ જ હોય ! આન્તરની વિશુદ્ધિ, અધીનતા, પ્રેમ અને હૃદયની સચ્ચાઈ એ બધાં સ્ત્રીનાં આવશ્યક તત્ત્વોની એ શિક્ષણમાં મોટી ખામી દેખાય છે અને સ્ત્રીઓને ભણાવનારી અંગ્રેજી રાજ્યની તેમ જ દેશી રાજ્યની કોલેજોમાં એવું જ ભૂલભરેલું ધોરણ ચાલતું આવે છે. સ્ત્રીનાં આવશ્યક ગુણલક્ષણોનો દેશના હૈયામાંથી જાણે લોપ થવા માંડયો છે અને એને બદલે મોજશોખ, ટાપટીપ, વાક્પટુતા તેમ જ વાણી અને વપુવિલાસ વગેરે કેવળ સ્વચ્છંદી અને વિનાશક અપલક્ષણો દેશની દીકરીઓમાં દાખલ થવા લાગ્યાં છે.

પતિ, કુટુંબ અને બાળકોની સેવા, અધીનતા, શ્રદ્ધા, સ્નેહ, નમ્રતા, ગૃહવ્યવસ્થા, અતિથિસત્કાર, તત્પરતા અને ગૃહરાજ્યનું પ્રધાનપદ, એ સ્ત્રીનાં મુખ્ય લક્ષણો છે—એની મુખ્ય ફરજો છે; એની કેળવણી અને સંસ્કારોનું ઘડતર એવા જ પ્રકારનું હોવું જોઈએ કે સ્ત્રીના હૃદયમાં રહેલાં આ તત્ત્વો વિકાસ પામે-તો જ એનું ગૃહજીવન સુખી થઈ શકે, અન્યથા નહીં. ×

× શ્રી સયાજી સાહિત્યમાળામાં તાજેતરમાં જ લખાયેલા અને લુહાણામિત્ર પ્રેસ-વડોદરા તરફથી પ્રસિદ્ધ થએલા 'સાગર-જીવન અને કવન' એ પુસ્તકમાંથી.

# વિતરાગી સાધ્વી સન્નારી

શ્રીમતી નાનીબહેન ગજ્જરને વિદેહ થયાને આજે એક વર્ષ પૂરું થયું છે. એમના જેવાં વીતરાગી સાધ્વી સન્નારીના અવસાનને માટે શોક કરવાનો ન હોય, પરંતુ એમની પુણ્યતિથિને દિવસે એમનાં સુકૃત્યોનું સ્મરણ કરીને ભાવભરી અંજલિ અર્પવા માટે આ લખું છું.

સુરતના સ્વ. કલ્યાણદાસ ગજ્જરનાં પુત્રી અને સુવિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી સ્વ. શ્રી ત્રિભુવનદાસ ગજ્જરનાં એ બહેન થાય. સતર વર્ષની કુમળી વયે એ વિધવા થયાં. ઉગતી ખીલતી કળી જેવી બાલિકાના પર વૈધવ્યનો કારમો ઘા પડે ત્યારે શું થાય એ તો શબ્દોમાં ઉતારવું અશક્ય છે. પણ નાની બહેન સામાન્ય કોટીનાં વિધવા નહોતાં. વૈધવ્ય પ્રાપ્ત થતાં જ પોતાના જેવી અસંખ્ય બાળવિધવાઓની વિષમ દશાના વિચારો મને આવવા લાગ્યા, તે પોતાનું દુઃખ ભૂલી ગયાં, અને સંસારના રંગરાગ પ્રત્યે વિરક્તિ ધારણ કરીને સ્ત્રીસેવાના કાર્યમાં જીવન સમર્પણ કરવાનો નિશ્ચય કર્યો.

એ જુનો જમાનો હતો. સ્ત્રી જગતની દૃષ્ટિએ તો એ અંધકાર યુગ હતો, એમ કહીએ તો ચાલે. સ્ત્રી કેળવણી નામની જ. ચાર પાંચ ચોપડી ગુજરાતી ભણેલી બાળાની ગણના ભણેલીમાં થતી! નવ નવ ને દશ દશ વર્ષની બાળાઓનાં લગ્ન થતાં ને એવી બાળાઓ વિધવા બનતાં કશાય જ્ઞાન વિનાની એ નિર્દોષ બાળાઓ પાસે જન્મટીપની સજાની માફક ફરજિયાત વૈધવ્ય પળાવવામાં આવતું, એ બાળાઓને કે યુવતીઓને સંસાર સુખથી વંચિત રાખવામાં આવતી એટલું જ નહોતું, પરંતુ એને પાપી, અપરાધી ને અપશુકનિયાળ માનીને અનેક પ્રકારના સીતમો એના પર ગુજારવામાં આવતા, અને માનવસમાજરૂપી એ સળગતી ચિતામાં એ જીવતી સળગ્યા કરતી.

શ્રીમતી નાનીબહેન પોતે તો ગજ્જર કુટુંબની હુંફાળી છાયામાં રહેતાં હતાં. પણ વૈધવ્ય દશા ભોગવતી અસંખ્ય બહેનોનાં આ જીવન જોઇને એમનું હૈયું કકળી ઉઠ્યું અને એમના જેવાં જ એક નાગર બહેન બાજીગૌરી મુનશી સાથે મળીને એક સ્ત્રી-મંડળની સ્થાપના કરી. એ મંડળદ્વારા સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર કરીને તેમનાં નિરસ જીવનમાં સાત્વિક આનંદ પ્રગટાવવાની અને એમ કરીને એ જીવનોનો સમાજસેવામાં ઉપયોગ કરવાની એમની અભિલાષા હતી. સન ૧૮૯૮–૯૯ ની એ સાલ હતી. સમાજની કરડી નજર નીચે, વિવિધ પ્રકારની ટીકાઓ અને પ્રતિકૂળ વાતાવરણ વચ્ચે આ બહેનોનું કામ ધીમે ધીમે વિકસતું હતું.

એજ અરસામાં ૧૯૦૦–માં સુરતની પ્રજામાં જેણે ત્રાહ ત્રાહ પોકરાવી હતી એ ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો. પરિણામે કેટલીયે યુવતીઓ અને કુમળી બાળાઓ વિધવા બની. આ બનાવથી નાનીબહેનને પારાવાર દુઃખ થયું. સમાજ સીતમની ભઠ્ઠીમાંથી આ નિર્દોષ સ્ત્રીઓને ઉગારી લેવાનો એમણે નિશ્ચય કર્યો અને એ પ્રવૃત્તિશીલ બન્યાં. નિરાધાર બહેનોને એમણે પોતાની સાથે રાખ્યાં અને તેમના ઘવાયલાં હૈયાને આશ્વાસન આપ્યું. ૧૯૦૭માં 'વનિતા વિશ્રામ' ની સ્થાપના કરીને સ્ત્રી ઉન્નતિનાં બીજ રોપ્યાં અને સામાજિક ક્રાંતિનો ઝંડો ફરકાવ્યો. આ મંગલ પ્રવૃત્તિને સૌએ ઉમ-

કળાથી વધારી તો નહોતી જ લીધી. તે સંસ્થાની તેમ જ એ બંને બહેનોની પણ ખૂબ ખૂબ ટીકાઓ થતી. આ સંસ્થા વિધવા બહેનોને સ્વેચ્છાચારિણી બનાવશે, અને હિંદુ સંસ્કૃતિનું નામ નિશાન ભૂંસાઈ જશે. એવી પણ ટીકા થતી! પરંતુ અર્થ વિનાના ખોટા લોકોપવાદથી ડરી જાય એવાં એ બહેનો હોતાં. એમનું કાર્ય સાચું હતું. વૈધવ્યના કારમાં દુઃખ દાવાનળમાં સળગતાં એ જીવનો પર વાત્સલ્યનું એ અમૃત સિંચન કરવું એ એમનું મૂળ હતું. છુંદાઈ પીસાઈ જતાં એ જીવનોને જ્ઞાનરૂપી વારિથી પોષવાં ને સન્માર્ગે વાળવાં એ એમની મહેચ્છા હતી: આ મહેચ્છાની સિદ્ધિને માટે તેમણે કઠીન તપશ્ચર્યા સ્વીકારી ને આશ્રમની બહેનો આગળ ઉજ્જવળ દૃષ્ટાંત મૂક્યું. આશ્રમનો વગોવણી કરનારાંઓ મૂંગાં બન્યાં. આશ્રમની સુવાસ દૂર દૂર સુધી પ્રસરવા લાગી, અને સુરત એ 'વનિતા વિશ્રામ' કુમારિકા, સધવા અને વિધવા સૌના વિશ્રામ અને નિર્દોષ આનંદનું સ્થાન બન્યો.

એ પછી તો ઠેરઠેર એવા આશ્રમો ખુલવા લાગ્યા. મુંબઈ, અમદાવાદ, રાજકોટ વગેરે સ્થળે નાની બ્હેનની દોરવણી નીચે જ આશ્રમો સ્થપાયા. આજે આવા સાત વનિતા વિશ્રામો જુદી જુદી જગ્યાએ ચાલે છે અને દુઃખી અને અસહાય બહેનોનાં જીવનમાં અમૃત સિંચન કરી તેમના જીવનને પરમાર્થે વાળે છે. આમ શ્રીમતી નાનીબહેને પોતાનું દુઃખ ભૂલીને જીવનનો સદુપયોગ કર્યો એટલું જ નહિ પણ બીજા અનેકને સેવાકાર્યની દિશા આપીને માનવજીવનનું મૂલ્ય આંકતાં શીખવાડ્યું. બાલવયમાં વિધવા બનેલાં નાની બહેનને પોતાનું કંઈ સંતાન નહોતું. પણ કેટલીય દુઃખી બહેનોનાં એ માતા બન્યાં હતાં. એ વિધવા હોય કે ત્યક્તા હોય. એમ

## પૂજ્ય સ્વ. શ્રી. નાનીબેન ગજ્જરને સ્મણાંજલિ

સ્વ. શ્રીમતી નાનીબેન ગજ્જરની ચૈત્ર સુદ ચૌદસ ને સોમવારે તા: ૧૫-૪-૪૯ ને પ્રથમ સંવત્સરી હતી તેથી એમના અમર આત્માને સ્મર્ણાંજલિ અર્પવાને બહેનોની એક જાહેરસભા સૂરત વ. વિ. ના હોલમાં શ્રીમતી જ્યોત્સ્ના બેન શુકલના પ્રમુખપદે મળી હતી તેની વિગત નીચે પ્રમાણે છે.

શ્રી. શારદાબેન શાહે શ્રી. જ્યોત્સ્ના બેનના પ્રમુખ પદ માટે દરખાસ્ત મૂકી હતી તેને આવેલાં બેનો તરફથી અ. સૌ. શ્રી. કમળાબેન કીનખાબવાળાએ ટેકો આપ્યો હતો ને શ્રી. જ્યોત્સ્ના બેને પ્રમુખપદ લીધું હતું.

પ્રથમ વ. વિ ની બાળાઓએ પ્રભુ પ્રાર્થના કરી. પૂ. શ્રી. નાનીબેનને પુષ્પાંજલિ અર્પી હતી. પછી બહારગામથી પૂ. શ્રી. નાનીબેનને સ્મર્ણાંજલિ અર્પતા પત્રો આવ્યા હતા તે શ્રી. શારદાબેને નામો સાથે રજુ કર્યા હતા તે પછી શ્રી ગુણવંતબેન 'ધીઆએ,' કાન્તાબેન મહેતાએ, વસુમતિબેન 'ઠાકોરે,' ઇન્દીરાબેન લેગલેકરે, સવિતાબેન સરૈયાએ અને લલિતાબેન દેસાઈએ ભાવભરી અંજલિ આપતાં નિવેદનો કર્યાં હતા.

તે પછી પ્રમુખપદેથી શ્રી. જ્યોત્સ્નાબેને ૩૦ થી ૪૦ મિનિટ સુધી શ્રી. નાની બેનને શ્રદ્ધાંજલિ અર્પતું ભાવભીનું નિવેદન કર્યું હતું તેનો ટૂંકસાર તે દિવસના એટલે ૧૫-૪-૪૯ ના "પ્રતાપ"માં તથા ૧૪-૪-૪૯ ના "સ્રીશક્તિ" ના અંકમાં આવેલો છે.

છેલ્લે સૂરત વિ. વિ. ઑ. સે. શ્રી. પાર્વતિબેન દેસાઈએ સ્વ. શ્રી. નાની બેનને સ્મર્ણાંજલિ અર્પી પ્રમુખબેનનો અને આવેલાં સર્વ બેનોનો આભાર માન્યો હતો.

એ હોય, પણ કુદરતનો ને સમાજનો ભોગ બનેલી એ સ્ત્રીને નાની બહેનના હૈયામાં પુત્રી કે બહેન જેવું સ્થાન મળતું અને એ દાઝેલા, ત્રાસેલા, ભડકેલા હૈયાને નાની બહેનની છાયામાં માતાની ગોદના જેવી હુંફ મળતી.

સ્ત્રી જીવનમાં પ્રકાશનાં કિરણો પ્રગટાવનાર એ વનિતા વિશ્રામો આજે આપણને જુનવાણી લાગે છે. કોઈ કોઈને તો વનિતા વિશ્રામનું નામ પણ જાણે પ્રતિક્રાંતિકારી લાગે છે! અને આવા કાર્યની વાતો શી અને તેનાં ગુણગાન શાં, એમ પણ કોઈ ને લાગતું હોય તો નવાઈ જેવું નથી. પણ માણસ માત્ર આજ પર જ નથી જીવતો, એને કાલ પણ આવવાની છે. ગઈ કાલના સંજોગો કેવા હતા, ગઈ કાલે સમાજની સ્થિતિ કેવી હતી, લોકજીવન અને સમાજના આદર્શો કેવા હતા, એ બધું જાણીએ, સમજીએ અને પછી કાલે જે થયું તેનો એ વાતાવ[રણ] સાથે મેળ મેળવીએ, તોજ તે કાર્યના [મ]ૂલ્યની તુલના કરી શકાય.

એટલે જે જમાનાને અંધકાર યુગ તરીકે ઓળખાવી શકાય એવા જમાનામાં, અસંખ્ય વિધવા બહેનો જ્યારે અંધારા ખૂણામાં નિરંતરની ચિન્તામાં જીવતી સીઝાતી હતી ત્યારે, આપમેળે આ કાર્યની શરૂઆત કરનાર શ્રીમતી નાનીબહેન ખરેખર એક વિરલ વ્યક્તિ હતાં. તેમની દૃષ્ટિ વિશાળ હતી. સ્ત્રીમાંય સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ અનેક પ્રકારના સીતમોથી અથવા ત્યક્તા બનીને ગૂંગળાઈ રહી છે એમ તેમને લાગ્યું અને આ તેમની દૃષ્ટિએજ આશ્રમનું નામ 'વિધવાશ્રમ' રાખવાને બદલે 'વનિતા વિશ્રામ' રખાવ્યું હશે એમ હું માનું છું.

જે કાળમાં સ્ત્રી ઉંબર બહાર પગ નહોતી કાઢતી, ઘરના પુરૂષવર્ગ સાથે પણ નિઃસંકોચ બોલી નહોતી શકતી; લગ્ન, મરણ કે દેવદર્શન સિવાયના કોઈ પ્રસંગની સ્ત્રીને કલ્પના પણ નહોતી આવતી તે કાળમાં નાની બહેનનું આ પગલું એક મહાન કાર્ય હતું અને એ માટે સ્ત્રી સમાજ એમનો સદૈવ ઋણી રહેશે. આવાં નાની બહેનને અંજલી આપવી એ પણ ગૌરવ લેવા જેવું છે. આજે એમની પુણ્યતિથિને દિવસે એમનાં આ સુકૃત્યોનું સ્મરણ કરીને એમના મહાન આત્માને વંદન કરું છું.

જ્યોત્સ્નાબેન શુકલ

---

## શોકજનક અવસાન

વડોદરાના સુપ્રસિદ્ધ જ્યોતિ મંડળનાં પ્રાણ ને તેજસ્વી કાર્યકર્ત્રી કુ. દુલારીબેનનું ભરયુવાન વયે ટાયફોઇડથી દુઃખદ અવસાન થયું છે. તેની નોંધ લેતાં અમને અત્યન્ત લાગી આવે છે. સદ્ગત બી. એ. માં ભણતાં હતાં. વ્યાયામ, ગરબા, વક્તૃત્વ, સભા સંચાલન બધામાં એક્કો હતાં. તેમના અવસાનથી એક ભારે ખોટ પડી છે.

તેમના પિતા ડૉ. ઠાકોર તથા તેમના અન્ય કુટુંબીજનોને આ દુઃખદ વિયોગ સહન કરવા પ્રભુ શક્તિ અર્પો. મૃતાત્માને સદ્ગતિ મળો. તેમના કુટુંબ પ્રત્યે અમે હૃદયથી સમવેદના પ્રગટ કરીએ છીએ.

# જવાબદાર કોણ*

એમણે બોલતાં જણાવ્યું કે:

બીજી વિદુષી દેવીઓ હોવા છતાં યે આજનું પ્રમુખપદ આપ સૌએ મને કેવળ સ્નેહ અને સૌજન્યવશ જ આપ્યું છે, અન્યથા હું આ પદ માટે સર્વથા અયોગ્ય છું. આપ સૌએ બીરબલવાળી વાત ચરિતાર્થ કરી દીધી. જ્યારે બીરબલને કહેવામાં આવેલું કે સૌથી સુંદર બાળકને શોધીને લાવો, ત્યારે તેને પોતાના બાળક સિવાય બીજો કોઇ બાળક સુંદર જણાયો નહીં. અને તેને બાદશાહ સામે ખડો કરી દીધો. એ જ વાત આપ લોકોએ પણ આજનું પ્રમુખસ્થાન મને આપીને કરી છે. તે માટે હું આપ સૌને ધન્યવાદ આપું છું.

આજનો દિવસ અત્યંત ગૌરવનો અને મહત્વપૂર્ણ દિવસ છે. કેમકે આજે આપણે બધી બેનો સ્ત્રી જાતિની ઉન્નતિને માટે વિચાર વિમર્શ કરવા માટે એકત્રિત થયાં છીએ. આ પ્રગતિનું પ્રથમ પાદારોપણ છે.

આજની આપણી અવનત દશા પર ચાર ચાર આંસુ વહાવવાથી અથવા તો ખેદ પ્રગટ કરવાથી તો આપણી પ્રાચીન ઉન્નત અવસ્થાનું ગૌરવ માન કરવાથી જ કંઇ નહીં થાય. હવે આપણે જાગૃત થવું જોઇએ અને ભવિષ્યની ચિન્તા કરવી જોઇએ. गतं न शोचन्ति बुधः ભૂતને ભૂલીને ભવિષ્યને સુધારવાની ચિન્તા કરીએ.

उत्तिष्ठत जागृत, प्राप्यवराज्ञिबोधत ।

આપણી સ્ત્રી જાતિનો ઉદ્ધાર સમાજને અને પુરુષોને દોષ દેવા કરવાથી જ નહીં થાય. એના માટે તો આપણે પોતે જ જવાબદાર છીએ. પુરુષ કોણ છે? આપણા શરીરનું એક અંગ. તેમને આપણા સહયોગ વિના એક ક્ષણ પણ નથી ચાલી શકતું. માતાના ગર્ભમાં બાળક ૯ મહીના રહે છે. તે બાદ તેનું લાલનપાલન પણ માતાથી જ થાય છે. માતાના આચારવિચાર અને શિક્ષાનો પ્રભાવ જ બાળક ઉપર સર્વદા રહે છે અને ગર્ભાવસ્થાથી જ માતાના સંસ્કારોનો બાળક પર પ્રભાવ પડે છે. અંગ્રેજીમાં કહેવત છે. "The hand that rocks the Cradle rules the Nation." અર્થાત્ "જેના હાથમાં પારણાની દોરી છે, તેના હાથમાં રાષ્ટ્રનો દોર છે."

તે પછી યૌવનાવસ્થામાં પુરુષને જીવનસહચરીના રૂપમાં પત્નીની આવશ્યકતા છે. છે. કવિવર કાલિદાસે ગૃહિણીનું ક્ષેત્ર કેટલું વિસ્તૃત છે, તે નીચેના શ્લોકમાં પ્રગટ કર્યું છે:

"गृहिणी सचिवः सखी मिथः
प्रिय शिष्या ललिते कलाविधौ ।"

પ્રાચીન સમયમાં સ્ત્રીઓનું સ્થાન બહુ મહત્વપૂર્ણ હતું, એનાં પ્રમાણો આપણને કેટકેટલાં પ્રાચીન ગ્રંથોમાંથી મળે છે. ઉદાહરણાર્થ:

"मातृदेवो भव, पितृदेवो भव,
आचार्यदेवो भव"

આવી જાતનાં કંઇ કેટલાંયે ઉદાહરણો આપણને મળશે. આપણું કર્મક્ષેત્ર કેટલું વિસ્તૃત અને મહત્વપૂર્ણ હતું એની પુનઃસ્મૃતિને માટે આપણે પ્રાચીન ઇતિહાસનું સિંહાવલોકન કરવું પડશે. શું એ દેવીઓની મારે આપને યાદ આપવી પડશે? જેમનાં નામો ચંદ્રસૂર્યની સમાન રહેશે; તે મહારાણી

* થોડા સમય પહેલાં મુંબઇ આર્ય સ્ત્રી સત્સંગના પ્રથમ વાર્ષિકોત્સવ પ્રસંગે મુંબઇના સુપ્રસિદ્ધ વિદુષી દેવી રાણી રાજકુમારીદેવીજી નારાયણલાલજી પીતીએ પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

સીતા, સાવિત્રી, દમયંતી, ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ આદિ દેવીઓએ કેવી રીતે પોતાની પતિભક્તિ, પતિપ્રેમ અને વીરતાનાં ઉદાહરણો આપણી સામે રાખ્યાં છે. તે આપણે સૌ સારી પેઠે જાણીએ છીએ.

આપણે એવું ન સમજવું જોઇએ કે આપણું કર્મક્ષેત્ર કેવળ ઘરની ચાર દિવાલોની અંદર જ સીમિત છે. પ્રાચીન સમયમાં અનેક વૈજ્ઞાનિકાઓ, રાજનીતિજ્ઞાઓ અને લીલાવતી જેવી ગણિતજ્ઞાઓ પણ આજ ભારતવર્ષમાં થઇ હતી.

પ્રાચીનકાલમાં આપણું સ્થાન ઉન્નતિના શિખરે હતું. તે પછી દેશની અવનતિની સાથે સાથે જ આપણી દશા પણ પડતી થઇ. ખાસ કરીને વિદેશીઓનાં આક્રમણો અને અત્યાચારોએ જ આપણી પડતી દશા આણી. અને કેટલીયે કુપ્રથાઓ–પરદા, બાળલગ્ન આદિએ ભારતમાં પ્રવેશ કર્યો. તે પછી આપણી દશા ઘણી જ પડતી થઇ અને કોઇએ તો સ્ત્રીઓને પોતાની સંપત્તિની માફક બંધ કરી રાખવામાં જ યોગ્ય ધાર્યું, તો વળી કોઇએ ભોગવિલાસની વસ્તુ સમજી. મધ્યકાળમાં તો આપણી દશા અધઃપતનની પરાકાષ્ટાએ પહોંચી ગઇ. તુલસીદાસજી જેવા મહાત્માએ સ્ત્રીઓની ગણના પશુઓમાં કરી. તે કહે છે કે, ' ઢોલ, ગંવાર શૂદ્ર અરૂ નારી યે સબ તાડન કે અધિકારી. ' પરિણામે આજે આપણે અવનતિની પરાકાષ્ટાએ પહોંચેલાં છીએ.

આપણી દશામાં સુધારો કેવળ લાંબા લાંબા લેખો લખવાથી અને ઓજસ્વી ભાષણો આપવાથી જ નહીં થાય. આપણે કર્મશીલ બનીને કાર્ય કરવું પડશે. ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે,

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**
**मा कर्मफल हेतुर्भूर्मा ते सङ्गोऽस्त्व कर्मणि ।**

સફળતા મળે કે ન મળે તો પણ આપણે આપણું કર્તવ્યપાલન કરવું જોઇએ. આપણે આપણી પુત્રીઓને, જેઓ ભાવિ નાગરિક છે, તેમને સુશિક્ષિત, સુસંસ્કારી અને સ્વાવલંબી બનાવવાની શિક્ષા આપવી જોઇએ. રાષ્ટ્રનો પાયો આવા નાગરિકોના હાથમાં હોવાથી જ દૃઢ થાય છે.

પાશ્ચાત્ય સભ્યતાનું અથવા અસભ્યતાનું અનુકરણ કરવામાં જ આજકાલની આધુનિક શિક્ષા પ્રણાલી છે. જો કોઇ વસ્તુ હિતકર હોય તો તે અવશ્ય શીખવી જોઇએ; પછી ભલે તે ગમે ત્યાં હોય. આજકાલ આપણા સમાજમાં પાશ્ચાત્ય સભ્યતા ઘર કરતી જાય છે અને આપણી અવનતિનું મુખ્ય કારણ બનતી જાય છે. મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે શિક્ષા એવી ન હોવી જોઇએ કે જે આપણને અવનતિના ગર્તમાં નાખતી જાય અને આપણને પત્તો પણ ન લાગે. આપણે તો એવી શિક્ષાની જરૂરત છે કે જેના માટે આજનો ભારત ગૌરવાન્વિત છે. આપણે આપણા અવકાશનો સમય વ્યર્થ ટીકાટીપ્પણીઓમાં ન ગુમાવીને મહત્વપૂર્ણ કાર્યોમાં લગાવીએ તો આપણું ઘણું જ કલ્યાણ થશે.

તેવી જ રીતે આપણી દશાનો સુધારો પણ થોડા પ્રયત્નથી નહીં થાય. એના માટે તો લાંબા સમયની અને ધૈર્યની જરૂરત છે. ચિરકાલથી ઘરમાં પ્રવેશેલા શત્રુને સહજમાં નહીં કાઢી શકાય.

હું આ મંડળથી વિશેષ પરિચિત નથી. પરંતુ જે કાંઇ થોડો પરિચય મેં પ્રાપ્ત કર્યો છે તેનાથી મને પ્રસન્નતા થાય છે કે મારા હૃદયના વિચારોને મંડળ કાર્યરૂપમાં પરિણિત કરી રહેલ છે. હું તમામ બેનોથી એવી આશા રાખું છું કે તેઓ કંઇને કંઇ અવકાશનો સમય કાઢી આવા મંડળની સ્થાપના કરીને પોતાનું ભવિષ્ય સુધારવા માટે વિચારવિમર્શ કરવા માટે એકત્રિત થયા કરશે. હું આશા રાખું છું કે આપ લોકો મારી ત્રુટિઓ માટે ક્ષમા કરીને આ તૂટયા ફુટયા શબ્દોમાં શૃંખલાબદ્ધ મારા હૃદયના ભાવો જે આપની સમક્ષ મૂકયા છે, તેના ઉપર વિચાર કરશો. આપ સૌએ પોતાનો અમૂલ્ય સમય આપીને ઉત્સવની શોભામાં વૃદ્ધિ કરી છે, તે માટે હું આપને ધન્યવાદ આપું છું.

---






# વર્ષા

:: ઢાળ—કારતક મહિને કૃષ્ણ કૃપાળા ::

ઝરમર ઝરમર મેહુલો વરસે,
વિજળી આલે ઝળકે મોરલાં ગહેકે રે
વર્ષા ઉમંગ ભરી. (૧)
ધરતી હરિયાળી મખમલ-શી,
અદ્‌ભુત રંગે ખીલી ચહુ દીશ લીલી રે
વર્ષા ઉમંગ ભરી. (૨)
વૃક્ષો ને વેલડ વીંટાતી—
નવરંગ ફુલડાં ફોરે, મધુરસ ચોરે રે
વર્ષા ઉમંગ ભરી. (૩)
મયૂરોના યુથ વન વન ફરતાં,
કુંજે કુંજે કૂંજે, ભમરો ગુંજે રે
વર્ષા ઉમંગ ભરી. (૪)
સરોવર સરિતા તળાવ છલકે,
કુદરત ગીતડાં ગાતી ઉર ઉભરાતી રે
વર્ષા ઉમંગ ભરી. (૫)
પહાડેથી ઝરણાંઓ ઝરતાં,
સુરજ કિરણો સોહે મનડું મોહે રે
વર્ષા ઉમંગ ભરી. (૬)
જગનું જીવન જગની આશા,
નવજીવનને આપે દુઃખડાં કાપે રે
વર્ષા ઉમંગ ભરી. (૭)

શ્રી. દિવાળીબ્હેન વાલજી ભટ્ટ

વ્યક્તિત્વ જગતમાં ઘણે ઓછે ઠેકાણે જોવામાં આવે છે. એવા સાચા વ્યક્તિત્વ વિના, જાણેલા ને પામેલા જ્ઞાનને જીવનમાં ઉતાર્યા વિના જ્ઞાનની કશી જ કિંમત નથી. એવું ઉચ્ચ જીવન એ જ **સાચું જીવન** છે. જીવનની કિંમત જીવવામાં છે, શ્વાસ લેવામાં નથી. જીવનનું મૂલ્ય એની દીપ્તિમાં છે, સળગવામાં નથી. સુંદર ભોજન જમવું, એશઆરામ ભોગવવો, થોડી ઘણી દોલત એકઠી કરવી અને જગતમાં " વાહ વાહ " પોકરાવવી, એવું જીવન તો ઘણા ય જીવે છે અને જીવી ગયા છે. જગતે એવાઓની કશી જ કિંમત આંકી નથી; કારણ કે કિંમત અંકાવા જેવું જીવન એઓ જીવી શક્યા નથી. જીવનના આદર્શની ખાતર હરતે મુખે સ્વહસ્તે ઝહરનો કટોરો પી જનાર સાધુચરિત સોક્રેટિસ જેવા કે સત્યને ખાતર ચાંડાલને ઘેર વેચાનાર રાજા હરિશ્ચન્દ્ર જેવા કે આત્મસાક્ષાત્કાર પામવાની પ્રબલ પિપાસાની ખાતર રાજપાટનો ત્યાગ કરનાર વીર રાજવીઓ રાજા ભર્તૃહરિ અને ગોપીચંદ જેવાઓ જ **ખરૂં જીવન** જીવી ગયા છે; અને જગતની તવારીખમાં એવાઓનાં જ નામ સુનેરી અક્ષરે નોંધાયાં છે.

આદર્શો તો અનેક છે. આદર્શો જ્યાં સુધી આદર્શો જ રહે છે અને જીવનમાં એ વણાતા નથી ત્યાં સુધી એની કશી જ કિંમત નથી. આદર્શ એ એવું જવાહીર છે જેની કિંમત એ આદર્શ જેમ જેમ જીવનમાં વણાતો જાય-જીવાતો જાય તેમ તેમ વધતી જ જાય છે. આદર્શની ખાતર મનુષ્ય જેટલો આત્મભોગ આપે તેટલી તેટલી આદર્શની કિંમત વધતી જાય છે, અને તેટલા તેટલા અંશે મનુષ્યમાં રહેલી દિવ્યતાનું પણ ઉદ્‌ઘાટન થતું જ જાય છે.

જીવન અને આદર્શનો સંબંધ અતૂટ છે. એ સંબંધ જેટલા પ્રમાણમાં વિકસતો જાય, દૃઢ થતો જાય, તેટલા પ્રમાણમાં મનુષ્ય પોતાનું જીવન ઉત્કૃષ્ટ બનાવી શકે.

અલબત્ત, પોતાના આદર્શને માર્ગે ગતિ કરવામાં મનુષ્યની સામે અનેક લાલચો, અનેક વિઘ્નો આવી પડે છે અને આ આકર્ષણો એવાં બલવાન હોય છે કે મનુષ્યને એના આદર્શના માર્ગમાંથી નીચે પાડી નાંખે છે. પણ, મનુષ્યમાં રહેલું મનુષ્યત્વ એટલું બલવાન, એટલું પ્રાણવાન, એટલું ચૈતન્યયુક્ત છે કે મનુષ્ય જો એક વાર દૃઢ નિશ્ચય કરી લે કે **આમ જ કરવું** છે તો જગતભરમાં કોઇ શક્તિ એવી નથી જે મનુષ્યને એના માર્ગમાંથી ચલિત કરી શકે.

પોતે નક્કી કરેલા આદર્શને માર્ગે કોઈ પણ ભોગે જીવન જીવી જવું એમાં જ જીવનની કિંમત છે, જીવનની સફળતા છે, જીવનનું સાર્થક છે.

---

# તુજ યાદમાં

પથ સરવ ઢૂંઢીને અંત તુજ યાદમાં
ભરખ ભૂખ ભાંગવા આવી રાજે;
તેહને સ્વાદુ કો અમરફળ આપીને
અન્નપૂર્ણા સમી દેવી થાજે. ૧

અવર કો માર્ગના એક તુજ યાદમાં
'પાણી, પાણી' વદત આવી રાજે;
તેહને સ્નેહનાં સીકર એ પાઇને
અનુપ રસદાત્રી તું એક થાજે. ૨

પ્રણય રસભોગી કો ભ્રમર તુજ યાદમાં
જાણ અણજાણથી આવી રાજે;
તેહને સબળ ઉર પંકજે સ્થાપીને
મસ્ત સમ રાગિણી તુંય થાજે! ૩

શ્રી. રતુભાઇ ભટ્ટલીકર

# શ્રદ્ધા

લેખક :
શ્રી. ઇચ્છુ અ. ઓઝા

ગાડી આવી. પેસેન્જરોની ગરદી વધી ગઇ, ઘૂમાટ વધી ગયો. ધીમે ધીમે ગરદી ઓછી થતી ગઇ. ગાડીએ પ્લેટફોર્મ છોડયું અને ક્યાંય દૂર ચાલી ગઇ. વખત જતો ગયો અને પ્લેટફોર્મ તદ્દન સૂનું થઇ ગયું. રહ્યાં માત્ર ભીખો ને રૂપી, ખાલી હાથે અને દુઃખી હૃદયે.

' રૂપી, આજ આપણો ચોથો ભૂખદિવસ છે. નથી ચાર દિ' થયા મેં ખાધું. અને આજ તો કાંઇ ન મળ્યું. ' ભીખાએ કહ્યું.

' હા, ભીખા, એક શેઠને મેં સામાન ઉપડાવવાનું પૂછ્યું ને એણે મને ધક્કો મારી દૂર કાઢી મૂકી. ' રૂપીએ કહ્યું.

' એમ ! ! ' ભીમો અજાયબ થયો. ' આવી મજુરીની તાણ તો કોઇ દહાડો નથી પડી, હો '

ભીખો અને રૂપી બન્ને કુંવારા હતા ત્યારથી જ સ્ટેશન ઉપર મજુરી કરતા. આમ સાથે મજુરી કરતાં બન્નેના દીલ જોડાઇ ગયાં અને બન્નેએ લગ્ન કરી લીધાં. લગ્ન કર્યે હજી માંડ છએક મહિના થયા હતા. ગમે તે કારણે ચાર દહાડાથી એક દોકડો પણ તે લોકોને મળ્યો ન્હોતો.

' ખાવું તો પડશે જ ને રૂપી ? ' ભીખાએ જરા ખિન્ન હૃદયે પૂછ્યું.

એનાં દિલને ઊંડો ઊંડો દર્દ લાગી રહ્યો હતો કે મારી સાથે રૂપીને મફતનું દુઃખ સહન કરવું પડે છે.

' ખાશું ગામમાં જઇને. ભગવાન જેવડો ધણી છે ને ? ' કહી રૂપીએ પીઠ વાળી ચાલવા માંડયું.

' ખમ, રૂપી. સાંભળ તો. પેલો ધનજી-શેઠ આજ ભાડાના પૈસાની ઉઘરાણીનો વાયદો લેતો આવશે એને શું જવાબ દેશું ? ' ભીખાએ બીજી મુશ્કેલી બતાવી.

' ભગવાન સૌનો છે, ભીખા ! ચાલ, ગામમાં તો ચાલ. ગામમાં ક્યાંક રળી લેશું.'

' ભગવાન સૌનો છે ' એમ બોલનાર રૂપીને કદાચ ખબર નહિં હોય કે ભગવાન તો દુઃખીને જ વધુ દુઃખ આપવામાં આનંદ માણતો હોય એવું કશુંક લાગ્યા વગર રહેતું નથી.

રૂપીનું આશ્વાસન કામયાબ બન્યું. ભીખો ખિન્નતા વીસરી ગયો, અને રૂપી સાથે ખિલખિલાટ હસવા લાગ્યો. ખરેખર ! દુઃખને પોતીકું કરી એમાંથી આનંદ મેળવવો એમાં જ સાચી માણસાઇ છે.

' રૂપી, પેલો શંકરભાઇ છાપાવાળો કહેતો હતો કે કલકત્તામાં રોજ કેટલાય ભૂખ્યા મરે છે. આપણે એટલા નસીબદાર છીએ કે આપણે ત્યાં એવું નથી. કેમ રૂપી ? '

' હા, હા, ભીખા. બધેય મારો વા'લો સંધુય સારૂં કરી દેશે. ' રૂપીએ આકાશ સામે નજર ઠેરવતાં કહ્યું.

રૂપીની આટલી બધી ઇશ્વરશ્રદ્ધા ઘણુંય ને ગાંડપણુ લાગતું. પણ એ શ્રદ્ધાથી જ એક વાર ભીખો યમરાજના આંગણુથી પાછો વળ્યો હતો.

લગ્ન પછી મહિને દિવસે ભીખો માંદો પડયો. માંદગી એકદમ વધી ગઇ. મૃત્યુની જ જાણે કે રાહ જોતો હોય એમ લાગ્યા વગર ન રહ્યું. સૌ કોઇ કહેતું કે ' આજકાલનો મહેમાન છે. ' પણ રૂપીએ ઇશ્વરશ્રદ્ધાના દિવેલ પૂરી પૂરી પોતાનો આશાદીપ વણુઝયો રાખ્યો હતો. અને બધાની અજાયબી વચ્ચે ભીખો તદ્દન સાજો થઇ ગયો.

*

ગામમાં ઠેકઠેકાણે ફર્યા છતાં એક રાતી પાઇ પણ તેઓને ન મળી. રૂપી તો એના ભગવાનમાં જ મસ્ત હતી. એ મસ્તીની ગરમીના કારણે એની ભૂખ તો ક્યાંય વરાળ થઇ ગઇ હતી. પણ ભીખાને ભૂખનું દુઃખ અસહ્ય થેઇ પડયું. માંડમાંડ ઘરભેગા થયા અને ભીખો ઓરડીના ઉંબરમાં જ બેભાન થઇને પડયો. દાણા તો પહેલેથી ખલાસ થયા હતા, પણ રૂપીએ માટલેમાટલું ફરીને ફેંદી નાખ્યું. છેવટ કાંઇ ન મળ્યું. ' થયું. ભગવાનની મરજી ' કહી એ ભીખાની પથારી પાસે બેઠી બેઠી માળા ફેરવવા લાગી. ઘણાં માને છે કે વૃદ્ધત્વ એ જ એવી ઉંમર છે કે જેમાં પ્રભુભજન થાય પણ યુવાનીમાં યે પ્રભુનું અસ્તિત્વ છે એ સત્ય તેઓ ભૂલી જતા લાગે છે.

ઇશ્વરના ધ્યાનમાં થોડોક વખત ગયો ે પ્રભુનાં હાજર થવાને બદલે ખોંખારા :તા ધનજીશેઠ આવી પહોંચ્યા.

" કેમ રૂપી ! આજનો પૈસા દેવાનો વાયદો છે. પૈસા, લાવ. " આવતાં વેંતજ એણે જે વસ્તુ રૂપીને બ્હીવરાવતી હતી એ વસ્તુની માંગણી કરી.

' શેઠ, એક ફૂટીબદામ પણ નથી. ભીખો ય ભૂખે બેભાન થઇને પડયો છે. એનો ખાવાનો બંદોબસ્ત કરી આપશો, શેઠ ? ' એણે આશાભરી નજરે પૂછ્યું.

" જા, જા ! બંદોબસ્તવાળી ! આજ તો તારી ઓરડીનો સામાન હરરાજ કરાવી પૈસા વસુલ કરૂં તો જ મારૂં નામ ધનજી." શેઠે કહ્યું અને ચાલવા લાગ્યા.

' શેઠ, સ્થિતિ સામે તો જરાક જૂઓ.' રૂપીએ રાડ પાડી કહ્યું.

' ઇ તો સામાન હરરાજ થશે ત્યારે ખબર પડશે. ' શેઠ બબડતા બબડતા ચાલ્યા ગયા. ધીમે ધીમે એની લાકડીનો અવાજ પણ આવતો બંધ થઇ ગયો.

' ભગવાન, તારી મરજી ' કહી રૂપી ફરી માળા ફેરવવા લાગી.

અર્ધોએક કલાક વીતી ગયો અને ભીખો ભાનમાં આવ્યો. રૂપીએ પાણી પાયું અને ભૂલમાં ને ભૂલમાં સામાન હરરાજ થવાની વાત કરી દીધી.

' હેં ! ! ! ' ભીખો રડમસ બની ગયો. રૂપીએ ફરી સાંત્વન આપ્યું, ' ભગવાનની મરજી. '

ભીખો પણ રૂપીના સહવાસથી ઇશ્વરની ઇચ્છામાં ને એને આધિન બનવામાં માનતો થઇ ગયો હતોઃ રૂપીનો દિલાસો સફળ બન્યો, રૂપી અને ભીખો ફરી આનન્દિત બની વાતોએ ચઢયા.

વળી થોડોએક વખત સરી પડયો અને ભીખાનો મિત્ર કાનજી આવ્યો.

' કાં ભીખા ! કાંઇ વાત સાંભળી ? ' એણે આવતાં વેંત કહ્યું.

' નારે, ભઇ. ' ભીખાએ કહ્યું.

' એ, તારા ધરધણીનો બંગલો આખોય સળગી ગયો અને ઇ તો ગાંડા થઇ ગયા છે.'

' એમ ! સારૂં થયું, સારૂં થયું ' ભીખો રાજી રાજી થઇ ગયો, પણ રૂપીએ એને વાર્યો. અને એ જ નક્કર સત્ય આગળ ધર્યું.

' જેવી ભગવાનની મરજી. બિચારા ધનજી શેઠ ! '

ફરી પાછી એ માળા ફેરવવા લાગી.

ખરેખર ! શ્રદ્ધા સુહાગી તો છે જ. અણકલ્પ્યું પણ શ્રદ્ધાની હાજરીને કારણે શક્ય બની જાય છે.

# મંગલ કવિતા

લેખક :
શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ,
બી. એ.

કાવ્યની વ્યાખ્યા, ઉત્તમ કવિતાતત્ત્વનું સ્વરૂપ અને તેનાં લક્ષણો-વગેરેની ચર્ચા આ લેખમાં કરવાનો ઉદ્દેશ નથી. એ પ્રથમથી જણાવી દઉં. કાવ્યશાસ્ત્રના સાચા અભ્યાસીઓ અને કવિવિવેચકો જાણે છે કે, કાવ્યના આત્માનું રક્ષણ કરવામાં અને કેટલેક અંશે તેને આભૂષિત કરવામાં, છંદ, લય, વર્ણવરણી વગેરે બાહ્ય સ્થૂળ કહેવાતા સ્વરૂપનું મહત્ત્વ પણ નાનુંસૂનું નથી. આ કારણથી, કાવ્યનો આત્મા રસ તથા ભાવ છે,—એમ કહીને, કાવ્યનાં અન્ય અંગ-ઉપાંગો તરફ અતિશય ઉપેક્ષા કરવી યોગ્ય નથી. આવી ઉપેક્ષાભરી બેદરકારી, ગેય કાવ્યો અગર ગીતોમાં વધારે પ્રમાણમાં જોવા મળે છે. સમૂહગીતો, સંઘગીતો કે ઉત્સાહના વાતાવરણને ઉત્તેજનારાં માંગલિક નૈમિત્તિક કાવ્યોમાં પણ સામાન્યતઃ આ પરિસ્થિતિ પ્રવર્તતી હોય છે. આધુનિક યુગમાં લગ્ન પ્રસંગે રચાતાં મંગલાષ્ટકો પણ આ અનિચ્છનીય દોષોના શિકાર બનવાથી મુક્ત નથી રહી શકતાં. કેટલાક પ્રતિભાશાળી કવિઓની સુંદર મંગલ કવિતાઓના અપવાદ સિવાય, સર્વત્ર આ જ અનુભવ થાય છે.

પિતા મોકળા મનથી મ્હાલતી સન્નારીઓના હૃદયોમાંથી ઉભરતો જણાતો આનંદ,—અને એ સાથે વાદ્યવાદન, વિપ્રનાં મંત્રગાન, અને મહિલામંડળના ઉલ્લાસના સંગીતથી ઉપજતી રોચક મંજુલતા,—આ વગેરેની વચ્ચે, એ યુવાન વર-કન્યાના શુભ સંયોગને ઉચિત ભૂમિકા રચતી, અભિનંદતી આશીર્વાદ અને શુભાશાઓ ઉચ્ચારતી, મંગલ કવિતા,—જેવી હોય તેવી અને જેવી લખાઈ હોય તેવી—પણ તે અવશ્ય આવકાર અને આદરને પાત્ર જ બને છે, એવો અનુભવ આપણને થાય છે. તત્કાળ પૂરતી તો તે મંગળ કવિતામાં રૂઢ-અરૂઢ રીતે સમાયેલી કાવ્ય-ત્રુટિઓ કોઈને ય રસભંગ કરનારી નીવડતી નથી. પ્રસંગ પત્યા પછી, અવકાશ મળે એકાંત વાચન કરતાં, તેમાંનો કાવ્યદોષ ખૂંચે તો ભલે !

બસે તે વ્યાકરણદૃષ્ટિએ તે અન્વય યથાર્થ ન આવી શકતો હોય ! ) આવવો જોઇએ, એવો ક્રમ શિષ્ટ કવિઓ સાચવતા આવ્યા છે, તેનું અનુકરણ–આવાં તો કાવ્યદોષને નિમંત્રણ આપતાં સંખ્યાબંધ કારણો દર્શાવી શકાય તેમ છે. પણ તે સર્વનું અત્રે પ્રયોજન નથી.

ઉપર જણાવેલી શિષ્ટ પ્રથા અને ક્રમ સર્વથા અયોગ્ય છે એમ મારું કહેવું નથી. તેમ તે પ્રથા કે ક્રમ વગેરેમાં પણ કોઇ કાવ્યદોષ છૂપાયેલો નથી. કાવ્યદોષ તો કવિની કાવ્યકલાની કચાશ કે પ્રતિભા શક્તિમાં હોય છે. બલ્કે, ઉપરોક્ત શિષ્ટ પ્રથા તથા ક્રમ મંગલ કવિતાઓમાં સાચવવા આગ્રહ રાખી શકાય અને તેનું ચુસ્ત પાલન કરી શકાય તો તે અતિ ઉત્તમ છે. મુખ્ય મુદ્દો કવિતા–દોષનો છે. આ પ્રથા–પરંપરાની જાળવણીના બહાના હેઠળ, છંદ, લય, વર્ણ-સગાઇ, કાવ્યપ્રસાદ, ચમત્કૃતિ, વ્યાકરણ આદિના નિયમોનો યથેચ્છ ભંગ કરવો, તથા ગેયતાનું હળવાપણું, પ્રસંગનું સ્વરૂપ અને વાતાવરણની રમ્યતાના કારણે ક્ષતિઓ ક્ષમ્ય ગણાઇ જાય તેથી તે તરફ કાવ્યકારે બેદર-કાર રહેવું–એ વસ્તુસ્થિતિ બરાબર નથી, એ અત્રે કથનનો હેતુ છે. કેટલાંક ઉદાહર-ણોથી તે સ્પષ્ટ થશે.

મંગલભાવની અભિવ્યક્તિ માટે શાર્દૂલ છંદ શ્રેષ્ઠ છે. તેમાં ય લગ્ન પ્રસંગે હાજર રહેલા સ્ત્રીપુરુષો સમક્ષ સામુદાયિક અને હળવા પ્રકારે ગાવાની મધુર કવિતા તો શાર્દૂલમાં જેવી દીપી ઊઠે છે તેવી ભાગ્યેજ બીજા વૃત્તોમાં શોભી શકે. છતાં ય, કોઇ ખાસ અપવાદ રૂપે આવી મંગલ કવિતા, કોઇ કવિએ વાચન કરી ભેટ આપવા ઇતર છંદમાં રચી હોય તો વસંતતિલકા, શિખરિણી વગેરેમાં કદાચ ચાલી શકે પણ તે સર્વદા શાર્દૂલ જેટલી જ સર્વોપભોગ્ય અને રસપ્રદ નીવડે કે કેમ તે શંકાસ્પદ છે. પરંતુ પૃથ્વી કે ઇતર તેવા પ્રકારના છંદોમાં તો આવી મંગલ કવિતા કદિ શોભી ન શકે, એ વસ્તુ નિર્વિવાદ છે. એટલે કે પ્રસંગને અનુરૂપ નીવડે એવી શાર્દૂલમાં મંગલ કવિતા રચવાની પરંપરિત પ્રથા સર્વથા શ્લાધ્ય છે. કોક જ કવિ, આ બાબતમાં બીજે–આડે રસ્તે ઉતરવાનું પસંદ કરે !

શાર્દૂલમાં જે લઘુગુરુના માપનું સ્વરૂપ છે તેને વફાદાર રહેવાની પ્રત્યેક કાવ્યકારની ફરજ છે. કવિતાને કે તેની રચનાના માપને બુદ્ધિપૂર્વક નહિ સમજનાર બ્હેનો કે બ્રાહ્મણો એકસહ મંગલાષ્ટક ગાવાનાં છે, માટે વૃત્ત-માપની ઉણપ સાલે તેમ નથી, તથા ગેય-તાની કુશળતામાં ઉણપો ઉણપો રૂપે દેખા દઇ શકે તેમ નથી...એ આશ્વાસનની સંતોષ-વૃત્તિથી, કવિએ મંગલ કવિતાના સ્વરૂપનાં માંગલ્યને હાનિ પહોંચાડવા પુરતા બેદરકાર રહેવું જોઇએ નહિ. કેટલીક વખતે, દંપતિનાં સ્વજનોનાં વિશેષ નામોથી કાવ્યશ્લોકને ભરી દેવાનો મોહ પણ, કવિ પાસે આ દોષ ફરજિયાત કરાવે છે. કેટલાંક વિશેષ નામો એવાં હોય છે કે જે શાર્દૂલ છંદમાં કોઇ પણ સ્થળે બંધબેસતા આવી શકતા જ નથી. ત્યાં કવિ નિરૂપાય બને છે. પણ કવિએ તેથી તે લાચારીને વશ થઇને, સદર વિશેષ નામો મંગળ શ્લોકમાં ગમે તેમ કરીને આણવાનો અને તેથી છંદને બેડોળ બનાવવાનો આગ્રહ શા માટે રાખવો જોઇએ ? બને તેટલાં બધાં જ નામો શ્લોકમાં લાવવાનો મિથ્યા મોહ શા માટે ? જેમનાં નામો કવિતામાં નહિ આવે તેમને ખોટું લાગશે કે વિવાદ પ્રસંગે બને છે તેમ તેઓ આ બાબતમાં પણ વાંધોવચકો પાડશે. એવો વ્યવહાર ડર કવિ કવિતામાં પણ નથી આણતો ને !

વળી, કોઈપણ પ્રકારના અર્થના અન્વય કે ઔચિત્ય વિના વિશેષ સ્થળવાચક કે વ્યક્તિવાચક નામોને જ છંદના ખોખામાં ગોઠવવાની માત્ર કુશળતા દાખવનાર લેખકની કવિપ્રતિભા કઈ કોટિની સમજવી ! એક સુગેય 'મંગલાષ્ટકમાં' નીચે પ્રમાણે એક શ્લોકની પંક્તિઓ વાંચવામાં આવી:

" પિતા **હિંમતલાલ** માત **સુમતિ**
બહેની **સુકન્યા** વળી
ભ્રાતા **ચંપકલાલ** ભાભી **સવિતા**
માસી **કપિલા** તથા
કાકા **ચીમનલાલ** કાકી **કમળા**
સ્નેહાળ માસી **સુધા**,
પામો આશીષ દંપતિ સ્વજનની,
'કુર્યાત્ સદા મંગલમ્ '

લઘુ ગુરુની ક્ષમ્ય છૂટ લીધી છે તે ન જોતાં, અત્રે છંદની ક્ષતિ જણાતી નથી. તેના કારણમાં, છંદોબદ્ધ કાવ્યો લખવાનો અને વાંચવાનો લેખકને અભ્યાસ પડી ગયેલો હોવાથી, લેખકનો તે પર સારો કાબુ હોઈ શકે છે. તથા, લેખકના સારા નસીબે પિતા, માતા, કાકા, ભાઈ, ભાભી, બ્હેન, મામી વગેરેનાં નામો કુદરતી રીતે જ છંદાનુકૂળ છે. નહિ તો કવિની છંદસિદ્ધિની કસોટી થઈ જાત ! પરંતુ મારો કહેવાનો મુદ્દો એ છે કે, આ શ્લોકમાં આ સ્વજનોનાં નામોથી, શું પુરુષાર્થ સધાય છે ? આખા શ્લોકનો ધ્વન્યાર્થ શો છે ? આ શ્લોક લખવામાં કવિને પ્રતિભાની જરાય જરૂર પડે તેમ છે ! માત્ર તે ગવાતી વખતે તે તે નામવાળા સ્વજનો અને તેઓની તરફેણના સંબંધીઓ જરા મુખ મલકાવે...એ સિવાય બીજું કાંઈ ફલ છે ! અનુપ્રાસની ગેય મધુરતા જે આ શ્લોકમાં જણાય છે તે કવિના પરિશ્રમે આવેલી નથી, પરંતુ નામોના વર્ણોચ્ચારથી સ્વાભાવિક જ આવેલી છે ! એટલે તે કાંઈ પ્રસંશાપાત્ર પણ નથી. કવિને એટલો ધન્યવાદનો કે છંદના માપમાં ન બેસે તેવાં બીજા નામો (બન્ને પક્ષનાં કચ્ચાંપચ્ચાં સહિત બહોળા કુટુંબીઓમાંથી સંખ્યાબંધ પસંદગીનાં નામો મળી આવે એમાં શંકા નથી.) લાવી, છંદ, લય કે યતિનો ભંગ નથી થવા દીધો. નહિ તો કવિની કુશળતાએ એકલી ' સુધા મામી ' ને ' સ્નેહાળ ' વિશેષણ આપ્યું છે તેટલો પક્ષપાત પણ ન થવા દેતાં, ' સ્નેહાળ 'ના સ્થાને કોઈક ને કોઈ નાની મોટી વ્યક્તિના (નહિ તો ભાવિ જન્મનાર કલ્પિત વ્યક્તિના) નામને ગોઠવી દીધું હોત ! પણ કવિ બિચારો લાચાર હતો !...વળી ત્રણ લીટીમાં નવ નામો ખાસા મોટા ટાઈપમાં આગળ પડતા છપાઈ આવે, એ નામો ધારણ કરનારની ઓછી મહત્તા છે !

અમુક ચોક્કસ નામ લાવવાનો મોહ કેટલીવાર લેખકને કેટલો બાધો કુશળ બનાવી દે છે તેનો એક દાખલો ટૂંકમાં આપું. 'સાંકળેશ્વરભાઈ'નું નામ શાર્દૂલના માપમાં કોઈ રીતે સમાસ પામી શકે તેમ નથી. પરંતુ તે નામ સિવાય જાણે શ્લોક અપૂર્ણ રહેલો હોવાથી, કોઈ કવિએ લખી નાખ્યું:

" શ્રી **સાંકળેશ્વર** આજ લગ્ન સમયે,
આવી કરો મંગલ. "

કવિનું ચાતુર્ય પ્રશંસનીય છે; કારણ, પ્રથમની ત્રણ લીટીમાં તેમનું વર્ણન શંકર ભગવાનને અનુલક્ષીને હતું. તે હર-વાચક ' સાંકળેશ્વર ' શબ્દ, કન્યા કે વરના પિતાનાં તે જ નામ સાથે જોડી દેવા માટે, કવિએ ' શ્રી સાંકળેશ્વર ' (ફ-ખોડો) શબ્દને મોટા જાડા બીબામાં છાપ્યો. આ શંકરના વર્ણનના પડદા નીચે પિતાના આશીર્વાદની અપેક્ષા સૂચિત કરવામાં, કવિની પ્રવીણતાએ

છંદોભંગ, 'સાંકળેશ્વર'નું 'સાંકળેશ્વર' કરવામાં લીધેલી અનુચિત છૂટ...વગેરે દોષને દુર્બળ બનાવી દીધાનું જણાય છે. પણ જો, આખા ય શ્લોકમાં (શંકરના અર્થ સિવાય) માત્ર 'સાંકલેશ્વર' અને એવી બીજી કુટુંબવાચક વ્યક્તિઓનો નામનિર્દેશ કે વર્ણન હોત તો, આ છૂટ કે દોષ અક્ષમ્ય ગણી શકાત.

કેટલાક શ્લોકોમાં માત્ર મોટાં નામોનો સંભાર કરી, છેલ્લા આશીર્વચન સાથે તે સર્વનો સંયોગ કરાવી દેવામાં આવે છે. તેમાં કેટલાક જ વખતે કાંઇક તાત્પર્ય કે રહસ્ય હોય છે. પણ હમેંશા તેમ હોતું નથી. વિશેષ નામોનાં લીધે, લઘુગુરુની છૂટ પણ તેમાં વિશેષ પ્રમાણમાં લેવાય તે સ્વાભાવિક છે. આ પરિસ્થિતિ દરેક વખતે અક્ષમ્ય કે ગણાવવી ઘટિત નથી. પ્રસંગ, પાત્ર અને નામોનાં મહત્વની દૃષ્ટિએ જ તેનું આછું પાતળું મૂલ્યાંકન થઇ શકે. બાકી રસનિષ્પ-[illegible] દૃષ્ટિએ તો તે વ્યર્થ જ છે. આ [illegible]બતમાં હું મારા જ એક મંગલાષ્ટકમાંનો [illegible]ક ટાંકીશ. પણ સાથે જણાવીશ કે, અત્યંત ધર્મપરાયણ શ્રદ્ધાળુ માતાપિતાની માંગણીને સંતોષી શકે એ હેતુને દૃષ્ટિ સમક્ષ રાખીને કાવ્યપ્રયોગ કરવામાં, આવી બાબતો અમુક મર્યાદા સુધી ક્ષમ્ય ગણી શકાય તેમ છે. કેવળ કાવ્યવિવેચનની દૃષ્ટિએ તેનું મૂલ્યાંકન થઇ શકે નહિ જ. આસ્તિકતા અને ધર્મશ્રદ્ધાથી ઓતપ્રોત સાંપ્રદાયિક સમાજ, મંગલાષ્ટકમાંના આ એક જ શ્લોકથી (જેને આપણે કાવ્યદૃષ્ટિએ દોષયુક્ત ગણાવીએ, તેથી) પ્રસન્ન પ્રસન્ન થઇ જતો જણાય, ત્યાં કયા વિવેકનો આશ્રય લેવો! કાવ્યવિવેક કે શિષ્ટવિવેક! અને આવા શ્લોકની કાવ્યધારાની વચમાં સામાન્ય કાવ્યત્વને સ્પર્શતો આવો એકાદો શ્લોક સહેજે નભી શકે! તે શ્લોક આ રહ્યોઃ

"વિશ્વામિત્ર વસિષ્ઠ કશ્યપ ભૃગુ,
અત્રિ ભરદ્વાજ ને,
વાલ્મિકી જમદગ્નિ ગૌતમ મનુ,
શ્રી યાજ્ઞવલ્ક્યાદિ એ,
વેદવ્યાસ કવિ પરાશર સ્મૃતિકારો
મહર્ષિજનો,
દ્રષ્ટા સર્વ, અગત્સ્ય મિત્ર સહ,
દો આશીષ આ યુગ્મને."

'આ શ્લોકમાં તો અમારાં સર્વ પૂજ્ય ગોત્રાદિ પુરુષોનો સમાવેશ થઇ ગયો છે. તેમની આશીષથી અધિક શાની અપેક્ષા હોઇ શકે! વાહ!' આ તેમનો સંતોષોદ્ગાર! વરવધૂ પણ તેજ સંસ્કારોથી પ્રેરિત હોઇ પ્રસ્તુત શ્લોકથી પરમ પ્રસન્ન! વિશેષમાં, આ શ્લોકમાં આડકતરી પણ સ્વાભાવિક રીતે કન્યા તથા વરનું અને શ્વસુરપક્ષના એક વડીલ પુરુષનું નામ પણ ગુંથાઇ ગયું એટલે કહેવું જ શું! આ પ્રકારનો તત્કાલ આનંદ આગળ, કાવ્યકદુતાની ડખલગીરી લેખકે (મારે) શા માટે લાવવી!

તદુપરાંત, આ શ્લોકમાં કોઇ પણ પ્રકારનાં વ્યક્તિસંબંધક નામોનો ઉલ્લેખ ન હતાં; તેમાં સર્વસામાન્ય આર્યસંસ્કૃતિના પ્રેરક પૂજ્ય શિષ્ટ પુરુષોનું સ્મરણ કરેલું છે, તે કાવ્યરસનું પોષક નીવડે તેમ છે.

આ જ પ્રમાણે, જે દેવની આશીષ છેલ્લા ચરણમાં અપેક્ષિત હોય તે દેવના વર્ણનમાં પણ, કાવ્યની દૃષ્ટિએ કાંઇને કાંઇ ઉણપો કે ક્ષતિઓ જોવા-જાણવા મળે છે. અને તે ઉપર જણાવેલાં કારણોસર ક્ષમ્ય કોટિમાં આવી જાય છે. મારો કહેવાનો આશય એ છે કે, મંગલ કવિતામાં આશીર્વાદ અને દેવાદિનાં (વિશેષ નામસહ કે તે વિના) વર્ણનો ભલે આવે, અચૂકપણે આવે. મંગલ કવિતામાં નહિ આવે તો પછી ને કઇ

કવિતામાં આવશે ! પરંતુ તે બધું કાવ્યની ઊંચી સપાટી—અને એટલી ઉદાત્ત કોટિ—સાચવી આવે તો તે વધારે શોભારપદ બને, એટલું જ નહિ પણ મંગલ કવિતાની સુલભ્ય વ્યાપ્તિ દ્વારા, સામાન્ય જનસમાજમાં કાવ્ય-સાહિત્ય—સંગીત વગેરે પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરવાનું કલાકાર્ય પણ સાધી શકશે. જનતા તો જેવી કવિતા પીરસાશે તેવી જ ગાશે. તો ઉચ્ચ કાવ્યત્વ-વાળાં મંગલાષ્ટકો દ્વારા, સામાન્ય સમાજનું સાહિત્ય પ્રત્યેનું સંમાન પણ ઊંચી કોટિનું રહેશે. આ જેવો તેવો લાભ નથી. અને સારા કવિઓ પ્રતિભા તથા પ્રયત્નની સહાય-તાથી, ઉપરોક્ત પ્રયોજન પાર પાડવા સભાન-પૂર્વક મંગલ કવિતાની રચના કરવા પરિશ્રમ કરે, તો આ વસ્તુ અશક્ય નથી, બહુ અઘરી પણ નથી. માત્ર સહેજ સાવધાનતાની જ જરૂર છે.

આ હેતુ પાર પાડવા,—'કવિતામાં ચમત્કૃતિ હોવી જોઇએ', 'રસનિષ્પત્તિ માટે અભિવ્યંજના આવકારને પાત્ર છે'—એ વગેરે ઉચ્ચ વિચારોનો ખ્યાલ, મંગલ ગેય કવિતા રચતી વખતે પણ કાવ્યકારમાં જાગ્રત્ રહેવો જોઇએ. ભલે, ઇતર પ્રકારની કવિતા લખતી વખતે, આ માનદંડનો આગ્રહ એક આદર્શની જેમ અતિ ઉચ્ચતાના ધોરણને જેટલે અંશે પકડી રાખવા મથે છે, તેટલા બદલે તેથી અર્ધ અંશમાં પણ, મંગલાષ્ટકની રચનામાં તે ધોરણને ન પકડાય તો કાંઇ નહિ; પણ તે ધોરણ હળવા સ્વરૂપમાં પણ દૃષ્ટિ સમક્ષ રાખવામાં આવે તો તે ઇષ્ટ છે, એટલું જ નહિ પણ અતિ આવશ્યક છે. અર્થની રસોત્પાદકતા, વિચારની ઉચ્ચતા, કાંઇક વ્યંગ્ય, કાંઇક કટાક્ષ, કાંઇક આછું પાતળું ચિત્ર, કાંઇક કથાનું સૂચન, તત્ત્વચિંતનનો ઓછોવત્તો અંશ...આમાંનું કાંઇ ને કાંઇ યથોચિત રીતે શ્લોકમાં આવ્યા સિવાય, માત્ર

ગદ્યમાં કહેવાની સાધારણ વસ્તુ કે વ્યક્તિ વગેરેનાં નામો કે વર્ણનો, ચાર ચરણોમાં દોડી જઇ, છેવટે ' कुर्यात् सदा मंगलम् ' જેવો ઘોષ કરી મૂકે–એમાં કાવ્યત્વ કે કવિતાતત્ત્વ–અરે પદ્યતત્ત્વ પણ કયાં આવ્યું ! મંગલાષ્ટકની કવિતા શું આટલી બધી સસ્તી થઇ જવા બેઠી છે ! સરળતા અને સુગેયતાની અતિ જરૂરિયાતના કારણે મંગલાષ્ટક કવિતાતત્ત્વથી વંચિત રહેવા પામે તો પછી, મંગલાષ્ટક વિનાના લગ્નઉત્સવોની શોભા શું ઓછી થઇ જવાની હતી ? કે, મંગલાષ્ટક–એ આજના આધુનિક વિવાહમંડપમાં 'મેનિયા' રૂપ યા સંસ્કારી કે સાહિત્યપ્રેમી ગણાવા મથતા લોકોની પ્રથા રૂપ થઇ પડયું છે ? સાચી અને સારી ગૂજરાતી મંગલ કવિતાના અભાવમાં, પરંપરા પ્રમાણે પુરોહિત બ્રાહ્મણો દ્વારા ગવાતા સંસ્કૃત મંગળ શ્લોકોથી સંતોષ લેવો શું ખોટો છે !

કાવ્યમાં–મંગલાષ્ટકની કવિતામાં–વિચારની નવિનતા, કલ્પનાનું સૌન્દર્ય, રજુઆતની મૌલિકતા લાવી શકાય છે. સુકવિની પ્રતિભાશક્તિ કવિતાના શ્લોકોમાં ચિંતનનો ચમકારો આણી શકે છે. આવી સીધી સાદી જણાતી ગેય મંગલ કવિતાની કડીઓમાં પણ વર્તમાનમાં વખણાતો વ્યંગાર્થ ધ્વનિ સ્ફૂટ કરી શકાય છે. કુશલ કાવ્યકાર, અણધારી પળોમાં, આવા કાવ્યમાં કદિ વિનોદ, વિદ્વત્તા અને કદિ નાટયતત્ત્વની પણ છાંટ છાંટી શકે છે. બુદ્ધિ અને અર્થની ચમત્કૃતિથી વ્યુત્પન્ન થતો રસ, મંગલાષ્ટકની કવિતામાં પણ, વહન કરી શકે છે, અને તેના એક એક શ્લોકને મુક્તકસમું મહત્ત્વ પણ આપી શકે છે. આમ કરવામાં કવિ પોતાના તત્ત્વજ્ઞાનના અભ્યાસનો, પુરાણ ઇતિહાસના જ્ઞાનનો, પ્રચલિત લોકોક્તિઓ વગેરેનો, પરણનાર વરવધૂ વગેરેનાં નામોનાં શ્લેષ અને ઇતર અલંકારોનો, પોતાની કલા, કલ્પના અને પ્રતિભાશક્તિ પ્રમાણે વિહિત અને મર્યાદિત રીતે ઉપયોગ કરી શકે છે. કવિશ્રી સુન્દરમે રચેલ એક મંગલાષ્ટકનો શ્લોક, પૂર્વે ગુણસુન્દરીના એક અંકમાં વાંચવામાં આવેલો. તેમાં તેમણે નામશ્લેષના અલંકારનો ઔચિત્ય વિવેકથી સુંદર ઉપયોગ કરેલો હાલ મારી પાસે એ મંગલાષ્ટક ઉપલબ્ધ નથી, જેથી અવતરણ આપી શકાય તેમ નથી.

બીજાંનાં મંગલાષ્ટકો ભેમાં કરવાનો દુર્ઘટ પ્રયત્ન કરવાને બદલે, જુદા જુદા પ્રસંગે મેં રચેલાં મંગલાષ્ટકોમાંથી મને સફળ લાગેલા કેટલાક શ્લોકો દ્વારા જ અત્રે હું દૃષ્ટાંતની ભૂખને સંતોષીશ. સરળતા ખાતર મેં આ માર્ગ લીધો છે તેને આત્મપ્રશંસા કે અન્યોપેક્ષા તરીકે ગણવાની કોઇ રખે ભૂલ કરી બેસે !

વેદોએ સૂચન કરેલ અત્યંત આશ્ચર્યના અવધિરૂપ, સર્વવ્યાપી ચેતન પરાત્પર અનાદિઅનંત બ્રહ્મનું, સૂચક પણ આછું સરળતાભર્યું વર્ણન–ચિંતન, નીચેના મંગલ શ્લોકમાં મળી આવશે.

" સ્વાદો જે રસના વિના અનુભવે,
સુંઘે વિના નાસિકા,
આંખો પાણિ પદો વિના,
ગતિ કરે પ્રવૃત્તિ, પેખે સદાં,
વિના વાણી વદે, અતીન્દ્રિય છતાં,
ભૂમા અનંતેન્દ્રિય,
નિત્યાનંદસ્વરૂપવિગ્રહ કરો
કલ્યાણ લગ્ને શુભ. "

તેજ પ્રમાણે, નિરંજન નિરાકાર બ્રહ્મ સાકાર બનતાં, પોતાની સત્તાદ્વારા પ્રકૃતિ રચી, તેમાં જ વ્યાપી તે દ્વારા સર્જન આદિ કાર્ય કરતાં છતાં, પોતે તેનાથી નિર્લેપ અને અકર્ત્તા વગેરે રહે છે...એ સર્વોદિ ' શબલ ' બ્રહ્મની આશીષ નીચેના શ્લોકમાં યાચવામાં આવી છે.

"માયા વિશ્વપ્રપંચકાર્ય કરતાં,
કર્તા છતાં ના થયા,
સત્તાશક્તિ થકી સૃજે જગ છતાં,
સ્રષ્ટા કદિ ના બન્યા,
વ્યાપી પ્રકૃતિમાં ઉપાધિ ધરતાં,
નિર્લેપ પોતે રહ્યા,
સર્વાદિરૂપ બ્રહ્મ એ શ્રાવલની
લગ્ને શુભાશીષ હો."

એ જ તત્ત્વવિચારને સુવિદિત કરોળિયાના દૃષ્ટાન્તથી, નીચેના શ્લોકમાં ગૂંથી લેવામાં આવ્યો છેઃ

"ગૂંથે જાળ કરોળિયો સ્વમુખની લાળે,
નિજેચ્છા સુધી
તેમાં બેસી વિહાર, ભક્ષણ કરે,
તેનું જ પોતે પછી;
માયાજાળ રચી મહાન જગની,
સ્વેચ્છા સુધી જે રમે
સંકેલે સમ ઊર્ણનાભિ-નિજમાં,
એ ઇશ પ્રેરો શુભ."

કરોળિયો (ઊર્ણનાભિ) પોતાની જ લાળમાંથી સરસ જાળ રચે છે જેમાં અનેક જીવજંતુઓ ફસાય છે. પોતાની પ્રસન્નતા પ્રમાણે, કરોળિયો તે જાળમાં રહે છે, રમે છે, સૂએ છે, ખાય છે, વિહાર વગેરે કરે છે. પણ પોતાની ઇચ્છા પૂર્ણ થતાં, પાછી તેજ જાળને તે ઓહ્યાં કરી (ગળી) જાય છે. તેવી રીતે સૃષ્ટિનો સંચાલક પાલક અને સંહારક પિતા-પ્રભુ, પોતાનામાંથી જ સૃષ્ટિ રૂપી માયા જાળ સર્જે છે, જેમાં અસંખ્ય જીવો અટવાય છે. સૃષ્ટિની સ્થિતિ અને રક્ષાદ્વારા પોતાની ઇચ્છા સુધી, પ્રભુ તેમાં પોતાની 'લીલા' કે રમણ કરે છે, અને ઇચ્છા થતાં, તેજ પ્રભુ તેજ સૃષ્ટિને, પ્રલય દ્વારા, પોતાનામાં જ (જ્યાંથી જન્મારી હતી ત્યાં જ) શમાવી દે છે. આ સૃષ્ટિક્રમનું શાસ્ત્રોક્ત તત્ત્વ-રહસ્ય, મંગલાષ્ટકમાં સરળતાપૂર્વક લાવવા પ્રયત્ન કર્યો છે, તે મને પોતાને તો ઇષ્ટ અને અનુકરણીય લાગે છે!

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા શક્તિ સંપ્રદાય અનુસાર વિવિધ નામધારી માતાઓની આશીષ મંગલાષ્ટકમાં આવે, એ આપણી ભાવુક વૃત્તિને અનુકૂળ પડે તેમ છે. પણ તેમ સીધી રીતે ન કરતાં, તેનો સમાસ નીચેના શ્લોકમાં નિરૂપેલી પદ્ધતિથી કરી, કવિતામાં કલ્પના અને તત્ત્વચિંતનને પ્રવેશવા યથાશક્તિ અવકાશ આપ્યો છે, તે તરફ વાચકનું, દૃષ્ટાંત રૂપે, હું ધ્યાન ખેંચીશ.

" સૃષ્ટિ-સર્જન સત્ત્વકાર્ય કરતા
બ્રહ્મા અજા-સ્હાયથી,
લક્ષ્મીવલ્લભ વિષ્ણુને જગ સ્થિતિ-
સંવર્ધને સ્થાપતી,
ગૌરી શંકરને તમોગુણ તણા
સંહારમાં ચાચતી;
દેવી શક્તિ ત્રિદેવકેરી ત્રિપુટી
લગ્ને કરો મંગલ. "

આમાં personal વ્યક્તિવાચક દેવોનાં કાર્યની સફળતા, તેઓની ધર્મ-પત્નીરૂપ 'શક્તિઓ' જે elemental principles રૂપે રહેલી છે તેમની પ્રેરણાને આભારી છે-એવો વ્યાપક તત્ત્વવિચાર સૂચિત કરેલો છે.

શ્રી ગણેશનું સ્મરણ પ્રત્યેક મંગલાષ્ટકમાં થવું અનિવાર્ય છે. પણ નીચેના શ્લોકમાં કરેલા ગણેશજીના સ્મરણમાં, કલ્પના, આછો વિનોદ, વ્યંગ્ય, પુરાણકથા અને શાશ્વત આદિદેવતાના તત્ત્વચિંતન પ્રતિ સૂચન-આ સર્વથી કવિતાને શોભાવવા પ્રયત્ન થયો છે, તે સહૃદય વિવેચકની દૃષ્ટિ બહાર નહિ જ જાય.

" આહ્વાને ઝટ આવી, આસન ગ્રહી
પ્રારંભ પામી પૂજા,
નિર્વિઘ્ને પરણાવિયા વિધિ થકી
પુત્રે સ્વમાતાપિતા;

કીધી માત્ર પરિક્રમા ઉભયની,
પોતે જગે ના ફર્યા,
રિદ્ધિસિદ્ધિ વર્યા, 'વિનાયક વિભુ
લગ્ને કરો મંગલ."

માતા પિતા (ગૌરી–શંકર)ના લગ્નની શરૂઆતમાં, વિઘ્નવિદારણાર્થ, પુત્રને (!)–નિમંત્રી, તેનો વિધિ-આદર સહ પ્રથમ પૂજા સત્કાર કર્યો, એટલે પુત્રે માતાપિતાને (!) નિર્વિઘ્ને પરણાવ્યા ! આ અવળવાણી paradox જેવી લાગી, કાવ્યમાં ચમત્કૃતિ આણે છે. પણ જ્યારે પુત્રને પરણવાનો પ્રસંગ આવ્યો ત્યારે માતાપિતાએ (શ્રી કાર્તિકેય સ્વામી તથા ગણેશ બન્ને પૈકી) જે જે પુત્ર વિશ્વપરિક્રમા કરીને વહેલો આવે તેના લગ્ન કરવાં જણાવ્યું. પોતે માતાપિતાને પૂર્વે પરણવામાં સહાયતા દીધેલી તે ઋણનો બદલો માંગતા ન હોય તેમ જાણે, શ્રી ગણેશ એક ડગે પણ ન ફરતાં માત્ર માતાપિતાની ...રિક્રમા કરી. એટલે ઉભયે પ્રસન્ન થઇ ... બે (!) પરણાવી. પરોક્ષ રીતે, માતાપિતાની સેવાભાવનાનું અને પુરાણોક્ત કથાપ્રસંગનું તથા, ગણેશ એટલે આદિ પંચાયતન દેવતાઓ પૈકીના એક–એ ભાવનું સૂચન કરેલું છે...વિશેષમાં આ શ્લોક રચતી વખતે, વરના પિતાનું નામ 'વિનાયક' હતું... એથી અર્થ વિશેષ પુષ્ટ બને છે. નામના અન્વય પ્રમાણે મરજી મુજબ છેલ્લા ચરણમાં ઉચિત ફેરફાર થવા શક્ય છે.

સરસ્વતીનાં સ્થૂળ આસનસ્થ અને ચિત્રાદ્ગત વર્ણનો સુવિદિત છે. નીચેના શ્લોકમાં શ્રી સરસ્વતી દેવીની પ્રચલિત ચિત્ર–સ્થિતિમાં હેતુ પરત્વે ઉત્પ્રેક્ષા કરેલી છે, અને તે દ્વારા કાવ્યકારે, દંપતિને જીવનધ્યેયનું ગંભીર સૂચન કરેલું છે.

"વીણાવાદનથી કરી રહી સદા જે
બ્રહ્મસંકીર્ત્તન,
ચિત્તે ધ્યાનનિમગ્ન નિત્ય કરતી જે
બ્રહ્મનું ચિંતન,
ઝંખે જેની કૃપા મુમુક્ષુ કરવા
બ્રહ્માત્મનું દર્શન,
પ્રજ્ઞાભારતી દૃષ્ટિદાનકુશલા
આશીષ દો મંગલ."

આ શ્લોક રચતી વખતે 'પ્રજ્ઞા' અને 'ભારતી' એ પરણનાર વ્યક્તિઓનાં સ્વજનોનાં પણ નામ હશે એ ખ્યાલ ન હતો. અને એનાથી કાવ્યનો પણ કાંઇ વિશેષ અર્થ સધાતો નથી. તે શબ્દો સ્વાભાવિક લખાઇ ગયા છે. તેના બદલે 'સરસ્વતી' કે 'શારદા' 'વિદ્યા' વગેરે શબ્દો પણ મૂકી શકાય.

હવે વધુ ઉદાહરણો વડે વિશેષ વિસ્તાર કરવાની જરૂર નથી. આ લેખનું તાત્પર્ય એજ કે મંગલાષ્ટકના નામથી ઓળખાતી, સુમધુર શાર્દૂલવિક્રીડિતના લહેકાભર્યા લયમાં ગવાતી, પરંપરિત રૂઢિબદ્ધ ક્રમસ્વરૂપમાં રચાતી કવિતા, ખરેખર કવિતા હોવી ઘટે છે. માત્ર મંગલ આશીર્વાદના વચનોનો સમાવેશ કરવાથી મંગલાષ્ટકની પદાવલિ કવિતા બની જતી નથી. કવિતાના અભિધાનને સાર્થક કરનારાં કાવ્યતત્ત્વો–જેવાં કે કલ્પના, અર્થની ચમત્કૃતિ, ભાવ કે વિચારની એકતા તથા રજુઆતમાં નૂતનતા, અને છંદલયની સુવિશદતા–ઇત્યાદિથી કવિતાની મંગલતા સર્જાય છે, અને મંગલ કવિતા રચાય છે, કે જેના વડે 'મંગલાષ્ટક' ચિરંજીવ બની શકે છે, એટલું જ નહિ પણ તત્કાલિન લગ્નપ્રસંગોચિત કાર્યસિદ્ધિમાં સહાયતા કરવા ઉપરાંત, તત્પશ્ચાત્ પણ 'તે વાચ્ય કાવ્યના આનંદના હેતુરૂપ થઇ પડે તેમ છે.

આપણે ઇચ્છીએ કે, હવે રચાતાં મંગલાષ્ટકોમાં, કવિઓ દંપતિ નામાંગલ્યની અપેક્ષા રવા ઉપરાંત, કવિતાના માંગલ્યની પણ ચિંતા–પરવા કરવા પૂરતા સાવધાન રહે, એટલી મંગલ ભાવનાથી આ લેખ પૂર્ણ કરવામાં આવે છે. इति मंगलम् ।

# હૃદય પલટો

લેખક :
જયંતિલાલ એન વૈદ

કૃષ્ણજયંતિ, એ હિંદુઓનો મહાન પવિત્ર દીવસ ગામની પાદરે આવેલા મંદીરના આંગણે ભજનની ધૂન થઈ રહી હતી, ગુલાલની છોળો ઉછળી રહી હતી, ભજન કરનારે લાલકેશરીયા કર્યાં હોય તેમ દેખાતા હતા. સર્વ સ્ત્રી પુરૂષો પ્રભુ ધ્યાનમાં મગ્ન હતાં. જ્યાં પ્રભુના જન્મનો વખત થયો. પુંજારીએ મંદીર બહાર આવી પ્રભુના લાડીલા ભક્તોને ખબર આપી કે આરતીનો સમય થયો છે, સર્વ ભક્તો, પ્રભુના દરબાર આગળ આરતી ગાવા લાગ્યા, આરતી પુરી થઇ પુંજારીએ પ્રભુને ધરાવેલો પ્રસાદ દરેકને આપ્યો. સર્વ ભક્તો, પ્રસાદ લઇ પ્રભુની જે બોલતાં, ઘર તરફ જવા લાગ્યા, આ અર- એક નિર્દોષ જીવન ધરણી પર ઢળી ... અવાજ આવ્યો. ઘર તરફ જતા ભક્તોને કહ્યું કે " અરે આ કોણ છે ! " પુંજારીની બુમ સાંભળતાં ભક્તો ધસી આવ્યા. ને જોતાં સાથેજ બોલી ઉઠયા, કે આ છોકરીએ તો પોતાના બાપનું નામ બોળ્યું છે, એને તો આવા ફીતુરા કરવા માંડયા છે, એને તો મંદીર અભળાવ્યું, બહાર કાઢો; આ કોલાહલમાં, તે જાગી અને પોતાની આસપાસ ટોળે વળેલા જોઇ તે ગભરાઇ, ને ચોધાર આંસુએ રૂવા લાગી, " અલ્યા આ તો ગાંડી થઇ છે, અને બહાર કાઢો, એવું પુજારીએ સર્વને કહ્યું. " હું ગાંડી નથી પણ સમાજ મને ગાંડી બનાવી રહ્યો છે, એટલું બોલી તે ઘર તરફ જવા લાગી.

આ યુવતી નિર્દોષ જીવન, ગુજારતી હતી. તેવા માતપિતાએ, તેનું લગ્ન નાનપણમાં કર્યું હતું. હિંદુ સમાજમાં માબાપ બાળકોનું હિત જ્હાવાનો દાવો કરે છે, પણ પોતાના સ્વાર્થમાં તે હિત ભુલી જાય છે. તેનું લગ્ન જ્ઞાતિના અગ્રગણ્ય કુટુંબમાં કરવામાં આવ્યું હતું, બાલપણમાંથી યુવાનીમાં પ્રવેશ કર્યો હતો; પોતાના ઘેર જવાના કોડ જાગ્યા હતા, પણ પતિના તરફથી હજી સુધી આણું આવ્યું ન હતું, તે વિચારોમાં રાતદીન ચીંતા કર્યા કરતી હતી પણ પતિ અભ્યાસ પુરો કર્યા બાદ તેડશે એ આશાએ, સેવી રહી ઉંમર લાયક થતાં જો સાસરે જવા વિલંબ થયો હોય તો સમાજ તેને મારે ખડો જ હોય છે. તેનું જીવન નિર્દોષ હતું છતાં સમાજ તેને દોષીત ગણતો હતો.

× × ×

ઘોડીઆમાંથી છોકરાં ઝડપાય તેમાંજ બાપદાદાની આબરૂ છે, તે મંતવ્યનો રમેશ ભોગ બન્યો હતો.

રમેશ બી. એ. માં અભ્યાસ કરતો હતો. ગૃહસ્થ કુટુંબ હોવાથી તેના માતાપિતાનો વિચાર તેને વધુ અભ્યાસ કરાવાનો હતો. કેળવણી ને યુવાવસ્થા જ્યાં મળી ત્યાં નવીન વિચારો ઉદભવે છે. પરણીત સ્ત્રી ગમતી નથી તેવો રહીયો તેને જાહેર કર્યો હતો.

રજાઓ પડી; રમેશ ઘેર આવ્યો, માતાપિતાએ કુળવધુને આણું મોકલ્યું.

રમેશ પોતાના શયનખંડમાં આરામખુરશીમાં સુતો સુતો વાંચી રહ્યો હતો, ત્યાં નિર્દોષ લક્ષ્મીએ પ્રવેશ કર્યો, લક્ષ્મીનો પ્રવેશ થતાં રમેશ ચમકયો, ને વિચાર કરવા લાગ્યો. લક્ષ્મી તો ઘણીજ આનંદમાં આવી ગઇ હતી, તે ધીમા પગલે, રમેશ તરફ ગઇ, રમેશ

પોતાના નજીક આવતી જોઇ, તે ઉભો થઇ બીજા ખંડમાં ચાલ્યો ગયો. લક્ષ્મી, આ આ વિચીત્રી ઘટમાળ જોઇ ગભરાઇ, પણ હિંમત લાવી તેની પાછળ ગઇ ને આર્ય અબળાને છાજે તેવી વિનંતી કરવા લાગી, "નાથ, એકાએક ગુસ્સે થવાનું કારણ ? કાંઇ મારાથી આપણો ગુન્હો થયો છે."

રમેશે ગુસ્સામાં આવી જઇને તેને હડસેલી મુકી.

"નાથ, હિંદુ સમાજમાં પત્નીને હડસેલી મુકાય છે ?"

"પત્નિ કોણી ?"

"નાથ, આપ આ શું બોલો છો ?"

"બસ કર તારો નાથ શબ્દ."

તે ઘણો ગભરાયો, ને નિશ્ચય કર્યો કે અહિંથી પલાયન થઇ જવું ને રજાઓના દીવસો બીજે સ્થળે ગાળવા. તેજ રાતના, પોતાના ઘરના પાછલા બારણે રહીને ચાલી નીકળ્યો.

× × ×

સવાર થયું, માતાપિતાએ રમેશને ઘરમાં જોયો નહી. તેઓ ગભરાયા ને આનું સર્વ કારણ લક્ષ્મી છે તેમ સમજ્યાં, તેમનો ક્રોધ બિચારી નિર્દોષ પર ઉતરી પડયો, "તારા પગલે તો અમો દુઃખી થઇ ગયા, મારો એકનો એક દીકરો ઘણા દીવસે ઘેર આવ્યો તે પણ ન ટકી શકયો. લક્ષ્મી આ સર્વ સાંભળી રહી હતી, ફક્ત તેણે માટે બે આંસુ હતા. દીવસે દીવસે વધુ ત્રાસ આપવા માંડયો ને પગલે, ડગલે તેના ઉપર આળ મુકવા માંડયા.

લક્ષ્મીથી વધુ સહન ન થઇ શકયું તેને તો જીવનના પ્રથમ પગથીએ ભાવો અનુભવ થયો, ઘણી મુઝાણી, દરરોજના સંગ્રામથી કંટાળી, એટલે પોતાના પિયેર ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો.

× × ×

રમેશે, રજાઓના દીવસો મુંબાઇમાં ગાળવા માંડયા, સુધરેલા વાતાવરણમાં આનંદ માનનાર ને ગ્રામજીવનનો ખ્યાલ ક્યાંથી આવી શકે, સ્વચ્છંદ પ્રેમીઓને આદર્શ પ્રેમનો ખ્યાલ કયાંથી હોય. ઘર તજીને આવ્યા પછી તેને પોતાની પત્ની તેમજ માતાપિતાની દરકાર રાખી નહી. જીવનનો આનંદ સ્વચ્છંતાના પ્રેમીઓમાં જ સમાયેલ હતો. તેને ફરીથી સ્વતંત્રપણે સહાધ્યાયી બનાવવાનો કોડ જાગ્યો. ભલે માતાપિતા સંમત થાય કે ન થાય પણ લગ્ન કરવું એ નિશ્ચય કર્યો.

× × ×

લક્ષ્મી પિતાની ઘેર આવી, માતાએ તેને જોતાં ઘણાં ખીજવાઇ ગયાં, "છાની માની સાસરેથી ચાલી આવી એ તેને શોભતું નથી તારા બાપ ન્યાયતમાં પટેલીયાં છે તો તેં તો તેમનું નામ બોળ્યું. જ્યાંથી આવી ત્યાં પાછી ચાલી જા.

"માતાજી મારા બે દુઃખ શબ્દો તો સાંભળો."

"તારૂં કોઇ સાંભળવા માંગતી નથી, સાસરે, સુખ હોય કે દુઃખ પણ તારે તો તારી જીંદગી ત્યાંજ ગાળવાની છે, માટે પાછી સાસરે ચાલી જા.

લક્ષ્મી ગભરાઇ, કયાં જવું એ સુઝ પડી નહી. પાલનહાર જ્યાં આશરો આપવા તૈયાર નથી તો જગતમાં બીજો કોણ આપી શકે, તે જ ઘડીએ તે નીકળી પડી, કોઇ મોટા શહેરમાં જઇ જીવન નિર્વાહને માટે માર્ગ લેવો પડે તો પણ લેવો, પછી ભલે તે માર્ગ હોય, ભલે સમાજ મારી નિંદા કરે. જ્યાં સમાજને મારી પડી નથી તો પછી સમાજની હું દરકાર શા માટે રાખું."

× × ×

રમેશે રસોડ લગનની હેલણા પુરી કરી.

જીવનનો આનંદ માનવા લાગ્યો, તેને પોતાની નિર્દોષ પત્ની આવા આનંદમાં કયાંથી યાદ આવે. દીવસે, દીવસે તે આગળ વધવા લાગ્યો. એક દીવસના સાંજના ઉભય ખુલ્લી હવામાં ફરવા નીકળ્યાં હતાં, ઘેર પાછા ફરતાં, અચાનક કોઇ વ્યક્તીનો ભેટો થયો, તેને જોતાં જ યશોદાના હોઠ હરયા, યશોદા સ્થંભી, રમેશ પાછું જોયું તો યશોદા ને અપરીચીત વ્યક્તી વાત કરતાં નિહાળ્યાં, યશોદાએ રમેશને કહ્યું કે.

" આપ હમણાં જ જાઇ શકો છો, હું આવું છું. "

રમેશ ઝંખવાણો પડી ગયો, મનમાં ને મનમાં પછાડા મારવા લાગ્યો, પણ તેનો ઇલાજ કોઇ ન્હોતો કારણ કે આ તો સ્નેહ લગ્ન હતું. રમેશ વિચાર કરવા લાગ્યો કે, " કેવો બેદરકારી ભર્યો જવાબ, ને આ કયા પ્રકારનો પ્રેમ હશે. તેને આ અપમાન અસહ્ય થઇ પડ્યું. તેને જીવનમાં એક ઠોકર લાગી.

તરફ જવાને માટે શહેરના દુર ભાગમાં ચાલ્યો, ચાલ્યો નીકળી ગયો, જ્યારે થાકયો ત્યારે એક એકાંત જગ્યાએ બેઠો, ને તે વખતે તેને તેની પત્ની યાદ આવી, ને યશોદા ને લક્ષ્મીનો મુકાબલો વિચારી રહ્યો, યશોદાની કેટલી નિષ્ઠુર વાણીને લક્ષ્મીની કેટલી નમ્ર વાણી. મેં તે બીચારી નિર્દોષને ઠોકર મારી કુદરતે મને મારી. તેને તેની પત્ની માટે ઘણી લાગણી ઉપજી પણ પોતે કરેલાં સાહસોમાં માતાપિતા તથા પત્ની પાસે કેવી રીતે જવું તે તેને સુઝ ન પડી, ઘણો મુંઝાયો. તે ત્યાંથી ઘર તરફ જવાને નિકળ્યો, પણ તે અરસામાં, મધુરા સુર મગજને અથડાયો, તેને કાંઇ મગજને શાંતી લાગી, ત્યાં થંભ્યો, તેને ત્યાં જવાની ઇચ્છા થઇ, ધીમે પગલે ત્યાં જઇ પહોંચ્યો, જેમ જેમ નજીક ગયો તેમ તેમ તેના હૃદયમાં તરફડાટ થવા માંડયો, પણ હિંમત કરી ત્યાં પહોંચી ગયો, તેણે જોયું તો ત્યાં મહેફીલ જામી હતી, તેની ગાનાર વ્યક્તી તરફ દૃષ્ટી પડી, બન્ને આંખો મળી ગાનાર વ્યક્તીએ ગાવાનું બંધ કર્યું તે નીચું મોં કરી જોઇ રહી. મહેફીલમાં બેઠેલા નવજુવાનોની નજર આવનાર વ્યક્તી પર પડી, આશ્ચર્ય લાગ્યું કે " આ શું ? "

રમેશથી મૌન ન રહેવાયું. તે બોલી ઉઠયો કે, " કાંઇ નથી પણ મુસનો ભોગ છે. "

" લક્ષ્મી તારી આ હાલત. "

" નાથ મને માફ કરજો. "

" લક્ષ્મી, તારો આ ગુન્હો નથી પણ ખરેખર ગુનેગાર હું છું, અને એ ગુન્હા માટે તને જે યોગ્ય લાગે તે શિક્ષા ફરમાવ, ભલે તેં ગમે તે રસ્તો લીધો છતાં, તારી ભાવના હજુ છે તેવી જ છે હું તારા ચરણમાં મારૂં મસ્તક ઝુકાવું છું. ને મારૂં જીવન તારા હાથમાં છે.

# ભાગ્યલીલા

લેખક
શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

( ગયા અંકથી ચાલુ )

## ૪. શાપ અને આશીર્વાદ

દુષ્યન્તના ગયા પછી શકુન્તલાને આશ્રમમાંથી જાણે બધું સૌન્દર્ય એક સામટું જતું રહ્યું હોય એમ લાગ્યું.

પહેલાંની હરણીના બચ્ચા સાથે રમતી, ફૂલઝાડને પાણી પાતી, રંગબેરંગી ફૂલોને ચુંટી માળા બનાવતી, અને સૂરજદેવની સામે ઉભી રહી ભાવપૂર્વક પૂજન કરતી હસમુખી, ચપળ, તોફાની અને બટકબોલી શકુન્તલામાં, અને અત્યારની ખપ પુરતું બોલતી અને એક ઠેકાણે બેસી રહેતી, ગંભીરપણે દૈનિક ક્રિયા કરતી એકાન્ત એવી શકુન્તલામાં આસમાન જમીનનો ફેર પડી ગયો હતો.

સ્વામીના વિયોગના દુઃખનો આ પ્રભાવ છે એમ સમજતાં પ્રિયંવદા કે અનસૂયાને વાર લાગી નહિ. એથી તેઓ બન્ને બેનપણીઓ શકુન્તલાની પાછળ પાછળ ફર્યા કરતી અને એના જીવને ઠીક લાગે તેવી નાના પ્રકારની વાતોચીતો કર્યા કરતી.

આમ કરતાં કરતાં દિવસો પસાર થવા લાગ્યા.

એક દિવસ આશ્રમના દ્વાર આગળ શકુન્તલા, સ્વામીના વિચારો કરતી બેઠી હતી, તેવામાં ઋષિ દુર્વાસા આશ્રમમાં આવ્યા. આશ્રમમાં તે સમયે શકુન્તલા સિવાય બીજું કોઈ હતું નહિ. અને શકુન્તલા તો રાજા દુષ્યન્તના ધ્યાનમાં દેહભાન ખોઈ બેઠી હતી. એટલે એનું ધ્યાન દુર્વાસા ઋષિ તરફ ગયું નહિ. એથી જરી જરી વાતમાં અપમાન મહાન જલદપ્રકૃતિના ઋષિ દુર્વાસાએ પોતાનો—અતિથિસત્કાર થયો નહિ એ કારણે ગુસ્સે ભરાઈ શકુન્તલાને શાપ દીધો કે, 'જેના ચિંતનમાં તું ગુલતાન બની ગઈ છું. એ તને વિસરી જશે.'

શકુન્તલાએ તો આ શાપેય સાંભળ્યો નહિ. પરંતુ તે જ ઘડીએ પ્રિયંવદા આવી પહોંચી હતી. એણે દુર્વાસાના શબ્દો સાંભળ્યા. અને એથી એકદમ એ આશ્રમની બહાર નીકળી ગયેલા દુર્વાસા ઋષિ પાસે દોડી જઈ એમના ચરણમાં પડી પોતાની સખીના વતીની માફી માગવા લાગી અને એના ઉપર અનુગ્રહ કરવા વિનંતી કરવા લાગી.

ઋષિનો ગુસ્સો એમ એકદમ ઉતરી જાય તેવો ન હતો. તો પણ જ્યારે પ્રિયંવદાએ શકુન્તલાના મનની દયા ઉપજાવે તેવી સ્થિતિની વાત કહી અને મહર્ષિ કણ્વનો શકુન્તલા ઉપર અલૌકિક વાત્સલ્ય ભાવ છે એથી એમને ખૂબ દુઃખ થશે એમ જ્યારે જણાવ્યું, ત્યારે એમનો ગુસ્સો શાન્ત પડયો અને એમણે શાપનો અનુગ્રહ કરતાં કહ્યું, 'શાપ કદિ મિથ્યા થાય નહિ. તો પણ એંધાણી તરીકે કોઈ પણ ચીજ રાજા દુષ્યન્તની પાસે જશે ત્યારે એને બધી વાતનું સ્મરણ થશે અને ત્યારે શાપ દૂર થશે.'

આમ કહીને દુર્વાસા ચાલ્યા ગયા. પ્રિયંવદા પણ આશ્રમમાં પાછી આવી. પરંતુ એણે શાપની વાત અનસૂયા સિવાય કોઈને

જણાવી નહિ. તેમ શકુન્તલાને તો ભૂલેચૂકે પણ ન જ કહેવા અનસૂયાને એણે સૂચના કરી.

આ પછી થોડા જ દિવસમાં કણ્વઋષિ તીર્થ યાત્રામાંથી પાછા ફર્યા.

આખા તપોવનમાં મહર્ષિના આગળને આનંદ આનંદ થઇ ગયો. આશ્રમવાસીઓ, ઋષિ મુનિયો, ઋષિકુમારો, બધા મહર્ષિને પૂજન કરી પ્રણામ કરવા લાગ્યા. તથા હાથ જોડી મહર્ષિના આશિર્વાદની કામના કરવા લાગ્યા.

એ સર્વને આશિર્વાદ આપતા આપતા મહર્ષિ છેવટે પોતાના આશ્રમમાં આવ્યા. આશ્રમમાં આવતા બરોબર એમણે દરવાજામાંથી બૂમ મારીઃ 'શકુન્તલા ! બેટા શકુન્તલા !'

જવાબમાં આશ્રમના અંદરના ભાગમાંથી પ્રિયંવદા હસતી હસતી બહાર આવી. અને ઋષિને પ્રણામ કરી કહેવા લાગીઃ 'દાદાજી! . . ! શકુન્તલા પરણી ! હમણાં એ . છે. એને આશિર્વાદ આપો !'

'શકુન્તલા પરણી ?' આશ્ચર્યમાં ઋષિથી બોલાઇ જવાયું. 'હા, દાદા; પાત્ર બહુ સારું મળ્યું. તમે રાજા દુષ્યન્તની વાત નો'તા કે'તા ? તે પરાક્રમી રાજા તમારા ગયા પછી આશ્રમમાં આવ્યો હતો. એની સાથે એકમેકની પસંદગીથી લગન થયું. તમારી ખૂબ વાટ જોઇ. પરંતુ તમે જલદી પાછા ફર્યા નહિ અને રાજાને રાજધાનીમાં એકાએક પાછા ફરવાની જરૂર જણાઇ એટલે પછી લગન કરી એ ગયા છે.'

'ઓહ્ એમ, છે સારે ! ચાલો, ઠીક થયું.' બધી હકીકત જાણ્યા પછી પ્રસન્નતાથી મહર્ષિએ કહ્યું. અને તેઓ આશ્રમનાં પગથીઆં ચઢવા લાગ્યા.

એજ વખતે શરમાતી શરમાતી શકુન્તલા આશ્રમમાંથી બહાર આવી અને ઋષિના પગમાં 'દાદા ! આવ્યા ?' કહીને પડી.

શકુન્તલાને જોઈ મહર્ષિ એકદમ ઉભા રહી ગયા. એમણે પોતાના હાથમાંનું કમંડલ અને આસન શિષ્યને આપી દીધું અને લાગલા બે હાથવતી શકુન્તલાને ઉભી કરી અત્યંત વાત્સલ્યભાવથી એના માથે હાથ મૂકી બોલ્યાઃ

બેટા !

'આશાભર્યો જીવનકોડ પામો
પ્રપૂર્ણતાને-વદવું અમારું,
ખરું કરો શ્રીહરિ પૂર્ણ પ્રીતે,
અખંડ સૌભાગ્ય રહો તમારું !'

મહર્ષિનો આશિર્વાદ સાંભળી શિષ્યમંડળ સહિત સૌ પ્રસન્ન થયું, શકુન્તલાના અંતરને આરામ મળ્યો. અને પ્રિયંવદા અત્યંત આનંદ પામી મનમાં ને મનમાં બોલી, 'હવે હરકત નહિ. કણ્વદાદાના આ આશિર્વાદ આગળ દુર્વાસા મુનિનો શાપ ગમે તેટલો ભયંકર હશે. તોપણ એ ઝાઝો રોફ નહિ મારી શકે !'

## ૫. સાસરે ચાલી

શકુન્તલાની વિદાય લઇ રાજા દુષ્યન્તને ગયે ઘણા દિવસ થયા હતા. છતાં એના તરફથી શકુન્તલાને તેડવા કોઇ આવ્યું નહિ, તેથી શકુન્તલા મનમાં ને મનમાં દુઃખ પામતી હતી. એને બિચારીને ખબર નહતી કે દુર્વાસા ઋષિએ દીધેલા શાપને લઇને એનો સ્વામી એને સાવ વિસરી ગયો છે. અને એથી જ એના તરફથી કોઇ માણસ તેડવા આવ્યું નથી.

પણ પ્રિયવંદા સમજવાનું સમજી ગઇ ગઇ હતી. એથી દિવસે દિવસે પોતાની સખીને ક્ષીણ બનતી જતી જોઇને, એક દિવસ કણ્વમહર્ષિ પાસે જઇ શકુન્તલાને એના સ્વામીને ઘેર મોકલવા માટે એણે વિનંતી કરી.

ડાહ્યા મહર્ષિને પ્રિયવંદાની વાત સાચી લાગી. દુષ્યન્તને ગયે છ આઠ માસ જેટલો સમય થઇ ગયો હતો તેમ શકુન્તલા ગર્ભવતી બની હતી એટલે એટલે એ સ્વામીને ઘેર જ હવે શોભે. એમ એમને સમજાયું. એથી શકુન્તલાને રાજા દુષ્યન્ત પાસે પહોંચતી કરવા એમણે રૂદકંઠ અને શાન્તરવ નામના પોતાના બે શિષ્યોને આજ્ઞા કરી.

મહર્ષિની આજ્ઞા મુજબ, શુભ દિવસ આવતાં, શકુન્તલા જવા તૈયાર થઇ. પરંતુ આશ્રમના પગથીઆં ઉતર્યાં પછી એના પગ આગળ ચાલતા જાણે અટકી પડયા. જન્મી ત્યારથી તે અત્યાર સુધીમાં જે ભૂમિ આગળથી પોતે જરાપણ દૂર ખસી નથી, તે ભૂમિને હંમેશની ત્યજવાનો હવે અવસર આવશે. એ વિચારે એ વિચારે એને અસ્વસ્થ બનાવી મૂકી. આશ્રમનાં ઝાડવાં, તપોવનનાં પ્રાણીઓ, બાળપણથી સાથે ઉછરેલી તમામ કુમારીઓ એ સર્વનો સંગ છોડીને પોતાને દૂરના અજાણ્યા પ્રદેશમાં જિંદગીભર રહેવું પડશે એ વિચાર શકુન્તલાને ખૂબ દુઃખ આપવા લાગ્યો. પણ ગયા શિવાય આરો નહતો. એટલે મન દૃઢ કરીને એણે આગળ જવા પગલાં ભરવા માંડયાં.

ખરે,

જનમીને જનની પગલી પડે,<br>
પ્રથમ જે ધરતી પર તે તણી<br>
સહજમાં પ્રીત ના વિસરાય છે,<br>
મધુર બાલપણું વિતતું જહીં.

આખા તપોવનનાં નાનાં, મોટાં, સ્ત્રી, બાળક—સર્વ શકુન્તલા સાસરે જાય છે એમ જાણી કણ્વ ઋષિના આશ્રમ આગળ ભેગાં થયાં હતાં. એમણે જોઇને શકુન્તલા જરા અટકી અને માથુ નમાવી સર્વને એણે પ્રણામ કર્યા. જવાબમાં ઉંચા હાથ કરીને ઋષિમુનિયો તથા ઋષિ પત્નીઓ આશીર્વાદ આપવા લાગ્યાં અને 'સૌભાગ્યવતી ભવ, સૌભાગ્યવતી ભવ !' એમ બોલવા લાગ્યાં.

આ વખતે રૂદકંઠ અને શાન્તરવ તૈયાર થઇને આવી પહોંચ્યા—એમની પાછળ મહર્ષિ કણ્વ આવ્યા. પ્રિયંવદા અને અનસૂયા તો શકુન્તલાની સાથે જ હતી, એટલે સર્વ મંડળ હવે આશ્રમની બહાર જવા લાગ્યું.

આશ્રમની બહાર જતાં જતાં એક બાજુ બાંધેલી મહર્ષિની ગાયને જોઇ શકુન્તલા એની પાસે ગઇ—અને એના ઉંચા કરેલા માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં દર્દ ભર્યો કંઠથી બોલી, 'મા ! તારું જ દૂધ પીને હું મોટી થઇ છું. એથી તને છોડી જતાં મને પારાવાર દુઃખ થાય છે. પણ શું કરું ? અહીંથી ગયા શિવાય મારી બીજી ગતિ નથી. એટલે જાઉ છું—પણ તારું સ્મરણ મારા દિલમાંથી, કદિપણ ભુંસાશે નહીં.

મારે બદલે પ્રિયવંદા અને અને અનસૂયા તારી બરાબર સેવા કરશે. પણ મા ! તારી વિશેષ, સેવા કરવાનું ભાગ્ય મને હવે નહીં નહીં મળે એથી મને બહુ દુઃખ થાય છે.'

શકુન્તલાના આ શબ્દો સાંભળીને આશ્રમવાસીઓનાં હૃદય હલી ઉઠયાં.

એ પછી આગળ ચાલતાં જે હરણીના બચ્ચાંને શકુન્તલા રોજ રમાડતી હતી, તે ઓચીંતુ દોડતું દોડતું ત્યાં આવી પહોંચ્યું. અને શકુન્તલાનો માર્ગ રોકીને ઉભું.

શકુન્તલાના નેત્રમાં મૃગના બચ્ચાને જોઇ જળ ભરાઇ આવ્યું. એણે બચ્ચાના શરીર ઉપર વ્હાલપૂર્વક હાથ ફેરવીને મહર્ષિને કહ્યું, 'દાદા ! આ બચ્ચાને મારી બહુ માયા થઇ છે. એથી મને નહીં જુએ ત્યારે બહુ દુઃખ પામશે માટે એની કાળજી તમે બરાબર રાખશો. દાદા !

જનમ આપીને મા મારી ગઈ,
ગરીબ જન્મથી મા વિના થયું;
હરિણુ બાળ આ મેં ઉછેરીયું,
હૃદયના મીઠા ભાવને દઈ.

અને,

સતત સંગમાં માહરા રહી,
રીઝવતું મને એ કૂદી કૂદી,
નિરખશે નહીં એ હવે મને,
અરર, બાપડુ થઈ જશે દુઃખી!

'તું એની ચિંતા ના કરીશ બેન! એ તો આશ્રમની હરેક વસ્તુ તરફ તને જેવી પ્રબળ લાગણી છે તેવી તારે માટે સામી લાગણી સર્વની હોય ને! માટે કોઈ જાતનું દિલમાં દુઃખ ધર્યા વગર પ્રસન્ન હૃદયથી જા!'

મહર્ષિએ આમ જવાબ તો આપ્યો. પણ 'જા' કહેતા બરાબર એમનું હૃદય ...ી ઊઠ્યું. અને એમના નેત્રોમાં આંસુ ...ઈ આવ્યાં.

શકુન્તલા એ જોઈ લાગલી ઋષિના ગળે વળગી પડી અને બોલી, 'દાદા! દાદા! તમારા જેવાને મારા જવાથી દુઃખ થઈ રહ્યું છે, તો મારા હૃદયની શી સ્થિતિ હશે, એનો કોણ ખ્યાલ આપે?'

શરીર ઉપર ઓઢેલા ઉપવસ્ત્રના છેડાથી આંખો લુછતાં કણ્વઋષિએ કહ્યું, 'બેટા! જન્મથી તે અત્યાર સુધી પોતાની જ પુત્રી ગણીને કાળજીપૂર્વક જેને ઉછેરી હોય, એ કાયમની છોડીને ચાલી જતી હોય ત્યારે ત્યારે દુઃખ થયા શિવાય રહે ખરું? પણ બેન! પુત્રી બાપનું ઘર છોડીને સાસરે જાય ત્યારે માબાપની આવી દશા થાય છે જ. માટે એ વિષે તું જરાય દુઃખ ધરીશ નહિ.'

'દાદા! પણ મારા પગ આશ્રમમાંથી બહાર જવા ઉપડતા નથી. મને આ ભૂમિ સાથે બંધાઈ ગયેલ મમતાનો બંધ તોડી નાખતાં પારાવાર દુઃખ થાય છે.'

'ગાંડીરે ગાંડી,' સહેજ હસીને મહર્ષિ બોલ્યા. 'પોતાને ઘેર જવામાં જે કોઈ બંધ અટકાવી રાખતો હોય એને દૂર કર્યા વગર કંઈ ચાલે?' એમ કહીને મહર્ષિ આગળ આગળ થયા. એટલે સૌ એમની પાછળ ચાલવા લાગ્યાં.

આશ્રમની બહાર થોડે છેટે જતાં શકુન્તલાએ મહર્ષિને ફરીથી કહ્યું, 'દાદા! આપણા આશ્રમની ગંગા ગાય પાસે તમે રોજ સવાર સાંજ જજો. અને એની ખાસ કાળજી રખાવશો. તેમ પેલા હરણીના બચ્ચાની પણ સંભાળ લેશો. મારા વિયોગનું દુઃખ એમને લાગ્યા શિવાય રહેશે નહિ.'

'સારું બેન, તું કહે છે તેમ કરીશું.'

'અને પેલી મેં ઉછેરેલી વેલી છે એ સુકાઈ જાય નહિ તે પણ જરા જો જો દાદા!'

'વારુ વારુ.'

શકુન્તલા આમ, જેમના ઉપર મમતા બંધાઈ ગઈ હતી એવાની મહર્ષિને ભાળવણી કરતી જાય છે. એ જોઈ પ્રિયવંદાએ દર્દભર્યા કંઠથી પૂછ્યું: 'શકુન્તલા! તું સર્વની ભાળવણી કરે છે તો કહે, અમારી ભાળવણી તું કોને કરે છે?'

પ્રિયવંદાના શબ્દો સાંભળી શકુન્તલા એકદમ લાગણીવશ થઈ ગઈ. અને પ્રિયવંદાની છાતી ઉપર મૂકી રડવા લાગી.

પ્રિયંવદા અને અનસૂયાનો પણ હૃદય ઉપરથી કાબૂ જતો રહ્યો થોડીવારે ડૂમો ખાલી થતાં શકુન્તલા ગળગળા સ્વરથી બોલી: 'પ્રિયવંદા! બેન! તારો વિયોગ મારાથી સહન થશે નહિ. જેટલું દુઃખ મને દાદાજીના વિયોગથી થાય છે એટલું જ તને છોડીને

જવામાં મને થાય છે. બેન! તારી મારા પ્રત્યેની લાગણી અનન્ય છે. તેમ તારા ઉપકાર અનેક ઘણા છે. એ બધાનો ઉપકાર મારાથી કદિપણ વાળી શકાશે નહિ. પ્રિયંવદા! અનસૂયા! તમે મારી સગી બેનો જ છો. તમારા વગર હું એકલી કેવી રીતે રહી શકીશ?' બોલતાં બોલતાં ફરીથી હૃદય ભરાઇ આવવાથી પ્રિયંવદાને ગળે બાઝી શકુન્તલા રડવા લાગી.

નાનાં મોટાં સર્વ આ દશ્ય જોઇને લાગણી વશ થઇ ગયાં. આખરે હૈયાંને કઠણ કરીને મહર્ષિએ સર્વને ઉપદેશ આપી શાન્ત કર્યાં. અને પોતાના શિષ્યોને, રાજા દુષ્યન્તને પોતાના તરફથી આશીર્વાદ સાથે આપવાનો સંદેશો જણાવી છેવટે શકુન્તલા તરફ જોઇને કહ્યું:—

'બેટા! તું સુશીલ છું. તારામાં કહેવાપણું નથી. તો પણ હંમેશાં આટલી વાત ધ્યાનમાં રાખજે:

છોળો લક્ષ્મીતણી ઉડે ઘર વિષે
તોયે ન ગર્વે ફૂલે,
મોટાંને દઇ માન, સેવક જનોને
જે જરા ના ભૂલે;
વાણી વર્તનમાં સુધા, હૃદયમાં
ના પાપ આવે કદિ,
જેની મંગલ સ્વામીના ચરણમાં
રેંતી સદાયે મતિ.
તે નારી જગમાં ખરા જીવનને
જાણે, પૂજાતી બધે,
સન્નારી થઇને કુટુંબ કુળને
તારે—સુકીર્તિ વધે;
આથી જે અવળુ જીવે જીવનને,
ધિક્કારને પામતી,
ને તે સ્ત્રી કુલટા બની જગ વિષે
ના સુખ પામે રતી.'

એવામાં સામે શુભ શુકન થવાથી મહર્ષિની સૂચના સ્વીકારી, સર્વને મળી, ઋષિને પગે લાગી, પોતાની સખીઓને ભેટી, શકુન્તલા રૂદ્રકંઠ અને શાન્તરવ સાથે ચાલી.

વળીવળીને પાછું જોતી અને પાલવથી આંસુ લુછતી એવી આશ્રમમાં સર્વની માનીતી બનેલી શકુન્તલા, જ્યાં સુધી જતી દેખાઇ ત્યાં સુધી બધાં એને જોતાં જોતાં ઉભાં. પછી એના શીલનાં, ગુણનાં અને લાગણીભર્યા હૃદયનાં વખાણ કરતાં કરતાં પોતપોતાના આશ્રમમાં ગયાં.

મહર્ષિ કણ્વ સૌ પહેલા આશ્રમમાં દોડી ગયા હતા. શકુન્તલા જવાથી એમની અસ્વસ્થતા વધી ગઇ હતી—એથી આશ્રમમાં આવી, આસન લગાવી, એ ધ્યાનમાં બેસી ગયા. પણ કેમેય કર્યું એમનું મન તે દિવસે ધ્યાનમાં લાગ્યું નહીં.

## ૬. અસ્વીકાર

'મહારાજ, મહર્ષિ કણ્વના આશ્રમમાંથી એક સ્ત્રી સાથે બે ઋષિકુમારો આવ્યા છે—અને તે આપને મળવા ઇચ્છે છે.'

રાજા દુષ્યન્ત રાજભુવનના આગળના ઓરડામાં બેઠો હતો ત્યાં દ્વારપાળે આવી ઉપર પ્રમાણે કહ્યું.

'મહર્ષિ કણ્વના આશ્રમમાંથી આવ્યા છે? જા, જા, એમને સત્વર પ્રવેશ કરાવ! ઋષિ-મુનિયો કે સાધુસંતોને મારી પાસે આવવા માટે પરવાનગીની જરૂર ન હોય.' રાજાએ જવાબ આપ્યો. અને પોતે આસન ઉપર સ્વસ્થ થઇને બેઠો.

રાજાની આજ્ઞા મળતાં શકુન્તલા સાથે શાન્તરવ અને રૂદ્રકંઠે પ્રવેશ કર્યો. એમને જોઇને આસન ઉપરથી ઉઠી રાજાએ નમસ્કાર કર્યો. અને પોતાની સામે આસન પર બેસવા જણાવી કહ્યું: 'બોલો, ભગવાન કણ્વની શી આજ્ઞા છે?'

જવાબમાં આશિર્વાદ આપી શાન્તરવે કહ્યું: ' નરપાળ ! કણ્વ મહર્ષિએ જણાવ્યું છે કેઃ—

( નારાચ )

શકુન્તલા અમારી આપને ભૂપાલ ! છે વરી,
થતાં સુપ્રીત એકમેક શું અહો ખરેખરી;
કુલીન ! એહને તમારી રે સગાઇ છે ખરી,
દુભાય એથી ના સુશીલ જો શકુન્તલા જરી.

' તમે કોનો સંદેશો કહો ઋષિકુમાર ? શકુન્તલા કોણ ? ' શાન્તરવના મુખથી સંદેશો સાંભળી આશ્ચર્યમાં રાજા બોલી ઉઠયો.

' મેં મહર્ષિ કણ્વનો સંદેશો કહ્યો રાજન ! અને શકુન્તલા તે આપની ધર્મપત્ની. મહર્ષિના આશ્રમમાં આપ આવ્યા ત્યારે જેની સાથે ગાંધર્વલગ્નથી આપ જોડાયા હતા તે. '

' હું ગાંધર્વ વિધિથી પરણ્યો હતો ? ...ના સાથે ? '

' હા. હા. આપ કેમ એટલામાં ભૂલી ...? હજુ દસ મહિના પણ એ વાતને ...ના નથી. '

' આશ્રમમાં હું આવ્યો હતો એ વાત ખરી. પણ ત્યાં કોઇની સાથે લગ્નગ્રન્થિથી જોડાયો હોઉં તેવું મને યાદ નથી. '

' એટલે એ કે તમે કહો છો એ વાતમાં મને મુદ્દલ સમજ પડતી નથી. અરે ! શકુન્તલા એ નામ જ આજ પહેલવહેલું સાંભળ્યું ને ! '

રાજાનો આ જવાબ સાંભળી શાન્તરવ સ્તબ્ધ થઇ ગયો. પાછળ ઉભેલી શકુન્તલાનું માથુ નીચુ થઇ ગયું. અને રૂદ્રકંઠ પણ ક્ષણેક વિચારમાં પડી ગયો. પણ કણ્વઋષિનો આ શિષ્ય જરા જલદ પ્રકૃતિનો હતો. અધર્મની વાત કોઇ કહે કે તરત એનું લોહી ઉકળી આવતું. એટલે રાજાના જવાબમાં એ બોલી ઉઠયો, ' ઓહ, આ કેવો જવાબ ? ધર્મને સાક્ષી રાખીને જેને પોતાની પત્ની બનાવી છે, તેની સાથે લગ્ન જ થયું નથી અને તેનું નામે ય પ્રથમવાર સાંભળું છું એમ જણાવી તમે બ્રાહ્મણોનો ઉપહાસ તો કરતા નથી ને રાજન ! '

હાથ જોડી રાજાએ કહ્યું, ' બ્રાહ્મણોનો ઉપહાસ ? અને તે પુરુવંશના રાજાના હાથે ? એ તે કદિ બને ? '

' ત્યારે આ શું ? '

' સત્ય હકીકત. જે વસ્તુ બની જ ન હોય તેનો ખુલાસો તો કરવો પડે ને ! '

' એટલે મહર્ષિની અત્યંત લાડકવાયી એવી શકુન્તલા સાથે તમે લગ્ન કર્યું નથી ? '

માથુ હલાવી રાજાએ સ્પષ્ટ રીતે કહ્યું, ' ના. '

' ના ? અરે શકુન્તલા ? આગળ આવ ! ' કહીને રૂદ્રકંઠે પોતાની પાછળ ઉભેલી શકુન્તલાને આગળ કરી. અને પછી બોલ્યોઃ

' રાજા, આ બાઇને તમે ઓળખો છો ખરા ? '

પાલવનો છેડો હાથમાં ઝાલીને નીચુ માથુ કરી ઊભેલી શકુન્તલા તરફ જોઇ દુષ્યન્તે કહ્યું: ' જરા પણ નહિ. '

એ સાંભળી ઉંચા સ્વરથી રૂદ્રકંઠ બોલ્યો, ' શું કહો છો ? આ બાઇને—આ શકુન્તલાને તમે ઓળખતા નથી ? અરે, જેની સાથે તમે લગ્ન કર્યું, જેને જલદીથી તમારી પાસે તેડાવી લેવાનું તમે વચન આપ્યું હતું, અને જેના પ્રત્યે તમે અનહદ પ્રેમ બતાવ્યો હતો, તે ગુણવતી શકુન્તલાને ' જરા પણ ઓળખતો નથી ' એમ કહીને મહર્ષિ કણ્વને અને આસુંચરિતાને અપમાન આપવાની હિંમત કરો છો રાજન ? '

' એવું પાપ કરતા પહેલાં આ હૃદયના હજાર હજાર ટૂકડા થઇ જાય ઋષિકુમાર ! સ્ત્રી, બ્રાહ્મણ અને સાધુ-સંતોનું ગૌરવ વધારવું તેમ સંપૂર્ણ મર્યાદાનું ચુસ્તપણે

પાલન કરવું એ પુરુ વંશના હરકોઇ બાલકનો પ્રધાન ધર્મ છે. પરંતુ જે વાત સત્ય હોય તે ન કહેવી જોઇયે ? ' જરા પણ અસ્વસ્થ થયા શિવાય રાજાએ કહ્યું.

આ સાંભળી ગુસ્સામાં રૂદકંઠ કંઇ કહેવા જતો હતો તેને અટકાવી શાન્તરવે શકુન્તલા તરફ જોઇને કહ્યું, ' હવે રાજાને જવાબ-શકુન્તલાએ પોતે જ આપવો જોઇએ. '

નીચુ જોઇ અનેક અનિષ્ટ શંકાઓ કરતી શકુન્તલાએ શાન્તરવના શબ્દો સાંભળી માથુ ઉંચુ કર્યું અને રાજાની સામે જોઇ મૃદુકંઠથી બોલી, ' આર્યપુત્ર ! આપના જવાબ સાંભળી હું મુંઝી ઉઠી છું. આપની સાથે મારે કઇ પેરે વાત કરવી એની મને સમજ પડતી નથી. આપ દાસીને ટૂંક સમયમાં આમ સાવ વિસરી જાવ તેવા નથી. છતાં આમ અજાણ્યાની માફક આપ વર્તાવ કરો છો એથી હું ખરેખર મુઝાઇ ગઇ છું. '

' બાઇ ! તમારા શબ્દોથી હુંય મુઝાઇ ગયો છું. અને એથી વિનવું છું કે મારી મતિમાં કંઇ પ્રકાશ પડે તેવી હકીકત તમે જો રજૂ ન કરી શકો તેમ હો, તો કૃપા કરી આ વાત હવે બંધ કરી મને અધર્મ કરતાં અટકાવો ! પરસ્ત્રી સાથે આ પ્રકારનો વાર્તાલાપ કરવો અને સાંભળવો એ અમારા માટે બહુ અયોગ્ય છે. ' દુષ્યન્તે વાત કહી.

' હું પરસ્ત્રી આર્યપુત્ર ? ' દુઃખથી સળગી ઉઠી શકુન્તલા બોલી અને એની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એ જોઇ રૂદકંઠ બોલ્યોઃ,

' શકુન્તલા તારે જે કંઇ રાજાને ખાત્રી પડે તેવું કહેવાનું હોય તે કહે. અથવા એંધાણી બદલ બતાવવાનું હોય તે બતાવ ! વ્યર્થ વાર્તાલાપ લંબાવી અધર્મની વાતો સાંભળવી એ અમને ઝજ઼ેર પીવા જેવું લાગે છે. '

' ઠીક તો હું તેમ કરુ છું ' એમ કહી એણે રાજા તરફ જોઇને કહ્યુંઃ ' મહારાજ ! આપે આપના નામાક્ષરવાળી મુદ્રિકા મને ભેટ આપી છે તે હું રજૂ કરું તો આપને અમારા કથન ઉપર વિશ્વાસ બેસશે ખરો ? '

' મારી મુદ્રિકા ? બતાવો ! બતાવો ! મેં ભેટ આપી હોય અને તે તમે બતાવો છતાં મને કશું યાદ ન આવે એ બનેજ નહિ.'

' તો જુઓ, ' એમ કહી શકુન્તલાએ પોતાના હાથ તરફ વીંટી કાઢવા નજર કરી. પણ ' ઓહ્ ' હાથની આંગળી પર વીંટી હતીજ નહિ શકુન્તલા એ જોઇ ગભરાઇ ગઇ અને જડ જેવી થઇ ગઇ.

એની એ સ્થિતિ જોઇ દુષ્યન્તે પૂછ્યું, ' કાં ? વીંટી નથી ? કયાં ગઇ ? '

' મહારાજ ! મારું નસીબ અવળુ હોય એમ લાગે છે. વીંટી અત્યારે જોતાં હાથ ઉપર જણાતી નથી એથી એ આંગળીએથી સરી પડી હોય એમ લાગે છે, ઘણું કરીને રસ્તામાં આવતા શચીતીર્થમાં હું સ્નાન કરવા ઉતરી હતી એટલે ત્યાંજ એ સરી પડી હશે. '

' તો પછી હવે તમારું કથન પ્રમાણ વગરનું હોવાથી અસ્વીકાર્ય બને તેમાં શી નવાઇ ? '

' પણ આપણે હું હજુ કેટલીક, આપની અને મારી વચ્ચે આશ્રમમાં છાની વાતો થઈ હતી તે કહેવા માગુ છું. એ સાંભળ્યા પછી આપને યોગ્ય લાગે તેમ કરશો. '

' નારે ના, હવે વધારે બોલી મને પાપમાં નાખીશ નહિ બાઈ ! હું તને ઓળખતો નથી. તેમ તારે ને મારે કંઇ વાર્તાલાપ થયો નથી. એટલે હવે કૃપા કરી મને આ ભયંકર વાતાવરણમાંથી મુક્ત કર. '

દુર્વાસાઋષિના શાપથી રાજા દુષ્યન્ત, શકુન્તલાને સાવ વિસરી ગયો હતો. એથી

શકુન્તલાની હરેક વાત એને અધર્મથી ભરેલી લાગતી હતી. અને એ કારણે એને હવે એ અટકાવી દેવા માગતા હતા.

પણ શકુન્તલાની સ્થિતિ રાજાના ઉપરના શબ્દોથી અત્યંત ખરાબ થઈ ગઇ. એની આશાના ભુક્કા થઇ ગયા. એનું મધુરું સ્વપ્ન ઉડી ગયું. એની ઊર્મિઓ થીજી ગઈ. અને વિશાળ રણમાં ભૂલા પડેલા અજાણ્યા મુસાફરના જેવી એની દુઃખદ દશા થઇ ગઇ.

રૂદ્રકંઠ એ જોઇ ક્રુજી ઉઠયો. એ લાગલો રાજાને ઉદ્દેશી બોલ્યોઃ ' રાજા ! શકુન્તલાને અનાદર કરી તમે મહર્ષિ કણ્વનું અપમાન કર્યું છે. અને મહર્ષિનું અપમાન એટલે ખુદ ધર્મનું અપમાન છે, એ ન જાણતા હો, તો જાણી લેજો ! આ સુચરિતા કે જેણે કોઇની પણ સલાહ લીધા શિવાય માત્ર તમારા વચન ઉપર વિશ્વાસ મૂકી પોતાનું જીવન તમને અર્પણ કરી દીધું, એ ખરેખર એના ...થી મોટામાંમોટી ભૂલ થઇ ગઇ છે. એણે ... કાચના કકડામાં કિમતી હીરાને જોયો, ...ને સુવર્ણ માની લીધું અને બગલાને ...સ સમજી લઇ પોતાનું જીવન નષ્ટપાય કરી નાખ્યું. એ અત્યંત પરિતાપની વાત છે. પરંતુ હવે અમારે એ સંબંધી વિચાર કરવાનો નથી. અમે અમારો ધર્મ બજાવ્યો છે. અને મહર્ષિની આજ્ઞા મુજબ શકુન્તલાને તમારી પાસે રજૂ કરી છે. હવે એ જાણે ને તમે જાણો. અમે આ ઠેકાણે હવે ઘડી પણ રોકાવું પસંદ કરતા નથી. એટલે રજા લઇશું. પરંતુ ખ્યાલમાં રાખજો ! કણ્વ મહર્ષિની અત્યંત લાડકી અને પવિત્રતાની સાક્ષાતમૂર્તિ સમી આ તમારી ધર્મપત્ની શકુન્તલા કે જે હાલમાં ગર્ભવતી છે એનો અસ્વીકાર કરશો તો તમારા માનસિક દુઃખનો પાર નહિ રહે.' એમ કહી, શાન્તરવનો હાથ પકડી રૂદ્રકંઠ કણ્વ મહર્ષિના આશ્રમ તરફ ચાલી નીકળ્યો.

આ બાજુ રૂદ્રકંઠ છેલ્લાં શબ્દો રાજાને સંભળાવી રહ્યો હતો તે વખતે શકુન્તલા અત્યંત દુઃખી બની ગઇ હતી. એને ધરતી માગ આપે તો એમાં સમાઇ જવાની ઇચ્છા થઇ આવી. અથવા માથુ પટકીને રાજાના ચરણમાં પ્રાણત્યાગ કરવાની ઊર્મિ થઇ આવી. પરંતુ એકેય વિચાર એ નક્કી કરે ત્યાર પહેલાં એની આંખે અંધારાં આવ્યાં. અને રૂદ્રકંઠ ગયો કે તરત એ જમીન પર પટકાઇ પડી.

થોડીવારે મુર્છામાંથી એ જાગી ત્યારે રાજભુવનની એક દાસી માત્ર ત્યાં ઉભી હતી. તેણે જણાવ્યું, ' બાઇ ! તમારે જ્યાં જવું હોય ત્યાં તમને મોકલી આપવા મહારાજે આજ્ઞા કરી છે. આ રાજભુવનમાં ધર્મની દષ્ટિએ તમને સ્થાન આપી શકાય નહિ. માટે કૃપા કરીને તમે કહો તે પ્રમાણે મહારાજ તમારે અહીંથી જવાની વ્યવસ્થા કરે. '

એ સાંભળી દુઃખિત સ્વરે શકુન્તલા બોલી, ' મારે કોઇ વ્યવસ્થાની જરૂર નથી બેન ! હું મારી મેળે નસીબ લઇ જશે ત્યાં ચાલી જઇશ. તારા મહારાજને કહેજે કે એ ધર્મનું શરણ લઇ હવે નિશ્ચિંત રહે ' એમ કહી પાલવ વતી આંસુ લુછતી લુછતી શકુન્તલા, રાજભુવનની બહાર નીકળી નગર બહારના રસ્તા તરફ ચાલવા લાગી.

પણ નગરની બહાર નીકળવાનો ટૂંકો માર્ગ પસાર કરી એ નગર બહાર આવી એટલામાં તો એને પગની શક્તિ હણાઇ ગઇ હોય એમ લાગ્યું. એથી એ એક ઝાડના થડનો ટેકો લઇ જરા વાર ઉભી રહી. પણ ધીમે ધીમે દર્દ અસહ્ય બનતાં એને ફરી વાર મુર્છા આવી અને ઝાડ નીચે પછડાઈ પડી.

બરાબર એ જ વખતે આકાશમાંથી ઇન્દ્રની અપ્સરા મેનકા, ત્યાં આગળ રહી વિમાનદ્વારા જંઇ રહી હતી. એણે શકુન્તલાને પડેલી જોઈ અને લાગલી ' ઓહ, આ તો મારી શકુન્તલા ! ' એમ બોલી એ નીચે ઉતરી આવી. અને બેભાન શકુન્તલાને ઉંચકી વિમાનમાં નાખી સત્વર પોતાના માર્ગે ચાલી ગઇ.

(ચાલુ)

# એક પત્ર

લેખક :
શ્રી. ' પ્રશાન્ત '

મધુકર બીલ્ડીંગ
ભૃગુપુર,
તા. ૧૨–૫–'૪૬

પ્રિયબ્હેન લતા,

પરણ્યા પછીનો આ કદાચ પહેલો પત્ર હશે. સાસરે આવ્યાને પૂરા પાંચ મહિના થયાં, છતાં તારો કાગળ ન આવ્યો. ખેર ! પોરટમાં હું જ પ્હેલી ખટાવું છું.

લગ્ન પહેલાં મારા સાસરાની કુલિનતા વિશે મેં સાંભળેલું. ' એમનો ' આછકતરો પરિચય હશે દિશામાંથી લીધેલ. આશાના મિનારા, રેતીપર ચણેલી ભવ્ય મહેલાતો પવનની રહેજ ફૂંકે આમ ભસ્મિભૂત થશે એવો સ્વપ્ને પણ મને ખ્યાલ નહિ. બ્હેન ! ઘરમાં આવી ત્યારથી બધાજ મારા ઉપર મને પોતાની કરવા જાદુ અજમાવવા લાગ્યા. લતા, સાંજ પડે ને મંદિર સાંભરે છે. કેવો નિર્દોષ આનંદ અનુભવતાં ! હું ભાભી સાથે વહેલી નીકળી તારે ત્યાં આવતી, અને ત્રણેય, દર્શન કર્યા પછી અડધોક કલાક મંદિરની અગાસીમાં ગાળતી, ત્યાંથી દર્શન દેતી, આવકારી હાસ્ય છોળો વેરતી નદી; પીયુના ઘરની કંઇ કંઇ છાની વાતો કરતો સમીર, હરહંમેશનો મારા મુખડ સામુ નિહાળી પ્રવનાર માનીતો ઘોવાનો પથરો, અને પાણીડાં ભરવાં આવતાં બંધાયલી પ્રીત તો પાત્ર કૂવો ના નાદો દૂરદૂરથી સાંભળું છું અને રોટલા કરતાં ઘડીભર થંભી જાઉં છું. મંદિરમાં થોકે થોકે ઉભરતાં ટોળાં મારા ભાગ્ય ઉપર વારી જતાં મારી સામું આંગળી ચીંધતાં, ત્યારે મારા જીવનસાથી કેવા અલૌકિક પ્રિયતમ નિવડશે એ વિચારે છાતી ગજગજ ફૂલતી, અને સોણલાંમાં વિહરવા માંડતી ત્યાં તારા કોમળ હાથ મને ભાનમાં લાવતાં. કેવું રોમાંચક વાતાવરણ ! મારું કુટુંબ જૂના વિચારવાળું ગણાય. પણ 'એ' ભણેલા હોવાથી ન્યાતમાં વધુ ભાર પડવા માંડયો. એમણે પહેલી રાત્રે કહ્યું ' આપણે હજી ઉંચી કક્ષાએ જવું છે, સમાજ એક આદર્શ યુગલ તરીકે આપણે ઓળખાઇએ; તારી સાહેલીઓ પણ એ દેખી દાઝે. ' એવી મંગળ ભાવના તે વખતે પ્રદર્શીત કરી. એ નિશ્ચયથી કદાચ અમારી ને જૂનવાણી વચ્ચેના ઘર્ષણનો પાયો નંખાયો હશે એમ આજે અનુમાન કરું છું.

મારી સાસુ ( ' સાસુજી ' લખતી નથી કારણ નામ એમને માટે મોટું લાગે છે. ) ઘુષ્યાળું, લુચ્ચાં ( બળ્યું ઘર ફોડતાં એ લજવાઉં છું ! ! ) અમારું પણ સુખ જોઇને બળી મરનાર, દિવસ મધ્યે અમને સાથે કદિ જોવા નહિ ઇચ્છનાર, સુખવાંચ્છુ, ક્રોધી, સસરાજીની પ્રતિષ્ઠાથી પોતાને માનભંગ માનનાર, નખરાળાં અને પ્હોંચેલ બુદ્દી: સસરાજી ભોળા, ઉદાર, કર્તવ્યનિષ્ઠ, રાષ્ટ્રપ્રેમી અને સોટચનું સોનું: સાસુની અંતર વ્યથા વ્યક્ત કરું તો એ સસરાજી, વડસાસુ, નણંદ દીએર અને હું એમના કણાં કરીએ. સસરાજી સામી બાજુનું સત્ય નિહાળતા દબાઇ જતાં, ઇચ્છે દુશ્મનનુંય ભલું, છે સર્વ સ્ત્રી શક્તિના જાણકાર, છતાં એમનો સંસાર, વિષમય સંસાર વધુ ઝેરી ન બને માટે ઇચ્છે એકતા અને કૌટુંબીક પ્રગતિ.

તું હસતી હશે. હું ઝળઝળીઆં સાથે લખું છું. આજે રડીરડીને આંખ સૂઝી ગઇ છે. હવે નીર ખૂટયાં છે. ખાધું નથી. સારોય દિન પગે કમકમાં આવ્યાં સુધી કામ કર્યું

છે. વાત નજીવી ગણાય. બધાંય બેઠાં હતાં. તે વખતે, સાસુ કહે છે, સસરાજી સાસુ જોઇ હું હસી!!! એટલે? એટલે એજ કે હું ખરાબ ચાલની છું. સાથે પિતાતુલ્ય સસરાજીને પણ સાસુ ન ઓળખી શકયાં, આટલાં વર્ષો સાથે રહ્યાં છતાંય, અને બદનામીનો ટોપલો એમણે નિતિમાં ધર્મ અને દાનમાં કર્ણ જેવા વડિલ સસરાજી ઉપર ઢોળ્યો! એમના પતિ–દેવ–સર્વસ્વ ઉપર એમને વિશ્વાસ ન આવ્યો. બ્હેન! હું જાણું છું ઘણીયે અસહાય હિંદુ કુલવધૂઓ શ્વસુર પક્ષના વડિલનો હવાસભોગ બનતી હશે. પણ મારા કુટુંબમાં એવું નથી. સાસુથી આ કહેવાય કેમ? અને તે મને? એમને શા માટે નહિ? અરે! પોતે જાતે આમ બોલી પણ કેમ શકે? મને પતિવ્રતાના પાઠ શીખવનાર સાસુનું આટલું " ઉંડું " જ્ઞાન હતું!! આમ હું અન્યાય સહન કરતાં શીખી, પીયરીયાંના અણછાજતાં તહોમત વહોર્યાં, પરપર આ દિલ ખોલતાં લાજી, નહિ સાંભ-.નાની બોલકહારી ઉલ્લાસથી ઝીલી અને શ્રાવણ ભાદરવો વરસાવતી છતાં કામ કર્યું, પણ " આપણી દિકરી પારકાંની વહુ થશે " એ સૂત્રનું તત્વજ્ઞાન સાસુ સમઝયા નહિ. નવી વહુ આવે, ઘરનો બધોજ ધંધો સોંપી નિવૃત્તિ સેવવાની વૃત્તિ, વંશવૃદ્ધિમાંજ લગ્નનો આદર્શ સમાવવાની તમન્ના અને 'વડિલગીરી' નો દાવો; આ ત્રણ દલીલો સાસુને ખોળે વસે છે. અને સૌથી પહેલા " શ્લાઘાપુરાણ "ના જે અનેક અધ્યાયો હોય છે તેમાં પોતે વેઠેલાં વૈતરાં, દીઠેલી લીલીસુકી, પોતાની બુદ્ધિ કૌશલ્યતા, પોતાની કુંકુમ પગલી પડતાં અગાઉ ઘરમાં કેવું અંધેર હતું, અને આવ્યા પછી કાંઇ નહિ તોયે ' દિકરી દિવો ' કેવી રીતે રહ્યો, કેવી રીતે ઝૂંપડીમાંથી હવેલી–બંગલા થવા લાગ્યા, ન્યાતજાતમાંથી ઉખેડી નંખાયલા પોતાના આવ્યા પછી સમાજમાં કુટુંબે કેવું ચિરસ્થાન પ્રાપ્ત કર્યું અને પોતાનેજ પગલે પગલે હવે લક્ષ્મી કેવી રીતે દોડતી, બાઝતી આવતી જાવે છે–આ વિષયને ચર્ચતા અધ્યાયો મુખ્ય હોય છે, એ મને હવે સમઝાય છે.

લતા, લતા આ હોળી તો હિંદુ સમાજના પ્રત્યેક ઘરમાં છે. બ્હેન વાત સાંભળી કંટાળો આવતો હશે. આ કાગળના ટૂકડે ટૂકડા કરી નાંખવાનું મન થશે, છતાં ય બ્હેન આ આક્રંદ કથા મારી છે તારી નાનપણની સહીયરની છે, એક સન્માન જીવવા મથતી અબળાની છે, આપણી કલંક ગાથા છે એટલી તો દયા લાવજે! તારૂં સ્મરણ કરતી છૂટી પડું તે અગાઉ મારૂં દિલ ઉકેલી જો. અંદર ઉઠતા ભડકાની ચિનગારીનો સ્પર્શ સરખો ય મનુષ્ય તરીકે જીવવા ઇચ્છનારને ક્રાંતિકારી બનાવે એમ છે!

ડોસી મર્યાનો ભય નથી, જમ પેંઠાનો ભય છે. કામ કરૂં એટલે જરૂર શરીરે કસતર થાય. રાત્રે અગીયારે સુધ સવારે પાંચથી ઘંટીએ ચડું છું. બિચારા કંઇ શકુન્તલા, જુલીયેટ, બીએટ્રીસ અને એવી અનેક પ્રણય-ઘેલીનાં સ્વપ્નાં સેવી થાકયાં પાકયાં સાડા દશે રાત્રે મળે. સારોયે દિવસ છૂટાં રહીએ. દરમીયાન બોલવાનું તો બાજુ પર પણ સામું ય ન જોવાય! અડધા પોણા કલાકમાં દિલદાઝ કેટલી ઠાલવીયે? ઘણી વાર તો વાતો કરતાં કરતાં હું નિંદ્રાધીન થાઉં છું. પછી નથી ઉઠી શકતી, એ નક્કી મારૂં હતભાગ્ય છે. પસ્તાઉં છું, દરરોજ જાગવાની પ્રતિજ્ઞા તોડવી પડે છે, પ્રતિદિન એ શેકાય છે. મને ઉંચે દોરવાનો આશય તો બાજુ પર રહ્યો, હું એમના પ્રેમનો પડઘો ય પાડી શકતી નથી, કુપાત્ર છું પ્રસંગોને લીધે. સુનાનીમાં

અસ્ખલિત વહતું પ્રપણુ-ઝરણુ આમ સુકાય છે, નિસ્તેજ મુખી સામુ જોતાં જ એમનો પુષ્પધન્વા પાછો હઠે છે—આમ યંત્રવત જીવન નભ્યે જાય છે. ખરૂં જોતાં એ મારા.છે, હું એમની નથી રહી, શું કરૂં ? કોને કહું ?

બ્હેન, લગ્નમાં પ્રવેશતાં પહેલાં સુખ કલ્પવું એ મહાન ભૂલની પ્રતિતિ આજે થાય છે. વર–વધુ સરખી કક્ષાના હોતાં નથી. મારા બનાવમાં એ અનેક ઘણાં ચઢીયાતાં છે વિચાર, આચાર અને વાણીમાં હું એટલી પાછળ છું, સુખ સાગરમાં લ્હેરવું હોય તો મારે એમને સમજવાની સંપૂર્ણ તૈયારી રાખવી જોઇએ, એ હું સમજું છું, એટલે સો ડીગ્રી ઉપરથી એ ૯૦% ઉપર આવે અને ત્રીસ ઉપરથી મારે જ ત્યાં પહોંચવું રહ્યું ! કયારે ? કેવી રીતે ? એ બાજી હરિને હાથ છે.

લતા ! ખૂબ લખી નાંખ્યું, ઉભરામાં. તું દયા લાવે માટે નહિ. તારા ઉપર હક્ક છે માટે નહિ. અટૂલા જીવનમાં તારા વિના આ ખોખરી વીણાના સૂર સુણવા કોઇ તૈયાર નહોતું માટે નહિ. પણ આ કોયડાનો ઉકેલ તારી પાસેથી જડશે એ ઊંડી આશાથી ! સુખી-દુખી છું. પત્ર લખજે.

તારી જીવન સફળતા ઇચ્છતી
નિરંજના
ના વંદેમાતરમ્ !

# રસામૃતા

લેખક :
શ્રી. વસંતાત્મજ

વિશ્વકવિ શ્રી રવિન્દ્રનાથ ટાગોર સ્ત્રી જાતિને ઉદ્દેશતાં કહે છે. તમે અર્ધીક માનવી અને અર્ધીક કલ્પના છો.' રસ સાહિત્ય ચરિત્ર લેખન માટે એ વાત પ્રચલિત છે, કે 'તેમાં અર્ધું પધું વાસ્તક અને અર્ધી પર્ધી કલ્પના' રકત, માંસ, અસ્થિ, મજ્જાયુક્ત માનવ જેમ સત્ય છે, તેજ પ્રમાણે કવિના કલ્પ લોકે તે જે સર્વ રસોજ્જવલ છાયા-છબી વિતરણ કરે, તે પણ તેવી જ રીતે સત્ય છે; એ સત્યની આપણને પ્રતીતિ થતાં આપણે અત્યંત મુગ્ધ થઇએ છીએ, પુલકિત થઇએ છીએ; અને સવિસ્મય ચિત્તે વિચારીએ છીએ, કે કવિનું કથન શું સત્ય છે.'

કવિ રસનાં વિવિધ રૂપને સમજે છે. જ્યાં વિજ્ઞાન સત્યને એક ચર્મચક્ષુ અને બુદ્ધિ વિવેચનદ્વારા જ જોઇ શકે છે, ત્યારે કવિ અપરોક્ષ જ્ઞાન દ્વારા સત્યની એક અનેરી બાજુ પણ જોઇ શકે છે. વૈજ્ઞાનિકોની દૃષ્ટિ મર્ત્યભૂમિ તરફ રહે છે, કવિની દૃષ્ટિ હંમેશાં ઊર્ધ્વ માર્ગે વહે છે, કે જ્યાં સર્વ સત્ય તુરીયાવસ્થામાં લીન રહેલું છે. મનસ્તત્વવિદ્ જનોના મત પ્રમાણે બાલકની ક્રીડા પાછળ આત્મ પ્રકાશના અને ભવિષ્યના જીવનના માટે પ્રસ્તુત થવાની ચેષ્ટા રહેલી છે. "The plays of childhood are the Jerminal leans of all later life." કિન્તુ કવિ બાલકના હૃદયના મનુષ્યદેહમાં ભગવાનનો પ્રકાશ જુએ છે—સસીમમાં તેને અપરિસીમ લીલાનો આભાસ જણાય છે.

કવિ કવિની પ્રતિભામાં તફાવત અવશ્યમેવ છે, લેડી મેકબેથના વર્ણનકાલે મહાકવિ શેકસપિયર જે અન્તર્દ્વંદની જ્વલંત અભિવ્યક્તિ ઉજ્જવલતર રૂપે વ્યક્ત કરે છે, એમાં ઉણપ નથી. કિન્તુ મહાકવિ ભવભૂતિના ઉત્તર રામચરિતમાં સ્થળે સ્થળે અંતર્દ્વંદનું જે વિશેપત્વ રહે છે, તે તો અલૌકિક જ છે.

'अयि देव रघुकुलानन्द मंच
मम कारणात् क्लिष्टः असि।'

સીતા એ અફસોસ કરે છે, કે '-અરે! દેવતા સ્વરૂપ રઘુકુલ મણિ, મારે માટે તમે આટલું કષ્ટ સહન કરો છો!' સ્વામીના દુઃખે દુઃખ પ્રકાશ કરવો, એ મહિલાઓનો સ્વાભાવિક ધર્મ સમજાતાં-અનુભવતાં-સીતાદેવીનું સર્વ કરતાં મોટું દુઃખ-આન્તરિક વેદના-તેટલા માટે છે, કે મારે-મારા જ વિરહે-આર્યપુત્ર વિચલિત! અન્તર્દ્વંદનું આવી રીતે મનોમય વિશ્લેષણ એક જ વાકયમાં પ્રકાશ કરે છે, તેમને અનેક ધન્યવાદ ઘટે છે, લેડી મેકબેથનું પાતિવ્રત્ય આ પાતિવ્રત્ય આગળ મ્લાન જણાયા સિવાય રહેતું નથી, આર્યશાસ્ત્રો એ ભાવનાથી ભરપૂર છે, કે

विद्या समस्ता स्तव देवि भेदाः
स्त्रियः समस्ता सकला जगत्सु।
त्वयैकया पूरित मम्बयैतत्
का ते स्तुति स्तव्यपरा परोक्तिः॥

'વિશ્વે જે સ્ત્રીમૂર્તિ વિદ્યમાન છે, તે સર્વમાં તું છે.' અને એટલા માટે આર્ય સંસ્કારી જન સ્ત્રી જાતિનો મહિમા કોઇ કાલે ઉતરતો ગણાતો નથી. ગાડીના બે પૈડાં સમી સ્વામીની જોડે ચાલનારી જડ શક્તિ નથી, કિન્તુ તે રસામૃતદાયિની છે. અને તેથી જ તે અર્ધીક માનવી અને અર્ધીક કલ્પનામય મનોહર છે-ચિન્મય છે.

એ વાત સત્ય છે, કે સ્ત્રી અને પુરુષ એ વ્યક્તિરૂપથી સમાજ રૂપી દેહ રચાયલો છે. સમાજમાં ગૃહસ્થાશ્રમ એ મુખ્ય છે. એ ગૃહસ્થાશ્રમની શુચિતા અને સુન્દરતા સ્ત્રીના કર્ત્તવ્યબોધ અને જવાબદારીના જ્ઞાન ઉપર જેવી રીતે નિર્ભર રહે છે, તેવી રીતે પુરુષ ઉપર નથી રહી શકતી. સ્ત્રીજ જીવનના બોધની પૂર્ણચેતના સંસાર અને સમાજને પરિપૂર્ણ રૂપે દાન કરે છે. સંસાર અને સમાજમાં તેઓ જેટલો આત્મનિયોગ અધિકતર સંયત અને વ્યાપક કરે છે, તે પ્રમાણે જ સંસાર અને સમાજ સાર્થકતા પ્રાપ્ત કરી શકે છે.

સંસાર અને સમાજને સરળ અને સ-રસ બનાવવાને માટે વિધાતાએ સ્ત્રીઓનું સૃજન કરેલું છે, આર્યશાસ્ત્રોમાં સર્વ સ્ત્રીઓ ગૃહસ્થાશ્રમી જ હોવી જોઇએ, એવું વિધાન નથી-વિવાહિત જીવન ફરજિયાત નથી. ઘણીએ આજન્મ બ્રહ્મચારિણી રહેલી છે. છતાં જેમ ગૃહસ્થજીવનમાં સચવાતી શુચિતા કરતાં આર્યોના અન્ય આશ્રમત્રયમાં જે શુચિતા સાચવવાની તે ન્યૂનાધિક પ્રમાણમાં હોવા છતાં ગાર્હસ્થ્ય કરતાં વિશેષ છે. તદ્વત્ કુલવધૂ કરતાં બ્રહ્મચારિણીને પાળવાના નિયમોમાં પણ કંઈ વિશેષત્વ છે. એમનું જીવન સ્થિતપ્રજ્ઞના સમું જબરોદ્ધાર માટે સામ્યતા સેવી રહેલું હોય છે. એમના જીવનની મહત્તા કોઇ કાળે ઓછી થાતી નથી. બીજી બાજુએ ઘૃતદીપકની જ્યોતિ વડે અન્ય જ્યોતિઓને જગાવનારી ગૃહલક્ષ્મીની મહત્તાનાં મૂલ્ય પણ આંકી શકાતાં નથી. ઉભયવિધા માનિનીઓ સ્વસ્વકર્ત્તવ્ય પરાયણાને લીધે કલ્યાણદાયિની અભયામૂર્તિ સ્વરૂપે આ સંસારની સર્વશ્રેષ્ઠ સંપદ મનાય છે. સંસારનાં સર્વ આયોજન તેના સ્નેહકરસ્પર્શે સુંદર એવાં સાર્થક થઇ શકે છે. તેની દૃષ્ટિસ્નાત થયેલી સંસારની પ્રત્યેક વસ્તુ આન્તરીય શુચિતા પ્રાપ્ત કરે છે. ગૃહિણી જ ગૃહ છે. સ્ત્રી જ એ ગૃહની ગૃહલક્ષ્મી છે.-ગૃહશ્રી છે. 'ઘર નરને બનાવે છે.' એ જેમ સત્ય છે, તેમ ગૃહિણી ગૃહને બનાવે છે એ પણ એટલું જ અભ્રાન્ત સત્ય છે. આવી ગૃહશ્રીની પરિચાલનાએ, રહેલો રહેલો સંસાર અવશ્યમેવ સ્વર્ગ સમોવડ બની રહે છે, આર્યાવર્ત્ત એના અતીતકાલના ગૌરવઅર્થે અભિમાન લે છે, કે એવી દેવીઓથી અમારાં ગૃહમંદીરો સદાય દેદીપ્યમાન હતાં-રસપ્રપૂર્ણ હતાં.

જ્ઞાનપિપાસાએ અમરત્વનો આશ્રમ શોધનારી તાપસીના દેશમાં વર્તમાન કાલે નેપોલિયનના સૂત્રને ચાવી ચાવીને પાણીનું પાણી કરી નાખવા છતાં 'માતાને જ્ઞાન' એ શબ્દો હરિનામ સ્મરણની જેમ સતત્ ઉચ્ચારવાના રહ્યાં છે, મધ્યયુગના અંધારાં ઉલેચવાનાં હજુયે બાકી છે. કેળવણીના આટઆટલા પ્રચારતા પોકારો છતાં તે કેવળ પોકાર જ રહ્યા છે, ભારત વર્ષની ગ્રામ્યભૂમિને હજુએ એની ઝાંખી થઇ નથી. શિક્ષિતા અને અશિક્ષિતાનું પરિમાણ કાઢવામાં આવે તો એક શિક્ષિતાના ભાગે અશિક્ષિતાનો આંખો ૩૦-૪૦ ની સંખ્યાનો આંકડો આવીને ઉભો રહે. જ્યાં આ દશા છે, ત્યાં નવયુગની નૂતન રચનાનો પાયો કેવો નિર્મીથ શકે. એ જોવું જરૂરી છે. આવી સ્ત્રીઓમાં સાચું સ્ત્રીત્વ કયાંથી પરિસ્ફૂટ થઇ એમનામાં વ્યક્તિત્વ ક્યાંથી ખેલસી શકે? મહાકવિ ઇકબાલના શબ્દોમાં,

"When the mountain loses its self
it turns into sands,
And complains that the sea
surges over it."*

મનુષ્ય હલકું નથી, હીન નથી, શક્તિ

* પોતાનું વ્યક્તિત્વ ગુમાવવાથી પર્વત રેતી બની જાય, અને તે પછી સાગરનાં નીર તેના ઉપર વહેવા લાગે.

વિવર્જિત નથી, પ્રત્યેક આત્માની અંદર અનન્તશક્તિ અને સંભાવના સ્થાપિત છે, તેને જાગૃત કરવાનો જ વિલંબ છે. વ્યક્તિત્વ બહાર આવતાં જ તેનું અને જગતનું કલ્યાણ થઇ શકે છે, વ્યક્તિત્વના ઉપર જ આ પૃથ્વીનું અસ્તિત્વ નિર્ભય રહેલું છે, વળી તેઓ કહે છે, કે

" When life gather strength from the soil;
The river of life expands into an ocean. "+

આ વ્યક્તિત્વ ખીલવવું. એ કેળવણીનું મહત્ કાર્ય છે. વ્યક્તિત્વ ખીલ્યા પછી એને પ્રતીતિ થાય છે, અને આત્મપ્રતીતિ પ્રાપ્ત થયા પછી તેને કોઇપણ વાતાવરણ બાધિત કરી શકતું નથી. નવનીત નીરને હમેશાં નીચું જ રાખે છે–એને છાશ છૂપાવી શકતી નથી. વ્યક્તિત્વ મનુષ્યમાં સ્વાભાવિક રીતે હોવા છતાં તે શબ્દાલોક સિવાય અલોકિત થઇ શકતું નથી. અસંખ્ય અપ્રકાશિત પદાર્થ આપણી સાનિધ્યમાં સર્વકાલ વિદ્યમાન હોવા છતાં આપણે એનો યત્કિંચિત્ ઉપભોગ કરી શકતા નથી. તદ્દત્ કેળવણી વિના આપણે મનુષ્યને મનુષ્ય તરીકે બતાવી શકતાં નથી. કેળવણી એ વ્યક્તિત્વને પ્રકાશિત કરનારી આવશ્યકીય વસ્તુ છે, જેનાથી મનુષ્યનું વ્યક્તિત્વ દીપી ન શકતું હોય, તે કેળવણી નથી. તેમજ જે કેળવણીથી વ્યક્તિત્વનો વિચ્છેદ થતો હોય, તે તો કેળવણીનું નામ વગોવનારી વસ્તુ જ કહી શકાય. કેળવણી ભલે પુરુષે લીધી હોય વા સ્ત્રીએ, કિન્તુ જે કેળવણી પરાધીનતા જ પ્રદાન કરે, તેને કેળવણી કહી ન શકાય. સ્વચ્છંદી સ્વતંત્રતા એ પરાધીનતાથી પણ વધુ નુકશાનકારક છે, એ ભૂલવું ન જોઇએ. વિદ્યા માનવને મુક્ત કરે, વિદ્યા માનવને અભયદાન આપે. એનાથી વિપરીત વસ્તુને ચરિતાર્થ કરનાર વિદ્યા ને કુવિદ્યા જ છે. છતાં દુર્ભાગ્યની વાત છે કે, નાટકના નટને બજારમાં પણ રાજા અને દિવાનના નામે સંબોધવામાં આવે છે, અને અમે તેને વધાવી લઇ અમારી અનભિજ્ઞતાનું આપો-આપ પ્રદર્શન કરાવ્યે જઇએ છીએ.

ગાર્હસ્થ્ય જીવન જ વિશેષતઃ સ્ત્રી જાતિનું કાર્યક્ષેત્ર છે. ગૃહમાં જ સ્ત્રીનું સર્વાંગે પ્રયોજન સમજાય છે. વાયુના આશ્રયથી જ સકલ જીવ–જંતુ, વૃક્ષ-વેલીઓ, જીવન ધારી શકે, તેવી જ રીતે કલ્યાણી ગૃહલક્ષ્મીનો આશ્રય લેવાથી જ ગાર્હસ્થ્ય જીવન જીવી શકાય. સારથી મહારથીનાથી ઉતરતો હોવાનું અનુમાન કરી ન શકાય. એ સવ્યસાચીના સારથી ભગવાન શ્રી કૃષ્ણચંદ્રની અકળિત કલાથી આપણે જાણી શકીએ છીએ. એ સારથીના અનિર્વાચ્ય બલદ્વારા જ પાર્થનાં પરાક્રમ પૃથ્વીમાં પ્રતિભાશાળી જણાયાં છે. ગૃહરૂપી રથનો સ્ત્રી એ એક કુશળ સારથી છે. જીવનયાત્રાનો પળેપળે એ રથ રમણીનાથી સંચાલિત રહે છે. આધુનિક સમયમાં સ્ત્રીઓને જે ઉચ્ચશિક્ષાવતી જોવામાં આવે છે, તે કુશળ સારથીની પ્રક્રિયા વધુ ખીલવવાના શુભાર્થે જ છે, એમ અમે માનીએ છીએ, ઉચ્ચ શિક્ષાશિક્ષા શાલિની સ્ત્રીઓનાથી સમાજનું કોઇપણ કાળે અધઃપતન થવાનું નથી. એમનાથી ભવિતવ્યતા ભયવિહૂણી અને ભવ્ય સ્વરૂપીની બનવાનાં સુચિહ્ન સ્પષ્ટ છે. કારણ ઉચ્ચશિક્ષા બુદ્ધિને માર્જિત કરે છે, કુસંસ્કારોના ઉચ્છેદ કરવામાં કારણભૂત બને છે, સમાજને સતત્ સસદર્શન કરાવે છે, કે જે સત્ય ચિરકાળ સુન્દર એવં કલ્યાણકારી હોય.

સ્વ. કવિ દલપતરામની સ્મરણમાં રહેલી કવિતાની કડી " જમણ તો સુરત તણું " ઉપરથી કોઇ સુરતના સ્ટેશને ખુમચાવાળા પાસેથી ચવાણું લઇ, તેનો ઉપયોગ કરતાં

+ જીવન સરિતા જ્યારે વ્યક્તિત્વની અગાધ અને અપાર શક્તિથી બલવત્તર થઇને વહે, ત્યારે જ તે અનન્ત સાગરે પરિણત થાય.

કરતાં કવિતાની કડીને વગોવવા માંડે, એના જેવું કથન ઘણાંઓ ઘણીવાર કથ્યે જાય છે. પરંતુ તે સર્વ અધુરો અને અન્ય દિશાનો અનુભવ છે. સત્ય એનાથી સદાય વેગળું જ રહેલું છે. એને માટે વિશુદ્ધાન્તકરણ કરવાની જરૂર છે.

ઉચ્ચ શિક્ષણ દ્વારા જ આત્મવિકાશ થાય છે. આર્યાવર્ત્તે એને માટે સ્ત્રી અને પુરુષનો ભેદ નથી ભાખ્યો. શિક્ષણની પ્રણાલિકામાં અને શિક્ષણના હેતુઓમાં પણ ભેદ નથી રાખ્યો. સ્ત્રી અને પુરુષના શિક્ષણના વિષયોનો ભેદ-ઉપભેદ કે જે વ્યવહારાનુકુલ હોય તે અવશ્ય હોવો જોઇએ. એકની ત્રુટિ અન્યપૂર્ણ કરી શકે છે, એવી યોજના ભલે હોય, કિન્તુ ઉચ્ચશિક્ષણ વડે જ દેશનો પ્રાણ ટકી રહે છે, દેશનો આત્મા સદાય ઉચ્ચ શિક્ષણ વડે જ બલવત્તર થાય છે. જ્ઞાન એ જ શક્તિ છે, એ ઉચ્ચ શિક્ષણ [illegible]રા જ સાધિત થઇ શકે છે. પાશ્ચાત્ય [illegible]વણીને સર્વ રીતે સમજી જાણીને એનો [illegible] કરવામાં આવે તો તે અનુચિત નથી પાશ્ચાત્ય કેળવણી નિરર્થક છે, એમ કહેવાનો અત્રે આશય નથી. તેમ એની સમાલોચના કરવાનું અમારું સામર્થ્ય પણ નથી. કિન્તુ આપણી અને એમની સભ્યતામાં, રહેણીકરણીમાં જે તફાવત રહેલો છે, તે તફાવતને અનુરૂપ આપણે કેળવણી પ્રાપ્ત કરવાની આવશ્યતા છે, કેવળ અનુકરણથી તો તિમિરમાં જ તણાયા જવાનું થાય છે, જાપાનમાં બાલિકાઓ પોતાનાં ભાઇભાન્ડુને પીઠ પાછળ તેડીને ફરે, એ પ્રમાણે નૈરોબીમાં બૈરાંઓ બચ્ચાંને બરડા પાછળ રાખે છે. કિન્તુ એમાં સામ્યધર્મ સચવાતો નથી. તદ્દન દેખાદેખીયા કરવામાં કલ્યાણ કરતાં અકલ્યાણની નજરે નિહાળાય છે. '**મનઃ પૂતં સમાચરેત્**' વાક્યની જરૂરિઆત ત્યાં જ જણાય છે. આપણા સંસર્ગમાં તેઓનાં વર્ષોનાં વર્ષો જવા છતાં આપણી સભ્યતાને તેઓ આંગણામાં પણ પદાર્પણ કરવા દેતા નથી. એમ કરવા જતાં એમની સભ્યતાને સખત આંચકો લાગે છે. એમના મૂલમંત્ર 'Standard of living' સાચવી શકાતો નથી. ત્યારે ભારતનો મૂળ મંત્ર **यज्ञशिष्टाशिनः** ઉપર જ આધાર રાખી રહેલો છે. તે પારકુ તો શું પણ પોતાનું એ એકલાએ ખાવામાં પાપભક્ષણ કર્યું માને છે. સામાજિક પરિસ્થિતિ ઉપરાંત તેમના પારિચારિક જીવનમાં પણ એ પ્રમાણે અનેક ક્ષેત્રોમાં તફાવત જણાય છે. એમનો પરિવાર એમના પુત્ર-કલત્રમાં જ સમાપ્ત થાય છે, ત્યારે આપણો પરિવાર આત્મીયજનો અતિથિ અને અનાથ સાથે પરિવ્યાપ્ત થાય છે, એમના ગૃહ જીવનમાં, વૃદ્ધ કાકા, ફોઇ કે એવાં બીજાં સગાંઓનો સમાવેશ નથી થતો, ત્યારે આપણા કુટુંબમાં એમનો યે સમાવેશ કરવામાં આવે છે. અને એ રીતે એમના ગાર્હસ્થ્યજીવન કરતાં આપણું ગાર્હસ્થ્ય જીવન વધુ ઉદાર છે. એવા આ ઉદાર ગાર્હસ્થ્ય જીવનને દીપાવનાર દેવીઓએ એને અનુરૂપ આપણી બહેનોનું શિક્ષણ હોવું જોઇએ. આપણી બહેનોનું શિક્ષણ પતિ અને પતિના પ્રતિસ્પર્ધી વચ્ચે સત્યતા સાચવનાર મહા પંડિત મંડનમિશ્રની સહધર્મચારિણી' જેવું એવુ અનુકરણીય હોવું જોઇએ. જર્મનોએ હમણાં હમણાં સ્ત્રીઓને કુટુંબજાળ બતાવી. અને એમાં તે ગુંચવાઇ ન જાય, એટલા માટે વિવાહ વિદ્યાલયોની યોજના કરી, જાપાને અને ઇંગ્લાંડે પણ એનાં કંઇ ને કંઇ અનુકરણ કર્યાં. એમ વર્તમાન સમય સ્ત્રીઓને કોઇ ને કોઇ રીતે ગૃહસ્વામિ થવાનું શિખવ્યે જાય છે. ભારતને એ કશું ય નવું નથી. એને ત્યાં તો રાજસૂય યજ્ઞ કરનારી રાજ રમણીઓ સ્વહસ્તે રસોઇ કરી પતિને પરિવેશન કરતાં '**भोज्येषु माता**' ની ઉપાધિ પામી ચૂકી છે—

વિવાહિત જીવન એ જેટલું ઉજ્વલ

જીવન છે, તેટલું તે યોગ્ય સ્વરૂપમાં નહોતાં-ન રહેલાં તિમિરાચ્છન્ન છે, એ ભૂલવું જોઇએ નહીં. સ્ત્રી અને પુરુષમાં સમભાવ વા સમભાવનો સહચાર જોઇએ, તે લગ્નની કેટલીક કુપ્રથાને લીધે ન સચવાતાં સંસાર સ્વર્ગને સ્થાને નરક સમો બની જાય, એ વસ્તુ ઉઘાડી છે. એવાં લગ્નથી થતી પ્રજા પણ દેશને બોજારૂપ છે. એ નિર્વિવાદ છે. જે લગ્ન કેવળ સ્વાર્થને જ માટે સરજવામાં આવ્યાં હોય તે લગ્ન નથી, કિન્તુ એક પ્રકારનો સર્વજન સેવિત અનાચાર છે. કે જેને સમાજ દેખીતી રીતે પાપ કહી શકતો નથી. સ્વપત્નીના અકાલ મૃત્યુથી જેમની નસેનસ કળકળી રહી હોય, એના 'માતમ'ના 'મરશિયા'થી છાપખાનાના ટાઇપો તડાતડી કરી રહ્યા હોય, તેવા ડાહ્યા દેખાતા માનવો પણ સ્વલ્પ કાળ પછી પોતે વિધુર હોવા છતાં એક કુમારિકાના કરને દુષિત કરે, એ અસહ્ય છે. એમની સહૃદયતા આ સ્થાને ક્યાં સંતાઇ જાય છે, તે સમજાતું નથી એમના મનસ્તત્વ કયા મહામાનસમાં આપોઆપ વિસરાવે છે, એ કળાતું નથી. અલબત્ત, આ જાતના નહીં કિન્તુ આવા લગ્નબંધનને ચર્ચતા દોષોથી નારી જાતિ મુક્ત છે, એમ નથી. કિન્તુ યથા સ્રીણાં તથા વાચાં સાધુત્વે દુર્જનો જનઃ' પ્રમાણે સ્ત્રીઓને જ જ્યારે ને ત્યારે દોષ અર્પવામાં આવે છે, એ કેવળ એક માર્ગીપણું અથવા પક્ષપાતીત્વ જ છે, એમ કહી શકાય. પતિધર્મ વા પત્નીધર્મ એ એક જ વસ્તુ માર્દસ્થ્ય જીવનનો પરિસમાપ્તિ કરનાર વસ્તુ નથી. અનન્ત આકાશમાં અનેકાનેક દશ્ય એવં અદશ્ય જ્યોતિર્ધર વિદ્યમાન છે. એમનો ઉજાશ ઓછો નથી. એમનો પ્રભાવ પણ પ્રાણીઓ ઉપર સતત્ પડયા કરે છે, છતાં જીવન નૌકાને ચલાવનાર વહાણવટીએ તો હમેશાં એ જ તારા તરફ અનિમેષ દષ્ટિ રાખવાની છે, કે જે ધ્રુવ છે. અસંતુષ્ટ દંપતી જીવન દંપતીઓની શિથિલ લગ્ન ગ્રંથિને જ આભારી છે. દાંપત્ય એ ગમતી વા અણગમતી કામચેષ્ટાના માટે નથી અર્ધદગ્ધાવસ્થા પ્રાપ્ત શિક્ષિત દંપતીઓ નિરર્થક મનસ્કામનાને અને અસહિષ્ણુતાને લીધે નિન્દિત બની રહ્યાં છે. 'मागृध कस्य चिद्धनम्' એ ઉપનિષદના વાક્યને વિસારે પાડતાં આવી અધઃપતનાવસ્થાએ આવી પહોંચ્યો છે. આ એક અપવાદ છે. છતાં એવા અપવાદો પણ અપનાવી ન શકાય. દાંપત્યજીવનને સહનશીલતાની ભઠ્ઠીમાં તપાવી કાંચનરૂપે દેદીપ્યમાન કરવાની ક્ષમતા ઘણાં જ ઓછાં મનુષ્યોમાં રહેલી હોય છે. આ એ દેશ છે, કે જ્યાં બેરિસ્ટર બન્યા પછી પણ પોતાના પિતાનું નાદારીમાં ગયેલું દેવું ફરી આપવાની જવાબદારીની જાહેરાત કાઢી, પુત્ર નામને યથાર્થ કરી બતાવે. આવી જ્યાં મનોભાવના હોય ત્યાં સમવડ ભરેલા કાપડાની અપેક્ષા ઓછી જ હોય, સુન્દરીઓ 'કઠિયારા' સમા પતિ સાથે પણ રાજકુંવરની રમતો રમે. 'વીણા'ના તાર સદોદિત રણઝણ્યા કરે. એમાં જ મહિલા જીવનની મહત્તા સમાય. અને 'क्षमया धरित्री' એ સૂત્ર સાર્થક પણ ત્યારે થાય. સૂકા રોટલાને પણ રસના રસપ્રદાન કરી શકે; એમાંથી પણ જીવનનાં તત્વો મેળવાવી શરીરને પુષ્ટિ અપાવી શકે. આ સર્વ કાર્ય સન્નારીઓ સુશિક્ષા અને સહનશીલતા દ્વારા સાધી શકે છે.

સ્ત્રીજાતિનું વ્યક્તિત્વ સાચવવાની વાત આથી ઉડી જતી નથી. વ્યક્તિત્વ સિવાય મહત્વ નથી. અને જ્યાં સ્ત્રી જાતિનું મહત્વ નથી, તે દેશ પતનાવસ્થાના પાતાળે પહોંચેલો સમજાય. એટલા માટે ચિન્તાશીલા-સુશિક્ષિતા સ્ત્રીઓએ પોતાની જાતિના સર્વ મહત્વના પ્રશ્નોનો ઉકેલ સ્વાત્મબળથી માણવો જોઇએ. એ પ્રશ્નોની ગૂંચવટ ઉકેલવા તેમણે આજીવન સર્વ દુઃખ-કષ્ટ સહન કરી પોતાના આદર્શને ઝળકાવવા ફુલ

નિશ્ચયા બનવું જોઇએ. જાપાનની પ્રસિદ્ધ કર્મશાલિની મહિલા બેરેનેસ ઇસિયેટા જેવાંનાં ઉદાહરણો લેવાં જોઇએ. આ સાક્ષર સન્નારી પર દુઃખને પોતાનાં માની તેને માટે આ પ્રાણ ચેષ્ટા કરનાર હોઇ તે શ્રીમંત ઘરની કન્યાએ અનેકવિધ દુઃખોને ગણકાર્યાં નથી. એની લેખિની અવારિત જ રહેલી છે. આની પુણ્ય શીલા સન્નારીઓના આત્મશ્રમ સિવાય સ્ત્રીઓની વર્તમાન દશા કોઇ કાલે સુધરી શકે તેમ નથી. મહિલાઓ રસપ્રદાતા છે. આદિરસ એ અલૌકિક છે. છતાં જે મધુમય આદિરસ તેજ માત્ર કાવ્યનો એકરસ નથી. મનુષ્યની અંદર અન્યરસ પિપાસા પણ રહેલી છે, માધુર્યનો પરિપૂર્ણભાવે ઉપભોગ માટે અન્ય રસની અપરિસીમ ઉણપ તેના અન્તરે જાગૃત થયે જાય છે. મનુષ્યના અન્તરની એ ઉણપ મટાડવા માટે જાતિની તુચ્છતા, દુર્બલતા વિગેરે દોષોનો નાશ કરવા માટે વીર અને રુદ્ર રસની પણ એટલી જ આવશ્યકતા છે.

" કુંતલ અંબર હેઠ શીઓ
સુખચંદ્ર પ્રચંડ થયો રવિ કોપી;
" કોમલ કંજ સમી કર અંગુલિ
બાણ બની હણવા અરિ શોધી. "

સ્વ. દોલતરામ કૃપારામ

જાતિની તુષ્ટિ, પુષ્ટિ અને દુર્નિવાર દૃઢતાને માટે એક જ રસનું સેવન ન કરતાં. કટુરસ દ્વારા જ રુગ્ણ શરીરને તપ્ત કાંચનમય બનાવે છે, તે પ્રમાણે સન્માનિત સુંદરીઓ વર્તમાન કાલને અનુસરી વિવિધ રસોદ્વારા–રસવિધાનદ્વારા રુગ્ણ સમાજ દેહને આરોગ્ય અર્પી રસામૃત નામ સાર્થક કરો ! એ આશા ઇતિ ।



## [૧] સ્ત્રીઓનો આદર્શ

ઘણા સમાજસુધારકોએ સ્ત્રીઓના ધ્યેયને પોતાનું કર્યું છે. પણ એમાંના ઘણાખરાને મન સ્ત્રી એટલે ઘરની રાણી. પોતાના ધણીની સુખસગવડની કાળજી રાખવી તથા બાળકોની યોગ્ય ઉછેર કરવી, એ જ તેનું કાર્યક્ષેત્ર મનાતું. પશ્ચિમની કેળવણીના આગમનની સાથે સ્ત્રીપુરુષની સમાનતાનો ખ્યાલ પ્રચારમાં આવ્યો; પણ એ સમાનતામાં માને છે અને પોતે જે કહે છે તેનો અમલ કરે છે. તેમના આશ્રમમાં સાર્વજનિક રસોડું ઘણુંખરું પુરુષોને સોંપવામાં આવે છે. એ હકીકત એમ સૂચવે છે કે મોટા ભાગનાં કામો સ્ત્રી તેમ જ પુરુષ વચ્ચે સમાન છે. સ્ત્રી પુરુષની સમાન તો છે જ, પણ તેના કરતાં ચડિયાતીયે થઈ શકે. બાળકોની તથા ઘરની સંભાળ, એ સ્ત્રી પુરુષ બંનેની સાહિયારી જવાબદારી છે. સ્ત્રી માતા છે પણ માતા તરીકેની નવી લાગણી તેનાં પોતાનાં બાળકો પૂરતી મર્યાદિત ન રહેતાં વિસ્તારવી જોઈએ, અને તેથી તેનું કાર્યક્ષેત્ર પણ પોતાના ઘરથી આગળ વિસ્તારવું જોઇએ.

બંગાળના પ્રવાસ દરમ્યાન કાર્યકર્તાઓની એક સભામાં પ્રશ્નોના જવાબ આપતી વખતે ગાંધીજીએ કહ્યું કે, જે સ્ત્રી પોતાનાં બાળકોને માતૃભૂમિની સેવાને અર્થે સાચી રીતે તૈયાર કરે છે, તેને એથી વિશેષ કશું કહેવાની જરૂર નથી. ઘરની સંભાળ રાખવી અને યોગ્ય રીતે બાળકોને ઉછેરવાં, એ સ્ત્રીઓની એક ફરજ છે એવી પ્રચલિત માન્યતાનું ગાંધીજીનું આ વચન સમર્થન કરે છે, એવો એક મિત્રે એમાંથી અર્થ કાઢયો. ગાંધીજી હસ્યા અને કહ્યું કે "લોકો હમેશાં વસ્તુઓનો પોતાને ફાવતો આવે તેવો અર્થ કરે છે. વિષયાસક્ત સ્ત્રી પુરુષો પોતાનાં બાળકોને માતૃભૂમિની સેવાને અર્થે કદી પણ તૈયાર નહીં કરી શકે. સંયમના કાયદાને વશ વર્તીને જેઓ જીવન ગાળે. છે તે લોકો જ એ કામ બજાવી શકે, અને એવા લોકોને ઘરની બહારના કામમાં પોતાની સેવા આપવાને હમેશાં વખત મળી રહેશે."

કૃત્રિમ સાધનો દ્વારા સંતતિનિયમન સામે ગાંધીજી કડક મત ધરાવે છે. તેઓ કહે છે કે, "સંતતિનિયમન માટેનાં કૃત્રિમ સાધનો સ્ત્રીત્વને માટે અપમાનજનક છે. વેશ્યા અને સંતતિનિયમનનાં સાધનો વાપરનાર સ્ત્રી વચ્ચે ભેદ માત્ર એટલો જ છે કે, પહેલી અનેક પુરુષોને પોતાનો દેહ વેચે છે અને બીજી એક પુરુષને. પોતાની પત્નીને સંતતિની ઇચ્છા ન હોય ત્યાં સુધી તેને સ્પર્શ કરવાનો પુરુષને અધિકાર નથી; અને સ્ત્રીમાં પોતાના ધણીની એ ઇચ્છાને વશ ન થવા જેટલું સંકલ્પબળ હોવું જોઇએ."

તાજેતરના તેમના મદ્રાસના પ્રવાસ વખતે સ્ત્રીઓની સભા સમક્ષ બોલતાં તેમણે જણાવ્યું કે, હું તો ઇચ્છું કે સ્ત્રીઓમાં સીતાના જેવું પવિત્રતાનું એવું તેજ હોય કે જેની સામે રાવણ જેવા સમર્થ પુરુષનેયે હારી જવું પડે. જો તમારામાં એવું તેજ હોય તો, હિંદ ઉપર તમારી જ આણ વર્તે અને પૃથ્વીને તમે સ્વર્ગ જેવી બનાવી દો. કસ્તુરબા ટ્રસ્ટનો વહીવટ તમે કરો એટલું જ નહીં, રાષ્ટ્રની બીજી બધી પ્રવૃ-

ત્તિઓમાં પણ તમે મોટો ફાળો આપો, એ જોવા હું ઇચ્છું છું. હિંદની કરોડો સ્ત્રીઓના હાથમાં રેંટિયો હોય, તેઓ પોતાના દિલમાંથી અસ્પૃશ્યતા તથા કોમી ભેદભાવો નિર્મળ કરે અને તેઓ હિંદુસ્તાની બોલતી થઈ જાય, એ જોવા હું ઝંખું છું

સ્ત્રી અહિંસાની મૂર્તિ છે. કાયદે આઝમ ઝીણાની સાથેની પોતાની વાટાઘાટો દરમ્યાન કેટલીક જૈન સાધ્વીઓ સાથે વાત કરતાં ગાંધીજીએ જણાવ્યું હતું કે, "સ્વાભાવિક રીતે જ સ્ત્રીઓ વધુ સહનશીલ હોય છે. એથી કરીને અહિંસા તેમને વધારે સુગમતાથી સાંપડે છે. તમે જૈન બહેનો છો. તમારી પાસેથી હું ઘણી મોટી અપેક્ષા રાખું છું."

"હું સ્ત્રી છું", એમ ગાંધીજી ઘણી વાર કહે છે. તેમના મત પ્રમાણે પુરુષ અહિંસાને પચાવે તથા તેનું આચરણ કરે ત્યારે તે સ્ત્રીની વધુ નજીક આવે છે. અહિંસામાં હિંસા કરતાં વધારે ધૈર્યની જરૂર હોય છે. કેમ કે હિંસા માટે તો કેવળ શારીરિક શક્તિ અને પશુબળની જ જરૂર હોય છે. સ્ત્રી પ્રકૃતિની સમીપ આવવું એ માનવતાની ઉચ્ચ કક્ષાનું લક્ષણ છે.

કસ્તુરબા ટ્રસ્ટ તરફથી બહેનોને તાલીમ આપવાને માટે બોરીવલીમાં શરૂ કરેલી છાવણીની બહેનો સમક્ષ બોલતાં ગાંધીજીએ જણાવ્યું હતું કે " હું સ્ત્રીઓને પુરુષોની સમાન અને તેમનાથીયે ચઢિયાતી જોવાને ઇચ્છું છું. જવાબદારીની બધી જગ્યાઓ પર તમે હો એમ હું ઇચ્છું પરંતુ એ માટેની યોગ્યતા વિના તમે એ સ્થાનો રોકી લો એમ હું ઇચ્છું. એવો એનો અર્થ નથી. વાસ્તવમાં પુરુષો કરતાં વધારે શક્તિશાળી હોવાનો પુરાવો આપો એમ હું ઇચ્છું છું.

"પુરુષોની ખામીઓની નકલ કરવી એ સમાનતાનો અર્થ નથી. દાખલા તરીકે બીડી પીવી અને દારૂ પીવો એ પુરુષોમાં સામાન્ય વસ્તુ બની ગઈ છે. તમારે તેમની કક્ષાએ ઊતરવાનું નથી. તમારે તો પવિત્રતા. આત્મત્યાગ, નિઃસ્વાર્થ પ્રેમ અને સેવામાં તેમના પર દાખલો બેસાડવાનો છે.

('હરિજન'માંથી) —સુશીલા નય્યર

## [ ૨ ] બહેનોને માટે

શહેરી બહેનો ઘણી વાર પૂછે કે સમાજસેવાની બાબતમાં અમે શું કરી શકીએ? જેમની સેવા કરવાની આ બહેનોની ફરજ છે, તેમના સંપર્કમાં તેઓ નથી, એ તેમના જીવનની એક કરુણ બીના છે. જો તેઓ આવા સંપર્કમાં હોય તો આ પ્રશ્ન ઉઠે જ નહીં.

દિલ્હીની સુખી ઘરની કેટલી બહેનોએ ક્યારેય અહીંનો હરિજનવાસ જોયો છે? જેને એક છેડે ગાંધીજી રહે છે તે હરિજનવાસ સમાજનાં આ ઉપેક્ષિતોની સેવા માટે સાદ કરે છે. તેમનાં રહેવાનાં ઘર ઘણાં ખરાબ છે; જોકે બીજાં શહેરનાં ઘણાંખરાં ઘરો કરતાં અથવા કદાચ ખુદ દિલ્હીમાંનાંજ કેટલાંક ઘરો કરતાં સારાં હશે. જેમની સેવા વગર આપણે જીવી ન શકીએ, તેમને માટે સારાં ઘરો બંધાવી આપવાની ચળવળમાં બહેનો મોખરે હોવી જોઈએ. તેમને મળતા પગાર પૂરતા નથી. તેમનાં ઓઢવાપાથરવાનાં તથા પહેરવાનાં કપડાં અને તેમનાં નાહ્યાધોયા વગરનાં બાળકો જોઈને દયા ઊપજે છે. બહેનોની એક ટુકડી રોજ તેમના મહોલ્લાની મુલાકાત લે, બાળકોને નવડાવે, છોકરીઓના ગૂંચાઈ ગયેલા વાળ ઓળી આપે, કોઈ પણ દરદો માટે સાદા ઇલાજો બતાવે, તેમને કપડાં કેમ ધોવાં તે બતાવે, બાળકોને માટે દૂધની ગોઠવણ કરે, સ્ત્રીઓને કેમ ખાવું તથા કુટુંબનાં માણસોને કેમ ખવડાવવું તેની તથા ગરીબ જોગે તમને મળેલાં આજનાં તેમનાં મેલાં ગંદાં ઘરો અને આજુબાજુની જગ્યા બને તેટલી સ્વચ્છ રાખવાની તાલીમ આપે, એવી માગણી શું વધારે પડતી છે? તેમ જ જુદી જુદી પ્રાંતિક સરકારોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ હરિજનો માટે, તેમ જ બધા મજૂરો માટે સુખદ ઘરો બાંધવાનો તથા તેમના પગાર વધારવાનો બંદોબસ્ત કરશે એમ આપણે અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ સરકારી આવક ઉપર તેમનો પ્રથમ હક છે.

('હરિજન'માંથી) —અમૃતકૌર



પુસ્તક ૪૬ ∴ જુલાઇ : ૧૯૪૧ ∴ અંક ૧

# સ્વર્ગસ્થ માતાને !

મીઠો દીર્ઘ ધ્વનિ વન વિષે આકાશ ગાજી રહે,
પંખીવૃન્દ ઉડાઉડ કરી, આકાશ છાઇ રહે;
વાયુ ઘોર પ્રચંડ નાદ કરતો ચોપાસ વાઇ રહે,
વેગે દોડી આવતી જીવન નૌકા ડૂબી છે જલે.

ગંભીર નાદ કરતી સરિતા વહે છે,
રસ્તે જતી પથિક માળને પાણી દે છે;
ત્યાં અશ્રુપૂર્ણ નયનો લઇને ઉભો હું,
વિતાવતો દુઃખદ દિન કંઇ રુદનો કરીને.

ઓ ! માતા તું અહિંથી ગઇ ક્યાં ?
તારા વિના આ હૈયું રડે છે;
ફરીથી મુખડુ દર્શાવવાને,
પાછી પુનઃ શું નહિ આવવાની ?

શરીર મારૂં રુદનો કરીને
શોષાઇ જાતું તવ તાપથી તે;
તેને ફરીથી જલ સીંચવાને,
દેખા નહિ દેતું ફરી ક્દાપિ ?

મનડુંય મારૂં રસહીન થઇને,
નિર્જન પ્રદેશે ભ્રમતું ફરે છે;
સ્વસ્થાને મૂકવા ફરી ક્દાપિ,
શું ! તું દર્શન નહિ અર્પવાની ?

આવી રીતે રુદન કરતાં દિવસો કંઇ વિતાવ્યા,
ના હું પામ્યો સુખદરશિમ આ જગતમાં તથાપિ;
તારા માટે પર્વતો ને પહાડ ઢંઢોળી જોયાં,
પણ જોયું ના તવ કમલમુખ આજીવનમાં ફરીથી.

શશી પ્રકાશે, સવિતા પ્રકાશે,
તારા પ્રકાશે, જગવિણુ મધ્યે;
પણ એક દીવો બુઝાઇ જાતાં,
નિહાળતો હું અંધકાર વિશ્વ.

અહોહો ! પ્રેમની મૂર્તિ, સ્વપ્નમાં આવી ઉભી,
ખેંચાતી વત્સપ્રેમે તે ખેંચી પ્રેમવંતી રહી.
ના ! ના ! તેવું કદી નવ બને વિશ્વંભરમાં ફરીથી,
પ્રેમથી પુત્ર માતાને આલિંગી શું ફરી શકે ?
ઓ માતા ! હું જીવવાને આ જગતમાં જીવું છું,
માતાના એ સ્મરણ ચિન્હો નિત્ય તાજા કરૂં છું.
પ્રેમની મૂર્તિ થતાં કો' બીજો પ્રેમ ન સંભવે,
પુત્ર માતા બણા પ્રેમી હૃદયો દૂર નવ થઇ શકે.
ઓ માતા ! તું મુજને મૂકીને દૂર ક્યાં ચાલી ગઇ છું,
તારા વિના જગત દુઃખિયું કલેપ તો બહુ કરે છે;
નિરખું નિરખું જગતભરમાં એક તારી છબી હું,
આશાના એ અમર પડને ભેદવાને મથું હું.

શ્રી. અરવિંદકુમાર મ. મહેતા



## કંચુકી

લાલ ગુલાલ મારી કંચુકી,
એમાં નણુદલે ગૂંથી ભાત રે;
કંચુકી સોહે અતિ રે ! ૧

નાવલીયો લાવ્યો મારી કંચુકી,
જાણે સંધ્યાએ પૂર્યાં રંગ રે;
કંચુકી સોહે અતિ રે ! ૨

કંચુકી પ્હેરી હું તો મ્હાલતી,
હું તો ઘૂમતી સહીયર સાથ રે;
કંચુકી સોહે અતિ રે ! ૩

મોંઘા મૂલેની મારી કંચુકી,
પ્હેરી જાતી હું સરિતા–ઘાટ રે;
કંચુકી સોહે અતિ રે ! ૪

શ્રી. દેવાયત સોની

# પત્નીની ફરજો

લેખક : પો. જ. ત્રિપાઠી

**'પત્નીની ફરજો' એ નામે, સંસારશાસ્ત્રના એક પૌર્વાત્ય ગ્રન્થમાંના એક પ્રકરણને આધારે ઉપરનો લેખ તૈયાર કરવામાં આવ્યો છે. એમાં દર્શાવેલા નિયમો એક ઉચ્ચ પ્રકારના, સંપત્તિવાળા ગૃહસ્થની પત્ની માટે ઘડાયેલા હોય એવા છે. આમ છતાં, ગૃહકાર્યની વ્યવસ્થાને અંગેની તેમ જ પતિની સેવા જઠશ્રૂષાને અંગેની જે સૂચનાઓ આ લેખમાં કરવામાં આવી છે તે સૂચનાઓ પ્રત્યેક સુજ્ઞ આર્ય સ્ત્રીએ લક્ષમાં રાખવા જેવી છે. પ્રત્યેક આર્ય ગૃહિણી આ લેખમાં આપેલી સૂચનાઓમાં પોતાની સ્થિતિ તેમ જ દેશકાલાનુસાર ફેરફાર કરી શકે; પરંતુ એના સામાન્ય સિદ્ધાન્તો તો દેશ અને કાલથી પર છે અને આર્ય સ્ત્રીએ ગ્રહણ કરવા યોગ્ય છે; એમાં કશી શંકા નથી.—લેખક.**

પત્નીએ હંમેશાં પોતાના પતિને દેવતુલ્ય માનવો જોઇએ અને હમેશાં એમની ઇચ્છા મુજબ વર્તવું જોઇએ. ગૃહકાર્યની વિવિધ ચિન્તાઓ તેણે પોતાને માથે લેવી જોઇએ. પોતાની દેખરેખ નીચે ગૃહ સ્વચ્છ રખાવું જોઇએ, કચરો સાફ કરાવો જોઇએ અને સુવાસિત પુષ્પો વડે શણગારાવું જોઇએ. ઘરનાં મોટાં માણસો પ્રત્યે એણે માન અને વિનયપૂર્વક વર્તવું જોઇએ, સરખેસરખાં સાથે માયાળુપણે અને ઉદારતાથી વર્તવું જોઇએ અને નોકરાં પ્રત્યે પ્રેમભાવ દર્શાવવો જોઇએ. જો બની શકે એમ હોય તો પોતાના ઘર આગળ એક નાનકડો બગીચો બનાવવો જોઇએ અને તેમાં શાકપાન, ધાણા, મરચાં વગેરે વાવવાં જોઇએ. બધી દુષ્ટ સ્ત્રીઓના સંસર્ગથી તેણે મુક્ત રહેવું જોઇએ—ખાસ કરીને દુષ્ટ ચારિત્ર્યવાળી સ્ત્રીઓ, સંન્યાસિનીઓ, જાદુગરણીઓ અને ભવિષ્ય કથનારીઓ.

ભોજનની બાબતમાં, એણે હમેશાં એ શોધી કાઢવા પ્રયત્ન કરવો જોઇએ કે પોતાના પતિને શું ભાવે છે? પોતાના પતિને જે જે ભાવતું હોય અને એમની તંદુરસ્તીને લાભકર્તા હોય તે તે તેણે બનાવવું જોઇએ. પોતાના પતિ ઘેર આવે ત્યારે પત્નીએ તરત જ તેમની પાસે જવું જોઇએ અને જે જે પ્રકારની સેવાની જરૂર હોય તે તે પ્રકારની સેવા કરવા માટે તૈયાર રહેવું જોઇએ. આ કાર્ય નોકરોને ન સોંપવું જોઇએ. જો પોતાના પતિ વધુ પડતા ખર્ચાળ હોય તો એમને કરકસર કરવા એકાન્તમાં કહેવું જોઇએ. જ્યારે જ્યારે પોતાને કોઈ પણ સાંસારિક કે સામાજિક ઉત્સવના કે જમણના પ્રસંગમાં ભાગ લેવાને જવાનું થાય ત્યારે હંમેશાં પોતાના પતિની પરવાનગી મેળવવી જોઇએ. પોતાના પતિને ગમે તેવા પ્રકારની રમતગમતો જ પત્નીએ રમવી જોઇએ. પોતાના પતિના નિદ્રાધીન થયા પછી જ પોતે સૂવું જોઇએ અને એમના ઉઠયા પહેલાં ઉઠવું જોઇએ અને ખૂબ અગત્યના કામ સિવાય પોતાના પતિને નિદ્રામાંથી કદી પણ જાગ્રત કરવા ન જોઇએ. કોઇવાર જો પોતાના પતિ પોતાની સાથે ગુસ્સે થાય તો પણ પોતે કદી પણ ખૂબ ગુસ્સો ન કરવો જોઇએ. પતિ એકલા હોય તે વખતે જ એણે પોતાની નાપસંદગી દર્શાવવી જોઇએ. બનતા સુધી સ્ત્રીએ નીચેની બાબતોથી દૂર રહેવું જોઇએ:—

ગુસ્સાભર્યું મુખ, પતિ સાથે ક્રોધ, પતિ

સિવાય બીજાઓ સાથે છાની વાતો. બારણા આગળ ઉભા રહીને બીજાઓ સામે જોઇ રહેવું, એકાન્ત સ્થળે લાંબા કાળ સુધી રહેવું.

પોતાની જાતને તેણે બને તેટલી સ્વચ્છ રાખવી જોઇએ. શરીરનો પરસેવો, દુર્ગંધ, ગંધાતા દાંત અને મેલાં કપડાં–આ બધી વસ્તુઓ પતિને ઘૃણા ઉપજાવે છે. એણે સુંદર, મીઠી ખુશ્બો આવતી હોય એવાં વસ્ત્ર પરિધાન કરવાં જોઇએ, પુષ્પનાં આભૂષણો પહેરવાં જોઇએ અને રાત્રે પતિની પાસે જાય તે પૂર્વે સેંટ, અત્તર વગેરે ઉત્તેજક પદાર્થો ચોળીને, બરાબર સજીને પછી જ જવું જોઇએ. બાકીના વખતે એણે આછાં શ્વેત વસ્ત્રો પહેરવાં જોઇએ, આભૂષણો પરિધાન કરવાં જોઇએ અને જરા સહેજસાજ અત્તર નાખવું જોઇએ. પોતાના પતિ જે જે ઉપવાસો કરે તે તે બધા જ ઉપવાસો પોતે કરવા જ જોઇએ અને એ બાબતમાં એને કોઇએ રોકવી ન જ જોઇએ.

તેણે ઘરમાં જોઇતી બધી જ વસ્તુઓની પૂરેપૂરી કાળજી રાખવી જોઇએ અને વસ્તુ થઇ રહે તે પહેલાં મંગાવી લેવી જોઇએ. માટીનાં ને ધાતુનાં વાસણો, ટોપલીઓ, લાકડાની વસ્તુઓ, મસાલા, તેલો, અત્તરો, દવાઓ, શાકપાન બધું ઘરમાં હોવું જ જોઇએ. પોતાના પતિની ખાનગી બાબતો બીજાઓને કદી પણ કહેવી ન જોઇએ. ચતુરાઇની બાબતમાં પોતાના દરજ્જાની સ્ત્રીઓ કરતાં ચઢીઆતી બનવા પોતે બનતો પ્રયત્ન કરવો જોઇએ, ૬૪ કળાનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, સ્ત્રી શણગારમાં નિપુણતા મેળવવી જોઇએ, હૃદયની ઉદારતા કેળવવી જોઇએ. આવક અને જાવકનો ચોક્કસ હિસાબ રાખવો જોઇએ અને આવક કરતાં જાવક કદી પણ વધે નહીં એ ખાસ જોવું જોઇએ.

સ્ત્રીની દરરોજની ફરજોમાં રસોઇનું કાર્ય, કપડાં સ્વચ્છ રાખવાનું કાર્ય, ગૃહ શણગારનું કાર્ય, પોતાની જાતનું અને બાળકોની સ્વચ્છતાનું કાર્ય અને એમને સંસ્કારો આપવાના કાર્યનો સમાવેશ થાય છે.

પોતાના પતિનાં ઉતરેલાં કપડાં ફરીથી સીવીને પોતાના નોકરોને આપવા ઘરને માટેની બધી વસ્તુઓની ખરીદીનું કાર્ય સ્ત્રીનું કાર્ય છે. એવી જ રીતે મહેમાનોના સત્કારનું અને એમની માવજતનું કાર્ય પણ પત્નીનું જ છે. એમાં કશી પણ ખામી ન જ આવવી જોઇએ.

પતિની ગેરહાજરી દરમિયાન પત્નીએ માત્ર જેના વિના ન ચાલે તેટલાં જ આભૂષણો પહેરવાં જોઇએ, પ્રભુને પ્રાર્થના કરવી જોઇએ, ધાર્મિક ઉપવાસ કરવા. યોગ્ય દિવસોએ ઉપવાસો કરવા જોઇએ અને પતિની સૂચનાઓ અનુસાર ઘરની વ્યવસ્થા કરવી જોઇએ.

આ સમય દરમિયાન એણે પોતાની પથારી સાસુના કે વડીલના પગ આગળ કરવી જોઇએ અને એમની ઇચ્છા મુજબ જ વર્તવું જોઇએ. પોતાના પતિના ઘેર આવ્યા બાદ એમને જે જે વસ્તુઓની જરૂર પડે તે તે વસ્તુઓ તૈયાર રાખવી જોઇએ.

ચાલે એવું ન જ હોય તે સિવાય, પતિની ગેરહાજરી દરમિયાન પત્નીએ સામાજિક આનંદોત્સવોમાં ભાગ લેવો ન જોઇએ અને અનિવાર્ય કારણે જવું પડે તો પોતાના પતિના નોકરને સાથે લઇને જવું અને બનતા સુધી તે જ દિવસે પાછા આવવું.

પતિ મુસાફરીએથી પાછા આવે ત્યારે જે પહેરવેશમાં પોતે પાછા આવે તે જ પહેરવેશમાં પત્નીએ પતિ સહીસલામત પાછા આવ્યા તે માટે પોતાના ગૃહના દેવોની પૂજા કરવી જોઇએ.

પરણેલી સ્ત્રી હોય કે વિધવા હોય–પણ એણે હમેશાં નીતિયુક્ત જીવન ગાળવું જોઇએ અને હમેશાં પોતાના પતિનું હિત વાંછવું જોઇએ. જે સ્ત્રીઓ નિષ્કલંક ચારિત્ર્યયુક્ત જીવન ગાળે છે તેઓ ધર્મ, ધન, સુખ અને ઉચ્ચ પ્રતિષ્ઠાને પામે છે.

# જીવનનો આનંદ

લેખિકા : શ્રી જયવતીબહેન કાજી, બી. એ.

આધિ, વ્યાધિ અને ઉપાધિના ત્રિવિધ માનવજીવનમાં આનંદ રહેલો છે કે નહીં તે ઘણી વખત પ્રશ્ન થાય છે. રોગ, જરા અને મૃત્યુવાળા માનવી જીવનમાં દુઃખ જ મોટે ભાગે નજરે પડે છે. મોટા પ્રાસાદોમાં નિવાસ કરતા લક્ષ્મીના ઢગલામાં હિંડોળતા લક્ષ્મીનંદનોથી માંડી દિવસભર મહેનત કરી લોહીનું પાણી કરી પોતાના કુટુંબીજનોનું મહામુશીબતે નિર્વાહ ચલાવતા શ્રમજીવીઓ સુધી દરેકના જીવનમાં થોડું ઘણું દુઃખ તો વ્યાપેલું હોય છે જ. પોતાના એકના એક મૃત્યુ પામેલા નાના બાળકને સજીવન કરવાને ભગવાન બુદ્ધ પાસે એક સ્ત્રી આવી હતી. ભગવાન બુદ્ધે તેને જે ઘરને મૃત્યુનો પડછાયો પણ ન સ્પર્શ્યો હોય તેવા ઘરમાંથી મુઠ્ઠીભર રાઈ લાવવાનું કહ્યું પણ તે સ્ત્રીને આખા ગામમાં ભટકવા છતાં એવું એક પણ ઘર ન મળ્યું. આજ બતાવે છે કે કોઈનું પણ જીવન સંપૂર્ણ આનંદનું સતત ગીત તો નથી જ હોતું.

" માનવી જીવનની ઘટમાળ એવી,
સુખ અલ્પ દુઃખ થકી ભરેલી. "

સંપત્તિ અને વિપત્તિ, ઉલ્લાસ અને ઉદાસીનતા, તંદુરસ્તી અને રોગ, જન્મ દિવસો અને મૃત્યુના દિવસો દરેક માનવીના જીવનમાં હોય છે.

સંપૂર્ણ સુખ અને સંતોષ તો જવલ્લેજ હોય. સુખી પ્રસંગો પર પણ વિષાદની આછી છાયા ઘણી વાર હોય છે. દાખલા તરીકે લાડીલી પુત્રીને સારે શ્વસુરગૃહે વળાવતાં કયા સંબંધીઓની આંખ અશ્રુભીની નથી થતી ?

આ રીતે જીવનમાં સુખ અને દુઃખનો અગમ્ય સંગમ થતો હોય છે. સાચા સુવર્ણની કસોટી જેમ અગ્નિમાં જ થઈ શકે તેમ જીવનની શુદ્ધિ માટે દુઃખાગ્નિની જરૂર તો છે જ. જેમ રાત્રી સિવાય દિવસની કિંમત થાય નહીં, જેમ અમાવાસ્યાની તિમિર ઘેરી રાત્રીને લીધે જ પૂર્ણિમાની શ્વેત જ્યોત્સના વધુ આહ્લાદક લાગે છે તેવી રીતે દુઃખ સિવાય સુખની પણ કિંમત થાય નહીં. મહાકવિ શેલીએ યથાર્થ જ ગાયું છે કે,

" Our sweetest songs are those
that ten of saddest thought. "

સારા અને નરસા પ્રસંગો જીવનમાં આવે છે અને જાય છે પણ આપણે તેમાંથી કંઈ પણ બોધ ગ્રહણ કર્યા સિવાય તે સહન કરીએ છીએ માટે જ સાચો અને સતત્ આનંદ ઘણાં ખરાં મનુષ્યોના જીવનમાં હોતો નથી.

મનુષ્યજીવન એ પરમેશ્વરની અમૂલ્ય બક્ષીસ છે. જીવનને ઉર્ધ્વગામી બનાવવું એ પ્રત્યેકની ફરજ છે. જીવનને શાશ્વત આનંદનું મધુર સંગીત બનાવવાને દરેકે યત્ન કરવો જોઈએ, પણ જેમ સુખ અને શાન્તી આપણે જેમ તે પ્રાપ્ત કરવા માટે વધુ વલખાં મારીએ અને તે દૂર નાસતાં દેખાય તેવી રીતે જીવનનો આનંદ પણ નિષ્ફળ ફાંફા મારવાથી પ્રાપ્ત થતો નથી. તે પ્રાપ્ત કરવા માટે આખી જીવનદૃષ્ટિ જ બદલવી પડે છે. આનંદી બનવું પણ એક કળા છે અને ખાધાને સાધ્ય હોતી નથી. જેમ બીજાને સુખી કરવા માટે આપણે કોઈક બીજી જ વ્યક્તિ હોઈએ તેમ પ્રયત્ન કરવો પડે છે.

આનંદ અથવા સુખ મોટે ભાગે આપણી પોતાની જ મનોવૃત્તિ ઉપર અવલંબિત છે. માટે જ શ્રીમદ્ ભગવત્ ગીતામાં કહ્યું છે કે

मनः एव मनुष्याणाम्
कारणम् बन्ध मोक्षयोः ।

ઘણું ખરૂં દુઃખ માત્ર કલ્પીત જ હોય છે. આપણે જો નાની અને નજીવી વાતોને મોટું સ્વરૂપ ન આપીયે તો દુઃખના ઘણાં પ્રસંગો ઓછા થઇ જાય. વળી ઘણી વખત અમુક દુઃખ આપણને આવવાનું છે એ કલ્પનાથી જ દુઃખ આવતા પહેલા આપણી જાતને દુઃખી બનાવીએ છીએ. દુઃખ ઉપર વિલાપ કરવા કરતાં તેનો સામનો કરવાથી દુઃખની વેદના ઘણી ઓછી થાય છે. ઘણી રીતે બીજા કરતાં સુખી મનુષ્યો પણ જીવનની ઝાંખી બાજુઓ જોઇને દુઃખી થયા કરે છે. આ રીતે જીવનમાં આનંદ અનુભવવો એ ઘણી રીતે આપણા પર જ આધાર રાખે છે. કુદરતી સંજોગો આપણે આધિન નથી પણ આપણે જીવનનૌકાના કુશળ સુકાની તો ધારીએ તો જરૂર થઇ શકીએ. એપીકટેટસ નામના તત્ત્વચિંતકે કહ્યું છે કે,

**" If a man is unhappy, remember that his unhappiness is his own fault, for God has made all men to be happy, we are if not the masters, at any rate almost the creators of ourseof."**

આપણી જાતને સુખી બનાવવાનું આપણું કર્તવ્ય છે કારણ કે બીજાને સુખી કરવાનો તે સર્વોત્તમ ઉપાય છે. આનો અર્થ એ નથી કે જીવનના ઉંચા આદર્શો છોડી ફક્ત પોતાનું સુખ જ શોધવું:

જીવનનો આનંદ દરેક માણસને જુદા જુદા ક્ષેત્રોમાં જડે છે. વધારેમાં વધારે માણસોને ખાવું પીવું અને છોકરાં છૈયાં વચ્ચે રહેવું એમાં જ આનંદ હોય છે. સુખી અને નિશ્ચિંત કૌટુમ્બિક જીવનમાં જો ધર્મના સંસ્કારો, જ્ઞાતિની સહેજસાજ નિષ્ઠા અને સહેજે પ્રાપ્ત થયેલી સમાજ સેવા એટલું ઉમેરીએ એટલે જીવન સંપૂર્ણ થયું. કરોડો લોકો માટે આથી વધારે ઉત્કટ જીવન હોતું નથી. પણ માણસ એટલેથી સંતુષ્ટ થતો નથી. કાકાસાહેબ કાલેલકર "જીવનનો આનંદ"ની પ્રસ્તાવનામાં લખે છે કે " જીવનના કોઇ એક અથવા અનેક અંગોનો સંહાર કરીને પણ બીજી કોઇ એક ખાસ દિશામાં માણસ ઉત્કટતાથી દોડવા માંગે છે. કોઇ પ્રયોગવીર થાય છે. કોઇ જ્ઞાનવીર બને છે, કોઇ પ્રવાસવીર બની પરિવ્રાટ્ થઇ જાય છે. કોઇ સંઘનો આગેવાન બની સામુદાયિક પરાક્રમ કરે છે. કોઇ આત્માની ખોજમાં ત્યાગવીર બને છે, કોઇ ગરૂડ અને ચંડોળને પણ હરાવી કલ્પનાકાશમાં ઉત્તરોત્તર ઉંચા ને ઉંચા ઉડ્ડયનો સાંધે છે. કોઇ સત્યને શોધે છે તો કોઇ શીવની ઉપાસના કરે છે. કોઇ સામર્થ્ય ખીલવે છે તો કોઇ ભાવનાઓ કેળવે છે. દરેકનો આનંદ જુદો જ હોય છે. આમ હોવા છતાં સૌન્દર્યની ઉપાસના હુન્નર અને કળાનું અનુશીલન, નિસર્ગનું નિરિક્ષણ તેમજ જીવનકળાની કેળવણી એ આનંદના ખાસ વિષય ગણાયા છે. જીવનઆકાશમાં જો આ આનંદધ્રુવ ઝલપતો ન હોત તો જીવનમાં કોને રસ આવત ? "

સાહિત્ય એ નિર્દોષ આનંદ સાથે જ્ઞાન મેળવવાનું ઉત્તમ સાધન છે. જેને વાંચનનો શોખ છે. તેને વફાદાર મિત્ર, સાચો સલાહકાર અને અસરકારક આશ્વાસન આપનાર આપોઆપ મળી રહે છે. અધ્યયનથી અને ચિંતનથી જીવનની કોઇ પણ સ્થિતિમાં આનંદ મળી રહે છે. સાહિત્ય તો પ્રેમજીવનમાં આનંદ મેળવવાનો મુખ્ય તત્ત્વ છે.

જીવનનું સુખ અને આનંદ મિત્રોની સારી પસંદગી ઉપર પણ આધાર રાખે છે. ખરાબ સંગત માણસનું અધઃપતન નિમંત્રે છે અને સારી સોબત જીવનને ઉચ્ચ બનવવામાં પણ જરૂર સહાયભૂત થાય છે. આનં

એ વસ્તુજ એવી છે કે એનો અનુભવ લેવા માટે બીજાને નોતરવાથી તે બેવડાય છે. દુઃખનો સંવિભાગ કરવાથી એની વેદના સહ્ય બને છે. સુખમાં કોઇનો ભાગ પાડવાથી તે બેવડાય છે. ઘણીવાર સાત્વિક બને છે અને એમાંથી સુખથીયે નિરાળો એવો નવોજ આનંદ પ્રાપ્ત થાય છે. આ રીતે મૈત્રી જીવનના આનંદમાં કંઇ ઓર અભિવૃદ્ધિ કરે છે.

બે અક્ષરનો બનેલો નાનો સરખો શબ્દ ' ઘર ' આનંદનું કેન્દ્ર બની જાય છે. બાહ્ય જગતની ભય અને દુઃખની આંધીમાં ઘર સ્વર્ગીય આનંદનું મથક બની જાય છે. જીવન ભ્રમીત અને દુઃખી હોય કે બહારની દુનિયા ભલે શિથિલ અને ઉદાસિન હોય ત્યારે સ્વજનોનાં સુખી મ્હોં જોતાં અને પ્રેમાળ હૈયાની હુંફ મળતાં કોને અલૌકિક આનંદ થયા સિવાય રહી શકે છે ? વૃદ્ધાવસ્થામાં પતિ અથવા પત્નીનો મિત્રાનો તથા બાળકોનો પ્રેમ આનંદરૂપ બને છે. પતિપત્ની અથવા મિત્રાનો સ્નેહ ભૂતકાળને સજીવ કરે છે. અને બાળકો ભવિષ્યની આશાના સ્તંભસમાન હોય છે.

આ ઉપરાંત શિલ્પકળા, ચિત્રકળા, સંગીતકળા વિગેરે કળાઓ જીવનવૃક્ષમાં આનંદવારીનું સિંચન કરે છે. સુક્ષ્મ અને કલાત્મક દૃષ્ટિ કેળવાતાં જીવનના નજીવા ક્ષેત્રોમાંથી પણ આનંદ લુંટી શકાય છે.

નિસર્ગનો પ્રેમ પણ જીવનમાં આનંદ રેડે છે. ધવલ પુર્ણિમાની સ્વચ્છ વિભાવરીમાં ઝળુકતા નવલખ " તારલિયાઓ નિહાળી કે તોફાને ચઢેલા મહાન ઉદધિનાં દર્શન કરી કાળની અનંતતાનો વિચાર કરીને કે આલ્હાદક ઉષાનો ઉદય જોઇ વિશ્વનિયંતાની અપાર શક્તિનો ખ્યાલ આવતાં કયું મનુષ્ય હૃદય આનંદની હેલે નથી ચઢતું ? નિસર્ગનું નિરિક્ષણ માનવીને બોધ અને આનંદ બન્ને આપે છે.

મુસાફરીમાંથી પણ આનંદ મળે છે. આગગાડીમાં અથવા બીજા કોઇ વાહન મારફતે તમે ભૂતળ પર વિચરો કે વિમાન દ્વારા આકાશમાં ઉંચે ઉંચે ઉડ્ડયનો કરો કે સાગરને પારણે નૌકાઓમાં વિહાર કરો તે બધામાં જ આનંદનો સમાવેશ થાય છે.



આ રીતે સાહિત્ય, કળા, કુદરત મુસાફરી વિ. જીવનમાં આનંદની અભિવૃદ્ધિ કરે છે. પણ ખરી રીતે તો જીવન પોતે જ આનંદરૂપ છે. પણ તે આનંદ દુઃખની દિવાલનો સામનો કર્યા સિવાય વ્યક્ત થતો નથી. આનંદના ઉપભોગ માટે આપણે સજીવ મનોવૃત્તિ કેળવવી જોઇએ જીવનના સુખી કે દુઃખી દરેક પ્રસંગ પ્રત્યે સમાન મનોવૃત્તિ રાખવી જોઇએ. દુઃખની વેદનાથી ન દબાતાં અને સુખથી ન ફુલાતાં જીવન પ્રત્યે સમદૃષ્ટિ રાખવી જોઇએ. શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે જીવનમાં સુખ અને દુઃખના દ્વન્દ્વમાંથી વિમુક્ત થઇ " સચ્ચીદાનંદ " પ્રાપ્ત કરવાનો બહુ સારો માર્ગ બતાવ્યો છે.

सुख दुःखे समे कृत्वा
लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व
नैवं पापमवाप्स्यसि ॥

સુખ અને દુઃખ, લાભ અને ગેરલાભ જય અને પરાજય પ્રત્યે જ્યાં સમાનદૃષ્ટિ આવી ત્યાં જીવનમાં દુઃખને સ્થાન જ નથી રહેતું. જીવન એટલે જ સાચો સનાતન આનંદ, કારણ કે પરમેશ્વર જ આનંદની મૂર્તિ સમાન છે.

આ ઉપરાંત નિર્મળ અને પરોપકારી જીવન સિવાય સાચા આનંદની પ્રાપ્તી શક્ય નથી. આપણું મન વિશુદ્ધ વિચારોનું નિવાસસ્થાન હોવું જોઇએ. ભૂતકાળની સુખદ યાદગીરીઓ અને ભવિષ્ય માટેની યોગ્ય આશાઓ સેવવી જોઇએ. માનસિક શાન્તિ એ પરમસુખ છે અને તે કર્તવ્યપાલનનું યોગ્ય ફળ છે. કર્તવ્યનું પાલન મનુષ્યને અગાધ માનસિક શાન્તી અર્પે છે. જ્યાં આ જાતનું ઉચ્ચ જીવન થાય નરમાંથી નારાયણ થવાની કક્ષા પર પહોંચાય ત્યાં જીવનમાં દુઃખને કે કલેશને લેશ માત્ર પણ સ્થાન હોતું નથી. જીવન એ આનંદનું મધુર ગીતરૂપ બને છે.

# શ્રીમતી

( એક સત્ય ઘટના ) લેખક : શ્રી. ગટુલાલ ગો. ધ્રુવ

ગુજરાતની ઊંચી ગણાતી એક જ્ઞાતિમાં શ્રીમતીનો જન્મ થયો હતો. પિતાની એ બહુ લાડકી હતી. શાળામાં એ ચેઠ પાંચ ચોપડીઓ સુધી એ ભણી હતી. લગભગ નવ વર્ષની ઉંમર થઇ, ત્યારથી પોતાની જ્ઞાતિના એક ચંચળ છોકરા સાથે એને મૈત્રી થઇ. બન્ને મોટાં થતાં ગયાં, તેમ તેમની મૈત્રી ગાઢ થતી ગઇ. શ્રીમતીનાં માતપિતાને પણ આ છોકરો ગમી ગયો અને આગળ ઉપર શ્રીમતીનો એની સાથે સંબંધ કરવાનો એમનો વિચાર હતો.

પરંતુ છોકરો જરા સ્વચ્છંદી થવા માંડયો અને જ્ઞાતિમાં એક બીજા સારા કુટુંબના ગણાતા છોકરા તરફથી શ્રીમતીનું માગું આવ્યું, એટલે તેના પિતાએ તેર વર્ષની ઉમર તેનું સગપણ એ છોકરા સાથે કરી દીધું. શ્રીમતીએ તો પેલા પિનાકિન સાથે જ પરણવાનો મનથી નિશ્ચય કરેલો હતો. પણ એટલી નાની બાળાનું શું ચાલે? છોકરી મોટી થાય અને કદાચ સમાઇ કરેલી જગાએ પરણવાની ના પાડે, એ ભયથી શ્રીમતીના પિતાએ શારદા કાયદાની પરવા કર્યા વિના તેને સૂર્યકાન્ત સાથે પરણાવી દીધી. બિચારી શ્રીમતી આંખમાં આંસુ સાથે પરણી ગઇ.

શ્રીમતીના પિતા ભૂપતરાય એકંદરે સજ્જન માણસ હતા, એટલે પિનાકિન સાથેનો સંબંધ ચાલુ રાખ્યો અને એ કુટુંબ સાથે એ અગાઉની માફક હળેલો રહ્યો. શ્રીમતી સૂર્યકાન્ત સાથે પરણી તો ખરી પણ એનું હૃદય તો પિનાકિન સાથે જોડાયેલું હતું. શ્રીમતી સોળ વર્ષની થઈ, ત્યાં એના પિતાનું અવસાન થયું, ભૂપતરાયને પાછળથી જણાયું કે સૂર્યકાન્ત ઊંચા કુળનો કહેવાતો પણ ઓછી બુદ્ધિનો અને શ્રીમતી જેવી રૂપાળી અને ચંચળ, છોકરી માટે બરાબર લાયક ન હતો પણ હવે ઉપાય ન હતો.

પિતાના મરણ પછી છ માસ પછી શ્રીમતી સાસરે ગઇ. એના પતિ સૂર્યકાન્તમાં ખાસ કાંઇ દૂષણ ન હતું પણ એ માણસ બીકણ હતો. બાપની ધાકને લીધે છેક રાંકડો બની ગયો હતો. શ્રીમતીએ હૃદય બીજાને અર્પેલું હોવા છતાં સંસાર વ્યવહાર એ સાસરામાં જ ચલાવવો પડયો ને એ વર્ષો દરમિયાન પિનાકિન અને શ્રીમતીનો મેળાપ તો અનેક વખત થતો. માતા, ભાઇઓ, અને સાસરાનાં માણસોથી પણ આ વાત છાની ન હતી. પિનાકિન અને સૂર્યકાન્તનો સંબંધ પણ એકંદરે મિત્રાચારીનો હતો. દરમિયાન શ્રીમતીને એક પુત્ર થયો.

પુત્રના જન્મ પછી સાસરાંના માણસોને પિનાકિન અને શ્રીમતીના પરિચય પ્રત્યે અણગમો થતો ગયો અને ધીમે ધીમે અણગમાએ પ્રત્યક્ષ વિરોધનું સ્વરૂપ લીધું. દરમિયાન શ્રીમતીના પ્રૌઢ ઉંમરના સસરાએ તેની પ્રત્યે અઘટિત વર્તન કરવાનો પ્રયત્ન કર્યો, એમ શ્રીમતીને લાગવાથી, એણે તે બાબત સૂર્યકાન્તને ફરિયાદ કરી, સૂર્યકાન્તે એ વાત માની ન હોય, કે પિતાને કહી ન શકયો હોય, પણ એ ઉપર કાંઇ લક્ષ આપ્યું નહિ. શ્રીમતીને સાસરામાં રહેવું હવે બહુ વસમું લાગ્યું. સૂર્યકાન્ત એના મનથી હવે છેક ઉતરી ગયો, પિનાકિન ઉઘાડી રીતે એનો બચાવ કરે કે રક્ષણ આપે એ બની શકે એવું ન હતું. એટલે શ્રીમતી માતાને ઘેર રહેવા ગઇ. માતા એને પોતાને ઘેર લાંબો

વખત રાખવા ખુશી ન હતી. એ ચાર માસમાં શ્રીમતીને ફરી સાસરે રહેવા જવું પડ્યું.

સૂર્યકાન્ત સ્વભાવે નરમ તો હતો પણ ઓછી સમજણ હોવાને કારણે ચઢાઉ હતો, કેટલાક મિત્રોની શીખવણીથી શ્રીમતીને એણે વારેવારે ઠપકો દેવાનું શરૂ કર્યું, અને પછીથી તો હાથ પણ ઉગામવા માંડ્યો. માર સહન કરે એવો શ્રીમતીનો સ્વભાવ જ ન હતો. એણે...ના સંચાલકને બધી વાત કરી અને એમની સંસ્થામાં રાખવાની માગણી કરી. માતા તથા ભાઈઓ આની વિરુદ્ધ હતા; તેમ છતાં એ સંસ્થામાં સંગીત શીખવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો અને સંગીતના શિક્ષણ ઉપરાંત સંસ્થાના બીજા કાર્યક્રમમાં પણ શ્રીમતીએ ઉત્સાહથી ભાગ લેવા માંડ્યો. રસ્તે આવતાં જતાં કોઈ વાર પિનાકિનનો મેળાપ થઈ જતો. પાછળથી એ બન્ને સંકેતથી અનેક વખત મળતાં. રસ્તાની એક બાજુએ એક વખત પિનાકિન અને શ્રીમતીને વાતો કરતાં સૂર્યકાન્તે જોયાં; એટલે રસ્તામાં જ એણે શ્રીમતીને મારવા માંડી, પિનાકિને એનું રક્ષણ ન કર્યું હોત તો તેને તે દિવસે મરણતોલ માર પડત.

એ દિવસથી શ્રીમતીએ પોતાના ભવિષ્યના જીવન વિષે નિશ્ચય કરી લીધો. માતા અને ભાઈના વિરોધ છતાં એણે સંસ્થામાં જ જઈને રહેવાનું નક્કી કર્યું, ત્યાં સંગીતનું સીતાર અને દિલરૂબા વગાડવાનું શિક્ષણ લેવામાં અને બીજી નાની બાળાઓને ભણાવવામાં મદદ કરવામાં એનો વખત ઠીક પસાર થતો હતો. બાળક કરસનને તેના બાપને ઘેર કે મોસાળમાં કોઈ જાતનું દુઃખ ન હતું.

આમ ત્રણ ચાર વર્ષ ચાલ્યું દરમિયાન સૂર્યકાન્ત-સંસ્થામાં જઈને પણ વખતોવખત ધાંધલ કરતો. પિનાકિને, શ્રીમતી સાથે લગ્ન ન થઈ શક્યું તેથી પરણવાનો વિચાર માંડી વાળ્યો હતો. સંસ્થામાંથી પિનાકિનને મળવાની શ્રીમતીને બહુ સગવડ મળતી નહિ. પણ દશ બાર દિવસે, એકાદ વખત રસ્તામાં એ મળી જતાં.

સૂર્યકાન્તે શ્રીમતીને સમજાવવાના અને ગઈ ગુજરી ભૂલી જઈ, ફરી પાછી ઘેર બોલાવવાના બહુ પ્રયત્ન કરી જોયા. પરંતુ શ્રીમતીના મનનો મેળ ત્યાં કદી મળ્યો જ ન હતો, અને પિનાકિન એની ખાતર કુંવારો રહ્યો હતો અને આશ્વાસન અને સાંત્વનનું એક માત્ર એ સ્થાન હતું, તેમજ સૂર્યકાન્તે હાથ ઉપાડ્યાથી અને રસ્તા વચ્ચે તેની ફજેતી કરેલી હોવાથી, તેનું સ્વમાન ઘવાયું હતું એટલે કોઈ હિસાબે શ્રીમતી ફરી સાસરે જવા ખુશી ન હતી. પિનાકિનની મારફત એ પોતાના પુત્ર કરસનને કેટલીકવાર મળી શકતી.

સંસ્થામાં શ્રીમતીએ પિનાકિનને ઘેર-એણે પોતાનાં માબાપથી અલગ ઘર લીધું હતું-જઈ ખુલ્લી રીતે રહેવાનો પોતાનો વિચાર જણાવ્યો, પરંતુ આમાં તેને સંસ્થા તરફથી ટેકો મળ્યો નહિ. તેમ છતાં કેટલીક વખત એક બે દિવસ એ પિનાકિનને ઘેર રહી આવતી એમ સંસ્થાના સંચાલકોને ખબર પડી. સંચાલકો એમ માનતા કે પોતાની માતાને ઘેર એ રહેવા ગઈ છે. આ પ્રમાણે અનિયમિતતા અને સમાજ વિરુદ્ધનો વ્યવહાર સંસ્થા તો ચલાવી શકે નહિ, એટલે શ્રીમતીને કાંતો સંસ્થાના નિયમ પૂરી રીતે પાળવાની, અગર તો સંસ્થા છોડી જવાની, સખ્ત તાકીદ આપવામાં આવી. શ્રીમતી વાજીંત્ર, સારી રીતે વગાડતી, એને એવી આશા હતી કે સંગીતનું ટયુશન આપીને એ પોતાનું ગુજરાન ચલાવી શકશે.

સૂર્યકાન્તે પોતાના બધા પ્રયત્નો નિષ્ફળ જવાથી બીજી વાર લગ્ન કર્યું. એની જ્ઞાતિમાંથી તો એને કોઇ કન્યા ન મળી પણ બીજી બ્રાહ્મણ જ્ઞાતિની મોટી ઉંમરની વિધવા સાથે એણે લગ્ન કર્યું. શ્રીમતીને એમ લાગ્યું કે સમાજનો આ મોટો અન્યાય છે, શ્રીમતીએ ઘર ન માંડયું અને એનું પરિણીત જીવન નિષ્ફળ ગયું તેથી સૂર્યકાન્ત ફરી પરિણીત જીવન સુખથી વ્યતીત કરી શકયો. પરંતુ પોતાની મરજી ઉપરાંત શ્રીમતીને પરણવું પડયું હતું; તેની સાથે એના મનનો મેળ કદી મળ્યો ન હતો; જે યુવક પ્રત્યે એનું હૃદય ઢળ્યું હતું—છેક નાનપણથી જેની સાથે જીવન વીતાવવાનો એણે નિશ્ચય કર્યો હતો તે હજી એની જ ખાતર અપરિણીત રહ્યો હતો; પરિણીત પતિ એને મારઝૂડ કરતો અને રસ્તા વચ્ચે પણ એની ફજેતી કરવાની હદ સુધી હલકાઇ બતાવી હતી, તે ફરી પરણ્યો હોવા છતાં, શ્રીમતીને પોતાને એનાથી છૂટા થવાનો કોઇ માર્ગ ન હતો એ સમાજનો હડહડતો અન્યાય હતો, એમ શ્રીમતીને લાગ્યું, છૂટા થવા માટે એણે બહુ પ્રયત્નો કર્યા. વડોદરાના કાયદાનો લાભ કોઇ રીતે લેવાય તો લેવાનો પણ પ્રયત્ન કરી જોયો, પણ કોઇ રીતે એને સફળતા મળી નહિં. મા તથા ભાઇઓએ એના જીવન પ્રત્યે હવે ઉપેક્ષાવૃત્તિ ધારણ કરી હતી. પિનાકિન સાથે, હયાત પતિની સ્થિતિમાં, એ લગ્ન તો કરી શકે એમ હતું નહિ—લગ્ન કરે અને સૂર્યકાન્ત ફરિયાદ કરે તો એ બન્નેને જેલમાં જવું પડે.

...ની સંસ્થાના સંચાલકોની સલાહ વિરૂદ્ધ. બીજાં જે એને સલાહ, સૂચના કે દોરવણી આપી શકે એ બધાં એના કહ્યા છતાં, શ્રીમતીએ, કોઇની પરવા કર્યા સિવાય, હવે ઉઘાડી રીતે પિનાકિનને ઘેર જ રહેવા માંડયું. ઘણી લાંબી મુદત સુધી હૃદયની લાગણી અને સમાજના સ્થાપિત નિયમોનું પાલન એ બે વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યા પછી હૃદયની લાગણીએ છેવટે જીત મેળવી—શ્રીમતીએ બંડખોર વૃત્તિ ધારણ કરીને પિનાકિન્ સાથે સંસાર માંડયો. માતા, ભાઇ અને સગાંસંબંધીઓને તો એણે લગભગ તજી જ દીધાં, પિનાકિનનાં માતપિતાએ પિનાકિન સાથેનો વ્યવહાર તોડી નાંખ્યો. ન્યાતજાતનાં સૌએ એ બન્નેનો તિરસ્કાર કર્યો—સંસ્થાના સંચાલકોને પણ શ્રીમતીનું આ પગલું પસંદ પડયું નહિં; છતાં શ્રીમતીનાં કેટલાંક મિત્રો અને—સંસ્થાની કેટલીક બંડખોર મનોવૃત્તિવાળાંઓને શ્રીમતીના આ પગલાથી અંતરમાં એક જાતનો સંતોષ થયો. જે કાર્ય કરવાની પોતાની અંતરની ઇચ્છા હોય, પણ હિમ્મત ન ચાલતી હોય, તે બીજું કોઇ કરે, ત્યારે ઈર્ષા ઉત્પન્ન થાય છે અને કોઇક તેને અંતરથી આવકારે છે.

શ્રીમતીનો પોતાના બાળક પુત્ર કશ્યપ પ્રત્યેનો પ્રેમ એવો ને એવો અખંડ ચાલુ રહ્યો. હવે એ લગભગ આઠેક વર્ષનો થયો હતો. નિશાળે જતે આવતે કે બીજે કાંઇ ફરવા જતે એ વખતેવખત, કુટુંબનાં બધાંથી છાનોમાનો શ્રીમતીને મળતો.

સૂર્યકાન્તે શ્રીમતીના આ પગલાનો જરા પણ વિરોધ કર્યો નહિ, એથી સહુને બહુ નવાઇ લાગી, કુટુંબીજનો કે મિત્રો એ બાબત એને પૂછતા; ત્યારે એ એટલો જ જવાબ દેતો "હું ફરીથી પરણ્યો'તો ! "

પિનાકિન અને શ્રીમતીનો નવો સંસાર લગભગ એક વર્ષ બહુ સારી રીતે ચાલ્યો પરન્તુ એ સ્થિતિ લાંબો વખત ટકવાનું સર્જિત ન હતું.

લગભગ દોઢ વર્ષથી શ્રીમતીને વખતો-

વખત થોડો થોડો તાવ આવી જતો અને ક્વચિત ઉધરસ પણ થતી. અત્યાર સુધી તો સંસ્થામાં રહીને સંગીત ગાવા વગાડવામાં અને શીખાવવામાં એનો બધો વખત જતો. અગાઉ સાસરામાં એને માથે ઘર ચલાવવાનો કે કુટુંબનો કશો બોજો પડયો ન હતો. હવે તાવથી નબળી પડેલી તબીયતે એને માથે ઘર ચલાવવાનો બોજો પડયો. પિનાકિનની કમાણી ઝાઝી ન હતી, તે ઉપરાંત એમના મિત્રોને ઘરે બોલાવી ચ્હાપાણી કરવામાં અને ખાવા-પીવામાં પોતાની સ્થિતિ કરતાં વધારે ખર્ચ કરતો. પૈસાની હંમેશાં તાણ રહેતી. શ્રીમતીને પોતાના શરીર માટે પુષ્ટિકારક ખોરાકની અને દવાદારૂની પણ કંજુસાઈ કરવી પડતી. પિનાકિનને હાથ સંકોચવાની એ વારંવાર શીખામણ આપતી એટલે ધીમેધીમે પિનાકિને ઘરની બહાર મિત્રોમાં વધારે ફરવા માંડયું. શ્રીમતી પ્રત્યેનો એનો પ્રેમ તો જેવો ને તેવો જ હતો. પણ પોતાનું સર્વસ્વ ત્યાગવા એ તૈયાર ન હતો. સમાજ સામે ટક્કર ઝીલવાની એની શક્તિ શ્રીમતી જેટલી બળવાન ન હતી. શ્રીમતીને સમાજનાં માણસોએ તથા સગાં-વહાલાંએ અને કુટુંબીજનોએ તજી દીધી તેથી સમાજ પ્રત્યે વિશેષ ક્રોધ ચઢયો હતો. એને એમ લાગતું હતું કે સમાજ ઢોંગ, છાની અનીતિ; ઉપરઉપરના દેખાવને લઇ ચલાવે છે; પરંતુ ખુલ્લી રીતે સમાજનાં સ્થાપિત બંધનો તોડી પ્રમાણિક જીવન ગાળનારને તરછોડે છે. સમાજનો કાયદો પણ તેને અન્યાયી અને એક પક્ષી લાગતો હતો, કારણ કે એના પતિ સૂર્યકાન્તને ફરી પરણવા માટે કોઇ દોષ દેતું નહતું.

પિનાકિનની ધીમે ધીમે વધતી જતી બેદરકારીથી શ્રીમતીના મનને ઘણો આઘાત થયો. એની નબળી તબીયતમાં આ જાતના આઘાતથી વિશેષ નબળાઇ આવી અને એ ક્ષયરોગમાં સપડાઇ.

કેટલાક માસ સુધી તો શ્રીમતીએ પરાણે પરાણે ઘરકામનો બોજો રાંધવા વગેરેનું કામ-ઉઠાવ્યું, પણ પછી તો એ ખાટલે પડી. પિનાકિનને હવે શ્રીમતીના મંદવાડની ગંભીરતાની સમજણ પડી. એણે સારા ડાકટરો અને દવા કરવામાં પોતાની શક્તિ ઉપરાંત એણે ખર્ચ કર્યું. શ્રીમતીને હવા ખાવા પણ મોકલી, છતાં શરીરના રોગ ઉપરાંત મનના ઊંડા આઘાતથી શ્રીમતીની તબીયત દિન પર દિન લથડતી ચાલી. પિનાકિન હવે હિમ્મત હારવા લાગ્યો પૈસે ટકે હેરાન થવા લાગ્યો, છતાં પોતે હાથે રાંધે અને શ્રીમતીને પણ એની રુચિ અનુસાર રાંધી આપે એ લાગણીપૂર્વક કરવા લાગ્યો. શ્રીમતીને હવે પોતે બોજારૂપ છે, એમ લાગવા માંડયું. પોતાના જે થોડા ઘણા દાગીના અંગ ઉપર હતા, તે એક પછી એક વેચી તેણે ડાક્ટરનાં બીલો ચૂકવવા માંડયાં.

શ્રીમતીના મંદવાડની ખબર એની માતાને અને ભાઇઓને પડી અને તેઓ એને જોવા આવી ગયા. એમના તરફથી સૂર્યકાન્તને પણ મંદવાડના સમાચાર મળ્યા. સૂર્યકાન્ત શ્રીમતીને જોવા આવ્યો. શ્રીમતીની સ્થિતિ જોઇ અને બહુ લાગણી થઇ. એ માણસ બહુ નરમ હતો, ચઢાઉ હતો અને અને નિરૂપાયે બીજીવાર પરણ્યો હતો, પણ મનનો સાચો ખાનદાન હતો. શ્રીમતીને એણે કહ્યું " હું બીજી વાર પરણ્યો છું " પણ તેથી મારા ઘરમાંથી તારો હક્ક ઓછો થતો નથી. જ્યારે તને જરૂર લાગે ત્યારે તું અડધી રાતે મારે ઘેર આવી શકે છે. તારે માટે મારૂં ઘર સદાને માટે ઉઘાડું છે. સૂર્યકાન્તની આટલી બધી ઉદારતાની શ્રીમતી ઉપર બહુ અસર થઇ. ભૂતકાળનું પોતાનું જીવન નવા સંસારમાં સુખનાં સ્વપ્નાં અને અત્યારની સ્થિતિ વિષે તેને અનેક વિચારો આવ્યા. એ

રાતથી શ્રીમતીની સ્થિતિ વધારે ગંભીર થતી ગઈ.

પિનાકિન હવે તો શ્રીમતીના ચાલુ મંદવાડથી કંટાળો પણ બતાવવા લાગ્યો. જે બાળા માટે એણે ન્યાત, જાત, સગાં સંબંધી સર્વ સાથેનો સંબંધ છોડયો, જેને માટે એ જિંદગી ભર કુંવારો રહ્યો, તેની સાથે છ સાત માસ સંસાર ભોગવ્યા પછી એ તો મંદવાડની પથારીએ પડી, અને હવે તો એને જીંદગી ભર માંદી સ્રીજ વેઠવાની, એ વિચારે છેક નિરાશ થઇ ગયો. પૈસેટકે એ હેરાન થઇ ગયો હતો. નોકરીમાં નિયમસર અને વખતસર ન જવાતું હોવાથી ત્યાં પણ ઉપરીનો ઠપકો વારંવાર ખાવો પડતો હતો. સૂર્યકાન્ત મળવા આવી ગયો હતો અને પચાસ રૂપીઆ શ્રીમતીની પથારીમાં મૂકી ગયો હતો એની પણ એને ખબર પડી હતી. શ્રીમતીએ પોતેજ એને બધી હકીકત વિગતવાર કહી હતી. આ ઉપરથી એને જરા ઇર્ષા ઉત્પન્ન થઈ હતી.

શ્રીમતીનો મંદવાડ વધતો ગયો. દાક્તરોએ આશા છોડી દીધી. તેની માતાને પિનાકિને ખબર આપી. માતા પિનાકિનને ઘેર આવી. શ્રીમતીએ પોતાને ઘેર લઇ જવાની માગણી માતા પાસે કરી. માતાએ એવી શરત મૂકી કે પિનાકિન ત્યાં રહે નહિ, એટલું જ નહિ પણ જેવા પણ ન આવે તો હું તને મારે ઘેર લઇ જાઉં. મરણ પથારીએ પડેલી–આખરની મહેમાન–પોતાની દીકરીની છેલ્લી આશા પૂરી કરવાને વખતે આ બાઇને ન્યાત જાત અને સગા સંબંધીઓમાં પોતાની પ્રતિષ્ટા અને આબરૂ જવાનો ભય નડયો! શ્રીમતીએ આ શરતનો તિરસ્કારથી અસ્વીકાર કર્યો. "તમારા કરતાં તો સૂર્યકાન્ત કેટલો બધો ઉદાર! એનું ઘર મેં ભાંગ્યું, એનું જીવન મારે લીધે રદ થયું છતાં એનાં બારણાં મારે માટે ઉઘાડાં છે. અને તમે–મારી જનેતા મને આખરના મંદવાડ વખતે ઘેર લઇ જવાની પણ ના પાડો છો? કુટુંબ, ઘરબાર, ન્યાત જાત, સમાજ બધું તજીને જેને આશરે હું આવી છું તેના જ છાપરા નીચે હું મરીશ. આમ શ્રીમતીએ મોઢું ફેરવી દીધું.

રાત્રે શ્રીમતીએ પ્રાણ મૂકયો.

એના તકીયા નીચેથી બે ચીઠ્ઠીઓ મળી આવી. એક સૂર્યકાન્ત ઉપર હતી "મને માફ કરશો? પણ માફી શી રીતે માંગું? તમારી ઉદારતા દૈવી છે." બીજી ચીઠ્ઠી પોતાના બાળક કશ્યપ ઉપર હતી "મરતી વખતે તારૂં મોઢું જેવાની મારી ઇચ્છા અધૂરી રહી ગઇ! પાકીટમાં એક સોનાની સેર છે એ તારી જનોઇ વખતે તારી વ્હાલી મા તરફની છેલ્લી ભેટ."

કસ્તૂરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટ

# તાલીમ શિબિરની યોજના

લેખિકા : શ્રી. સરલાદેવી સારાભાઈ

કસ્તૂરબા ગાંધી રાષ્ટ્રીય સ્મારક ટ્રસ્ટનો ઉદ્દેશ બે હજારથી ઓછી વસતિવાળાં ગામોમાં સાત વર્ષ સુધીની ઉંમરનાં છોકરા–છોકરીઓ, કન્યાઓ અને સ્ત્રીઓની સ્વાવલંબનના સિદ્ધાંત અનુસાર સેવા કરવાનો છે. આ ઉદ્દેશને સિદ્ધ કરવા ગાંધીજીના આદેશ પ્રમાણે હાલ તુરત નીચેની પ્રવૃત્તિઓ મારફત કામ કરવાનું છે:

૧ આરોગ્ય કેન્દ્રો ખોલવાં: આરોગ્ય તથા તબીબી રાહત ( Preventive and curative: preventive તરફ લક્ષ વિશેષ આપીને ) સગર્ભાવસ્થામાં, પ્રસુતિકાળે અને પછી માની અને બાળકની સંભાળ, માંદાંની માવજત અને સામાન્ય દર્દોમાં તબીબી રાહત.

૨ સંસ્કાર કેન્દ્રો ખોલવાં ( નવી તાલીમના સિદ્ધાંત ઉપર ) આવાં કેન્દ્રોમાં ગ્રામ પુનર્રચનાની દષ્ટિએ સાંસ્કારિક, બૌદ્ધિક અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓ હાથ ધરવી, જેવી કે,

૧ પૂર્વ–બુનિયાદી તાલીમ ૨॥ થી ૭ વર્ષ સુધીનાં છોકરા–છોકરીઓ માટે ગ્રામ બાલવાડીઓ.

૨ બુનિયાદી તાલીમ અને પ્રૌઢ શિક્ષણ ૭ થી ૧૪ વર્ષ સુધીની કન્યાઓ તથા તેથી મોટી ઉંમરની બહેનો માટે.

આ હેતુ સાધવા માટે સૌથી પહેલી જરૂર ભાવનાશાળી અને શિક્ષિત ગ્રામસેવિકાઓની લાગવાથી સાબરમતી હરિજન આશ્રમમાં અને કાઠિયાવાડમાં આંબલામાં પાંચેક માસથી એક વર્ષની તાલીમનાં ગ્રામસેવિકા શિક્ષા શિબિરો ( તાલીમ વર્ગો ) ખોલવામાં આવ્યા છે. તેનો અભ્યાસક્રમ ટ્રસ્ટના પ્રધાન કાર્યાલય, વર્ધા, તરફથી યોજવામાં આવ્યો છે. આ તાલીમ વર્ગોમાં ગુજરાતના જિલ્લાઓમાં, વડોદરા રાજ્ય, કાઠિયાવાડ અને કચ્છમાંથી આવેલી, ગ્રામજીવનથી ટેવાયેલી અને સાધારણ ગુજરાતી અભ્યાસ કરેલી ૩૬ બહેનો તાલીમ લઇ રહી છે. આ સેવિકાઓની તાલીમનું બધું ખર્ચ ટ્રસ્ટ આપે છે. તેઓ તૈયાર થશે એટલે ટ્રસ્ટના ઉદ્દેશ અને યોજના પ્રમાણે ગુજરાત વિભાગમાં ( જેમાં ગુજરાતના પાંચ જિલ્લા, વડોદરા રાજ્યના ચાર પ્રાંતો, ભાવનગર રાજ્ય શિવાય કાઠિયાવાડ અને કચ્છનો સમાવેશ થાય છે ) જુદા જુદા પ્રદેશમાં ગ્રામજનતાની ઇચ્છા અને સક્રિય સહકારથી બે હજારથી ઓછી વસ્તીવાળાં ગામોમાં કેટલાંક કેન્દ્રો ખોલાશે. આ સેવિકાઓને ટ્રસ્ટના નિયમ અનુસાર વેતન અપાશે. આવી રીતે તાલીમ લીધા પછી દરેક સેવિકાએ કમમાં કમ ત્રણ વર્ષ સુધી ટ્રસ્ટને સેવા આપવી રહે છે.

ટ્રસ્ટની પ્રવૃત્તિઓને એક ધ્યેયથી સ્થાયી સ્વરૂપ આપવાનું છે. તેથી ટ્રસ્ટે પાડેલ જુદા જુદા પ્રાંતોમાં અનેક ગ્રામસેવિકા શિક્ષા શિબિરો શરૂ કરવામાં આવ્યાં છે. ગ્રામસેવિકાઓનું ધોરણ જેટલા પ્રમાણમાં ઊંચુ હશે તેટલા પ્રમાણમાં ટ્રસ્ટનો ઉદ્દેશ વધારે સારી રીતે પાર પડશે. તેથી ગ્રામસેવિકા

શિક્ષાશિબિરો માટે ઉચ્ચ શિક્ષણ પામેલી, સેવાભાવિ અને ગાંધીજીની ભાવના પ્રમાણે અહિંસાના પાયા ઉપર રચાએલી ગ્રામ-સંસ્કૃતિની પુનર્રચનાના સિદ્ધાંતમાં શ્રદ્ધા ધરાવનાર અને તે સાથે યોગ્ય તાલીમ લીધેલી શિક્ષિકાઓની સૌથી વધારે જરૂર છે. ટ્રસ્ટના બધા પ્રાન્તોને આવી જરૂરિયાત જણાય છે. દરેક પ્રાંતને પૂરતી સંખ્યામાં યોગ્ય તાલીમ પામેલી ગ્રામસેવિકા શિક્ષાશિબિરનું વ્યવસ્થિત સંચાલન કરી શકે એવી અધ્યાપિકા-સંચાલિકાઓ તૈયાર કરવા કસ્તુરબા ટ્રસ્ટના મંત્રી એક વર્ષનો "અધ્યાપિકા તાલીમ શિબિર" ( **Teacher's Training Center** ) યુ. પી. માં ફૈઝાબાદ જિલ્લાના રેનેવા ગામમાં આવતા ઓગસ્ટ-સપ્ટેમ્બરથી ખોલવાના છે. આ અધ્યાપિકા શિબિર માટે, તેમજ નીચે જણાવેલા કોઇ એક વિષયમાં નિષ્ણાત થવા માટેની તાલીમ લેવાને ભાવનાશાળી સુશિક્ષિત બહેનોને મોકલવા માટે તુરત ભરતી કરવાની છે.

વિષય અને તાલીમ લેવા જવાનું સ્થાન નીચે પ્રમાણે છે.

૧. પૂર્વ-બુનિયાદ તાલીમઃ હિંદુસ્તાન તાલીમી સંઘ, સેવાગ્રામ અથવા નૂતન બાલ શિક્ષણ સંઘ તરફથી ચાલતું ગ્રામબાલ શિક્ષણ કેન્દ્ર, ( બોરડી વાયા ગોલવડ ) બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે.

૨. બુનિયાદી તાલીમ અને.

૩. પીઢ શિક્ષણ હિંદુસ્તાની તાલીમી સંઘ, સેવાગ્રામ.

૪. વસ્ત્રવિજ્ઞાનઃ અખિલ ભારત ચરખા સંઘ, સેવાગ્રામ.

૫. રસોઇવિજ્ઞાન, આહારશાસ્ત્ર અને સફાઇવિજ્ઞાનઃ સેવાગ્રામ.

૬. શાકભાજી, બાગવાની, પશુપાલન અને દુગ્ધાલયઃ કૃષિગો વિદ્યાભવન, આણંદ.

૭. વ્યાયામ, સ્વાસ્થ્ય અને આરોગ્યઃ **Govt. Training Institute for physical Culture, Kandivali, Bombay.**

૮. હિંદુસ્તાની ભાષાઃ હિંદુસ્તાની પ્રચારક મદ્રેસા, વર્ધા.

૯. ગ્રામોદ્યોગ અને સહકારી પદ્ધતિઃ ગ્રામોદ્યોગ સંઘ, વર્ધા.

૧૦. નર્સિંગ અને મિડવાઇફરીઃ તાલીમનું સ્થળ હવે પછી નક્કી કરવામાં આવશે.

ઉપરના વિષયો ઉપલક દૃષ્ટિએ જોતાં સામાન્ય લાગવાનો સંભવ છે, પરંતુ ગાંધીજીની ગ્રામપુનર્રચનાની દૃષ્ટિથી વિચારતાં તેનું પૂર્ણ મહત્ત્વ સમજાશે.

રાષ્ટ્રીય વિદ્યાપીઠ, કર્વે કે સરકારી વિદ્યાપીઠની કેળવણી લીધેલી અથવા તેટલા દરજ્જાની કેળવણી પામેલી સંસ્કારી અનુભવી બહેનો જેઓ રેનેવાના અધ્યાપિકા શિબિરમાં જોડાવા, અથવા ઉપરના વિષયો પૈકી કોઇ એકમાં નિષ્ણાત થવાની તાલીમ લેવા ઇચ્છતી હોય તેમણે પોતાને વિષેની જરૂરી બધી માહિતી સાથે નીચેને સરનામે લખવું. પસંદ કરેલી બ્હેનોને તાલીમનું ખર્ચ ટ્રસ્ટ તરફથી આપવામાં આવશે.

કસ્તુરબા ટ્રસ્ટની બધી પ્રવૃત્તિઓ ગાંધીજી સ્ત્રીઓની મારફત વિકસાવવાનો આગ્રહ સેવે છે કે જેથી કરીને પોતાને લગતાં કામો જાતે કરતાં કરતાં તેમની પોતાની સુષુપ્ત શક્તિઓ જાગ્રત થાય, તેમને આત્મભાન થાય અને જીવનમાં તેઓ કાર્યદક્ષ બને. પ્રવૃત્તિઓ સ્ત્રીઓની અંતર્ગત શક્તિઓ અને સ્વભાવને અનુકૂળ છે. તેઓ નિશ્ચિંત મનથી સેવાનાં કામોમાં લાગી રહે તે માટે તેમાં યોગ્ય વેતનની ગોઠવણ કરેલી છે. આથી કરીને

જુદી જુદી શક્તિઓવાળી બહેનોને આમાં કામ કરવાનો ઘણો અવકાશ છે. સેવાભાવથી પ્રેરાઇને જે બહેનને પોતાની શક્તિનો લાભ બીજી બહેનોને આપવો હોય તેને પોતાના ભરણપોષણ માટે વેતન લઇને તેમ કરવાની તક મળી રહે છેઃ સુશિક્ષિત કે સાધારણ શિક્ષણ પામેલી બહેનો જેઓ કુટુંબની જવાબદારીમાંથી સમય મેળવી શકે તેઓ યોગ્ય તાલીમ લઇ આમાં જોડાઇ શકે છે. આ પ્રવૃત્તિઓ દ્વારા સ્ત્રીઓનો આર્થિક સ્વાવલંબનતાનો પ્રશ્ન ઉકેલાય છે. વિધવાઓ, ત્યક્તાઓ તેમજ કુટુંબકલેશ અને ક્રુર રૂઢિઓની ભોગ થઇ પડેલી બહેનો પરવશ અને ઓશિયાળા જીવનમાંથી મુક્ત થઇ શકે છે, અને પોતાની જવાબદારી પોતાના હાથમાં લઇ સ્વાવલંબનનો રસ્તો પકડી સ્વમાનભર્યું અને તેજસ્વી જીવન ગાળી શકે છે. સમાજની ક્રુર રૂઢિઓ કે સંજોગોની વિપરીતતાને પરિણામે તેમનાં દિલની જે આશાઓ અને શુભ સંકલ્પો વણમોર્યાં રહી ગયાં હોય તે બધાંને ઊર્ધ્વગામી થવા માટે કસ્તુરબા ટ્રસ્ટને વત્સલ ખોળો અનંત અવકાશ આપે છે. આવી વિરલ તકનો લાભ આપણી બહેનો ઉઠાવશે, એવી મારી આગ્રહભરી વિનંતી છે.

# માખીઓનો
# મચ્છરોનો
# ઉંદરોનો
# નાશ કરો

નાશ કરવાનો કિમિયો બતાવનાર : ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.

## માખીઓનો નાશ કરો

માખીઓ ખોરાક ઉપર બેસે તેથી મનુષ્યને ઝાડા, મરડો, ટાઈફોઈડ તાવ વગેરે લાગુ પડે છે.

માખીઓ આંખો ઉપર બેસવાથી આંખો આવે છે.

માખીઓ અથાણું, ગોળ, મુરબ્બા વગેરે ઉપર બેસવાથી તેમાં ઈયળો ઉત્પન્ન કરે છે.

માખીઓ ગુમડાં, ચાંદાં અને ઘા ઉપર બેસવાથી તેમાં રસી ઉત્પન્ન કરે છે અને જલદી રૂઝ આવવા દેતી નથી.

માખી ઉત્પન્ન ન થાય તે માટે છાણના ઢગલા રહેવા દેશો નહિ. કચરો રહેવા દેશો નહિ. છાણાં થાપશો નહિ.

રસોડાના દરેક બારીબારણાને તારની જાળી જડશો તો માખીઓ દાખલ થશે નહિ.

બારણાં બંધ કરી ડી.ડી.ટી., ગેમેક્સીન વગેરે બરાબર પ્રમાણમાં છાંટશો તો માખીઓનો નાશ થશે.

તમારા ઘરનાં વાસણો બરાબર ઢાંકીને રાખો.

કૂવા, ટાંકાને સજ્જડ બંધ બેસતાં ઢાંકણાં કરાવો અને તેને બંધ રાખો.

વાડા અગાસી વગેરેમાં પાણી ભરાઈ રહે તેવા નકામા વાસણો રાખશો નહિ.

બગીચાનાં કુંડાઓ ને હોજને અઠવાડીયામાં એક વખત ચોક્કસ ખાલી કરી સાફ કરો.

જે પાણી વહેવડાવી ન શકાય તેના ઉપર દર અઠવાડીયે એક વખત કોઈ પણ જાતનું તેલ છાંટો.

ઘરમાં ખાવાની કોઇ પણ વસ્તુ ઉઘાડી રાખશો નહિ.

ઉંદરોને પાંજરામાં પકડીને, પછી પાડોશીના ઘર આગળ મુકવાનો કાંઇ અર્થ નથી. તેમ કરવાથી આપણે આપણી જાતને છેતરીયે છીયે. ઉંદરને પકડયા પછી તેને પાણીમાં ડુબાડી નાશ કરવો જ જોઇએ.

ઉંદર મારવાની દવાને બેરીયમ કાર્બોનેટ કહે છે. આ દવા બજારમાં આશરે દોઢ રૂપીએ રતલ મળે છે. આ દવા ખાવાથી ઉંદરો મરી જાય છે. બાળકો જો આ દવાની ગોળી ભુલથી ખાઇ જાય તો તેમને ઝેર લાગુ પડતું નથી, પણ સલામતી ખાતર બાળકોને આ દવાની ગોળી ખાવા ન દેવી. રાત્રે મુકેલી ગોળીઓમાંથી જે સવારે બચે તે લઇને ફેંકી દેવી. દરરોજ નવી જ ગોળીઓ બનાવવી.

### ઉંદરના ઝેરની ગોળીઓ બનાવવાની રીત

૧ ઔંસ બેરીયમ કાર્બોનેટ લઇ તેમાં ત્રણ ઔંસ લોટ ભેળવવો. પછી જોઇતું પાણી નાંખી તેની આશરે ૬૪ ગોળીઓ વાળવી. લોટ ઘઉં, જુવાર, બાજરી વગેરે ગમે તેનો ચાલશે પણ બનતા સુધી જે અનાજ આપણે મુખ્ય ખાતા હોઇએ તેના જ લોટની ગોળી બનાવવી. આ ગોળીઓ બે કે ત્રણની સંખ્યામાં ઉંદર આવવાની જગાએ મુકવી. ઉંદર જો ફક્ત એક જ ગોળી ખાય તો પણ મરી જશે. ગોળીઓ દરરોજ મુકવી નહિ પણ અઠવાડીયે એક જ વખત મુકવી. આ રીતની એક જ ખામી છે. તે એ કે ઉંદરો ગમે ત્યાં મરી જાય છે તેમને શોધી કાઢવા મુશ્કેલી પડે છે પણ તેની વાસ ઉપરથી શોધી કાઢી શકાય છે.

---

## ખોરાક

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી. પી. એચ.

| | પુરતું પોષણ ન આપે તેવો અયોગ્ય ખોરાક | પુરતું પોષણ મળે તેવો યોગ્ય ખોરાક |
|---|---|---|
| ચોખા, કોદરી વગેરે | ૨૩ ઔંસ | ૧૭ ઔંસ |
| કઠોળ | ૧॥ ,, | ૩ ,, |
| દુધ | નામનું જ | ૮ ,, |
| પાંદડાવાળી ભાજી | ૧ ઔંસ | ૨ ,, |
| ભાજી સીવાયના બીજા શાક | ૫ ,, | ૪ ,, |
| ફળ | નામનાં જ | ૨ ,, |
| ઘી અથવા તેલ | ૧ ઔંસથી પણ ઓછું | ૨ ,, |
| માંસ, ઈંડા, માછલી | ૧ ઔંસ | ૩ ,, (જો દુધ લેવામાં ન આવે તો જ) |

તા. ક.—ઉમર અને વજનના પ્રમાણમાં આ ખોરાક વધતો ઓછો લઇ શકાય પરંતુ પ્રમાણ તો ઉપર મુજબ જ હોવું જોઇએ અને તેમ હોય તો જ શરીરને જોઇતાં બધા પોષણકારક તત્ત્વો અને વિટામીન્સ પુરતા પ્રમાણમાં મળી રહે. ફળનો અર્થ મોસંબી અને સંતરા જ નહિ પરંતુ આપણા જીલ્લામાં જે ઋતુમાં જે કોઇ ફળ થતાં હોય તે બધાં જ ફાયદાકારક અને વીટામીન્સથી ભરપુર છે. ફળ હમેશા બરાબર પાકેલાં ખાવાં. કાચાં તેમ જ અતીશય પાકેલાં–આવી ગયલાં ફળો ખાવાં નહિ.

# ભાગ્યલીલા

લેખક
શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

( ગયા અંકથી સંપૂર્ણ )

### ૭. દુઃખના સાગરમાં

દુષ્યન્તે શકુન્તલાનો અસ્વીકાર કર્યો અને મુર્છિત શકુન્તલાને એની માતા મેનકા ઉપાડી ગઇ. એ પ્રસંગને કેટલોક કાળ વિત્યા પછી એક દિવસ રાજા સભામાં બેઠો હતો તે વખતે મંત્રીશ્વરે આવી પ્રણામ કરી કહ્યું, ' મહારાજ ! આપના નામાક્ષર વાળી કિંમતી મુદ્રિકા એક માછીમાર પાસેથી મળી આવી છે. ગઈ કાલે માછીમાર એ વીંટીને બજારમાં વેચતો હતો તે વખતે વીંટી ઉપર આપનું નામ જોતાં એને આપના એક રાજસેવકે પકડ્યો છે. અને એની પાસેથી મુદ્રિકા લઇને આપની પાસે રજૂ કરવા મારા તરફ મોકલી છે.'

' મારા નામાક્ષરવાળી મુદ્રિકા ? અને તે માછીમાર પાસે ? એમ શી રીતે બને ? ' રાજાએ આશ્ચર્યમાં કહ્યું.

' માછીમારને ધમકાવતાં એણે જણાવ્યું કે શચીતીર્થમાંથી પોતે પકડેલી એક માછલીના પેટમાંથી એ મળી આવી છે. '

' એમ ? '

' હાજી, જુઓ એ મુદ્રિકા ! ' કહીને મંત્રીશ્વરે વીંટી રાજાના હાથમાં મૂકી.

પોતાના નામાક્ષરવાળી મુદ્રિકા (વીંટી) જોતાં દુર્વાસાના શાપની અસર દૂર થઇ ગઇ અને રાજાને શકુન્તલાનું સ્મરણ થયું. એથી એ એકદમ બોલી ઉઠ્યો: ' અરે, મહામાત્ય, માછીમારને પકડ્યો હોય તો છોડી મૂકજો. અને વિશેષમાં એને બક્ષિસ તરીકે થોડી સોનામહોરો આપજો. આ મારી જ વીંટી છે.'

વીંટી જોતાં બરોબર રાજાએ માછીમારને છોડી મૂકવાની અને ઇનામ આપવાની વાત રાજાએ શા માટે કહી ? એની અમાત્યને કશી ખબર પડી નહિ. તો પણ રાજાના કહેવાથી એણે માછીમારને છૂટો કરી ઇનામ આપી વિદાય કરવા વ્યવસ્થા કરી દીધી.

આ ખાસ વીંટી હાથમાં આવતાં રાજાની મનની સ્થિતિમાં ચમત્કારિક ફેરફાર થઇ ગયો. એને શકુન્તલા યાદ આવી ગઇ. સાથે સાથે રાજધાનીમાં જઇ બહુ ટૂંકા સમયમાં શકુન્તલાને પોતે તેડાવી લેશે એવું વચન આપેલું તે તાજું થયું. અને ત્યાર પછીનો જે કરુણ બનાવ બન્યો તેનું સ્મરણ થતાં એ એકદમ વિવશ થઇ ગયો.

અમાત્ય, સભાસદો, કોઇ રાજાના મનમાં થયેલા ફેરફારનું રહસ્ય સમજી શક્યું નહિ. એથી સર્વ રાજાના મુખ સામે જોઇ રહ્યા.

પણ રાજાનું ધ્યાન કોઇના તરફ ખેંચાયું નહિ. એ કેટલીકવાર સુધી વીંટી તરફ જોઇ રહ્યો. પછી બધા સાંભળે તેમ દુઃખી અવાજથી બોલ્યો:

' મુદ્રિકા ! તું શકુન્તલાના હાથમાંથી શા માટે પડી ગઇ ? અને પડી ગઇ તો પછી શકુન્તલાની કોમળ અંગુલી ઉપર શોભતી આવવાને બદલે એકલી કેમ આવી ? અરે, તને શી ખબર કે મારી અને એ સન્નારી વચ્ચે હવે ન પુરે તેવું અંતર પડી ગયું છે ! ' બોલતાં બોલતાં મુદ્રિકાને લઇને આસન ઉપરથી રાજા ઉભો થઇ ગયો અને

સભાગૃહ છોડીને પોતાના ખાનગી ઓરડા તરફ ચાલ્યો ગયો.

ચતુર અમાત્ય સમજી ગયો કે રાજાને મળી એ મુદ્રિકા પાછળ ખાસ કંઈ રહસ્ય છે. તે શિવાય રાજા આમ એકદમ દુઃખી થઇ જાય નહિ એથી એણે સભા બરખાસ્ત કરી રાજાના પરમમિત્ર માધવને તાત્કાલિક મહારાજને મળવા સંદેશો મોકલ્યો.

મંત્રીશ્વરનો સંદેશો મળતાં ઉતાવળો ઉતાવળો માધવ આવી પહોંચ્યો. અને અમાત્ય પાસેથી ટૂંકાણમાં ખબર જાણી લઇ એ રાજાના ઓરડા તરફ ગયો.

રાજા દુષ્યન્ત આ વખતે પોતાની સામે મુદ્રિકા મૂકી નીચું માથુ કરી આંસુ સારતો હતો.

' મહારાજ ! મહારાજ ! ' રાજાની સ્થિતિ જોઇ ઓરડામાં દાખલ થતાં માધવે કહ્યું.

રાજાએ માથુ ઉંચુ કર્યું. અને અત્યંત ભર્યા અવાજથી કહ્યું: ' માધવ ! મિત્ર ! '

' મહારાજ, આમ એકાએક દુઃખી થઇ જવાનું કંઇ કારણ ? ' રાજાની બાજુમાં બેસતાં માધવે પૂછ્યું.

' માધવ ! કારણ કહેવામાં હવે કંઇ અર્થ નથી. માત્ર એટલું જાણી લે કે તારા મહારાજના સુખી જીવનની હવે પૂર્ણાહુતિ થઇ ગઇ છે. '

' અરે એવું તે કંઇ હોય ! '

' શા માટે ન હોય માધવ ' તને ખબર નથી પણ તારા મહારાજના હાથથી એક એવું પાપ થઇ ગયું છે કે જિંદગીમાં સુખ એ શી ચીજ છે ? એ એનું મન કોઈ ઉપાયે પણ હવે જાણશે નહિ. '

આ સાંભળી થોડીવાર રાજાની દુઃખી મુખમુદ્રા તરફ જોઇ રહી માધવ બોલ્યો, ' મહારાજ ! મને કંઇ સમજ ન પડી '

એક દીર્ઘ નિશ્વાસ નાખી રાજા બોલ્યો: ' માધવ શકુન્તલાનું નામ તું જાણે છે ખરો ? '

' હા હા. દેવી શકુન્તલાને ? કણ્વમહર્ષિના આશ્રમમાં જે સુચરિતા સાથે આપે લગ્ન કર્યાં હતાં તેને ? '

' હા—એજ. '

' અરે પણ મહારાજ ! ઘણો સમય થઇ ગયો. આપે હજુ એમને તેડાવી લીધાં નથી ? '

જવાબમાં રાજાના બેઉ નેત્રમાંથી આંસુની ધારા ચાલવા લાગી. એ જોઇ આશ્ચર્ય પામી માધવ બોલ્યો: ' મહારાજ ! આપે મહત્વના કામે લાંબા સમયથી મને નગર બહાર મોકલ્યો હતો. તે હમણાં આઠ દસ દિવસથીજ પાછો આવ્યો છું એટલે મને કશી ખબર નથી. માટે કૃપા કરીને શી હકીકત બની છે તે મને જણાવો. આપ આટલા બધા દુઃખી થઇ ગયા છો, અને દેવી શકુન્તલાનું નામ લેતાં બરોબર આપની આંખમાંથી આંસુની ધારા વહે છે એથી એ દેવીના સંબંધમાંજ કંઇ અનિષ્ટ બનાવ બન્યો છે કે શું ? '

' તારી અટકળ ખરી છે માધવ ! દેવી શકુન્તલા અહીં આવી હતી, પરંતુ એનો મેં અસ્વીકાર કરી પાછી વાળી. '

' અસ્વીકાર કર્યો ? દેવીશ્રીનો ! અરે, એમ કરવાનું કંઇ કારણ ? ' અત્યંત આશ્ચર્યમાં માધવ બોલી ઉઠ્યો.

' એ કેમ બની ગયું તેની મનેય ખબર નથી. કણ્વમહર્ષિના આશ્રમમાંથી આવ્યા બાદ થોડા દિવસ શકુન્તલાનું મને સ્મરણ રહ્યું. પણ ત્યારપછી એકાએક હું એ પરમસાધ્વીને બીલકુલ વિસરી ગયો. તે એટલે સુધી કે એ પોતાની જાતે અહીં મારી પાસે આવી ત્યારે ' હું તને ઓળખતો નથી. તારી સાથે મારું લગ્ન થયું નથી, માટે ચાલી [illegible]

કર્યાં. અને એણે ઘણા સોગન ખાધા. દર્દભરી ઘણી આજીજી કરી તોપણ એનું મને ઓળખાણ પડ્યું નહિ. અને મેં એને અપમાનભર્યાં વચનો કહી પાછી વાળી.'

હતું એના કરતાં વિશેષ આશ્ચર્ય બતાવી માધવ બોલ્યો, 'મહારાજ ! દેવી શકુન્તલા જાતે આપની સન્મુખ આવ્યાં તો પણ એમને આપ ઓળખી શક્યા નહિ અને એમની સાથે લગ્ન થયું છે તેય વિસરી ગયા એ તો ઘણી અજાયબીની વાત છે. આવું તો કોઇનાય સંબંધમાં બન્યું નથી.'

'હું પણ એજ વિચાર કરું છું અને દુઃખ પામું છું કે મારા મનની એવી વિચિત્ર સ્થિતિ કેમ થઇ ગઇ' રાજાએ કહ્યું.

'ઠીક; તો પછી પાછું દેવીશ્રીનું સ્મરણ આપને શી રીતે થયું !'

'મેં મારા નામાક્ષરવાળી મુદ્રિકા, આશ્રમમાંથી આવતી વખતે દેવી શકુન્તલાને ભેટ આપી હતી. એ વીંટી શકુન્તલાના હાથેથી સરી પડયાનું એ અહીં આવી ત્યારે મને કહ્યું હતું પણ બીજી વાતોની માફક મેં વીંટી ભેટ આપી હતી એ વાત પણ વિસરી ગયો હતો. આજે એક માછીમાર પાસેથી એ વીંટી મારા તરફ આવી અને મને પૂર્વ વાતનું બધું સ્મરણ થઇ આવ્યું.'

'ઓહ, આ તો બહુ ગહન વાત છે.'

'ગહન કહેવી હોય તો ગહન, અને ભયંકર કહેવી હોય તો ભયંકર. મારા જીવનની આ કરુણ હકીકતને જે નામ આપવું હોય તે આપ ! પણ મિત્ર ! મારું હૈયું હવે ભાંગી ગયું છે. મારું ચિત્ત ખૂબ અસ્વસ્થ થઇ ગયું છે. મને પળેપળે શકુન્તલાની યાદ હવે આવે છે. અને વધારે ને વધારે દમે છે.' કહીને ઉપવસ્ત્રથી રાજાએ આંખો લુછી.

રાજાની દુઃખ ઉપજાવે તેવી મનની સ્થિતિ જોઇને માધવ ઘડીવાર સ્તબ્ધ થઇ ગયો. પછી એણે ધીમેથી પૂછ્યું, 'મહારાજ, દેવીશ્રીની મહર્ષિના આશ્રમમાં આપણે તપાસ કરાવીએ તો કેમ !'

'એ બધું વ્યર્થ છે માધવ ! દેવી શકુન્તલા પાછી ત્યાં જાયજ નહિ. તે ઉપરાંત મારાથી અપમાન પામી શકુન્તલા અત્યંત દુઃખી હાલતમાં જે વખતે પાછી ફરતી હતી, તે સમયે આકાશમાંથી એક વિમાન જતું હતું તે એકાએક નીચે ઉતરી આવ્યું અને એમાં બેઠેલી એક અસાધારણ રૂપવતી સ્ત્રીએ શકુન્તલાને અંદર લઇ પાછું વિમાનને એના માર્ગે જવા દીધું. એવી ખબર રાજભુવનની દાસીએ વૃત્તાંત મને આપી હતી.'

'તો હવે આનો શો ઉપાય કરવો

## કોઇ મારી શકે

:: ધનાશ્રી ::

નારાયણ જેનો પરિપાલક
તેને કોણ મારી શકે
ભક્ત પ્રહ્લાદને અગ્નોમાં નાખ્યો
એક રોમ ન બાળી શકે
ગજને પકડી ગ્રાહે ખેંચ્યો
જળમાં તે શું ડુબાવી શકે
દ્રુપદ સુતાની ભર સભામાં
લાજ તેની શું લુંટી શકે
"કનક" જે પ્રભુના ગુણ ગાયે
નિશ્ચય પદને પામી શકે

ગં. સા. કનકકુંવર
( રાણી સાહેબ માલીયા )

મહારાજ ? આમ દુઃખી થવાથી કંઇ વળવાનું છે ? '

' વળે કે ન વળે. પણ પાપનો દંડ ભોગવ્યા શિવાય હવે છૂટકો નથી. '

' આનો શો દંડ હોય મહારાજ ? '

' શકુન્તલાના વિયોગમાં આમ ઝૂરીઝૂરીને પ્રાણત્યાગ કરવો એજ એનો દંડ. એ સિવાય બીજો તે શો દંડ હોય ? '

' મહારાજ દીર્ઘાયુ હો ! પુરુવંશના તેજસ્વી સંતાનનું આમ ભરજુવાનીમાં મરણ ન હોય. '

' કૃપા કરીને પુરુવંશનું નામ હવે ન લઇશ માધવ ! એ પવિત્ર વંશને મેં કલંક લગાડયું છે. કોઇ કુળદીપક નીકળે, કોઇ કુલાંગાર નીકળે. મારાથી કુળદીપક ન થવાયું. કુલાંગાર થયો ! '

' એવાં અઘટિત વચનો ન કાઢો મહારાજ ! '

' અઘટિત ? જેણે પોતાની પરણેલી ... અનાદર કર્યો અને ભારે તીરસ્કાર કરી એને પાછી કાઢી એને કુલાંગાર ન કહેવો તો શું કુળદીપક કહેવો ? અરે-અરે, જગતમાં હવે કયું મોઢું લઇને હું ફરીશ ? ' કહીને રાજા માથું નીચું કરી આંસુ સારવા લાગ્યો.

માધવે એ પછી રાજાને અનેક રીતે, દુઃખી નહીં થવા સમજાવ્યો. તેમ લોકોમાં રાજાના દુઃખના મૂળ કારણની જાણ થતાં એમાંના વિદ્વાન, જ્ઞાની, અને ડાહ્યા માણસો આવી આવી, રાજાનો શોક ઓછો થાય તેવા પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ કોઇ વાતે રાજાનું મન માન્યું નહિ. એ તો એક સરખી રીતે ' શકુન્તલા ! શકુન્તલા ! ' એમ રટવા લાગ્યો. અને શકુન્તલા સાથેના પૂર્વ પ્રસંગો યાદ કરી કરી દુઃખી થવા લાગ્યો.

મંત્રીશ્વરથી માંડીને તે એક નાનામાં નાના રાજસેવક સુધી, તેમ પ્રજાના સૌથી મોટા પ્રતિષ્ઠિત માણસથી માંડીને તે એક નાનામાં નાના પ્રજાજન સુધી તમામ રાજાના દુઃખે દુઃખી થવા લાગ્યું.

આમ દુઃખી વાતાવરણમાં કેટલાક દિવસો વિતી ગયા. એક દિવસ રાજા રાજભુવનના બગીચામાં શકુન્તલાની યાદમાં દુઃખી થઇને ફરતો હતો, તે વખતે દેવોના રાજા ઇન્દ્ર તરફથી રાક્ષસો સામેના યુદ્ધમાં દેવતાઓને મદદ કરવા રાજાએ પધારવું એ મતલબનો સંદેશો લઇ ઇન્દ્રનો સેવક ત્યાં આવી પહોંચ્યો.

સુરપતિનો સંદેશો સાંભળી રાજા મુંઝવણમાં પડી ગયો. શકુન્તલાના વિયોગમાં એ ઝૂરતો હતો એટલે એનું બીજા કશામાં ચિત્ત ચોંટે એમ ન હતું. તેમ ઇન્દ્રનું આમંત્રણ આવ્યું અને પોતે ન જાય તો પોતાના બાહુબળની નિંદા થાય એમ હતું. એટલે એ તાત્કાલિક મન સાથે કશું નક્કી કરી શકયો નહી. રાજાના દુઃખે હંમેશ દુઃખી રહેતો એનો મિત્ર માધવ ત્યાં આવી પહોંચ્યો. એણે રાજાને જણાવ્યું કે, ' મહારાજ ! સુરપતિના આમંત્રણને માન આપી આપ જરૂર જાવ. મેં એક પ્રસિદ્ધ દૈવજ્ઞને ખોળી કાઢી એની પાસે આપનું ભવિષ્ય જોવડાવ્યું છે. તેમાં-હજુ બે ચાર વર્ષ સુધી આપ વ્હાલાંના વિજોગના દુઃખે દુઃખ પામો એમ આવે છે એટલે આપ યુદ્ધમાં જશો તો એ સમય જલદી ખુટી જશે. ને ત્યારબાદ પ્રભુકૃપાથી આપ સુખને પ્રાપ્ત થશો. '

માધવની હકીકતથી રાજાની અમુંઝણ ટળી ગઇ. એ તરત ઇન્દ્રલોકમાં જવા તૈયાર થયો.

## ૮. પુનર્મિલન

' માતલી ! આ સામે કોનો આશ્રમ દેખાય છે ? '

દાનવો સામેના યુદ્ધમાં વિજયી થઈ, ઇન્દ્રરાજ પાસેથી ઊંચું માન મેળવી રાજા દુષ્યન્ત ઇન્દ્રના રથમાં પોતાના નગર તરફ પાછો ફરતો હતો. એણે રસ્તામાં હેમકૂટ પર્વત ઉપરનો આશ્રમ જોઈ ઇન્દ્રના સારથી માતલીને પ્રશ્ન કર્યો.

'રાજાધિરાજ! એ મહર્ષિ કાશ્યપનો આશ્રમ છે' માતલીએ જવાબ આપ્યો.

'ભગવાન કાશ્યપનો આશ્રમ છે! ત્યારે તો આશ્રમ આગળ રથને અટકાવ! જતાં જતાં મહર્ષિનાં દર્શન કરતો જાઉં.'

'ભલે!' કહીને માતલીએ રથને આશ્રમની નજીક લાવીને મૂક્યો. અને પછી પોતે રથમાંથી ઊતરી રાજાને કહ્યું, 'મહારાજ! આપ અહીંતહીં તપોવનમાં પરીક્રમા કરો. દરમિયાન હું આશ્રમમાં જઈ મહર્ષિ કાશ્યપને આપના આગમનના સમાચાર જણાવું.'

'ઠીક, હું આશ્રમમાંજ ફરું છું.' રાજાએ કહ્યું. અને માતલી આશ્રમમાં દુષ્યન્તના સમાચાર કહેવા ચાલ્યો ગયો.

માતલીના ગયા પછી રાજા રથમાંથી નીચે ઊતર્યો અને તપોવનના સૌંદર્યને જોતો જોતો આમતેમ ફરવા લાગ્યો.

એવામાં નજીકમાંજ કોઈ બીજો અવાજ ઉદ્ઘોષ થયો જોઈ રાજા દુષ્યન્તને કુતૂહલ થયું. એ જે તરફ વાતચીત થઈ રહી હતી તે તરફ ગયો. અને જોયું તો એક ચાર પાંચ વર્ષનો અત્યંત સ્વરૂપવાન છોકરો સિંહના મોટા બચ્ચાને બગલમાં દબાવીને હસતો હસતો ઊભો હતો. અને હિંસક પ્રાણીઓને ન છેડવા આશ્રમની તાપસી શીખામણના બોલ કહેતી હતી તેના જવાબમાં વિચિત્ર દલીલ કરતો હતો.

બાળકને જોતાં બરોબર રાજાના મનમાં થયું. 'અરે, આ આકૃતિમાં બરાબર મનેજ મળતો આવનાર બાળક કોનો હશે!

અહો, શી છટા બાળની આ અનેરી!
અહો, રૂપ શું! આકૃતિ શી મઝેની!
મીઠું એ હસે ને હરે ચિત્ત મારું,
હશે બાળ કોનું અહો આ રૂપાળું!
કીધાં શું હશે પુન્ય કોઈ પિતાએ!
અને દાન દીધાં હશે ખૂબ માએ!
ખરે બાળનાં આ બહુ ભાગ્યશાળી,
હશે મા અને બાપ હો પુન્યશાળી.

'કુમાર, તમને કોઇ ત્રાસ આપે તો તમારી માતાના જીવને કેટલું બધું દુઃખ થાય ?'

'મારી બાને ? મારી બા તો બીચારી બહુ દયાળુ છે. મને તો શું પણ કોઇને ય જરા સરખું દુઃખ થાય તો એની આંખમાં આસુ આવી જાય છે.'

'ત્યારે માનો ગુણ તમે કેમ નથી રાખતા ?' રાજાને બાલક તરફ પ્રીતિ થતી જતી હતી. એટલે એણે વાર્તાલાપ લંબાવ્યો.

'મારે દયાળુ બને પાલવે એમ નથી. મારે તો કઠણ કાળજાના બનવું છે. કારણ કે તેમ કર્યા શિવાય બાપની સામે થવાય શી રીતે ?'

'બાપની સામે થવાનું એટલે ?' આશ્ચર્યમાં રાજાએ પૂછ્યું.

રાજાના આશ્ચર્યથી તાપસીના મુખ ઉપર સ્મિત આવીને બેઠું. એણે બાલકવતી જવાબ આપ્યો, 'મહાનુભવ, બાલક બહુ હોંશીયાર છે. એને એક વખત કોઇયે વાત કરી તો તે ભૂલતો નથી. એની સાધ્વી માતાને એના પિતાએ વિના કારણે છોડી દીધી છે, એ હકીકત જ્યારથી એણે જાણી છે, ત્યારથી એણે નિશ્ચય કર્યો છે કે શરીરમાં બહુ તાકાત મેળવવી-પછી એના પિતાનો દેશ શોધી કાઢવો અને એમની પાસે જઇ જવાબ માગવો.'

તાપસીના ખુલાસાથી રાજાના હૃદયમાં ધબકારો થયો. એણે પૂછ્યું, 'આ બાલકે કયા કુળને ઉજ્જ્વળ કર્યું છે ?'

'એ પુરુવંશનો કુમાર છે.'

'એ પુરુવંશનો કુમાર ? ત્યારે તો એ બ્રાહ્મણ નહીં પરંતુ ક્ષત્રિય પુત્ર છે ખરૂં ?' રાજાનું આશ્ચર્ય વધતું ચાલ્યું.

'હા, એ ક્ષત્રિય છે. અને વળી રાજકુમાર છે. એનો પિતા મોટો ચક્રવર્તી રાજા છે.'

'એમ ? શું નામ ?' ઉંચા શ્વાસથી રાજાએ પૂછ્યું.

'જેણે વિના કારણે વિશ્વાસભંગનું પાતક કરી પોતાની પરમ સાધ્વી સ્ત્રીનો અસ્વીકાર કર્યો છે, એવા હલકા મનવાળાનું તે કોણ નામ લે ?'

બાલકની પોતાના જેવી આકૃતિ જોઇ, તેમ એનો પરિચય જાણી રાજા દુષ્યન્તનાં મનની સ્થિતિ વિચિત્ર બની ગઇ હતી. અને એના હૃદયના ધબકારા વધી રહ્યા હતા.

એવામાં બાલકના તાપસી પ્રતિના શબ્દો સંભળાયા:

'અરે પણ, મારી વાતો મારા પિતાના નામની માળા ફેરવે છે એનું શું ?'

'શકુન્તલા દેવીના સતીપણાની એ નિશાની—'

તાપસી વાકય પુરું કરે ત્યાર પહેલાં દુષ્યન્ત બોલી ઉઠયો:

'શું કહ્યું ? શું કહ્યું ? બાલકની માનું નામ ?'

'શકુન્તલા. કેમ ?'

'ઓહ્—ઓહ્' કહેતાં કહેતાં રાજાએ હાથ લંબાવી નજીકના ઝાડના થડનો ટેકો લીધો. અને બીજો હાથ છાતી ઉપર મૂકી ઉંડી વેદનામાં આંખ મીચી ગયો.

તાપસી તથા બાલક અચંબાથી રાજા સામે જોઇ રહ્યાં. બે ત્રણ તાપસીઓ આ વખતે ત્યાં ફરતી ફરતી આવી પહોંચી. તે પણ ન સમજાય તેવી ઘટના જોઇ સ્તબ્ધ બની ઉભી રહી.

એવામાં રાજાએ આંખો ઉઘાડી અને પ્રથમની તાપસી તરફ જોઇ અત્યંત કરુણાથી કહ્યું: 'ભગવતી ! ભગવતી ! જે નિષ્ઠુરનું નામ લેવું આપને પસંદ ન પડયું તે મહા-અપરાધી તમારી સામે ઉભો છે.'

'શું ! તમેજ રાજા દુષ્યન્ત !' અત્યંત અજાયબીમાં પ્રથમની તાપસીથી બૂમ પડાઇ ગઇ.

' હા ભગવતી ' કહેતાં કહેતાં રાજાની આંખમાં આંસુ આવ્યાં અને એનું માથું નીચે નમી ગયું.

' ગૌતમી ! ગંગા ! દોડો દોડો ! દેવી શકુન્તલાને આ વિષે ઝટપટ ખબર કરો ! ' બીજી આવેલ તાપસીઓ પૈકીની બે તાપસીઓને પ્રથમની તાપસીએ કહ્યું. અને એ બાળક સામે જોઇ બોલીઃ

' કુમાર, તારા પિતાને પ્રણામ કર. જો હવે તારે એમને ખોળવાની મહેનત બચી ગઇ. એ જાતે જ તને ખોળતા ખોળતા આવ્યા છે. '

સિંહના બચ્ચાને છોડી દઇ આશ્ચર્ય પામતો બાળક બે ડગલાં આગળ વધ્યો. પણ પછી આગળ ન જતાં ત્યાંજ અટકી ગયો.

' કેમ, પ્રણામ કરને તારા પિતાને ! ' તાપસીએ કહ્યું.

' નહિ ' ટૂંકો છતાં અભિમાનથી ભરેલો બાળકે જવાબ આપ્યો. એ સાંભળી હસીને તાપસીએ કહ્યું, ' ઓ અભિમાની ! પિતાને પ્રણામ કરવાથી તારું ગૌરવ ખંડિત નહીં થાય. '

પણ બાળક આગળ આવ્યો નહિ. તેમ તાપસીના વચનનો એકે જવાબ આપ્યો નહિ. માત્ર નીચું માથું કરી વિચારમાં ઉભો રહ્યો.

· એવામાં અત્યંત સુખના સમાચાર મળતાં આશ્રમમાંથી ઉતાવળી ઉતાવળી શકુન્તલા ત્યાં આવી પહોંચી. અને, રાજાની અને એની નજરોનજર મળી.

એકબીજાની નજર મળતાં રાજાની અને શકુન્તલાની આંખમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી.

તાપસીઓએ એ જોયું. અને ધીરેથી તે ત્યાંથી ખસી ગઇ. થોડીવારે, નીચું માથું કરી ઉભેલા બાળકની પાસે જઇ રાજા

ઉપર હાથ ફેરવી શકુન્તલાએ કહ્યું, ' ભાઈ! તારા પિતાને પગે લાગ ! '

બાલકે માતાના કંઠસ્વરને ઓળખ્યો. એણે માથું ઉંચુ કર્યું. અને માતાના મુખ સામે એકવાર જોઈ રાજાના ચરણમાં નીચો નમ્યો.

રાજાએ હાથ લંબાવી અત્યંત વ્હાલથી બાલકને ઉંચકી લઈ છાતી સરસો ચાંપી દીધો. અને પછી આરતેથી કહ્યું:

' બેટા ! તું ધારે છે તેટલો બધો તારો પિતા ખરાબ નથી ' શકુન્તલાએ સ્વામીનો દર્દભર્યો અવાજ સાંભળ્યો. અને એણે પુત્રને કાશ્યપદાદાને રાજા આવ્યાની ખબર કરવા મોકલી દીધો.

બાલક જતાં શકુન્તલા આગળ વધી, સ્વામીના ચરણમાં માથું નમાવવા ગઈ. પરંતુ અધવચથી એને અટકાવી દુષ્યન્ત બોલ્યો:

' શકુન્તલે ! દેવી ! આ પાપીની એ યોગ્યતા હવે નથી રહી. '

' કૃપા કરીને એવો તેવો એક પણ શબ્દ ન બોલો નાથ ! ' રાજાના શબ્દો સાંભળી શકુન્તલાએ કહ્યું અને એનો કંઠ ભરાઈ આવ્યો.

રાજાએ એ જોઈ શકુન્તલાનો અત્યંત પ્રેમથી હાથ ઝાલી એને ઝાડ નીચે બેસાડી બાજુમાં પોતે બેઠો. અને કહ્યું:

' દેવી ! જીવનમાં તને ફરી જોવાની મેં આશા નોતી રાખી. અને કોણ રાખે ? જેનું એક વખત બારોબાર અપમાન કર્યું તે કદાપિ ફરી દર્શન દે ખરી ? પણ દેવી ! મારા પૂર્વજન્મના પુન્યના ફળથી તું મને ફરી મળી. બાકી મેં દુષ્ટે તારી અવગણના કરવામાં કંઈ બાકી રાખ્યું નથી. ' કહેતાં કહેતાં રાજાની બેઉ આંખોમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં.

' નાથ ! તમે વ્યર્થ દુઃખી ન થાવ. હશે ! મારા નસીબમાં એમ દુઃખી થવાનું લખ્યું હશે. એ સિવાય એમ કંઈ બને ? મારે દુઃખ ન કરો ! પ્રભુનો હું તો ખૂબ પહાડ માનું છું કે આટલા દુઃખ પછીય આપને ફરી પામી શકી. '

આમ રાજા અને શકુન્તલા એકમેકના દુઃખને ઓછું કરવા પ્રયત્ન કરવા લાગ્યાં. તથા એકમેકની ક્ષમા માગવા લાગ્યાં.

રાજાએ, શકુન્તલાને ભેટ આપેલ વીંટી પોતાને કેવી રીતે મળી ? તે મળ્યા પછી પોતાને શકુન્તલાનું સ્મરણ થતાં કેવા પ્રકારનું દુઃખ થયું અને ઇન્દ્રરાજાના આમંત્રણથી અસુરો સામેના યુદ્ધમાં દેવતાઓને મદદ કરવા પોતે કેવી રીતે ગયો તથા ત્યાંથી પાછા ફરતાં આશ્રમ આગળ આવી બાલકનો સંવાદ સાંભળી કેવી રીતે સુખી મિલન થયું—તે સર્વ વાત ટૂંકાણમાં પોતાની રાણીને કહી બતાવી.

શકુન્તલાએ પણ અત્યંત દુઃખથી પોતે મુર્છામાં પડી હતી તે વખતે એની માતા મેનકા કેવી રીતે એને વિમાનમાં લઈ આવી, અહીં કાશ્યપ મહર્ષિની છત્રછાયામાં પોતાને રાખી અને ક્યારે પોતે પુત્રવતી બની તે સર્વ હકીકત જણાવી.

એકબીજાની હકીકત સાંભળ્યા પછી દુષ્યન્તને તથા શકુન્તલાને ખૂબ સંતોષ થયો. પરંતુ 'શકુન્તલાને રાજા કેમ ભૂલી ગયો ?' એ વાત બેમાંથી એકેયને સમજાઈ નહિ. એથી થોડીવારે માતલી બોલાવવા આવ્યાથી બન્ને જ્યારે સાથે મહર્ષિ કાશ્યપના આશિર્વાદ લેવા ગયાં ત્યારે રાજાએ મહર્ષિને નમસ્કાર કરી સર્વ પહેલાં એ પ્રશ્ન કર્યો.

રાજાનો પ્રશ્ન સાંભળી ત્રિકાળજ્ઞાની કાશ્યપઋષિએ દુર્વાસાઋષિના શાપની વાત કહી સંભળાવી.

એ સાંભળી શકુન્તલા બોલી ઊઠી:

' મને ખાત્રીજ હતી કે આર્યપુત્રનું હૃદય કદિ પણ બદલાય નહિ. '

રાજાએ કહ્યું:

' હે પ્રભુ ! મારા હૃદયનો ભાર ઉતારી મને સદાનો સુખી બનાવ્યો ! '

મહર્ષિ કાશ્યપે હાથ ઉંચા કરી બન્નેને આશિર્વાદ આપતાં કહ્યું:

( અનુષ્ટુપ્ )

રોજ રોજ વધો ઉંચા
દિવ્ય પ્રેમતણી કલા,
એકમેક મહીં વ્યાપો
યથા સૂર્ય - સુવર્ચલા.

માથું નમાવી શકુન્તલાએ તથા રાજાએ આશિર્વાદ ગ્રહણ કર્યો.

એ પછી બેત્રણ દિવસ આશ્રમમાં રહી ઋષિની આજ્ઞા લઇ, કુંવર તથા રાણીની સાથે રાજા દુષ્યન્ત પોતાના નગર તરફ ચાલ્યો.

રસ્તામાં મહર્ષિ કણ્વના આશ્રમ આગળ એણે રથને અટકાવ્યો. અને ત્રણે જણ આશ્રમમાં ગયાં.

કણ્વમહર્ષિ અને બધાં ય આશ્રમવાસીએ શકુન્તલાને જોઇ અત્યંત પ્રસન્ન થઇ ગયાં.

શકુન્તલા દાદાને, એની પ્રિયંવદા-અનસૂયાને તથા અન્ય આશ્રમવાસીઓને પૂર્ણ પ્રેમથી મળી.

શકુન્તલાના પુત્રને સૌએ આશિર્વાદ આપ્યો. અને રાજા દ્વારા સર્વ હકીકત સાંભળી બધાં ' સાચાંનો બેલી ભગવાન છે. ' એમ કહેવા લાગ્યાં.

થોડાક દિવસ આશ્રમમાં રહી મહર્ષિની આજ્ઞા લઇ રાજા શકુન્તલા તથા કુમારની સાથે પોતાની નગરીમાં આવ્યો.

પોતાની વ્હાલી રાણી તથા કુંવર સાથે રાજાને આવેલ જોઇ પ્રજાજનો ખૂબ હર્ષમાં આવી ગયાં. એમણે રાજારાણી અને કુંવરને મોતીડે વધાવ્યાં અને ખૂબ માનપૂર્વક એમનું ભવ્ય સ્વાગત કરી દિવસોના દિવસો સુધી ઉત્સવ ઉજવ્યા કર્યો. (સંપૂર્ણ)

# પંખીડા

અરેરે પંખીડા ક્ષિતિજ પરથી દૂર ક્યહીંક
[ઉ]ેલા ધારી છાંયે તરુતણી મીઠી નર્તન કરે.
[ક]વિતાના સૂરો રણઝણુ થતાં તાલ પડતાં
[અ]ને આરવાદોએ નરતન શું વેરાય સહુમાં.

ભરેલું નૃત્યે એ જીવન રસનું બિંદુ અમુલ
[મ]નેકોને એના વદન સહ લૈ જાય સુદૂર
[લ]ઇ જાયે પેલા કુસુમ બગિચે પ્રેમ વનમાં
ફરે જ્યાં જ્યાં તારી નજર તહીં યાદિ ભરી જતાં.

વહે ધરકે ખેલ્યાં શિશુ વયતણાં સૌ નરતન
[પ્ર]શુ ભક્તિ સાથે કંપળ ફુટતાં પુષ્પ થયતાં:
અમારી તેનાથી રસ ઝરતી સૌ વૃત્તિ પુરણુ
થતી, ને નૈં મોંઘી ઉર તણી વ્યથા સ્પષ્ટ બનતી.

અને તારે નૃત્યે ત્રિઉર તણી ગાથા રચી કંઇ
જીવીને જાણેલી, કરુણ રસ રેડી અહીં રહી.

●

તેં વાદ્ય સુણ્યાં
કો હાર્દ કેરાં
કલા મહીં ને ભરવા પ્રતિકૃતિ
એ હાર્દ કેરી થઇ પ્રેરણા તને.

કે આકૃતિ રંગ અનેક કલ્પના
થઇ સજેલી,
અનેક રંગી અતિ ઓજવંતી
થયેલ ના આજ સુધી કદિયે
તેવી કલા માંડી દિ' રાત ભુલીને.

પરોઢના પંખી તણા સુકૂજનો
મધ્યાહ્નની દાઝતી હૈવી ઝાળ
સંધ્યા તણા રંગ અનેક સુન્દર
એકાંત રાત્રિ તણુ ખૂબ નિરવ
જે સાથ આ માનવીની ફરી રહી
ક્રમાવલિ, તે. સહુને ભરીને
કરી કલા તેં બસ એક માત્ર
જે પૂર્ણ ના થઇ છતાં

સિદ્ધિ ભરી તો થઇ કે મહાન
એ સિદ્ધિ જીતી શુભદા કલામાં
મળી નહીં પૂરણ કલ્પનામયી
ને એટલે ગાત્ર શિથિલ તું થયા
અને નિરાશા ફરી ગૈ બધી દિશે.

તને થયું ત્યાં જયહીં પ્રેરણા મળી
અને કલાનું કરવા સુસર્જન
મળી તને આકૃતિ જ્યાં થકી ત્યાં
એ હાર્દ ને વાદ્ય જઇ ફરીથી
લૈ આવવા ચેતન.

તે હાર્દને વાદ્ય
વિના વિલંબે જઇને ઉભો તું
જઇ કંઇ યાચક જેમ યાચતો
જઇ ઉભો હાર્દ તણાં જ ભાવો
સૌ ઠાલવી એક જ માગતો બસ

" સચેતના જે મનુજે લહેલી
મનુષ્યના કે તપ અંત આવી
અને રહી આ મૃદુ 'હાર્દ' માંહે
તેમાંથી એકાદ....................
ત્યાં તો દિઠા તેં તહીં હાર્દ માંહે
ધબકાર શાન્ત
અને શમેલા વળી વાદ્ય ગાન
દિઠાં તહીં તેં તહીં વાદ્ય હાર્દને.

અને ફરી શોકની એક છાય
અને ફરી વાદળી ઘેરી એક
છવાઇ હૈયા પર હર્ષ ઢાંકતી
છવાઇને કોઇ કલા અપૂર્ણ
મુકાઇ તેને
સંપૂર્ણ તુંને અવ વિરમાવતી.

કલા મહીં ચેતન પૂરવા જતાં
લૈ આવવા હાર્દથી આવિયો તું
ત્યાં ભાવ સૌ કોમળ ત્યાંહિ થંભ્યા

કયા થકીએ અણુમૂલ દેહે
ને પ્રાણવાયુ ધરતાં પડી ગયો
શું પાંપ અને
જ્યાં પ્રેરણા સો વહિ હાર્દ અર્થે
લેવા જતાં પ્રાણ ધરની પ્રાણ.

•

એવા એ હાર્દની તારા કયાં કથી જતી નથી
" એવી એ તાહરી પાંખો ઉડ્ડયન કરી રહે
અને ઝાંખી, જરી ઝાંખી દેખાયે ક્ષિતિજે રહી.
અમે તો ધન્યતા પામ્યા એને નિહાળતાં અહીં
અને કલાતણું મોંઘી પામતાં શુભ દર્શન
તારી કનેથી અદષ્ટે ધ્યાનથી એકનિષ્ટ થૈ.

•

સુવર્ણ નિરખે વહે જીવન અન્ય ઝંખાઇને
જહીં પથિક પર્ણ નીલમ શું પીત થાવા મથે
પરન્તુ નવ થૈ શકે અરર ! આત્મહત્યા કરે.
અરે તુજ સુવર્ણ શું થઇ જવા ચેહચિત્તમાં
અનેક યુગ સર્જકો, વળી સુનર્તનો તું ચહે
નિહાળી કરવા ઘણાં...
મુકુટ મૂકતાં મસ્તકે
કિન્તુ મુકુટ મધ્યમાં વિરૂપ શી જડે જીવને !
અમોને માન એવા એ વિરલ જીવને લિયે
અને તેની કલાયે તે અમે કોતરતાં ઉરે.

•

તેં હાર્દને માનવીના પિછાન્યું
" તેં નર્તનોની શરૂઆત આદરી.
તરંગ વિના નવ માનવી જીવ્યો
દીધું નહી વિશ્વ સમસ્તને કૈં
તો વ્યર્થ જીવ્યું અહીં માનવીનું.

•

તરંગો આલતાં તું તો તેની સહ ગયો વહી
જેવી રીતે ગયો જીવી તેવી રીતે સમેટીને
જિંદગીની રસવૃત્તિ આનન્ત્યમાં ભળી ગયો
અંગો જે ગયા ત્યાંહિ તેમાં કો નૃત્યકારશો.

સકેલાઇ નથી તારી પ્રેમની જાળ પાથરી
અનન્ત યુગની એ તો વિકસાવેલ તું થકી
અનન્ત યુગ સુધીએ પ્રસરાઇ જશે નહી.

શ્રી ભગીરથ મહેતા

## સંધ્યા

કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે,
કંઇ ગાંડી ગોરજ ટાણે રે,
કંઇ નભમંડળને દ્વારે રે.
કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે.

કંઇ વનવગડા મોઝારે રે,
કંઇ દૂરના ક્ષિતિજ ઉપર રે,
કંઇ મલકી સરકી જાતી રે,
કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે.

કંઇ રંગો કેરી રાણી રે,
કંઇ સહિયર ચંદા કેરી રે,
કંઇ નિશાથી બહુ ડરતી રે,
કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે.

કંઇ કુમકુમ પગલાં ભરતી રે,
કંઇ કસબી સાળુ ધરતી રે,
કંઇ પલભર પલકી જાતી રે,
કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે.

કંઇ ધરણી કેરાં આંગણ રે,
કંઇ સુંદર શોભા સરખી રે,
કંઇ વનિતા રંગે ઝીલતી રે,
કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે.

કંઇ સાગર કેરાં વારિ રે,
કંઇ હર્ષિત થઇ રેલાતા રે,
કંઇ હોંસે મળવા ધાતા રે,
કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે.

કંઇ શાન્ત સુરીલી ચતુરા રે,
કંઇ શરમાતી કો' મુગ્ધા રે,
કંઇ વ્રતભંગ દેવો કરતી રે,
કંઇ ભારે કેસરવરણી સંધ્યા વિકસી રે.

શ્રી. હરિપ્રસાદ કા. આચાર્ય

# સિંધની સુંદરીઓ

લેખક :
શ્રી. તારાચંદ પો. અડાલજા
એલ. ટી. એમ.

" અહીં પણ લગનગાળો ફાલીફૂલી રહ્યો છે ને શું ! "

સિંધના સૌંદર્ય ધામ હૈદ્રાબાદના રાજમાર્ગ ઉપર અમારી વિક્ટોરીયા ગાડી પૂરપાટ દોડયે જતી હતી, મારાં ચક્ષુઓ ત્યાંના અવનવા દશ્યોનું નિરીક્ષણ કરી રહ્યા હતાં, મગજમાં વિચારતરંગો ઉછળી રહ્યા હતા. એકાએક મારા મુખમાંથી ઉપરના ઉદ્દગારો નીકળી પડયા.

" લગનગાળો ? " મારા મિત્ર ચમકી ઉઠયા, " ના રે, ભાઇ, ના, એવું તો ખાસ કંઇ નથી. "

અને બીજીજ ક્ષણે મારું અંતર પારખી લીધું હોય તેમ તે બોલી ઉઠયા, " સમજ્યો, જરીયાન વસ્ત્રોમાં સજ્જ થયેલા આ નારીવૃંદને જોઇને તમને એવી કલ્પના આવી હશે. અને તમે એમ માની લ્યો એમાં આશ્ચર્ય પણ નથી. પરંતુ હકીકત જુદીજ છે. અહીં તો આ રોજનો વ્યવહાર છે ! "

" રોજનો વ્યવહાર ? ત્યારે તો આ સિંધનું પેરીસ છે એમજ માનવું જોઇએ. "

" એમ માની લ્યો તોય કંઇ ખોટું નથી. પરંતુ આ ઠઠેરા અને ઠસ્સાથી અંજાઇ જઇને રખે એમ માની લેતા કે અહીંના તમામ નાગરિકો સમૃદ્ધ અને સંપત્તિશાળી છે. " મારા મિત્રે વણપુછયો ખુલાસો કર્યો.

મારવાડ જંકશનથી આગળ વધતાં રેતીના રણમાંથી ઉડતી રેતી રેલ્વેટ્રેનના ડબ્બામાં વગર પરવાનગીએ પ્રવેશતી અને મુસાફરો એકસરખો બબડાટ શરૂ કરી દેતા એ વખતે ટ્રેનમાં મારા પડખેજ બેઠેલા એક સિંધી સજ્જન સાથે વાતચિત કરવાનો મોકો મળ્યો હતો, અને તેની પાસેથી જાણવા મળ્યું હતું કે સાહસશૂરા સિંધીઓએ વેપારધંધામાં એટલી બધી પ્રગતિ સાધી છે કે જ્યાં જુઓ ત્યાં તેમની પેઢીઓ જામી પડી છે, અને તેઓ લાખેલેખાં કરતા હોય તેમ સમૃદ્ધિની છોળોને પોતાના વતન ભેગી કરે છે. ઉગતા યુવાન સમા એ સિંધી સજ્જને વાતવાતમાં જણાવ્યું કે ' પરદેશ સાથેના વેપારમાં ચાહેમ ઝંપલાવવામાં સિંધીઓ પાછું વાળીને જોતા નથી. મુંબઇમાં અંગ્રેજો અને પરદેશી મુસાફરોને હિંદભરની કળા કારીગીરીની વસ્તુઓ પૂરી પાડનારી ભવ્ય દુકાનો સિંધીઓ ચલાવે છે, જથ્થાબંધ રેશમી કાપડના ભંડાર ભરનારા પણ સિંધીઓજ છે, હીરા અને કિંમતી પથ્થરનો વેપાર પણ તેઓ ખેડે છે, અને બીજા અનેક ધંધાઓમાંથી એકના અનેક પૈસા કરવાની તેમનામાં આવડત છે. ' અને મહમદ છેલ જાદુ કરીને દાઢીમાંથી ટીકીટ કાઢી લોકોને દિંગ કરતો હોય તેમ તેણે પોતાના જાકીટના ચોરખીસ્સામાંથી કિંમતી હીરાનું એક પડીકું કાઢયું, તે ખોલ્યું, અને કહ્યું, ' આ મારો ધંધો. મારો વેપાર મારા ગજવામાંજ સમાઇ જાય. લાંબી કડાકુટ નહિં. બે પાંચ રાજા મહારાજાઓ, જમીનદારો, સરદારો કે શ્રીમંતોને સાધ્યા કે આખા વર્ષભરની નિરાંત. ' આ સાહસશૂરી વ્યક્તિ પાસેથી ખૂબ જાણી લેવાની મારી જિજ્ઞાસા અધુરીજ રહી, કારણ મારે જવું હતું કરાંચી અને એ ભાઇ તો હૈદ્રાબાદ આવતાં બીસ્તરો બાંધવા મંડી પડયા. જતાં જતાં તેમણે સૂચના આપી, ' અહીં સુધી આવ્યા છો તો હૈદ્રાબાદ જરૂર જોજો. હૈદ્રાબાદનાં હવાપાણી સુંદર છે. અહીંનું પાણી ઘી જેવું શક્તિ અને સ્ફૂર્તિદાતા છે. મેં જે હકીકત જણાવી તેનો

પણ હૈદ્રાબાદમાં તમને સાક્ષાત્કાર થશે.' અને હૈદ્રાબાદનું નિરીક્ષણ કરતાં ખરેખર સિંધીઓની સમૃદ્ધિનો સાક્ષાત્કાર થયો.

પરંતુ મારા મિત્રના ખુલાસાએ મારી કલ્પનાનું એ સોનેરી સ્વપ્ન ઉડાડી દીધું. 'એક એક માળ જેટલી ઉંચી ઉભણી ઉપર બંધાયલા થોડાંક ભવ્ય અને આલિશાન મકાનો જોઇને મેં બાંધેલો અભિપ્રાય રહેજ ઉતાવળિયો હતો એમ તેમણે જણાવ્યું અને ઉમેર્યું",

'અલબત્ત સિંધીઓ સમૃદ્ધિવાન છે એ વાત સાચી, પરંતુ જેઓ પરદેશ બેઠે છે અથવા મુંબઇ જેવા મોટા શહેરોમાં ધંધો જમાવી બેઠા છે તેઓને એ હકીકત લાગુ પડે છે. બીજા સ્થાનીક એવા અનેક કુટુંબો હશે જે જેમતેમ જીવનનિર્વાહ ચલાવતા હશે.'

'તો પછી ઠેરઠેર આ ભપકો નજરે પડે છે તે...'

'એમાંજ સાચું રહસ્ય સમાયલું છે. દરેક સિંધી બાળા કે યુવતિને રૂપસુંદરી બનવાનો શોખ હોય છે. શરીર-શણગારના જે જે દેશીપરદેશી સાધનો મળે છે તેનો તેઓ છૂટથી ઉપયોગ કરે છે. વસ્ત્રપરિધાનની કળામાં તો તેઓ કમાલ કરે છે. બહાર ફરવા નીકળે કે બનારસી સેલા વગર તેમને નજ ચાલે. ઘરમાં એકજ સેલું હોય અને પહેરનાર ત્રણ ચાર સ્ત્રીઓ હોય તો વારાફરતી સેલું પહેરીને પણ દરેક પોતાના શોખને સંતોષવાની. વિશેષ ખુબીની વાત તો એ છે કે સાડી નિત્ય નવી દેખાય તે માટે વારંવાર તેને 'ડ્રાય ક્લીનીંગ' કરાવી સાફ-સ્વચ્છ બનાવી લેવામાં આવે છે, અને નવી નવી જાત અને ભાતવાળી સાડી પહેરવાના શોખને સંતોષવા ખાતર ઘરમાં બે ત્રણ સાડી હોય તો ઘરની બે ત્રણ સ્ત્રીઓ વારાફરતી દરેક સાડીનો ઉપયોગ કરે છે. તમે ગીઝુબંદર ઉપર લટાર મારો કે સરકારી બગીચામાં ફરો, હોલનદાસ ગાર્ડનમાં જાઓ કે ટેકરી તરફ નજર કરો તો તમને આ વાતનો સાક્ષાત્કાર થશે. અને સીનેમા ? ઓહ ! ત્યાં તો આવા બહુમૂલ્ય વસ્ત્રોનું પ્રદર્શનજ તમારી નજરે પડવાનું ! તેમાં પણ કોઇ વખણાતી નવીજ ફિલમ આવી હોય ત્યારે આ રૂપરાણીઓથી થીએટર છલકાઇ જવાનું !'

'ખરેખર ? ત્યારે તો ઘરકામમાં પણ આ બ્હેનો એટલોજ ઉંચો ટેસ્ટ બતાવતી હશે !' મારાથી સહજ પૂછાઈ ગયું.

'હું એનો જવાબ આપું તેને બદલે આ દુકાનોજ એનો ખુલાસો કરશે.'

તેમણે આંગળી ચીંધી એ દિશામાં મેં જોયું. રસ્તાની બંને બાજુએ આવેલી દુકાનો ઉપર મારી નજર ફરી વળી. બે ચાર દુકાન છોડો કે એકાદ દુકાન મીઠાઇ, ફરસાણ, કે પૂરીપકોડીની હોયજ. દરેક દુકાને પૂરીપકોડી, સમોસા, સેવગાંઠીયા કે ત્યાં જે વસ્તુઓનો પ્રચાર હોય તે તાજી તાજી તૈયાર થતીજ હોય અને ખરીદનારા ગ્રાહકો ઉભાજ હોય. પડિયા કે પડીકામાં ચીજ લીધી કે રસ્તા ઉપર ચાલતાં ચાલતાં બુકડા ભરતા જાય અને રસાસ્વાદ સાથે ક્ષુધાને સંતોષતા જાય !

'આ એક બીજી નવાઇ !' મારાથી બોલાઇ જવાયું, 'આવી પીઢ ઉમરની સ્ત્રીઓ અને વૃદ્ધાઓ પણ રસ્તે ચાલતાં ચાલતાં ફાકો માર્યા કરે એ કેટલું બેહુદું દેખાય છે !'

'બેહુદું છે તો જરૂર-પણ તે આપણી નજરે; તેમની નજરે નહિંજ. તેમને મન તો એ સહજ વાત છે. પૂરી, શાક, અથાણું, ચટણી, ફરસાણ અને મીઠાઇ જ્યારે જોઇએ ત્યારે તાજાં તૈયાર મળતાં હોવાથી રસોઇની કડાકુટ કરવાની દરકાર તેમને ઓછી રહે છે, અને રસ્તા ઉપર ખાવાની વાત ? એમાં અહીં કોઇને સંકોચ થતો નથી, કારણ એ તો રૂઢી જેવું થઇ પડ્યું છે. રસ્તા ઉપર કે બગીચામાં તો ઠીક, પરંતુ સીનેમામાં પણ કેટલાક શોખીન સિંધી સજ્જનો અને સન્નારીઓ ટીફીનબોક્સ સાથે લાવે છે અને ઇન્ટરવલમાં નીરાંતે નાસ્તાપાણી ઉડાવે છે.'

દેશદેશના રીતરીવાજો જોવા જાણવાની દષ્ટિએ પણ આ બધું નજરે જોઇ લેવાની આવશ્યકતા અમને લાગી, પરંતુ અમારા ભાગ્યમાં હૈદ્રાબાદની માત્ર ઉડતી મુલાકાત લેવાનુંજ નિર્માણ થયું હતું એટલે એ ઇચ્છાને જતી કરવી પડી.

પરંતુ મુસાફરી દરમ્યાન જ મારા મિત્રે કહેલી હકીકતનું સમર્થન કરનારી એક વ્યક્તિનો ભેરો થઇ ગયો. એ ભાઇ ખૂબ વાંચનારા અને હકીકતોના જ્ઞાતા લાગ્યા. તેમણે કહ્યું, ' સિંધમાં યુવકયુવતિનું જીવન દિવસે દિવસે વધુ ને વધુ શોખીન અને એશઆરામવાળું થતું જાય છે; યુવકો માત્ર ભણેલી ગણેલીજ નહિં, પરંતુ ફેશનેબલ પત્નીની માગણી કરી રહ્યા છે; સંભવ છે કે કુમારો કરતાં કુમારિકાઓની સંખ્યા પણ વધારે પડતી હોય. આવી પરિસ્થિતિમાં માબાપો પોતાની પુત્રી વધારે દેખાવડી, ફેશનેબલ અને આગળ પડતી દેખાય–કોઇ યુવકની નજરમાં સમાય અને તેનો ઘરસંસાર મંડાય એવી ભાવના સેવે છે, પુત્રીને વધારે પડતી છૂટ આપે છે, અને એ છૂટ પ્રત્યે આંખમીંચામણા કરે છે. પુત્રીઓ પણ એ તક ઝડપી લે છે, કુદરતે બક્ષેલા સૌંદર્યને બહારની ટાપટીપથી ઝગમગાવે છે, યુવકવૃંદને આકર્ષે છે, અને અપટુડેટ ગણાવાના મોહમાં કે સ્વાર્થ સાધવાના શમણામાં આગળ ને આગળ ધપ્યે જાય છે. કોઇને છેવટે મૃગજળનો અનુભવ થાય છે તો કોઇ કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરે છે. કેટલીક વાર તો માબાપ સવાર સુધી કંઇ જાણતા ન હોય તો સાંજે પોતાની પુત્રીના મુખે ખુશખબર (!) જાણે છે કે અમુક યુવાન સાથે લગ્ન કરવાનું તેણે નક્કી કર્યું છે ! સિંધીઓને એશઆરામ એટલો બધો પ્રિય છે કે વારંવાર ચૂલો ચેતાવવાની કે વારંવાર રસોઇ કરવાની કડાકૂટ તેમને પસંદ પડતી નથી. એશઆરામમાંથી એટલો વખત પણ શા માટે જતો કરવો ? તેને બદલે એ વખતનો પણ તેઓ આરામ અને આનંદનો ઉપભોગ કરવામાં સદુપયોગ કરી લેવા આતુર હોય તેમ જણાય છે. તેમના ઘરે રસોઇ થતીજ નથી એવું તો નજ કહેવાય, પરંતુ બજારમાં તૈયાર મળતી તાજી ચીજો તેમની કેટલીએ મહેનત બચાવી લે છે. '

આમાં અતિશયોક્તિનો અંશ હોય તો પણ ગજા ઉપરની ટાપટીપ, હદબહારની ફેશન, મર્યાદાહિન છૂટછાટ અને ઘરકામનો કંટાળો આવકારદાયક તો નજ ગણાય. સાંભળવા મુજબ શ્રીમતિ સરોજીની નાયડુ પણ સિંધની સુંદરીઓ–ખાસ કરીને શાળા કોલેજમાં જતી કુમારીઓ અને યુવતિઓની ફેશન જોઇ ચકિત થયાં હતાં. ગુણસુંદરીઓ માટે આ પ્રશ્ન વિચારવા જેવો છે. બાકી તો સિંધની સુંદરીઓને જોતાં આપણા મગજમાં સહજજ પ્રશ્ન ઉપસ્થિત થાય કે ' આને પ્રગતિ ગણવી કે પીછેહઠ ? '



## અમેરિકાની દુનિયામાં સમૃદ્ધ અને સરળ ગૃહજીવન

અમેરીકન સરકારના માનવપોષણ વિષયક તથા ગૃહવિષયક અર્થશાસ્ત્રને લગતાં ખાતાંઓ તરફથી છેલ્લા ૨૦ વર્ષો થયાં અમેરીકન ગૃહીણીને તેના કુટુંબના માણસોને યોગ્ય પોષણ આપવામાં તથા યોગ્ય સગવડ અને આરોગ્યમાં સંતોષકારક રીતે કુટુંબનું સંચાલન કરવામાં સતત સહાય આપવામાં આવે છે. આ ખાતાંઓની સ્થાપના સને ૧૯૨૮માં થઈ હતી અને એ ખાતા તરફથી અમેરીકન જાહેર જનતાને ખોરાક, કાપડ, દૈનીક વપરાસની અનેક વસ્તુઓ, અને અમેરીકન ખેતી ઉત્પાદનનો સૌથી ઉત્તમ સારો ઉપયોગ કરી શકાય તેવી સચોટ હકીકતો પુરી પાડવામાં આવે છે. આ ખાતું પોષણ અને ગૃહવ્યવસ્થાના દરેક પ્રશ્નોનું વૈજ્ઞાની ઝીણવટથી નીરીક્ષણ કરે છે, અને અંતે પોતાની શોધોની હકીકતો ખેડુતોની પત્નીથી માંડીને તે શ્રીમંતોના ગૃહસંચાલકો સુધી રાષ્ટ્રના ખુણેખુણામાં તેને પહોંચતી કરે છે. મોટામાં મોટા શહેરો તથા નાનામાં નાના ગામડાંઓમાં પણ તે હકીકતોને એક સરખી પ્રસીદ્ધી આપવામાં આવે છે.

આ વિષયને લગતી માહીતી તથા શીક્ષણ આપવાનું કાર્ય મોટે ભાગે સ્ત્રીઓમાં કરવામાં આવે છે. અને તેનાં પરીણામે ઉપરોક્ત ખાતાએ અમેરિકન જનતાના પોષણ અને ગૃહવ્યવસ્થામાં ઘણો અગત્યનો ફાળો આપ્યો છે. દ્રષ્ટાંત તરીકે પોષણના ક્ષેત્રમાં ખોરાક ખાવાની પદ્ધતી સંબંધમાં એ ખાતું સંશોધન ચલાવે છે અને ખોરાકના ઉત્પાદનમાં તેમજ તેના ઉપયોગમાં કેવા પ્રકારના સુધારાઓ શક્ય છે તેનો નિર્ણય કરે છે. દરેક જાતના ખોરાકમાં કયાં કયાં વીટામીનો કેટલાં પ્રમાણમાં છે, અંદર કેટલું અને કેવા પ્રકારનું પ્રોટીન છે, તેમજ બીજા પોષક તત્ત્વો કેવાં અને કેટલા પ્રમાણમાં છે તે નક્કી કર્યા પછી કયો કયો ખોરાક કેટલા પ્રમાણમાં સાથે લેવો તે સંબંધમાં સલાહ આપે છે. એ ઉપરાંત ઘરમાં કઇ જાતનો ખોરાક બગડે નહી તેવી સ્થિતિમાં કેમ રાખી શકાય, ડબ્બામાં પેક કરીને કેવી રીતે લાંબા વખત સુધી તે ખોરાકને સુરક્ષિત સ્થિતિમાં રાખી શકાય, ખોરાકને સુકવીને તથા બરફમાં થીજવીને કેવી રીતે જાળવી શકાય તેને લગતાં અત્યંત ઝીણવટપુર્વક સંશોધનો પણ એ ખાતા તરફથી કરવામાં આવે છે. આ બધા પ્રયોગો અને સંશોધનજન્ય નિર્ણયોને પરીણામે દરેક પ્રકારના ખોરાક તત્વનો ઉત્તમોત્તમ ઉપયોગ શક્ય બને છે. દરેક ખોરાક ઉત્તમ સ્વાદીષ્ટ રૂપમાં આપી શકાય છે એટલું જ નહી પણ તેથી સાચી કરકસર પણ શક્ય બને છે એટલે કે કોઇ વખત પાક ઓછો ઉતર્યો હોય ત્યારે ઓછા ખોરાકથી કેમ ચલાવી લેવું અને પાક વધ્યો હોય ત્યારે તે વધારાનો શો ઉપયોગ

કરવો તે સંબંધમાં પણ યોગ્ય દોરવણી મળી શકે છે.

## નીષ્ણાતોની દોરવણી

એ ખાતા તરફથી કયા કયા પ્રકારનાં કાપડ મજબુત, ટકાઉ, તથા સ્વાસ્થ્ય માટે ઉત્તમ થઇ પડે, તે કેવા ઘાટના હોવા જોઇએ, કયે પ્રકારે પહેરવાં જોઇએ તથા જુદી જુદી મોસમમાં શું શું કપડાં પહેરવાં તે શાસ્ત્રની દ્રષ્ટીએ નક્કી કરવામાં આવે છે. તે ઉપરાંત વાપરનારના શરીરનો ઘાટ, રંગ, બાંધો વગેરેને અનુકુલ આવે તેવા રંગો અને ડીઝાઇનો તેમજ સીલાઇનો ઘાટ પણ સુચવવામાં આવે છે. આ વ્યવસ્થાથી માત્ર માલ વેચનારાને જ લાભ થાય છે એમ નથી પણ તેથી માલ ઉત્પન્ન કરનારને અને છુટક વેપારીને પણ લાભ થાય છે. કારણ કે તેમને ગ્રાહકો સાથે નકામી માથાકુટમાં ઉતરવું પડતું નથી. માલ વેચવા માટે દલીલો કરવી પડતી નથી. અને માલ પાછો લેવા પડવાની ચીંતા તથા મુશ્કેલીઓ વેઠવી પડતી નથી. ઘરમાં, કારખાનાઓમાં અથવા તો ખેતરોમાં સ્ત્રીઓએ કેવાં અને કયી ડીઝાઇનનાં કપડાં પહેરવાં તેની પણ સલાહ એ ખાતાના નિષ્ણાતો તરફથી આપવામાં આવે છે.

ગૃહવ્યવસ્થામાં કપડાંની સાચવણી, ફરનીચરની જાળવણી કરવા વિષે સલાહ આપવામાં આવે છે, જેથી એ વસ્તુઓ લાંબો વખત ટકી શકે અને વારંવાર તે વસ્તુઓ લેવા માટે ખર્ચ કરવો પડે નહીં. સુતરાઉ અને ગરમ કાપડ કેવી રીતે જાળવવું તેને લગતી વૈજ્ઞાનિક હકીકતોની માહીતી આપવામાં આવે છે.

યુદ્ધ દરમીયાન ખોરાકની તંગી ચોક્કસ વસ્તુઓની માપબંધી અને દૈનિક વપરાસની ઘણી વસ્તુઓ બજારમાંથી અદ્રશ્ય થવાથી એ ખાતાને જનતાને સાચી દોરવણી આપવાને ઘણી ઉપયોગી તકો મળી હતી. ખોરાક તથા દૈનિક વપરાશની અનેક વસ્તુઓની તંગી હોવા છતાં ગૃહીણી પોતાના કુટુંબને યોગ્ય પોષણ કેમ આપવું તથા બીજી વસ્તુઓની તંગીની અગવડમાંથી કેમ બચાવી લેવું તેને લગતી અત્યંત ઉપયોગી સલાહ વારંવાર આ ખાતા તરફથી પ્રસીદ્ધ કરવામાં આવતી હતી. ઘણા કુટુંબના પુરૂષો રણક્ષેત્રમાં ગયા હતા. વિદેશોમાં યુદ્ધમાં જોડાયા હતા. અનેક કુટુંબમાં સ્ત્રી પુરૂષો યુદ્ધજન્ય ઉદ્યોગોમાં કે યુદ્ધ વિષયક કામગીરીમાં જોડાયા હતા. એટલે ગૃહસંચાલનનો બોજો ઘરના સ્ત્રીવર્ગ પર આવી પડ્યો હતો. સ્ત્રીઓએ પણ યુદ્ધવિષયક કામગીરી બજાવવાની હતી. અને ઘણીવાર તેમને પણ કામે જવું પડતું. આવા સંજોગોમાં ગૃહસંચાલન માટેની આ ખાતાની સુચનાઓ અત્યંત કીંમતી થઇ પડી હતી. ખોરાક કપડાં અને બીજી વસ્તુઓના ઉપયોગમાં અને ગૃહકાર્યના સમયમાં શક્ય હોય તેટલી કરકસર થઇ શકી હતી.

## પોષણનો અભાવ

યુદ્ધના પ્રારંભમાં સંશોધનને અંતે એમ જણાયું કે પ્રજાના લગભગ એક તૃતિયાંશ ભાગને જોઇએ તેવું પોષણ મળતું નથી. આ વસ્તુસ્થિતિ, ખોરાકની તંગીનું પરિણામ તો હતું પણ ખોરાકની વહેંચણીની ખામીનું હતું. જે ખોરાક સાધારણ રીતે ઉપયોગમાં લેવાતો તે બજારમાંથી અદ્રશ્ય થયો હતો પણ તેના બદલામાં બીજો તેવો જ પોષક ખોરાક પુષ્કળ પ્રમાણમાં મળી શકતો હતો. એ ખોરાક કેવી રીતે વાપરવો તે સંબંધમાં યોગ્ય દોરવણી આપવામાં આવી હતી. તેમ જ આ વિષયમાં ગૃહીણીઓને યોગ્ય શિક્ષણ આપવા માટે ઘણો સફળ અને વ્યાપક પ્રચાર કરવામાં આવ્યો હતો. આ ખાતા પાસે રાષ્ટ્રિય આવક, ખર્ચ, ખાવાની

પદ્ધતિઓ, જીવન પરિસ્થિતિ વિગેરે વિષયોના સંશોધનના આંકડાઓ તૈયાર હતા. તે પરથી મુંઝાયેલી ગૃહીણીને, કુટુંબને માટે ખોરાક અને અન્ય વસ્તુઓ ખરીદવામાં કરકસર અને યોગ્ય પોષણ તેમજ સમવડની દ્રષ્ટિએ આ ખાતાના નિષ્ણાતોએ યોગ્ય સલાહ વખતો વખત આપી હતી. દૂધ, રોટી ફળફળાદિ, શાક ભાજીઓ માંસ વગેરે ખોરાક કેટલા પ્રમાણમાં લેવો, દરેકમાં કેટલી કેલરીઝ પછી રહે, વિટામીનો શું શું પ્રમાણમાં છે ? બાળકો માટે, પ્રૌઢ વયનાઓ માટે કયો કયો ખોરાક કેટલા પ્રમાણમાં આપવાથી તેમનું સ્વાસ્થ્ય જળવાઇ રહે ? વિગેરે બાબતની ઝીણામાં ઝીણી સલાહ આપવામાં આવી હતી. ત્યારે કામ કરનારાઓ કે કેવળ ખાવા વડે કાર્ય કરનારને કેવી રીતે પોષણ આપવું તે પણ સ્પષ્ટ અને સુગમ રીતે જણાવવામાં આવ્યું હતું.

### કાર્યક્રમ

રેડિઓ, ભાષણો, પત્રિકાઓ, સિનેમા વિગેર દ્વારા આ પ્રકારનું શિક્ષણ આપવાનો વ્યાપક કાર્યક્રમ યોજવામાં અને અમલમાં મુકવામાં આવ્યો હતો. ખર્ચાળ ખોરાક કરતાં સસ્તો ખોરાક ઘણીવાર વધુ સારૂં પોષણ આપી શકે છે. એ હકીકત ગૃહીણીના મન પર બરાબર ઠસાવવામાં આવી હતી. આ વાનીઓ કેવી રીતે તૈયાર કરવી તે પણ જણાવવામાં આવ્યું હતું. આ શિક્ષણ આપવા માટે બજારમાં મળતા ખોરાકની યાદીઓ તૈયાર કરવામાં આવી હતી. તેમજ ખોરાકમાં ફળફળાદી દૂધ અને શાકભાજીની અગત્ય પર પણ ભારપૂર્વક નિર્દેશ કરવામાં આવતો અને છેવટે કુશળ ગૃહીણીઓ માટે ચોક્કસ નિયમો અને સૂચનાઓ પ્રગટ કરવામાં આવી હતી.

યુદ્ધ દરમ્યાન અમેરીકાની સ્ત્રીઓ સિવણ-કાર્યમાં અસાધારણ પ્રમાણમાં રોકાઇ ગઇ હતી. જે ગૃહીણીઓએ પોતાના જીવનભરમાં કદી પણ સોય હાથમાં લીધી નહોતી તેમને જુનાં કપડાં ને કેમ સમારવાં; શીવવાં તે આ ખાતા તરફથી શીખવવામાં આવ્યું, તેથી તેમને નવાં કપડાં શીવડાવવાના ખર્ચમાંથી બચી જવું પડયું. આ શિક્ષણને અભાવે તેમને અગાઉ ઘણીવાર કપડાં ફેંકી દેવાં પડતાં અથવા તો જુનાં કપડાં વેચનારાઓને વેચી દેવાં પડતાં. યુદ્ધ પુરૂં થયા પછી તેઓ જ્ઞાનનો હવે બીજી દિશામાં ઉપયોગ કરી શકશે.

પોતાના વૈજ્ઞાનિક અનુભવને પરિણામે આ ખાતાંએ કુટુંબના કપડાંની સાચવણી વિષે અનેક પ્રકારની સુચનાઓ આપી હતી. ઉપયોગ ન હોય ત્યારે તેને કેવી રીતે રાખવાં, તેને કેમ સાફ કરવાં, ધાબળાઓ અને ગરમ કપડાંઓ કેમ ધોવાં અને સ્વચ્છ રાખવાં તેના પર ડાઘા કેમ દૂર કરવા. ફરનીચરની સંભાળ કેવી રીતે રાખવી વિગેરે.

કોઇ પણ ગૃહીણીને તેને જરૂર હોય ત્યારે આ ખાતાં તરફથી જોઇતી સલાહ મળી શકે છે. દ્રષ્ટાંત તરીકે જો કોઇ ગૃહીણીને પોતાના કબજા હેઠળનો ખોરાકનો મોટો જથ્થો કેમ જાળવી રાખવો તે વિષે કાંઇ પણ જ્ઞાન ન હોય તો વોશીંગ્ટનમાં સરકારી ખાતાને અથવા તો સ્થાનિક ખેતી વિષયક એજન્ટને લખી જણાવવાથી જોઇતી વિગતવાર સૂચના મળી શકે છે. આ એજન્ટ જોઇતી સૂચનાઓ આપશે એટલું જ નહિ પણ જો આ મુશ્કેલી વધુ વ્યાપક હોય તો નજીકના કોઈ સ્થળે એ એજન્ટ તે અંગે એક વાસ્તવિક પ્રયોગ પણ કરી બતાવે.

માનવપોષણ અને ગૃહવિષયક અર્થશાસ્ત્રના આ ખાતાના ૭ વિભાગો છે અને તેમાં દરેક આવશ્ય વિષયોના કેમીસ્ટો વૈજ્ઞાનિકો પોતાનું

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૨૧૮ ]



—નિસનગરમાં આધુનિક સગવડવાળું ૧૨૫ ખાટલાવાળું મેટરનીટી વોર્ડ સાથેનું હોસપી- બાંધવા શ્રી રાજાજ્ઞા થઇ છે.

—બિહારમાં 'મહિલા કોલેજ' સ્થાપવા માટે ત્યાંના એક ધનપતિ શ્રી મન્મથદર્શનદાસજીએ રૂા. એક લાખ આપવાનું કબુલ્યું છે.

—રત્નાગીરી એજ્યુકેશન સોસાયટીને મુંબાઇના શ્રી. એન. આર. ગોગટેએ રૂા. ૮૦ હજારની લોન બે વર્ષ માટે વગર વ્યાજે આપી છે.

—બીજાપુરમાં એક હરિજન કન્યા મંદિરના મકાનનો પાયો નાંખવાની ક્રિયા મુંબાઇના વડા પ્રધાન શ્રી. બાલાસાહેબ ખેરના હસ્તે થઇ છે.

—રાજકોટમાં શ્રી કડવીબાઇ વિરાણી વિદ્યાલયની ઉદ્ઘાટન ક્રિયા પૂ. ભક્તિબા દેસાઇના શુભ હસ્તે થઈ હતી.

—ચાલુ સાલની મેટ્રીકની પરિક્ષામાં મુંબઇ યુનીવરસીટીમાં કુ. સુશીલા રઘુનાથ મહેનદલે નાસીક સેન્ટરના નંબર ૧૦૧૧૮ માર્ક ૫૯૦ થી બીજા નંબરે પાસ થયાં છે. અભિનંદન.

—ગુજરાત-કાઠીયાવાડમાંથી ડૉ. દાદાભાઇ નવરોજી સ્કોલરશીપ ચાવરા સુદર્શનકુમારી લધામલ (અમદાવાદ)-ને મળી છે.

—શ્રીમતી હંસા મહેતા અમેરિકાથી યુનો પરિષદમાંથી ભાગ લઇ પાછાં આવતાં મુંબઇ પ્રાંતિક સમિતીએ તેમનો સત્કાર સમારંભ ગોઠવ્યો હતો.

—વડોદરા શહેર સુધરાઇની ચૂંટણીમાં શ્રી. કુસુમબ્હેન ઠાકોર અને શ્રી. તારાબ્હેન હોસંગડી બીન હરીફ ચૂંટાઇ આવ્યાં છે.

—પાટણ સુધરાઇના ઇતિહાસમાં ચૂંટાએલ પહેલાં સ્ત્રી સભ્ય શ્રી. લીલાવતી સંઘવી ત્યાંનાં જાણીતાં સ્ત્રી કાર્યકર્તી છે.

—રેશનીંગમાં સ્ત્રીઓ કેવી રીતે સહકાર આપી શકે તે માટે વિચાર કરવા સ્ત્રી સંસ્થાઓના કાર્યકર્તાઓની એક સભા તા. ૭જી ને સોમવાર સાંજના ૫-૩૦ વાગે કોંગ્રેસ હાઉસ, ભદ્ર, અમદાવાદમાં મળશે. મૃદુલાબેન આ સભામાં વાતચીત કરશે.

—મંડીના નામદાર રાણીસાહેબા કુસુમકુમારીને કેસરે હિંદ (સુવર્ણચંદ્રક) એનાયત કરવામાં આવ્યો છે.

—શ્રીમતિ શાંતાબાઇ દેસાઇ (શ્રી. એસ. પી. દેસાઇનાં પત્ની) સીલોંગ, આસામ અને મીસીસ જશામલ વખારીયા, અમદાવાદ ને કેસરે હિંદ (રૌપ્યચંદ્ર)ની નવાજેશ કરવામાં આવી છે.

—ના. શહેનશાહ તરફથી જમ્મુ અને કાશ્મીરનાં મહારાણી તારાબાઇને ઇમ્પીરીઅલ ઓર્ડર ઑફ ધી ક્રાઉનનો ખીતાબ એનાયત કરવામાં આવ્યો છે.

—મી. ચર્ચીલનાં પત્ની શ્રીમતિ ક્લેમેન્ટાઇન ચર્ચીલ અને લેડી ક્રીપ્સને ડેઇમ ગ્રાન્ડ ક્રોસ ઑફ બ્રીટીશ એમ્પાયરનો ખીતાબ મળે છે.

—ધ્રાંગધ્રામાં જૈન દેરાસરમાં આરતી ઉતારતાં એક યુવતી દાઝી ગઇ હતી.

—ગાંધીજીએ દત્તક પુત્રી તરીકે લીધેલાં હરિજન કન્યા શ્રીમતિ લક્ષ્મીના પતિનું અમદાવાદમાં અવસાન થયું છે.

—અમરેલીના જાણીતા સ્ત્રી કાર્યકર શ્રી. તારાબ્હેન દેશાઇનું સોનગઢ ખાતે અવસાન થયું છે.

—જર્મનીની સાહસિક અને જગમશહૂર બનેલી સ્ત્રી જાસુસોમાંની એક મેરી ફીશરે ગ્રેનાબસ નજીક ચેમ્બરી જેલની પોતાની કોટડીમાં આપઘાત કર્યો છે.

—અમદાવાદમાં દરીઆપુર અને પ્રેમ દરવાજા પાસે કોટની ભેખડ તુટી પડતાં ત્રણ સ્ત્રીઓને ઇજા થઇ હતી.

—કરાંચીની એક સ્ત્રી ઉતારૂની અમદાવાદ સ્ટેશને આબકારી પોલિસે શક પરથી ઝડતી લેતાં એના પગના કલ્લામાંથી ૧૭ તોલા અફીણ અને ૮ તોલા ગાંજો પકડાયાં છે.

—અમદાવાદમાં પુષ્પા નામની એક સામ્યવાદી યુવતીની છેડતી કરવા માટે જમાલપુરમાં રહેતા કનૈયાલાલને ૯ માસની સખ્ત કેદની સજા થઇ છે.

### જ્યોતિસંઘના તાલીમકેંદ્રની સ્કોલરશીપો

જ્યોતિસંઘના ટ્રસ્ટીમંડળ તરફથી જ્યોતિસંઘના તાલીમ કેન્દ્રની શરતો મંજુર કરી તેમાં અભ્યાસ કરવા ઇચ્છતી વિદ્યાર્થીનીઓ માટે નીચે મુજબની સ્કોલરશીપો ૧ જુન ૧૯૪૬ થી ૩૧ મે ૧૯૪૭ સુધીના વર્ષ માટે આપવાની છે.

સંઘ શિષ્યવૃત્તિ લોન સ્થાયી ફાળાના વ્યાજમાંથી ૧૪૦.

ગીરધરલાલ ઉત્તમરામ છાત્રવૃત્તિ લોન સ્થાયી ફાળાના વ્યાજમાંથી ૬.

સ્વ. વસન્તકુમારી ભટ તથા સ્વ. શાંતિકુમાર મેઢ સ્મારક સંગીત શિષ્યવૃત્તિ સ્થાયી ફાળાના વ્યાજમાંથી ૨.

સ્વ. મગનલાલ પોપટલાલ સ્મારક ફંડના વ્યાજમાંથી ૩૭.

જેઓ ઉપરની યોજનાનો લાભ લેવા માગતા હોય તેમણે જ્યોતિસંઘના તાલીમ કેન્દ્રના વ્યવસ્થાપક, રાયપુર, અમદાવાદને સરનામે લખવું.

## ફુલવેણી

[ પૃ. ૧૯૬નું ચાલુ ]

વેત્તાઓ, અર્થવેત્તાઓ, આંકડાશાસ્ત્રીઓ અને નિષ્ણાતો કામ કરતા હોય છે. આ ખાતું વખતો વખત પ્રજાની ખોરાક વિષયક બાબતોનો અભ્યાસ કરી શરીરના પોષણ માટે આવશ્યક સલાહ આપે છે, તે સુતરાઉ, રેશમી, અને ગરમ કપડાના ટકાઉપણાની કસોટી કરે છે. ઉત્પાદકોના સહકારથી બાળકોને માટે વધુ યોગ્ય કપડાંઓ તૈયાર કરાવે છે. ગૃહકાર્યમાં જે જે કોઇ ઉપયોગી થાય જેથી કાંઇ પણ વખત બચે, નાણાં બચે, તેવું સઘળું હંમેશાં ગૃહીણીના ધ્યાનપર લાવવામાં આ ખાતું સતત રોકાએલું રહે છે.

આ ખાતા પોતાનું પ્રચારકાર્ય અત્યંત અસરકારક રીતે કરે છે જેથી કોઇ પણ ગૃહીણી એ બાબતમાંથી બાકાત નહીં રહી જાય. યુદ્ધ દરમીઆન તેણે સ્થાનિક સમીતીઓ, ખેતીવાડી સંસ્થાઓ, કલબો, થાણાઓ તથા રેડક્રોસનો આ હેતુ માટે ઉપયોગ કર્યો હતો. એક વર્ષમાં તેણે પચાસ લાખથી વધુ પત્રીકાઓ અને અસંખ્ય નોટીસો, નિવેદનો, આંકડાપત્રો, પોસ્ટરો, સામયીકો, ચલચીત્રો તથા વસ્તુઓના નમુના પ્રજામાં વહેંચ્યા હતા, અને યુદ્ધ દરમીયાન અમેરિકનોનું ગૃહજીવન બને તેટલું સુંદર બનાવવામાં મોટો ફાળો આપ્યો હતો.

( "મુંબઇ સમાચાર"માંથી )

ગુણસુંદરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૪૭ ∴ સપ્ટેમ્બર : ૧૯૪૧ ∴ અંક ૧

# ગુર્જરીની દુહિતા

ગુંથિયલ ગુજરાત માત મોરી સાહેલડી !
હું તો આ ગુર્જરીની દુહિતા....રે........ગું૦
ગરવી ગુજરાત મારી ઓજસથી ઓપતી
શીલની સુવાસ ભરી, સૌન્દર્યે શોભતી
સુખદ સમીર અહીં વાતો સાહેલડી !
હું તો આ ગુર્જરીની દુહિતા....રે........ગું૦
નર્મદા ને તાપી મહીસાગર સોહામણો
પાવાગઢ નિત્ય નયો દીસે રળીયામણો
જુગજુગની વાત કહી જાતો સાહેલડી !
હું તો આ ગુર્જરીની દુહિતા....રે........ગું૦
ગાંધી બાપુ ને વીર વલ્લભના જેવા
પુત્ર પનોતા સ્વામિ દયાનંદ કેવા ?
ઝંડો ફરકાવ્યો ત્રિલોકમાં સાહેલડી !
હું તો આ ગુર્જરીની દુહિતા....રે........ગું૦
ગુર્જરીના ટાગોર શા નાનાલાલ આપિયા
કીર્તિ કેરાં કોટડાં, આભલે અડાડિયા
નર્મદ પ્રેમાનંદ જેવાં સાહેલડી !
હું તો આ ગુર્જરીની દુહિતા....રે........ગું૦
ગુર્જરીની વાડી ધન ધાન્યે શું સોહતી
પુષ્પની પરાગે હિન્દ માત મન મોહતી
રત્નગર્ભા માત મોરી સાહેલડી !
હું તો આ ગુર્જરીની દુહિતા....રે........ગું૦
સંધ્યા ઉષા નિત્ય નવા રંગ ધારતી
જેને નિહાળી બને પુલકિત આ ભારતી
હું એના ગૌરવ ગીત ગાતી સાહેલડી !
હું તો આ ગુર્જરીની દુહિતા....રે........ગું૦

સૌ. પ્રભાવતી પજવાણી

# આવ્યો આશ્વિન

આવ્યો આશ્વિન આભરંગો બદલાયા,
રૂપેરી વાદળાં છવાયાં:
સુહાગીબ્હેન,
આવો આનન્દને ઉત્સવે !

આવ્યો આશ્વિન શીળા સમીરણ વાયાઃ
ધરતીએ બદલી છે કાયા
સુહાગીબ્હેન, આવો—

છાઈ રહી ચોમેર કુદરતની માયા,
સોનેરી ધાન્યો' ઉભરાયાંઃ
સુહાગીબ્હેન, આવો—

વર્ષાની વાદળીએ પકવ્યો રૂડો પાક,
ખેડુતનાં હૈયાં હરખાયાંઃ
ગીબ્હેન, આવો—

વ્યો આશ્વિન, આવ્યા માતાના ઉત્સવો,
ઘેર ઘેર ગરબા મંડાયાઃ
સુહાગીબ્હેન, આવો—

સરખી સાહેલડીનાં વૃન્દો છવાયાં,
શક્તિનાં ગીતો ગવાયાંઃ
સુહાગીબ્હેન, આવો—

આવ્યો આશ્વિન ઉગી શરદની પૂર્ણિમા,
શરદના રાસો રચાયાઃ
સુહાગીબ્હેન, આવો—

આપણા જીવનમાંય પ્રગટે અજવાળાં
જીવન તો થાય ઉજમાળાંઃ
સુહાગીબ્હેન, આવો—

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

# મેહુલિયે મ્હેર કરી રે !

મેહુલિયે મ્હેર કરી રે !
ધરતી આગે બળતી દીઠી,
આંતરડી કળકળતી દીઠી,
આભથી આવી મીઠી સુધાની ધાર કરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

મોટાં તરુ ને નાનકાં વેલા,
નીતરી રહ્યા રસના રેલા,
પવને નાચે પાંદડાં એનાં પ્રેમ ભરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

ખારા સિંધુનાં મીઠડાં વારિ,
ભરી પધારે વાદળ સ્વારી,
વચ્ચે વીજળીની દીપમાળ ધરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

જલની ધારા ગીતડાં ગાતી,
અનિલ લ્હેરી તાલમાં વાતી,
વ્યોમની વીણા બજતી જાતી મનડું હરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

ગિરમાં ગ્હેક્યા મોરલા ભૈયા,
તરસ્યા બોલ્યા 'પિયુ' બપૈયા,
ધરતી માના હરખ્યા હૈયા સુગંધ ઝરી રે !
મેહુલિયે મ્હેર કરી રે !

શ્રી. 'શશિન' ઓઝા

નિઝામ રાજ્યનાં ગામડાંમાં

# મહિલાઓ પર અત્યાચાર

● શ્રીમતિ સરોજિની નાયડુના પુત્રી કુમારી પદ્મજા નાયડુએ એક નિવેદન બહાર પાડી હૈદ્રાબાદ રાજ્યના પોલિસ દળ પર અરક્ષિત મહિલાઓ પર બેફામ અત્યાચાર ગુજારવાના, લોકોની ગમે એમ ધરપકડ કરવાના, લોકો પાસેથી નાણા પડાવવાના અને સંખ્યાબંધ ગામડાઓમાં ત્રાસનું ભયાનક રાજ્ય ફેલાવી દેવાના ગંભીર આક્ષેપો કર્યા છે. કુમારી પદ્મજાએ જાતિ તપાસ કરી બનાવોની સચ્ચાઇ વિષે ખાતરી કરી લીધી છે. એમને લાગે છે કે મહિલા સંસ્થાઓએ હૈદ્રાબાદ રાજ્યમાંની ભગિની-ઓની લડત ઉપાડી લેવી જોઇએ અને જુલ્મોને લગતા જે આક્ષેપો કરવામાં આવ્યા છે એની જાહેર તપાસ થવી જોઇએ.

કુમારી પદ્મજા લખે છેઃ–હૈદ્રાબાદ રાજ્યના ગામોમાં પોલીસે કરેલા અમાનુષી જુલ્મોની જાણ દરેક દિવસ પર મને અચાનક જ થઇ અને હું ચોંકી ઉઠી. અત્યાચારોના પ્રકાર અનેક હતા. મહિલાઓ પરના બળાત્કારના પણ એમાં અનેક કિસ્સાઓ હતા. રાજ્યના જૂદા જૂદા જીલ્લાઓમાં બનેલા આ બનાવો વચ્ચે ઉપર ઉપરથી એમનો સંબંધ ઓછો જ જણાય છે. પરંતુ એકજ સૂત્રે પરોવાયલા હોય એવા આ બનાવોની સૂરકતા હું અવગણી શકું નહીં. એમાં સ્ત્રી સન્માનનો એક મહા પ્રશ્ન સમાયલો છે. ગમે તે કોઇ નજીવા કારણસર પણ હૈદ્રાબાદ રાજ્યના અમલદારો અને ગ્રામવાસીઓ વચ્ચે અણબનાવ થાય ત્યારે સજા તરીકે માનવની કલ્પનામાં આવી ન શકે એટલા વધુમાં વધુ અપમાન અને અવહેલના જનક અત્યાચારો સ્ત્રીઓએ જ ખમવા એવી પ્રણાલિકા હૈદ્રાબાદ રાજ્યની મહિલાઓ સ્થાપિત કરવા દેશે ? હૈદ્રાબાદના તાજેતરના બનાવો આ મહત્વનો પ્રશ્ન ઉભો કરે છે.

બનાવો બન્યા ત્યારે હું તો રાજ્યની બહાર હતી. આથી હૈદ્રાબાદના બનાવોના સંબંધમાં જુદી જુદી જવાબદાર સંસ્થાઓએ જે નિવેદનો અને હેવાલો બહાર પાડયા હતા એનો મેં કાળજીપુર્વક અભ્યાસ કર્યો. આ હેવાલોનો પ્રતિકાર કરતી સરકારી યાદીનો પણ મેં એવી જ કાળજીપુર્વક અભ્યાસ કર્યો. આ પછી જાતે તપાસ કરી સ્વતંત્ર નિર્ણય પર આવવા મેં આ અઠવાડિયે બિદર જીલ્લાના કોહીર તાલુકાના માછરેડી પલ્લી ગામનો અને નાગોંડા જીલ્લાના જનગાંવ તાલુકાના અકનુર ગામનો પ્રવાસ કર્યો. આ ગામોમાં મેં જાતે તપાસ કરી સહીવાળાં સંખ્યાબંધ નિવેદનો લીધાં. આ બે ગામોમાં ગુજરેલા અત્યાચારો સંબંધમાં જે આક્ષેપો કર્યા છે એની સંપૂર્ણ જવાબદારી મારી છે.

આ બે ગામો ઉપરાંત કારેલો ચંદનપલ્લી અને મોટાકુકુર નામના ગામોમાં પણ એવાજ અત્યાચારો ગુજર્યા હોવાના સમાચાર મને મળ્યા હતા. પરંતુ મારી તબીઅત

ખરાબ હોવાને કારણે હું એ ગામોની મુલાકાત લઇ ન શકી એ માટે ખેદ થાય છે. પોલીસોના ત્રાસની વિગતો તથા નામો આપતી સંખ્યાબંધ ફરિયાદો મને એ ગામોમાંથી મળી છે. એમાં કરાએલા આક્ષેપો ખેરા નથી એમ માનવાને મને કશું કારણ નથી પરંતુ એ વિષે મેં જાતે તપાસ કરેલી નથી એટલે એ જૂલ્મોનો અત્રે ઉલ્લેખ કરવાની જવાબદારી હું લેતી નથી.

### ત્રાસની પદ્ધતિ

આકનુરમાં, મછરેડીપલ્લીમાં અને જ્યાં જ્યાં જુલ્મો આચરાયા છે એ બધા ગામોમાં એક જ પદ્ધતિથી કામ લેવાયું હોય એમ જણાય છે. સ્થાનિક અમલદારોએ લોકોને સતાવવા, પોતાની અમર્યાદ સત્તાનું પ્રદર્શન કરવા અને કમનસીબ ગ્રામવાસીઓને હેરાન પરેશાન કરવા રોજીન્દા વ્યવહાર સાથે સંકળાયલી નજીવી બાબતોને કારણરૂપ બનાવી છે. સંકટોની માત્રા આખરે શિખરે પહોંચી અને પદદલિત બની ગયેલા માનવજંતુઓથી પણ સહન ન થઇ શકે એવી બની ગઇ અને ગ્રામવાસીઓ સામા થયા. બસ, પોલીસના બેલગામ જુલ્મો માટે બહાનું મળી ગયું. જુલ્મો વરસતા અને ગામભરમાં એવો ત્રાસ ફેલાઇજતો કે આ ગામમાં પોતાનાં જીવન-સર્વસ્વને પણ છોડીને પોલીસથી બને એટલા દુર ભાગી જવું એજ માત્ર એક ઇચ્છા ગ્રામવાસીઓના દિલમાં રહેતી.

### ગામમાં ગભરાટ

કોઇ ચેપી રોગનો મહા ભયાનક ઉપદ્રવ ફેલાય અને લોકોમાં ગભરાટ ફેલાય એવો ગભરાટ મેં આકનુર અને મછરેડીપલ્લી ગામોમાં જોયો. જે શરમ અને અવહેલના સહન કરવાં પડયાં છે અને ભાવિમાં કોણ જાણે હજુય શું શું બન્યું હશે એની ખબર ન હોવાને કારણે સ્ત્રી પુરુષો હતાશ બની ગયેલાં જણાતાં હતાં. અન્યાય સામે ફરિયાદ કરવાની હિંમત કરવાને કારણે આ બન્ને ગામના લોકોને એટલો અમાનુષી ત્રાસ સહન કરવો પડયો છે કે વળી પાછું બીજું ત્રાસ રાજ્ય આવી પડશે એવા ભયે મારા પ્રશ્નોના જવાબ આપતાં પણ તેઓ આંચકો ખાતાં હતાં. આખરે મેં ખાતરી આપી કે મારી આગળ નિવેદન કરવાથી એક પણ સ્ત્રી કે પુરૂષને જરા જેટલી પણ સતામણી નહીં થાય એની જવાબદારી હું લઉં છું, ત્યારે જ એમનું મન હેઠું બેઠું.

આકનુર ગામમાં લોકોએ જે નિવેદનો કર્યાં હતાં એ બધાની મેં આખાં ગામલોકની અને બે પોલીસ સિપાઇઓની હાજરીઓમાં નોંધ લીધી હતી. આ નિવેદનોમાં વિગતો ભારોભાર ભરી છે. પોલીસ સામે લગભગ દરેક પ્રકારના-ત્રાસના જૂલ્મના, સતામણીના, ચોરીના, પૈસા કઢાવવાના, અનાજ ફરજીઆત લઇ લેવાના અને સૌથી વધુ ગંભીર માલિપ્રદાનથી માંડીને મહિલાઓ પરના બળાત્કાર સુધીના અત્યાચાર વિષેના આક્ષેપો કરાયા છે. એ બન્ને ગામોમાં મહિલાઓએ મારી સમક્ષ જે નિવેદનો કર્યાં હતાં એની નોંધ મેં ખાનગીમાં લીધી હતી. એમના ઘરના પુરુષો પણ એ વખતે હાજર ન હોતા.

માછરેડીપલ્લીમાં ઝઘડો અનાજની લેવીના બાકી રહેલા જથ્થામાંથી ઊભો થયો હતો. ગામના ઘણા પુરુષો ઘેર નહોતા છતાં તહસીલદારે ગામનું બધું ય અનાજ જપ્ત કરી લેવાનો હુકમ કાઢયો અને આ હુકમના અનુસરણમાં પોલીસ લોકોના ઘરમાં ઘુસી અને તમામ અનાજ જપ્ત કરી લીધું. એક મુસલમાનના ઘરને પણ બાકી રહેવા દીધું નહીં. એ ઘરમાં બે અરક્ષિત મુસ્લીમ મહિલાઓ હતી. એમાં એક સુવાવડી હતી.

પરદાને લગતા નિયમોનો ભંગ કરીને પોલીસ એ મહિલાઓના વિરોધની અવગણના કરી, ઘરમાં ઘુસી ગયા. પોલીસે એ જ રાતે આખા ગામનો સંપૂર્ણ કબજો લીધો. એ દિવસે એક મુસલમાનને ઘેર લગન હતાં. મધરાતના સુમારે પોલીસ એના ઘરમાં ઘુસી ગઈ અને પરોણાઓને માર માર્યો પછી ઘર ધણીની ધરપકડ કરવા પોલીસ પરદાશીન બાનુઓના પોકારોની પરવા કર્યા વિના ઝનાનામાં ઘુસી ગઈ હતી

## તહેસીલદાર પર હુમલો

માચરેડીપલ્લીમાં ધાકધમકી અને મારફાડના બનાવોની લાંબી પરંપરા ગામલોક અને મહેસુલી અધિકારીઓ વચ્ચેની અથડામણમાં અનિવાર્ય રીતે પરિણમી હોઈ તહેસીલદાર પર હુમલો કરવામાં આવ્યો હતો. આને લીધે અધિકારી વર્ગની પ્રતિષ્ઠાને એટલી બધી ગંભીર હાનિ થઈ અને સૂર્યાસ્ત અને સૂર્યોદય વચ્ચેના સમયમાં કોઈ ધરપકડો થઈ શકે નહિ કે ઘરની ઝડતીઓ લઈ શકાય નહિ એવા અનાદિકાળથી જગતભરમાં પ્રવર્તતા કાયદાનો ભંગ કરવા માટે એને પૂરતું કારણ ગણી લેવામાં આવ્યું હૈદ્રાબાદમાં પણ આવો કાયદો ધારાપોથી ઉપર તો અસ્તિત્વ ધરાવે છે. (જાબ્તા ફો. કોડની કલમ ૬૭) પરંતુ તહેસીલદારના ગૌરવની તુલનામાં કાયદાનું શું ગૌરવ હોઈ શકે !

તહેસીલદાર, જે તેના પર હુમલો થયા, ભાગી નાસી ગયો હતો. તે જિલ્લાના તાલુકદાર અને ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ તેમજ એક પોલીસ ટુકડી સાથે મધરાતે પાછા આવ્યો અને મધરાત તથા સૂર્યોદય વચ્ચેના સમયમાં માચરેડીપલ્લીના નાનકડાં ગામડાંએ ભેરાબાદેપણાનું એવું જંગલી રક્તપાત નિહાળ્યું જે હિંદના પ્રથમ રાજ્યને માટે પણ અજોડ જ હતું. રાત દરમ્યાન તાલુકદાર, તહેસીલદાર અને ડી. એસ. પી. પોતાની સાથે પોલીસ સિપાઈઓને લઈને ગામડાંની અંધારી ઉજ્જડ શેરીઓમાં નીકળી પડ્યા અને ઘેરઘેર જઈને સુતેલા માણસોને જગાડી જગાડીને મારપીટ, ધરપકડો અને સ્ત્રીઓની સતામણી કરવા લાગ્યા.

ભાગ્યે જ કોઈ ઘર એવું હશે જેમાં પોલીસ સિપાઈઓ ઘુસ્યા નહિ હોય અને જેમાંથી પુરુષોને લઈ નહિ ગયા હોય-આ રીતે રક્ષણહીન દશામાં મૂકાઈ ગયેલી સ્ત્રીઓને દરેક પ્રકારની હલકટ સતામણીનો ભોગ બનાવવામાં આવી હતી-નિરાધાર સ્ત્રીઓ પર આવી સતામણી ગુજારવાનું સત્તાના કેફથી મદમસ્ત થયેલા માણસો માટે જ શક્ય હોય છે.

સ્ત્રીઓને કાપી ન શકાય તેવી ગંદામાં ગંદી ભાષામાં ગાળો ભાંડવામાં આવી હતી, મારપીટ કરી તેમનાં ઘરેણાંઓ છીનવી લેવામાં આવ્યાં હતાં અને તેમના પર મર્યાદાહીન રીતે હુમલો કરવામાં આવ્યો હતો. અને કેટલીક સ્ત્રીઓ પર તો બળાત્કાર કરવામાં આવ્યો હતો. ૬૦ વર્ષ કરતાં વધારે ઉમ્મરની એક વૃદ્ધ સ્ત્રીને તેની હાજરીમાં નિર્દય રીતે ફટકારવામાં આવતા તેના પોતાના ત્રણ પુત્રોને બચાવવા માટે મથવાની હિંમત કરવાના ઘોર અપરાધ બદલ માર મારીને જમીન પર પટકી પાડવામાં આવી હતી. તેની ચીસો તેના ઘર બહારના બધા માણસોએ સાંભળી હતી એટલે તાલુકદાર અને ડી. એસ. પી. જેઓ ત્યાં જ હતા, તેમણે એ ચીસો ન સાંભળી હોય એ મનમાં ઉતરી શકે તેવી વાત નથી: કે તેઓ જે ઘરો પાસેથી પસાર થયા તે ઘરોમાં સ્ત્રીઓની મદદ માટે પડતી ચીસો તેમણે સાંભળી નહોતી એ પણ બુદ્ધિગમ્ય નથી.

### ભયંકર દૃશ્ય

મારી પાસે જે નિવેદનો છે તે કાયદો અને રક્ષણહારોનું એવું તાદૃશ્ય ભયંકર ચિત્ર આલેખે છે જેમાં તેઓ ઘોર રાત્રિએ એ દુર્ભાગી ગામડાંની શેરીઓમાં થઈને કૂચ કરી રહ્યા હતા અને તેમની પાછળ જે માણસોને માર મારીને ગિરફતાર કરવામાં આવ્યા હતા, તેમને તેમના રૂમાલોથી બાંધીને અમલદારોની પાછળ સરઘસરૂપે ઘસડવામાં આવતા હતા, અને આ 'સરઘસ' જે ઘરો પાસેથી પસાર થતું હતું તે ઘરોના અંધકારમાં સતામણી અને બળાત્કારનો ભોગ બની રહેલી નિર્દોષ અબળાઓની મદદ માટેની દયાજનક ચીસો સંભળાતી હતી.

આ બધું મધરાતથી વહેલા પ્રભાત સુધી ચાલ્યું અને ત્યારે તસેસીલદાસના ઘવાયેલ ગૌરવનો બદલો વાળવાનું કાર્ય પાર પાડી અને ગામ લોકના હૈયામાં વિધાયક ભય પ્રેરીને મચરેડીપલ્લી ગામડામાં કાયદો અને વ્યવસ્થાની પુનઃ સ્થાપના કરી દીધી હોવાના સંતોષ સાથે તાલુકદાર અને ડી. સી. પી. વિદાય થઈ ગયા.

### બે બહેનો પર બળાત્કાર

પરંતુ દુઃખી ગામલોકને માટે હજી વધારે વીતકો બાકી હતાં. જે પુરૂષોને ગીરફતાર કરવામાં આવ્યા હતા તેમાંના ઘણાને પોલીસ અટકાયતમાં લઈ ગયા અને જેમને પછીથી છોડી મુકયા હતા તેમના પર પણ સતત ત્રાસ ગુજારવામાં આવ્યો હતો. બે બ્હેનો ઉપર ખૂબ જ જંગલી રીતે બળાત્કાર કરવામાં આવ્યો હતો, (તેમાંની નાની બ્હેનની ઉમ્મર તો માંડ સોળ વર્ષ હશે) તે બેહોશ હાલતમાં પડી હતી અને તેના પતિને તેની મદદે જતો માર મારીને અને ગોળીથી ઠાર કરી નાખવાની ધમકી આપીને અટકાવવામાં આવ્યો હતો.

આ બે બહેનો વળતે દિવસે શરમ અને ત્રાસથી પડોશના બિદકાની ગામમાં પોતાના ભાઈને ઘેર નાસી ગઈ ત્યાં તેમના પતિઓ, ભાઈ અને માત સાથે હદનુર ખાતેના પોલીસ થાણામાં તેમને લઈ ગયા જ્યાં તેમને અટકાયતમાં રાખી મર્યાદ હીન રીતે હેરાન કરવામાં આવ્યાં અને અંતે પોલીસ તેમની પાસેથી રૂ. ૩૦૦ કઢાવવામાં સફળ થઈ. એક વૃદ્ધ વેપારી અને તેની પત્ની જેની આખી જીંદગી કમાઈરૂપે તેમણે સાચવી રાખેલું સોનું તેમની પાસેથી છીનવી લેવામાં આવ્યું હતું. અને તેની તેમણે કરેલી ફરિયાદ બદલ તેમને કડવો પશ્ચાતાપ કરાવવામાં આવ્યો હતો. મારી પાસેની વિગતોથી આ વીતક કથાઓ હું અનંત રીતે કહી જઈ શકું તેમ છું, પણ તેમ કરવું જરૂરી નથી.

અકનુરમાં બનેલા લુંટફાટના બનાવો તો વધુ આશ્ચાર્યજનક છે. આ ગામનાં ધનગરો, કલ્લાલો, શાહુકારો અને વણકરોએ તેમને કેવા બેશરમ રીતે લુંટવામાં આવ્યા હતા અને હેરાન કરવામાં આવ્યા હતાં તે અંગે નિવેદનો કર્યાં છે. આ બધા બનાવોની બલીહારી તો એ છે કે ચીરિયાલ ગામના એક પોલીસ સબ-ઇન્સ્પેકટરે ગામના એક માણસના ઘરમાં થયેલી ચોરીની તપાસ કરવામાંથી આ બધું બનવા પામ્યું હતું.

### એક કન્યા પર ભારે ત્રાસ

આ સબ ઇન્સ્પેકટરે પોતાની તપાસમાં નિષ્ફળ જવાથી છેવટે એક યુવાન ખેડુત કન્યા પર ચોરીનો આરોપ મુકયો અને પછી તો જેની અટકળ કરવી મુશ્કેલ નથી એવા કારણોસર તેણે એ કન્યાને પોતાના કબજામાં લેવા માટે એવો તો ત્રાસ અને કરતા વર્તાવી કે એ માણસ ગામમાંથી જીવતો છટકી જવા પામ્યો એજ આશ્ચર્યજનક છે. એક ૧૮ વર્ષના યુવાન પર એવો તો ત્રાસ ગુજારવામાં આવ્યો હતો કે એની

પાસે નાઝીઓની ત્રાસ છાવણીઓ પણ ફીક્કી લાગે. આ યુવાનના ભાઈ અને પિતા હજુ જેલમાં છે. અને આ બધો ત્રાસ નિહાળીને તેની વૃદ્ધ માતા અર્ધી પાગલ થઈ ગઈ છે.

### ગામમાં ત્રાસનું તાંડવ

ગામના માણસોને દયાહિન રીતે-એવા તો મારવામાં આવ્યા હતા કે છેવટ આત્મરક્ષણને માટે ગ્રામજનોએ સબ-ઇન્સ્પેક્ટર પર હુમલો કર્યો હતો. ત્યાર પછી નાલગોન્ડા અને જનગામમાંથી પોલીસનો દળો ગામ ઉપર ઉતરી પડયા અને તેમણે ગામજનો પર ભયંકર ત્રાસનું તાંડવ રચ્યું. ગામમાં જે કોઈ હાથમાં આવ્યું તેને સબ-ઇન્સ્પેક્ટર પર હુમલો કરવાના આરોપસર પકડવામાં આવ્યો.

### કમકમાટીભરી કથા

ગામના લગભગ બધા પુરૂષોને પકડી લીધા બાદ, પોલીસના માણસો છુટથી શેરીઓમાં ફરવા લાગ્યા. તેમણે દારૂની દુકાનો લુંટી, ગામના અનાજના જથ્થા પર હાથ માર્યો અને રક્ષણ વિનાની સ્ત્રીઓની લાજ લુંટી. પોલીસ કોન્સ્ટેબલોએ ઘરોમાં પ્રવેશ કરીને સ્ત્રીઓ પર અત્યાચાર ગુજાર્યો અને એ રીતે ઓઓ પર ઘોર શરમનો ભાર મૂકીને તેઓ ગામ છોડી ગયા. એક યુવાન કન્યા પર, તેના દીયરને ઘરના થાંભલા સાથે બાંધીને, અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો. એક બાળક પારણામાં દુધ માટે રડતું હતું ત્યારે તેની માતા પર અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો. એક ગર્ભવતી સ્ત્રીને એવી તો મારવામાં આવી હતી કે ત્રણ દિવસ સુધી તેની પીડા તેને મટી નહોતી.

અકનુર ગામમાં આ રીતે પોલીસના ત્રાસ અને અત્યાચારથી પીડિત થયેલી સ્ત્રીઓમાં ખ્રીસ્તીઓ, હલાલો, વણીક સ્ત્રીઓ, રેડી અને હરિજન મહિલાઓનો સમાવેશ થાય છે. પરદાનશિન સિંગાપન બાનુઓ પણ પોલીસના પંજામાંથી છટકવા પામી નહોતી.

### મહિલા સંસ્થાઓને વિનતિ

અકનુર અને મચરેડીપલ્લી ગામોની દુઃખી સ્ત્રીઓએ જે શરમ સહન કરી હતી અને તેમને પાછળથી જે રીતે વધુ અપમાનીત કરવામાં આવી તે સામે વધુમાં પોકાર પાડતાં હું એક સ્ત્રી તરીકે રહી શકતી નથી. હું વિરોધ કરવા માગું છું અને હૈદ્રાબાદમાં અસ્તિત્વ ધરાવતી બધી મહિલા સંસ્થાઓ કે જેમનો દાવો હિતોનું રક્ષણ કરવાનો છે તે સૌને, આ બનાવો અંગે રાજ્ય તરફથી હાથ ધરવામાં આવેલી તપાસ સામે વિરોધ દર્શાવવામાં મારી સાથે સૂર પુરાવવાની હું વિનંતિ કરું છું. માચરેડીપલ્લી ગામમાં એક સુબેદારે તપાસ હાથ ધરી હતી. જ્યારે અકનુરમાં એક એવા પોલીસ અધિકારીને તપાસનું કામ સોંપવામાં આવ્યું હતું કે જેના હાથ નીચેના નોકરો જ ગુનેગારો હતા. અકનુરની સ્ત્રીઓ, પોલીસ તપાસ પર જે વધુ ત્રાસ ગુજારવામાં આવ્યો હતો તે બધુ યાદ કરીને અશ્રુભીની આંખે મારા પગે પડી હતી.

### ધાકધમકીથી ખોટી સહીઓ

માચરેડીપલ્લીની સ્ત્રીઓની પણ આજ જાતની જ ફરિયાદો હતી. તપાસ દરમિયાન સ્ત્રીઓને તો એવા શરમજનક અને બીભત્સ ભર્યા પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા કે કેટલીક સ્ત્રીઓને તો અમુક બનેલા બનાવોનો ઇન્કાર કરવાની પણ ફરજ પડી હતી. એકનુરમાં કેટલીક સ્ત્રીઓને ભયંકર ધાકધમકી આપીને, તેમના પર અત્યાચાર કરવામાં નથી આવ્યો એવા નિવેદનો પર તેમની સહીઓ લેવામાં આવી હતી.

રાજ્ય પાસે માગણી કરે છે—

હૈદ્રાબાદમાં સંખ્યાબંધ સ્ત્રી સંસ્થાઓ છે. અકનુર, માચરેડીપલ્લી, કાકેરલા, ચંદન પલ્લી અને મોટાકોદૂર ગામોની સ્ત્રીઓપર ગુજારવામાં આવેલા ત્રાસ અને અત્યાચારોની જાહેર તપાસ કરવાની માગણી કરવા માટે આ બધી સ્ત્રી સંસ્થાઓએ સંગઠીત બનવાની હવે જરૂર છે. વિશેષમાં રાજ્ય પાસે એવી માગણી કરવી જરૂરી છે કે સ્ત્રીઓના સ્વમાનને લગતી બાબતો અંગે તપાસ કરવા માટે નીમવામાં આવેલાં પંચમાં સ્ત્રી પ્રતીનીધીઓને સ્થાન મળવું જોઇએ. આવી નાજુક બાબત વીષે તપાસ કરવાનું કામ જે અમલદારોને સુપ્રત કરવામાં આવ્યું હોય તેમનાં માનસ જો અકનુર અને માચરેડીપલ્લીમાં તેમણે જે ગંદા અને હીણા પ્રશ્નો પુછ્યા એવા હલકાં હોય તો ઓછા પગારદાર અને અજ્ઞાન પોલીસ કોન્સ્ટેબલો સ્ત્રીઓ પ્રત્યે આવો જંગલી વર્તાવ રાખે તેમાં અજાયબી નથી.

[ ઉપરના અત્યાચારોને લગતી બાબતોને અંગે ત્યાંની સરકારે ઇન્કાર કરતું એક નિવેદન પ્રકટ કર્યું હતું, પરંતુ તે પછીથી, લોકમત પ્રબળ થતાં અને હિંદભરમાંથી એને અંગેની તપાસની માગણીઓ જોરશોરથી આવવા માંડતાં એક તપાસ કમિશન નિમાયાના સમાચાર બહાર આવ્યા છે. અમે ઈચ્છીએ છીએ, આ તપાસ કમિશન આ અત્યાચારોને લગતી સવિસ્તર હકીકતો જનતા સમક્ષ તાકીદે રજૂ કરે. —સંપાદક. ]

---

## ઓ ભાભીજી !

[ રાગ : મ્હેં તો દિલ્હીસે દુલ્હન લાયા રે. ફિ. ' ઝૂલા ' ]

હું તો ગુલાબની છાબ ભરી લાવી રે, ઓ ભાભીજી !
હું તો બુધના ગજરા લાવી રે, ઓ ભાભીજી !
રાજાની વાડીના ફુલ વીણી ચુંટી લાવી,
ભાભીજીને મારી વાત ના ભાવી
હું તો દૂર દેશથી આવી રે, ઓ ભાભીજી !

: સાખી :

ઓ ભાભીજી હું તો મારા ભાઇની એકલી
ફૂલ કળી મારૂં નામ,
તમે નારાજ ન થાશો લગાર, ઓ ભાભીજી !

: સાખી :

ઓ ભાભીજી ગુસ્સો ના કરો હું નાજુકડી નાર
દિલડું મારૂં દુટશે થાશે દુઃખ અપાર.
તમે દિલ ના દુખવશો લગાર, ઓ ભાભીજી !
ભાભી ભાભી અમે બોલતાં વ્હાલ ભરી ભાષાથી
તોયે ભાભી મોઢું ચઢાવે બોલે નહી લગાર
દિલ દુટી દુટી જાય તોય બોલે ના લગાર
તોય એને ધ્યાન ન આવી રે, ઓ ભાભીજી !
ભાભી આવો આવો, વાતોને સઘળી ભૂલાવો
અમે નાના મોઢે લાજે શું શું બોલ્યાં
તેનો ગુસ્સો ના કરશો લગાર, ઓ ભાભીજી !

શ્રી. મુર્તિવાલા

# નંદવાએલું નસીબ

પ્રયોજક :
શ્રી. પુરુષોત્તમદાસ છગનલાલ શાહ

રામનાથ ચૌધરી વર્ષો થયાં 'જયહિંદ' બેન્કમાં મુખ્ય ચપરાસીનું કામ કરતો હતો. અઠ્ઠાવીસેક વર્ષ તેણે નોકરી કરી હશે. હવે બે વર્ષ પછી ફરજિયાત નિવૃત્ત થવું પડશે તે પ્રશ્ન તેને મુંઝવી રહ્યો હતો.

રામનાથ ચૌધરીનું શરીર ઘણું સશક્ત હતું. અને આ નોકરીમાં બીજાં દસ વર્ષ સહેલાઈથી ખેંચી શકે તેમ હતું. નિવૃત્ત થયા પછી આવી ભયંકર મોંઘવારીમાં કુટુંબ-ખર્ચ કેવી રીતે નીકળશે તે પ્રશ્ન તેને સતાવી રહ્યો હતો. અધૂરામાં પૂરું તેની બે દીકરીઓ મોટી થઈ હતી તેમને પરણાવવાની બાબત પણ તેની આંખ આગળ તરવરતી હતી. ચાલુ પગારે માંડ માંડ પૂરું થતું તો દીકરીઓના લગ્નના ખર્ચનું શું? નિવૃત્ત થયા પછી કુટુંબના ખર્ચનું શું? બીજા સ્થળે આવો પગાર પણ ન મળે, તો શી સ્થિતિ ઉભી થાય? આ પ્રશ્નોનો વિચાર તે ઘણીવાર કરતો પણ તેને કશું નિરાકરણ જડતું ન હતું, પરિણામે ઘણી વખત મનોમન મૂંઝાતો.

તેણે આખી જીંદગી પ્રામાણિક પણે ગાળી હતી. બેન્કની નોકરી બજાવવી અને બાકીના સમયમાં બેન્કના બીજા ચપરાસીઓ સાથે ગામ પરગામની નવાજૂનીની વાતો કરવી, શહેરમાં ટહેલવું અથવા તો મોટેથી ભજન લલકારવાં એ તેની મુખ્ય દિનચર્યા હતી. શરુઆતમાં દાખલ થયો ત્યારે તો તે વિસાત વગરનું ધક્કા ખાનારું પ્રાણી હતું. આજે તે મુખ્ય ચપરાસીની મોભાદાર જગાએ બીજાઓને બની શકે તેટલો ઉપયોગી પણ તે થતો. તેથી બેન્કના બીજા ચપરાસીઓ તેને ચાહતા. જૂનો અને પ્રામાણિક હોવાને લીધે બેન્કના મેનેજરોને પણ તેની સલાહ ઉપયોગી જણાતી.

પરંતુ પૈસાના મુંઝવતા પ્રશ્નો માનવીને ઘણી વખત અનીતિના પંથે દોરે છે. રામનાથના સંબંધમાં પણ એમ જ બન્યું. તેને લાગ્યું કે નદી કાંઠે ઊભેલો માણસ તરસ્યો હોવાની બૂમ પાડે તે તેની કેટલી મૂર્ખાઈ ગણાય? એક મોટી બેન્કનો હું મુખ્ય ચપરાસી હોવા છતાં પૈસાની મુંઝવણ મને નડે તે કેટલું વિચિત્ર! મારી આખી જીંદગીમાં મેં એવા કેટલાયે ગોટાળા જોયા કે જેમાં કારકુનો અને મેનેજરો ન્યાલ થઈ ગયા, ત્યારે શું ભૂખે મરવું માત્ર પટાવાળાઓએ? યુક્તિસર લાખો રૂપિયા ગેબ કરવામાં આવે તો આખી જીંદગીનું દળદર ન ફીટી જાય? માથે પડે નહિ, પકડાય નહિ છતાં લાખો રૂપિયા ઘરમાં આવીને પડે અને જીંદગીના બધા પ્રશ્નો ઉકેલાઈ જાય તો કેવું સારું? તેણે મનોમન વિચાર કર્યો, કંઈક યુક્તિ સૂઝી હોય તેમ માથું ધૂણાવ્યું અને થોડુંક હસ્યો. પણ તેના માર્ગમાં માત્ર એક જ મુશ્કેલી હતી અને તે એ કે અનામત ઓરડી અને લોખંડી તિજોરીની ચાવી મેળવવી. આ અનામત ઓરડીની ચાવી મેનેજર પાસે રહેતી અને લોખંડી તિજોરીની ચાવી હેડ કેશિયર પાસે રહેતી. આ બન્ને ચાવીઓ હાથ લાગે તો જ તેનું કાંય

સિદ્ધ થાય તેમ હતું. મેનેજર સાહેબનું તો જાણે ઠીક, સમજ્યા, ભલા માણસ હતા એટલે કોઇક વખત પણ ભલમનસાઇનો ઉપયોગ કરી લેવાય પણ હેડ કેશિયર તો જમાનાનો ખાધેલ હતો. તેની સાથે કામ લેવું તે જરૂ કઠણ ગણાતું. તેમાં યે વળી તેની સાથે રમત રમવી તે તો મહા કઠણ કામ હતું.

છતાં રામનાથે યુક્તિનો અમલ કરવા કમર કસી. તેના ભેજાને ખૂબ કસી જોયું અને તેનો ઉકેલ પણ તેણે શોધી કાઢ્યો.

( ૨ )

આજે બેન્કમાં રામનવમીની રજા હતી, રામનાથની ખોલી બેન્કના કમ્પાઉન્ડમાં હતી. તે અહીં એકલો જ રહેતો. મેનેજરનો બંગલો પણ બેન્કના કમ્પાઉન્ડમાં હતો. તે દિવસે ચાંદની રાતે મેનેજર બહાર લીમડા તળે પલંગ નંખાવી સુતો હતો. આછા પવનમાં તેની આંખ મળી ગઇ હતી. રામનાથ ચૌધરી ત્યાં આવી પહોંચ્યો. આજુબાજુ સર્વત્ર શાન્તિ હતી. મેનેજર ભર ઉંઘમાં હોય તેવું તેને લાગ્યું, ધીમે ધીમે બીલ્લી પગે આગળ વધ્યો. મેનેજર સાહેબના ખિસ્સામાં અનામત ઓરડીની લાંબી કૂંચી ડોકિયું કરી રહી હતી. રામનાથે ધીમે રહીને તે ખેંચી લીધી પછી તેણે પોતાના ખિસ્સામાંથી ચોસલાના આકારનો મીણનો ટુકડો કાઢ્યો અને પેલી ચાવી આ ચોસલા પર દબાવી દીધી. બરાબર સ્પષ્ટ છાપ પડી એટલે ચાવી ઉઠાવી લઇ મેનેજર સાહેબના ખિસ્સામાં બરાબર સાચવીને મૂકી દીધી. પણી જ થોડી મિનિટોમાં આ કાર્ય પતી ગયું અને તુરત જ રામનાથ ત્યાંથી ચાલ્યો ગયો.

એક કામ તો પત્યું. હવે બીજું કામ હેડ કેશિયર પાસે રહેતી લોખંડી તિજોરીની ચાવીની છાપ લેવાનું હતું. કારણ કે આ ચાવી હાથ ન આવે ત્યાંસુધી બધા પ્રયત્નો નકામા હતા. અનામત ઓરડીમાં જે અનામત ખાતાં હતાં તે બધાં ખાનાંની ચાવીઓ લોખંડી તિજોરીમાં મૂકવામાં આવતી. તેથી જ્યાં સુધી લોખંડી તિજોરી ન ઉઘડે ત્યાં સુધી ખાનાં ઉઘડી શકે તેમ નહોતું. રામનાથને ઘણી વખત હેડકેશિયર પાસે જવાનું બનતું પણ તે ચાવી બહાર તેના જોવામાં આવતી ન હતી. તેથી રામનાથના મગજ વાગતા નહતા.

એક વખત આબાદ મોકો મળી ગયો. હેડ કેશિયરે રામનાથને કંઇક કામે બોલાવ્યો, રામનાથ સલામ ભરી અદબથી ઉભો. તેટલામાં મેનેજર સાહેબે ઘંટડી મારી કંઇક જુદા કામે હેડ કેશિયરને તેમની ઓફીસમાં બોલાવ્યો. રામનાથને ત્યાં ઉભા રહેવાનું કહી હેડ કેશિયર મેનેજર સાહેબની ઓફીસમાં ગયો. રામનાથે જોયું કે પોતાને જે ચાવીની જરૂર હતી તે ત્યાં ટેબલ પર પડેલી હતી. થોડીક વાર રાહ જોઇને પણ હેડ કેશિયર જણાયો નહિ તેથી પેલું મીણનું ચોસલું ખિસ્સામાંથી બહાર કાઢી હેડ કેશિયરની ચાવી તેના પર બરાબર દબાવી દીધી. બરાબર છાપ પડી એટલે ચોસલાને ખિસ્સામાં મૂકી રામનાથ તે ચાવી સાથે પાછો ફર્યો. તે વખતે હેડ કેશિયર તે બાજુ આવતા જણાયા તેમની સામે જઈ રામનાથ કહેવા લાગ્યો. "શેઠ, સાહેબ, આ ચાવી, પેલા ટેબલ પર પડી રહી હતી." હેડ કેશિયરને તે ચાવી યાદ આવી. આભાર સાથે તે લઈ તેણે ખિસ્સામાં મૂકી. તે ચાવીનો ઉપયોગ રામનાથે શો કર્યો તે વિષે જરાપણ શંકા હેડ કેશિયરને આવી નહિ. તેથી ઉલટું તેની પ્રમાણિકતા અને ચોકસાઈ માટે તેને માન ઉપજ્યું.

( ૩ )

રામનાથનો એક બાલમિત્ર મુંબાઈમાં નોકરી કરતો હતો. તે માંદો છે અને તેને મળવા જવાની ખાસ જરૂર છે તેવું બહાનું

કાઢી રામનાથે અજવાળીયાની રજા મેળવી. અને પેલી ચાવીઓની છાપવાળું મીણનું ચોસલું લઈ તે મુંબાઈ આવ્યો. ચાવી ઉસ્તાદોને તે મળ્યો અને મીણના ચોસલા પર લીધેલી પર લીધેલી છાપના જેવી જ બે ચાવીઓ તેણે તૈયાર કરાવી દીધી. પોતાની યુક્તિ જરૂર સફળ થશે જ અને પોતે ઘણા થોડા સમયમાં ન માની શકાય તેટલો બધો પૈસાદાર થઈ જશે તેવાં તેને સ્વપ્નાં આવવા લાગ્યાં.

રામનાથને લાગ્યું કે આ યુક્તિમાં બીજા એક માણસની મદદ જોઈશે જ. બહારના કોઈને મેળવવો તેના કરતાં પોતાનો ભત્રીજો શો ખોટો? તેથી તે તેના ભત્રીજાને મળ્યો અને પોતાની આખી તદબીર કહી સંભળાવી. કાકાની વાત ભત્રીજાને પણ ગમી અને ઓછી મહેનતે ખૂબ પૈસાદાર થવાતું હોય તો શા માટે ન થવું તે વિચારે તે પણ જોડાયો. કાકો ભત્રીજો બન્ને બજારમાં ગયા અને એક સરસ જસતની લીલા રંગવાળી પેટી ખરીદી. આ પેટીમાં થોડીક નોટો અને સોનું ભરી, 'જયહિંદ' બેન્કમાં અનામત મૂકવા કાકાનો વિચાર હતો પણ ભત્રીજો નોટો અને સોનું લાવે ક્યાંથી? છેવટે તેમણે બનાવટી નોટો અને બનાવટી સોનું ઠીક ઠીક પ્રમાણમાં મૂકી બહારથી બરાબર બંધ કરી સીલ કરી, તેના પર મૂળ ધણીનું–ભત્રીજાનું નામ ઠામ લખી, કાકો અને ભત્રીજો બન્ને લાહોરમાં આવી પહોંચ્યા. અહીં આવીને 'જયહિંદ' બેન્કના મેનેજરને મળ્યા. મેનેજર સાહેબ બહુ સીધા, સાદા અને ભલા માણસ હતા. વળી રામનાથ જેવો જૂનો, જાણીતો અને પ્રામાણિક માણસ સાથે હોય તેની સાથે બહુ પૂછપરછ પણ શું કરવાની હોય. રામનાથે વિનંતિ કરી કે મારો ભત્રીજો મુંબાઈમાં નોકરી કરે છે, તેને કલકત્તા જવાનું થયું. તેથી તેની બધી રકમ આ પેટીમાં ભરી અનામત મૂકી જવા માગે છે. કલકત્તાથી પાછા વળતી વખતે તે આ પેટી પાછી લઈ જશે વગેરે વગેરે."

મેનેજર સાહેબને આ સીધી બાબતમાં ના પાડવા જેવું હતું જ નહિ. તેથી બેન્કના વહીવટ મુજબ તેની વિધિ કરી તે પેટીને અનામત-ઓરડીમાં મૂકવામાં આવી ત્યારે બીજી એક ચાવી રામનાથને પાછી આપી. આ પેટી અનામત ઓરડીમાં સહીસલામત મુકવામાં આવી છે તેવી પહોંચ પણ આપવામાં આવી. આ પ્રમાણે વ્યવસ્થા કરી રામનાથ પોતાની ખોલીએ આવ્યો. પેટીની

### સરકતી સંધ્યા

એકલી અટુલી મારે જાવું તું પાણીડાં
પાણીની ગાગરો ભરવી હતી,
ભરવી'તી ગાગરો ને ભરવાતાં બેડલાં;
માથે તે ઉંઢણી મુકવી હતી.—એકલી.

સંધ્યા સરકતીને આવી'તી આભમાં,
ઉષા સાગરમાં ડુબતી હતી,
ડુબતી'તી સાગરના ઘેરા પાણીમાં;
રશ્મિ ગાગર તો ઝીલતી હતી.—એકલી.

ઝમકતાં ઝાંઝરને કંકણ સૌભાગ્યનાં
સુરખી આનંદની તરતી હતી;
તરતી'તી નાવ–શી જાતાં એ વાટમાં
નીરે તે ચુંદડી ભીંજતી હતી.—એકલી.

મંન્દ્રાગતી ને વળી ભરતી'તી પગલાં
પગલે પગલે તે પાછુ જોતી હતી;
જોતી'તી આભમાંનાં કાળાં અંધારાં
અસુરી થવાથી હું તો ડરતી હતી.—એકલી.

શ્રી. વાસુ બ્રહ્મભટ્ટ

ચાવી અને પહોંચ તેણે પોતાની પાસે રાખ્યાં. પહોંચની પાછળ તેણે તેના ભત્રીજાની સહી કરાવી લીધી, જેથી જરૂર પડે ત્યારે દોડાદોડી થાય નહિ. ભત્રીજો તેજ રાતે મેઇલમાં મુંબઇ જવા ઉપડી ગયો.

આ વાતને ૭ મહિના વહી ગયા. રામનાથ પોતાની યુક્તિને સફળ કરવા અનુકુળ તકની રાહ જોયા કરતો પરંતુ તે તક હજી સુધી તેને મળી નહીં. તેટલામાં આ મેનેજર સાહેબની બદલી થઇ અને તેમની જગાએ નવા મેનેજર આવ્યા. નવા મેનેજર સાહેબ લ્હેરી અને જલસાના બહુજ શોખીન હતા. વારંવાર જલસા યોજાતા અને તેનો લાભ ચપરાસીઓને પણ મળતો.

નવા મેનેજરને અવ્યવસ્થા તરફ બહુજ સૂગ હતી. અનામત ઓરડીમાં અનામત પેટીઓ ગમે તેમ મૂકાએલી હતી. તેમાં વ્યવસ્થાનું નામનિશાન પણ નહોતું. તે તો આ ઓરડીમાં પેસતાંજ બબડી ઉઠયા કે "આ બધું શું ? જરાયે વ્યવસ્થાનું નામ નથી ! લોકોની આ પેટીઓ બરાબર ગોઠવી હોય તો તે ખ્યાલમાં તો રહેને!" તુરતજ પેટીઓને વ્યવસ્થિત ગોઠવી દેવા માટે ચપરાસીઓને હુકમ કરી દીધો. અને પોતે સીગારના ધૂમાડા કાઢતાં કાઢતાં એક ખુરશી નાખીને બેઠા અને બધું કામ જોઇ રહ્યા.

બેંકમાં જાહેર તહેવારની ત્રણ રજાઓ હતી. નવા મેનેજરે પહેલા દિવસે જલસો ગોઠવ્યો હતો, અને બેંકના સ્ટાફ ઉપરાંત શહેરના સંભાવિત સદ્‌ગૃહસ્થોને પણ નિમંત્રણ આપ્યું હતું. ચપરાસીઓ સવારનાખડે પગે હુકમો બજાવતા દોડાદોડી કરી રહ્યા હતા. જલસો લાંબી રાત સુધી ચાલ્યો. અને લગભગ એકાદ વાગે બધા વિખરાયા. ત્યાર પછી ચપરાસીઓ બધી વસ્તુઓને વ્યવસ્થિત કરવા અને ઠેકાણે મૂકવામાં રોકાયા ને લગભગ બેના સુમારે થાક્યા પાક્યા મોડી રાતે સૂના. શિયાળાની કડકડતી ઠંડીમાં ઠુંઠવાતા પડેલી ઉંઘમાંજ ઘસઘસાટ ઉંઘી ગયા.

રામનાથને આ રાતેજ પોતાની યુક્તિ સફળ કરવાની હતી. તેથી તેને ઉંઘ શાની આવે ? ઉંઘવા જેવો ડોળ કરી બધાંની સાથે તે પણ લાંબો થઇને સૂતો ખરો, પરંતુ બીજાનાં નસકોરાં બોલાતાં તેણે સાંભળ્યાં ત્યારે તે ઉઠયો. ચારે બાજુએ જોયું તો સુમસામ રાત્રી પસાર થતી હતી. દરવાજાની ચાવીઓ તો તેની પાસેજ રહેતી કોઇની પાસે લેવા જવું પડે તેમ ન હતું. દરવાજો ઉઘાડી તે અંદર દાખલ થયો. સુંબાઇ તૈયાર કરાવેલી એક ચાવી વડે તેણે અનામત ઓરડી ઉઘાડી, અંદર દાખલ થયો. અંધકારમાં ફરતા એકલવાયા ભૂત જેવો ભાસ થતો હતો. તેણે સાથે બેટરી રાખી હતી. તે આગળ વધ્યો. બીજી ચાવી વડે તેણે લોખંડી તિજોરી ખોલી અને તેમાંથી અનામત ખાનાંની ચાવીઓ કાઢી. તેણે વિચાર કર્યો કે નોટોનાં કાગળિયાં લેવામાં મઝા નથી. વટાવવા જતાં પકડાઇ જવાય તો ? રોકડા લેવાથી ભાર ખૂબ થાય અને ચોરીનો અર્થ સરે નહિ. તેના કરતાં ચોકસીઓનાં ખાનાં ઉઘાડી તેમાંથી સોનાની લગડીઓ લેવાય તો સારું. તેમ વિચાર કરી તેણે ચોકસીઓનાં ખાનાં ખોલવા માંડયાં. તેના મગજમાં સેંકડો તર્ક વિતર્ક થવા લાગ્યા. આ બધું અત્યારે ઘેર લઇ જાઉં ને કદાચ કાલે બૂમ પડે ને ઘરમાંથી પકડાય ત્યારે મારી શી દશા ? તેના કરતાં પ્રથમ કરેલા વિચાર પ્રમાણે ભત્રીજાની પેટી સોનાની લગડીઓથી ભરી દેવી અને પછી રીતસર પહોંચ બતાવી કાયદેસર લઇ જવામાં શો ગુન્હો છે ? આ પ્રમાણે વિચાર કરી પેલી સીલી પેટી વચ્ચેથી બહાર કાઢી ઉઘાડી અને ચોકસીઓના અનામત ખાનાંમાંથી સોનાની લગડીઓ લઇ પેલી પેટીમાં મૂકવા માંડી. જે પેટી પહેલાં એક માણસથી ઉંચકાતી તે હવે બે માણસોથી પણ ખસી ન શકે એટલો ભાર થયો. ત્યારે તેને ખૂબ

હર્ષ થયો. હવે તેને લાગ્યું કે લાખોની મિલ્કત થોડાક દિવસોમાં સીધી રીતે તેને મળી જશે. કોઇને તેની ખબર પણ નહીં પડે અને થોડીક મિલ્કત ભત્રીજાને આપતાં પણ પોતે ખૂબ પૈસાદાર માણસ બની જશે.

ખાનાં પ્રથમની માફક, હતાં તેમ બંધ કરી દીધાં. તે ખાનાંની ચાવીઓ તેણે પેલી લોખંડી તિજોરીમાં મૂકી દીધી. તિજોરી બંધ કરી અનામત ઓરડી બંધ કરી રામનાથ ઓફીસના ભાગમાં આવ્યો, ત્યારે તેણે ઘડીઆળમાં ચારના ટકોરા સાંભળ્યા. દરવાજો બંધ કરી રામનાથ કમ્પાઉન્ડમાં આવ્યો ત્યારે *બીજા ચપરાસીઓ ઘસ ઘસાટ ઉંઘતા* હતા ને મેનેજરના બંગલામાં પણ સંપૂર્ણ શાન્તિ હતી. દૂર દૂર માત્ર કુતરાં ભસી રહ્યાં હતાં.

( ૫ )

ત્રણ દિવસની બેંકની રજાઓ પૂરી થઇ અને ચોથે દિવસે બેંકે રીતસર પોતાનું કામ શરૂ કર્યું. લગભગ સાડાબારે નવા મેનેજર સાહેબ આવ્યા. અર્ધો કલાક પછી રામનાથ મેનેજર સાહેબની ઓફીસમાં દાખલ થયો અને તેના ભત્રીજાએ જે અનામત પેટી મૂકી હતી તે પાછી આપવા પહોંચ રજુ કરી.

કોણ જાણે કેમ પણ આજે મેનેજર સાહેબનું ચિત્ત બહુ વ્યગ્ર હતું. વિચારગ્રસ્ત ચ્હેરે આરામખુરશીમાં પડે પડે સીગારેટના ધૂમાડા કાઢી રહ્યા હતા. રામનાથને જોઇ ચ્હીડાયેલા ચ્હેરે બોલી ઉઠયા "કેમ કોની પેટી લેવા આવ્યો છું ?"

"સાહેબ, મારા ભત્રીજાની પેટી, તે આજે રાતના મેઇલમાં કલકત્તાથી આવવાનો છે ને તુરત જ બીજા મેઇલમાં મુંબાઇ જવાનો છે. આ પેટી મારે તેને પહોંચાડવાની છે."

રામનાથે સલામ કરી ઉપર મુજબ વિનતિ કરી.

નવા મેનેજરે પહોંચ હાથમાં લીધી, વાંચી પેટીનો નંબર જોયો, રામનાથના ભત્રીજાની સહી જોઇ અને તે મૂળ સહી સાથે સરખાવવા બીજા ચપરાસીને હેડક્લાર્ક પાસે મોકલ્યો. દસેક મિનિટમાં તે પાછો આવ્યો અને સહી બરાબર છે એમ જણાતાં નવા મેનેજરે રામનાથને કહ્યું: "ઠીક, તમારી પેટી શોધી કાઢીને લઇ જાઓ."

રામનાથ બીજા બે ચપરાસીઓને લઇ આગળ વધ્યો અને બીજી અનામત પેટીઓને ખસેડી લીલી પેટી બહાર કાઢવા માંડી. બે ચપરાસીઓથી ઉંચી ન થઇ ત્યારે રામનાથે તેને ટેકો કરવા માંડયો. આ તરફ નવા મેનેજરનું ધ્યાન ગયું. તેની વિલક્ષણ બુદ્ધિમાં કંઇક ચમકારો ચમકી ગયો. જ્યારે બધી પેટીઓને વ્યવસ્થિત રીતે ગોઠવી હતી ત્યારે તેને બરાબર યાદ હતું કે તે પેટીને એક જ ચપરાસીએ સ્હેલાઇથી ઉંચી કરી ગોઠવી હતી. તો આજે તેજ પેટી બે ચપરાસીઓથી પણ કેમ ઉંચી થતી નથી ? તેને કંઇક વ્હેમ પડયો. શંકાસ્પદ નજરે ફાટી આંખે તે જોઇ રહ્યો.

હજુ રામનાથ અને બીજા બે ચપરાસીઓ પેટી ઉંચી કરવા મથામણ કરતા હતા-ત્યાં નવા મેનેજર બોલી ઉઠયા:

"મહીના પહેલાં તો આ પેટી એક જ ચપરાસીએ ઉંચી કરીને મૂકેલી, તે આજે બે ચપરાસીઓથી પણ કેમ ઉંચી થતી નથી ? નીચે ઉતારો. (બીજા ચપરાસી તરફ જોઇ) જાઓ, હેડકેશિયરને બોલાવો, આ પેટી મારે તપાસવી પડશે."

હેડ કેશિયરને બોલાવવા જવાના બહાને રામનાથ બહાર આવ્યો અને છટકયો. તેની ધારણા ધૂળમાં મળી ગઇ. ઘણાં વર્ષો સુધી પ્રમાણિકપણે મહેનત કરી જાત તોડેલી ત્યાં છેવટની ઘડીએ આબરૂ ખોવાનો પ્રસંગ આવ્યો. તેનું નસીબ નંદવાઇ ગયું. ઘર તરફ ન વળતાં તેણે બીજો જ કોઇ માર્ગ લીધો અને કયાંયે અદ્રશ્ય થઇ ગયો. ઘણી શોધ કરવા છતાંયે તેનો કશો પત્તો ખાધો નહીં.

# વિદાય ક્ષણે



વ્યોમ ચીરીને ઝરમર ઝરતી,
વિશ્વનું ખાલી હૈયું ભરતી,
માનવ હૈયે હેલી મચવતી હતી રસછાયા.

બાલ્ય પ્રમાદને સુરમ્ય આંગણે,
ઉર સાગરને કાંઠડે આપણે
ધન્ય ચૈતન્યે મોહતી એ ક્ષણે મળેલ અણજાણ્યા.

દૈવે દીધેલા દિવ્ય આનંદે,
પ્રેમળ હૈયાં પ્રેમના બંધે,
બંધાઇ ઉરના વિધવિધ છંદે પ્રેમના રસ માણ્યા.

સખ્યથી શોકને હર્ષે ભુલાવી,
સુખ દુઃખ દયને ઉર ન લાવી,
કદમે કદમે તાલ મિલાવી, બાલ્યતા રથ તાણ્યા.

કોઇ દિ આ રસ ગોઠડી તુટશે,
અખૂટ આ રસ વ્હાણુ જ ખૂટશે,
યુગની ગાંઠ ક્ષણ એકમાં છુટશે એ દુર્ભાગ્ય ન જાણ્યાં,

આવી ઉભી એ ક્ષણ અણધારી,
ઘોર વિયોગનું દુઃખ દરનારી,
આપણું કોમળ ઉર વિદારી શાલાં તીક્ષ્ણ ભોંકાયાં.

શોકની છોળે વિશ્વને ભરતાં
નિશ્વાસ ઉના ઉરથી સરતાં
ખરખર આંખથી આંસુડાં ઝરતાં પ્રેમનાં પુષ્પ વિલાયાં.

શ્રી. શાન્તિલાલ અં. પાવસાર

# ગુજરાતની બુદ્ધિમાન વ્યાપારકુશળ મહિલા

# હરકુંવર શેઠાણી

લેખક : શ્રી. ડુંગરશી ધરમશી સંપટ

[ ગયા અંકથી ચાલુ ]

સંવત ૧૯૦૧ ના મહા માસમાં શેઠની ભાવના તાત્કાલિક ફલિત કરવાને બાવન જીનાલય સાથેનું વિશાળ દેરાસરજી બાંધવાનું ખાતમુહૂર્ત કરાવ્યું હતું. પરંતુ એકાએક શેઠનું અવસાન થવાથી, એ કાર્ય પરિપૂર્ણ કરવાનું કામ શેઠાણી હરકુંવર ઉપર આવી પડયું. તેઓ જાતે નકશાઓ જોતાં, ફેરફાર સૂચવતાં અને યોગ્ય સુધારા વધારા પણ કરતાં. તેઓ પતિના અવસાન પછી તેઓએ સાધુઓ અને સાધ્વીઓનો પણ સારો સંપર્ક સાધ્યો હતો. ધર્મને એઓ પ્રાણથી પણ વધારે ચાહતાં હતાં. શેઠાણીએ પતિના ધાર્યા કરતાં પણ વધારે મોટા પાયા ઉપર દેરાસરજીનો વિસ્તાર કર્યો. દરરોજ સવારે અને સાંજે પોતે એક એક કલાક જોવા આવતાં. મિસ્ત્રીઓને યોગ્ય સૂચનાઓ આપતાં અને બાંધકામ પર દેખરેખ રાખતાં.

એકે એક પત્થરમાં એમનો આત્મા ઊંડો ઉતરતો હતો. એકાદ વરસના અનુભવ પછી તેઓ મીસ્ત્રીઓને ઊંડી સાચી દોરવણી આપતાં હતાં. દેરાસરજીના સ્થાપત્યની તૈયારીઓ વિકાસ પામવા લાગી-કામ તડા-માલવા લાગ્યું. શેઠાણી કહેતા કે ' જીવનનો શું ભરોસો ? સારાં કામ તો તાકીદે પૂરાં કરવા સારા. ' તેઓ દીર્ઘદૃષ્ટિ વાપરીને અગાઉથી દરેક વસ્તુ મંગાવીને તૈયાર કરાવી રાખતાં હતાં. ગુજરાત-કાઠિયાવાડમાંથી પણ પુષ્કળ મિસ્ત્રીઓ બોલાવી મંગાવ્યા હતા. ગમે તેટલું નાણું ખર્ચીને પણ આ કામ જલ્દી પુરૂં કરવા રાત્રિદિવસ શેઠાણીને ચિંતા થવા લાગી. બે વરસમાં આ મહાન મંદિરનું કામકાજ પૂરૂં થયું સંવત ૧૯૦૩ ના મહા વદ ૫ ની પ્રતિષ્ઠાનું મૂહુર્ત આવતાં તે માટે મહાન તૈયારીઓ થઇ ગઇ. દેશદેશાવરના સંઘને તથા સાધુ-સાધ્વીઓને આમંત્રણ આપવામાં આવ્યાં. સગાંસબંધીઓ, સ્નેહીઓ, ઓળખીતાઓને બોલાવ્યાં. જૈન ધર્મના મહાન અગ્રેસરો. શેઠીઆઓ, વ્યાપારીઓને કંકોત્રી લખવામાં આવી. આગ્રહ, વિનવણીઓ, સત્કાર સાથે સહુને આમંત્રણો અપાયાં. અમદાવાદ મહેમાનોની વિરાટ મેદનીથી ભરચક બની ગયું. બહારથી એક લાખ માણસો પ્રતિષ્ઠામાં ભાગ લેવા આવ્યાં.

નિમંત્રણ આપવું સહેલું છે પરંતુ સૌની આગતા-સ્વાગતા, સૌની સંભાળ, ઉતારા, ભોજન અને અનૂકુળ સગવડો કરવી એ ભારે મુશ્કેલ છે. શેઠે નિયત કરેલા વારસદારો તેમજ પ્રેમાભાઈ શેઠ અને બીજા શેઠીઆઓએ આ સમયે ભારે સહકાર આપ્યો, પરંતુ દેખરેખનો ભાર હરકુંવર શેઠાણી ઉપર હતો. સંઘ માટે તૈયાર કરાવેલ તંબુ-રાવટીઓ ઉભા કરાવીને તથા વધારાના કલેકટરની મારફત અંગ્રેજો કરી, મીલટરીના તંબુઓ મેળવીને દિલ્હી દરવાજાથી તે છેક શાહીબાગ-ના મહેલ સુધી તંબુઓની હારો ને હારોથી પથરાએલ નગર વસી ગયું. ( જે ભાગ

અત્યારે પણ હઠીપરાના નામથી ઓળખાય છે. ) આ નવા નગરમાં સફાઇ કરવાની વ્યવસ્થા પણ કરાઇ, એક લાખ માણસોને સગવડ આપવીએ કંઇ સહેલી વાત નથી, શેઠાણી રાત દિવસ મહેનત લઇને બધી વ્યવસ્થા કરાવતાં હતાં. એમના વિશાળ વ્યવસ્થાજ્ઞાનની એ વેળા સારી કસોટી થઇ. આ વિશાળ મેદની માટે તૈયાર થતા ખાન-ભોગ ભરવાના વાસણોને સ્થાને શીરો ભરવાને અવેડા બંધાવ્યા હતા.

આ ભવ્ય દેરાસરજી તૈયાર કરતાં લગભગ આઠ લાખ રૂપિયાનો અને પ્રતિષ્ઠાની ધામધુમ અતિ મોટા પાયા ઉપર કરતાં તે પ્રસગે પણ પાંચેક લાખનો ખર્ચ કર્યાનું કહેવાય છે. કદાચ આ યુગના યુવાનોને આ ખર્ચ કરવો અનુકૂળ નહિ લાગે.

પરંતુ આવા હિસાબમાં સ્થિતિ, સંયોગ અને સ્થાનની દૃષ્ટિએ જોવાનું રહે છે. એક રજવાડું કે દેવ દરબારની કાર્યવાહીને આમ જનતાને કાટલે જોખી શકાય નહિ. હરકુંવર શેઠાણી સમજતાં હતાં કે લક્ષ્મી ચંચળ છે. તેનો દાન કે ભોગથી ઉપયોગ ન થાય તો અંતે વિનાશ જ થવાનો.' તેને ભોગની સ્પૃહા નહોતી. શેઠે ત્રણ લગ્ન કરવા છતાં .. સંતતી નહોતી. અને તેનાં નામ પણ ..ક પેઢીએ ભૂંસાઇ-ભૂલાઇ જાય છે. જ્યારે આવા તીર્થ-સ્થાપત્યથી આત્મ સાધના થાય છે અને યાવત્સંદ્રદિવાકરો ' નામ સ્મરણ રહે છે. આ રીતે તેની સાર્થકતામાં સંકોચ ન કરે તેમાં તેમની વિશિષ્ટતા હતી. કહ્યું છે કે:—

"નામ રહંતા ઠાકરાં, નાણાં નહિ રહંત
કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહિ પડંત."

ઉપરોક્ત કહેતીની વાસ્તવિકતા બતાવતું સદરહુ હઠીભાઇનું મંદિર આજે પણ અમદાવાદનાં સુંદર સ્થાપત્ય મંદિરનું એક છે. ખરેખર એ મંદિર એક અનોખું સ્થાપત્ય પ્રતિક છે.

આ ઉપરાંત સદ્‌ગત હઠીસિંહ શેઠના નામ સ્મરણાર્થે તેમના વડીલ બહેન રૂકિમણી શેઠાણીના હસ્તક શેઠના નામથી અમદાવાદમાં જાહેર હોસ્પીટલ ખોલવાને રૂા. ૫૧૦૦૦) કલેકટરને સોંપીને સહકારી બાંહેધરી નીચે શેઠ હઠીસિંહ કેશરીસિંહ સીવીલ હોસ્પીટલ ખોલાવી હતી, જે અત્યારે પણ અનેક દર્દીના આશીર્વાદ લઈ રહેલ છે. તેમજ અમદાવાદમાં ગુજરાત કોલેજ ખોલતાં તેમાં રૂા. ૧૦૦૦૦) શ્રી. રૂકિમણી શેઠાણી હસ્તક ભર્યા હતા.

બન્ને બહેનોમાં સારો સંપ હતો. તેઓ સાથે જ રહેતાં, જમતાં અને દરેક જાહેર સખાવતોમાં તેમજ ધરકામમાં હરકુંવર શેઠાણી તેના મોટાં બહેન રૂકિમણીને પૂછતાં ને તેમને યશ અપાવતાં હતાં. પરંતુ સત્ય-યુગમાં પણ રામચંદ્રજીની અપરમાતા કૈકેયીના માનસને દૂષિત કરનાર મંથરા નીકળી હતી, તો પછી આ કલિયુગમાં આ બન્ને શેઠાણીઓ વૈમનસ્ય કરાવનારનો ટોટો કેમ હોય ? એક વખત વિધ્નસંતોષી બાઇએ તક મળી જતાં રૂકિમણી શેઠાણી પાસે વાત છેડી:—

" હા, શેઠાણી, તમે મોટાં ખરાં, પરંતુ તમારૂં શું ચલણ છે ? બધું નાની શેઠાણીના હાથમાં છે. "

" મને હરકુંવર બધું પૂછે છે. મારી સંમતિ વગર કંઈ પગલું ભરતી નથી. "

" એ તો હાથીના દેખાડવાના દાંત છે, ચાવવાના જુદા હોય. તેમાં તમે શું સમજો ? "

" ના ના, તારી ભૂલ થાય છે. "

" હજી આવડાં મોટાં થવાં છતાં કાંઇ સમજો નહિ, તમને શું કહેવું ? લાખોનો વહીવટ હરકુંવર શેઠાણીના હાથમાં છે. તેનું ચારે કોર થાપ્યું થપાય અને ઉથાપ્યું ઉથાપાય છે. તેમાં તમને કોણ ઓળખે ?

પાણી છે, એ તો તમને રમાડે છે—રમાડે. તમે તમારૂં પોતાનું હિત સમજતાં નથી, હૈયાફૂટાં છો. મારે શું ? આ તો મારાં છો તે આ બધું જોઇને જીવ બળે છે. આ વાત મારે તમને નહોતી કહેવી છતાં કહેવાઇ જાય છે. તમને ગમે તેમ કરો. મારૂં નામ ન લેજો. નહિ તો મારા જેવા ગરીબ માણસને જીવવું ભારે થઇ પડશે. મારા સમ, બહેન કોઇને વાત ન કરતાં, હોં ! "

સાંસારિક સંયુક્ત કુટુંબમાં અસંતોષ વધારનારા અનેક સાચા ખોટા પ્રસંગ મળે છે. આજ સુધી જે ગમ ખાઇને આવા પ્રસંગો નિભાવી લેવામાં આવતા'તા તેમાં મંથરાઓના પ્રયત્નોથી ઘી હોમાયું. હરકુંવર શેઠાણીને પડખે પણ આવી મંથરાઓ ચડતી, પરંતુ એના વિશાળ સાગર જેવા હૃદય પાસે કોઇ અસર કરી શકતું નહિ. તેને ઉશ્કેરવાના પ્રયત્નો એ હવામાં તીરો મારવા જેવા નિષ્ફળ પ્રયત્નો હતા. પરંતુ રૂક્મિણીબાઇની થોડી વ્યવહાર કુશળતા અને અપંગપણાનો લાભ મંથરાઓ જરૂર લેતી હતી. ધીમે ધીમે અગ્નિને પવન નાખી પ્રજ્વલિત કરવામાં આવતો હતો. કુસંપ ધુંમાડાવાળા અગ્નિની પેઠે ધુંધવાતો હતો. ક્યારે ભડકો પ્રજ્વલિત થશે તેની રાહ જોવાતી હતી.

કોઇ કારણસર એક ધાર્મિક કામમાં રૂપીઆ ભરતી વખતે રૂક્મિણીની સલાહ લેવાનું હરકુંવરબાઇથી ભુલાઇ જવાયું. રૂક્મિણીબાઇએ લાગ જોઇ મ્હેણું માર્યું.

હરકુંવરબાઇને આ મહેણું ખટક્યું. બંને વચ્ચે સહેજ ચડભડાટ થયો. આ ઝેરી બીજ જમીનમાં રોપાઇ ગયું. હવે પરસ્પર ખાટાં મન થવાના પ્રસંગો વધવા લાગ્યા પરસ્પર અબોલા જેવું થઇ ગયું. હરકુંવર સ્થિતિ સમજી ગયાં. તેમણે આ સ્થિતિ સુધારવા પ્રયત્નો કર્યા, પરંતુ બહુ મોડું થઇ ગયું હતું. પડેલી તડ, પ્રયત્નો છતાં સંધાઇ નહિ. ફાટ પહોળી થતી ચાલી. હવે બંનેને રહેવા માટે જુદી જુદી સગવડ કરવી પડી. હરકુંવરને આનાં પરિણામો ભયંકર લાગ્યાં, પણ મનુષ્ય સંયોગોને આધીન હોવાથી ભાવી ઉપર છોડયા વિના બીજો ઉપાય રહ્યો નહોતો.

શેઠ હઠીસિંહની મિલ્કત વહેંચવાની વાતો ચાલવા લાગી. પ્રથમ વાતાવરણમાં પડઘા પડવા લાગ્યા, પછી ખરેખર માગણી કોર્ટ દરબારે વાત ચડવા સ્થિતિ આવી વડીલોની સલાહ લેવાઇ. વિસ્તૃત વેપાર-વ્યવહાર, ધંધાઓ તેમજ સ્થાવર જંગમ મિલ્કતોના ભાગો કરવા સહેલા નહોતા. દેશદેશાવરોમાં પથારો હતો. હરકુંવરને આવી રીતે જુદા થવું ન ગમ્યું. પરંતુ મનનો મેળ થઇ શકે તેમ નહોતું. તેઓની મુંબઇમાં મોટી મિલ્કત હતી. તે સંબંધી સંપૂર્ણ હકીકત એમને સમજવાની જરૂર હતી. બાકી તો સર્વ વહીવટ એમની આંગળીઓને ટેરવે હતો. હરકુંવર શેઠાણી માવિત્રે જવાનું બહાનું કાઢી, ઘોઘે પહોંચ્યાં. ત્યાંથી મુંબઇ જઇ બધી મિલકતની યોગ્ય વ્યવસ્થા અને સમજણ મેળવી લીધી. ચાર માસના પ્રવાસ પછી તેઓ પાછાં આવ્યાં. તેમણે વિભક્ત થવાની બધી તૈયારીઓ કરી રાખી.

સંવત ૧૯૦૮ ના એક સારો દિવસ જોઇ હરકુંવર શેઠાણી સાંજના પાલખીમાં બેસી તેમના ભાઇ નગરશેઠની હવેલીએ પહોંચ્યાં, વાળુ કરીને શેઠ પ્રેમાભાઇ મુખ-વિહાર કરતાં હિંચકે બેઠા હતા.

" આવો, આવો, હરકુંવરબહેન !, અત્યારે કેમ આવવાનું થયું ? "

" મારે જરૂરતું કામ છે. તેથી આવી છું, ભાઇ ! "

" શું છે કહો ? હું સાંભળવા તૈયાર છું. "

"મોટાં બહેન આજે તમારે ત્યાં રોકાયાં છે એમને બોલાવો એટલે કહું."

રૂકિમણી બહેન આજે પિયર આવ્યાં હતાં. તેમને બોલાવતાં તેઓ ત્યાં આવીને બેઠાં. હરકુંવરે અબોલા ભૂલી જઈ મોટાં બહેનને પ્રણામ કર્યા.

"હવે મોટાભાઇ, કોઇ પણ આપણને વિક્ષેપ ન નાંખે તેવી સગવડ કરી આપો મારે ઘણી ઘણી વાતો કરવી છે ?

'શેની વાતો કરવી છે બહેન, કાંઇક સમજણ તો આપો."

"એ પછી પહેલાં ખાનગી બેઠકની વ્યવસ્થા કરો."

શેઠે ઓરડાનું બારણું બંધ કર્યું. બહાર માણસ બેસાડયો.

"જુઓ મોટાભાઇ, મારૂં અને મોટી બહેનનું મન નિર્મળ છે. પણ અમારા બંનેના હિતરવીઓ જુદાઇના રસ્તે અમને દોરી જાય છે. હવે કોઇ રીતે આમાં બીજો ઉપાય મને જોવામાં આવતો નથી. એટલે છૂટા થવું એ વાત નક્કી છે. બાકી રહી મિલ્કતની વહેંચણી. તે સંપ સલાહથી થવી જોઇએ. ત્રીજા કાનને સાંભળવાની જરૂર નથી. તમારામાં અમારો બંનેનો વિશ્વાસ છે, તો તમે વહેંચણી કરી આપો. હું તમને લખી આપવા તૈયાર છું."

"આવડું મોટું કામ મારા એકલાથી ઉપડી શકે નહિ. તમારા તરફથી બીજો કોઇ પંચ જોઇએ, બહેન !"

"મેં પહેલેથી જ કહ્યું છે કે ત્રીજા માણસનું આમાં કામ નથી. હું ચાલી ચલાવીને ભાઇને ઘેર આવી છું. ભાઇ, મને એટલી ભીખ નહિ આપો ?

"વહીવટ ઘણો મોટો છે બહેન ? ચોપડા તપાસવા પડશે. કિંમતો કરાવવી પડશે. સ્થાવર મિલકતો ઘણી છે. તે પણ અંકાવવી પડશે.

"તમારે કાંઇ પણ કરવું નહિ પડે. અહીં બેઠે સર્વે વ્યવસ્થા એક પળમાં થઇ શકશે. તમે માત્ર અહીં બેસી અમને બંનેને યોગ્ય સલાહ અને દોરવણી આપજો એટલે અહીં જ બધું પતી જશે."

"એ કેમ બને ? આ કાંઇ બચ્ચાંનો ખેલ નથી, બહેન ?"

"અરે મોટાભાઇ આવી ઢીલી વાતો શું કરો છો ? જુવો આ વહી વાંચો-આમાં અમારી દેશ-દેશાવરની સંયુક્ત મિલ્કતોની યાદી છે. એમની આંકણી વ્યાજબી રીતે કરાવી કિંમત માંડી છે. નીચે દેશ દેશાવરો ખાતેના માલની કિમ્મત વિગતવાર લખી છે. તેની નીચે ઉઘરાણીના બાકી નાણાંની વિગતવાર તપસીલ છે. પેઢીઓના ફરનીચરની કિંમત પણ નક્કી કરી છે. અહીંના ઘરનાં ફરનીચર અને દરદાગીના એમાં ગણ્યાં નથી, કેમકે તે જેની પાસે હોય તે બંને ભોગવે જુઓ, આમાં કાંઇ પૂછવા જેવું છે ? મેં પોતાના હાથે બનતા સુધી ચોક્કસ કરીને લખ્યું છે."

અનુભવી નગરશેઠની વેપારી બુદ્ધિએ વહી બારીકાઇથી વાંચી જોઇ. હઠીસિંહ શેઠના કારભાર સંબંધી પ્રેમાભાઇ શેઠને ઘણી હકીકત જાણવા-જોવાને તક મળી હતી. બંહેનોના કંકાસ પછી ઘણું પુછપરછ કરી જાણ્યું હતું. પરંતુ હરકુંવરે તૈયાર કરેલી યાદી જોવાથી તે છકક થઇ ગયા. તેમાં એવું ઘણું હતું કે જે તે જાણી શકેલ નહોતા. એમણે યાદીનાં પાનાં બે કલાક સુધી ચીપી ચીપીને ફરી ફરી વાંચ્યાં બધું નિયમિત અને વ્યવસ્થાસર નોંધેલું હતું:

"નાની બહેન, હજી સુધી મેં એવો મુનીમ જોયો નથી, કે આવી સફાઇબંધ અને ચોકસાઇવાળી વહી તૈયાર કરે. હવે તારૂં શું કહેવું છે ?"

" મારે શું કહેવાનું હોય મોટાભાઇ ? આ બીજો કાગળીઓ લ્યો, એમાં મિલ્કતોની વહેંચણી એસમાન ભાગે મારી ટૂંકી બુદ્ધિ પ્રમાણે કરી છે. આમાં બધી અમારી મિલ્કતો નોંધેલી છે. તમે એ અમારા ચોપડાઓ જોઇ ખાત્રી કરી શકો. આ મિલ્કતોના બે ભાગ-માંથી એક ભાગમાં વહીવટ ધંધો અને અમુક મિલ્કત અને રોકડ જાય છે. બીજા ભાગમાં બધી સ્થાવર મિલ્કતો અને થોડી રોકડ છે. આમાં રૂકિમણી બહેનની ઇચ્છા જો વહીવટ અને રોકડ સંભાળવાની હોય તો તે પણ લઈ શકે છે. અને સ્થાવર મિલ્કતો સંભાળવી હોય તો તે પણ તેમને છૂટ છે. મોટાં બહેન આ બંને ભાગોમાંથી એમની ઇચ્છા થાય તે કોઈ પણ ભાગ લઇ શકે છે"?

ગંભીર ભાવથી નગરશેઠે ખત લઇ લીધું. આમાં અધી અર્ધ વહેંચણી કરવાની ગોઠવણ જેમ બને તેમ સફાઇ અને નિષ્પક્ષપાત ભાવે કરવામાં આવી હતી. નગરશેઠે દરેક મિલ્કત અને વહીવટને અંગે બારીક ઉલટપાલટ તપાસ કરી લીધી. દરેકના જવાબો સંતોષ-કારક અને પૂરી વિગત સાથે મળ્યા. વિગતો પૂછતાં પૂછતાં અને જવાબ દેતાં સવારના પાંચ વાગ્યા. વચમાં રૂકિમણી બહેન કાંઇક હકીકતો થોડી થોડી જણાવતાં હતાં. નગર-શેઠે રૂકિમણીનો હાથ ઝાલી બીજા ઓરડામાં તેડી જતાં હરકુંવરને કહ્યું, ", નાની બહેન, હાતમુખણી, દેહદર્શન, સેવા પૂજા કરી લ્યો; હું તથા રૂકિમણી થોડી વાત ચીતો કરી આવીએ. અરે છોકરીઓ, નાની ફઇને બધી સગવડ કરી આપો; ફઇબા આજે અહીં જ જમશે !

" બહેન, હું બધું સમજી ! હવે શું કરવું છે ? "

" ભાઈ, જેમ તમને મારા હકકમાં ફાયદો લાગે તેમ કરો. હું તો અપંગ રહી. "

"છતાં તું બધું સમજે છે. આવા મોટા વહીવટમાં બધું તો સરખું ક્યાંથી વહેંચાય, છતાં હરકુંવરે સારી વહેંચણી કરી છે."

"જો તમને વ્યાજબી લાગતું હોય તો મારે નાહકનો ઝગડો કરવો નથી."

"આ વહેંચણી સંજોગો જોતાં મને યોગ્ય લાગે છે. તું શું લઈશ? વહીવટ કે મિલકતો?"

"વહીવટ–વેપાર મારાથી કેમ સંભાળાય? હું અપંગ છું. છોકરો (દત્તક) નાનો રહ્યો. દેશાવરોનું કામ મારાથી નહિ થાય."

"ખરું છે. તું સ્થાવર મિલકતો લે એમ હું પણ ઇચ્છું છું. મિલકતો બહુ કિંમતી છે. ભલે ફારગતીઓ લખાવી લે."

"ભાઇ, જેવી તમારી મરજી."

હરકુંવર દેવદર્શન કરીને ભાઇ પાસે આવ્યાં. એટલે પ્રેમાભાઇ શેઠે નાની બહેનને આવકાર આપી કહ્યું.

"નાનીબહેન, મેં રૂક્મિણી સાથે વાત કરી છે. વહીવટ તારે સંભાળવો, મિલકતો રૂક્મિણીના ભાગે રહે. ફારગતીઓ લખાવી લેજો, બહેન!"

"પાછળ શા માટે? હમણાં તમે લખી આપો. એમાં વકીલોનું કામ નથી."

"ફારગતીઓ લખાઇ ગઇ. એમાં સહીઓ પણ થઇ ગઇ. મોટા મુનીમ અને નગરશેઠની સાક્ષીઓ થઇ. એને રજીસ્ટર કરાવવા અને મિલકતોનાં કાગળીયાં–ઓસરીયાં નામે ચઢાવવા મુનીમોને સૂચનાઓ અપાઇ. એક જ દિવસમાં વહીવટની વહેંચણી થઇ ગઇ.

રૂક્મિણી શેઠાણી પ્રજ્ઞાચક્ષુ હોવા છતાં પોતાના પતિની મિલકતમાંથી મોટી રકમો ખર્ચવાને પોતાની શોકયને સંમતિ આપી હતી, આ ઉપરાંત સં. ૧૯૧૫ ના વૈશાખ સુદ ૧૪ ને રવિવારે રૂક્મિણી બાઇની માંદગી વધી જતાં તેમણે અંતિમ સમયે ધર્માદામાં રૂ. ૫૦૦૦૦ અને સગાંસંબંધીઓને રૂ. ૧૦૦૦૦ આપવાને હરકુંવરને ભલામણ કરી, અને પરસ્પર ખમતખામણાં કરીને નિર્મળભાવે સ્વર્ગગમન કર્યું હતું. આ પ્રસંગે તેમનાં ભાઇ નગરશેઠ પ્રેમાભાઇ હેમાભાઇએ પોતાના પંદરથી પાંચ હજાર રૂપિયા બહેનના પુણ્યાર્થે ધર્માદામાં ખર્ચ્યા.

હરકુંવર બાઇએ ધંધાવેપારનો વહીવટ સંભાળી લીધો. એમાંથી તેમણે સારો લાભ મેળવ્યો. લાખો રૂપિયાનો નફો અફીણ અને રેશમના વેપારમાંથી મળતો હતો. શેઠાણી હવે પાકા અને જુના વેપારી બન્યાં હતાં. સં. ૧૯૨૦ સુધી વેપાર ચાલુ હતો. શા માટે બંધ કરવો પડયો તે ચોક્કસ જાણવામાં આવ્યું નથી. પરંતુ પેદાશ જેમ વધવા માંડી તેમ તેમ તે ધર્માદામાં વાપરવા માંડી. પતિએ આપેલ મૂડીમાંથી જે વધે તે ધર્માદામાં વાપરવું એવો શેઠાણીનો પાકો નિર્ણય હતો.

હરકુંવરબાઇ બહુજ હિંમતવાન હતાં. ધર્મના વાતાવરણમાં ઉછરેલાં અને ધાર્મિક શિક્ષણ તેમજ સાધુસાધ્વીઓના સંસર્ગમાં બાલ્યકાળ અને પ્રૌઢાવસ્થા વીતાવનાર હરકુંવર શેઠાણીએ ઉત્તરાવસ્થામાં અનેક દેરાસરોનો જીર્ણોદ્ધાર કરાવવામાં લાખો રૂપિયા આપ્યા હતા. તેઓ ભારે ઉદાર હતાં. તેઓ દર બીજે ત્રીજે વર્ષે જાત્રાએ જતાં. તેમણે સિદ્ધાચળનો સંઘ કાઢયો ત્યારે શત્રુંજય ચડતાં હીંગલજના હડાનું ચઢાણ મુશ્કેલ હોવાથી ઘણા લોકોને ચડતાં અગવડ પડતી, તે તેમણે મોટો ખર્ચ કરી પગથિયાં બંધાવી દૂર કરી. માંડવીની પોળમાં ને ટંકશાળમાં દેરાસરજી બંધાવવા માટે એમણે લાખો રૂપિયા ખર્ચેલા હતા. ફતાશાની પોળના દેરાસરજીનો જીર્ણોદ્ધાર કરતાં કહેવાય છે કે એમણે લગભગ પોણા બે લાખ રૂપિયા ખર્ચ્યા હતા. અને તે બધામાં પોતાના પતિનુ નામ જોડાવ્યું હતું. ટંકશાળમાં

શેઠના નામથી કન્યાશાળા ખોલી અને સંવત ૧૯૨ ના દુષ્કાળ પ્રસંગે સરતા અનાજની દુકાન ઉઘાડી, ને તેના નિભાવમાં સીત્તેર હજાર રૂપિયા ખર્ચેલા હતા તેવી નોંધ મળે છે.

આ ઉપરાંત તેમણે ઠેઠ સમેતસિખરજી (બંગાળ)નો સંઘ અજબ હિંમતથી કાઢ્યો હતો. તેમની વ્યવસ્થાશક્તિ બહુ જ ઊંચા પ્રકારની હોવાથી તેઓ આગમચેતીથી સર્વે તૈયારીઓ આગળથી કરાવતાં હતાં. તંબુ અને રાવડીઓની ખેપડી જોડી રાખી આગળના મુકામે તૈયારી રખાવતાં, ભોજન, ભાડાં, આરામ અને રોગીની સારવાર માટે પણ વ્યવસ્થા રાખેલી હતી; બધા હુકમો શેઠાણી જાતે આપતાં હતાં રેલ્વે નહોતી એટલે ગાડામાં મુસાફરી કરવી પડતી હતી. નદી નાળાં ઓળંગવાં, ગામડાઓમાંથી વસ્તુઓ ભેગી કરવી, અગાઉથી રસ્તાઓનું સમારકામ કરાવવું, ચોકીપહેરો લેવાં, અધિકારીઓ પાસેથી રક્ષણપત્રો મેળવવાં એવાં એવાં અનેક કામો શેઠાણીની હિંમતથી પુરાં થતાં હતાં. સમેતશિખરજીની યાત્રા દૂર હોવાથી તે પ્રવાસમાં મહિનાઓ લાગ્યા હતા. શેઠાણીના સંઘનો ભપકો બહુ ભારે હતો. કોઈ મહારાણી યાત્રાએ નીકળે તેવો ગૌરવવંતો ઠાઠ હતો. ઘોડા, પાયદળ, પાલખીઓ, સીપાઈઓની હારો ને હારો પ્રવાસમાં સાથે હતી.

શેઠાણી હરકુંવરબાઈ બહુ સમજુ હતાં. પરંતુ તેમનો સ્વભાવ આકરો હોવાથી તેઓની પાસે કોઈ જેવો તેવો ટકી શકતો નહિ. પતિએ પોતાના ભત્રીજા મગનભાઈને ખોળે બેસાર્યા હતા, પરંતુ બન્ને વચ્ચે મનની એકયતા સ્થપાઈ નહિ. સ્વભાવ બંનેના ગરમ હોવાથી કંકાશ થવા લાગ્યો, આથી મગનભાઈ પોતાનો હક્ક મૂકીને પૈતૃક સંપત્તિના ભાગીદાર બન્યા. તે પછી શેઠનાં બહેનનાં પુત્ર ઉમાભાઈને દત્તક લીધા. ઉમાભાઈને ત્રણ વખત પરણાવ્યા હતા. એમની પહેલી પરણેતર સાથે એમને હંમેશાં અબોલા હતા છતાં તેમના તરફની રખાવટમાં સમભાવ જાળવી રાખ્યો હતો.

નામદાર સરકારે આ બાઈની સખાવતોથી પ્રસન્ન થઈ, એમને ' નેકનામદાર સખાવતે બહાદુર 'નો ઈલ્કાબ આપ્યો હતો. ( તે વખતે ચાલુ હતો ) આ ખ્રિતાબ એક સ્ત્રીને મળ્યો એ અતિ મહત્તનો પ્રસંગ હતો.

ફતાસાની પોળ સામેના રસ્તા ઉપર હરકુંવરબાઈની હવેલી અત્યારે પણ તેમની સમૃદ્ધિ અને શિલ્પકળાનો ખ્યાલ આપતી નજરે પડે છે. તેની નીચે જાતજાતના દુકાનદારોની દુકાનો છે.

હરકુંવરબાઈ ગુજરાતની પુત્રી હતી. ગુજરાતને એણે ઉજળું કર્યું છે. ધન્ય છે એ મહાભાગ્યશાળી બાઈને ! ( સંપૂર્ણ )

---

## ...ને બદલે

હરિ સ્નેહ સુધા રસપાન કરૂં, પ્રભુ ! તુચ્છ વિષય સુખને બદલે,
જન સર્વ પ્રતિ સમદૃષ્ટિ વહે, વિભુ ! અન્ય અને નિજને બદલે;
મન, વાણી અને કૃતિમાં રહું એક જ, ભિન્ન કૃતિમતિને બદલે,
એક જ તત્ત્વ અનન્ત વહું, વિભુ ! પંચ મહાભૂતને બદલે.

શ્રી. પો. જ. ત્રિપાઠી

**૨ મૂળભૂત હક્કો**

બંધારણવાદી સમાજમાં માનવ સમાનતાના ધોરણે. કોઇપણ પ્રજાજનને તેના મૂળભૂત હક્ક નકારી ન શકાય. અને આ દેશમાં સ્ત્રીઓને તેમના એવા એવા કેટલાક હક્કો નકારવામાં આવેલા છે, તેથી અ. હિં. મ. પ. ભારપૂર્વક કહે છે કે:—

(ક) દરેક પ્રજાજન—ગમે તે ન્યાત માન્યતા કે જાતિ (લિંગ)નું હોય તો—કાયદાની નજરે તે સમાન છે; અને,

(ખ) કોઇપણ પ્રજાજનને જાહેર નીમણૂંક વખતે, કે સત્તા અથવા માનના સ્થાન માટે, કે ધંધા રોજગારની બાબતમાં, તેના ધર્મ, ન્યાત માન્યતા કે જાતિને કારણે, બાકાત ન રાખી શકાય

**૩ નાગરિક હક્કો.**

હાલનું મતનું ધોરણ છે તેમાં કુલ વસતીની ઘણી નાની સંખ્યાને—ખાસ કરીને, સ્ત્રીઓની ઘણી નાની સંખ્યાને—મત આપવાનો હક્ક છે, તે ધોરણ અમને માન્ય નથી; વળી મિલકતદાર મતદારની પત્ની તરીકે સ્ત્રીને મત આપવાનો જે ખાસ હક્ક આપવામાં આવ્યો છે તે પણ અમને માન્ય નથી; તેથી અ હિં. મ. પરિષદ્ ભારપૂર્વક છે કે:—

(ક) દરેક સ્ત્રી અને પુરૂષ એકવીસ કે મોટી વયનું હોય, અને કાંઇ ખાસ કારણસર તેને મતદાર તરીકે બાતલ કરેલું ન હોય, તેને પ્રાંતિક અને મધ્યસ્થ ધારાસભાઓમાં સુધરાઇ અને બીજી સ્થાનિક સંસ્થાઓની ચુંટણીઓમાં મત આપવાનો હક્ક હોવો જોઇએ; અને

(ખ) ધારાસભાઓમાં, સુધરાઇઓમાં, સ્થાનિક સંસ્થાઓમાં તેમજ સરકાર જે જે સમિતિ, પરિષદ્ મંડળ કે પ્રતિનિધિ મંડળ દેશની સેવાને માટે કે પરદેશનાં કાર્ય માટે નીમે તેમાં સ્ત્રીઓને નીમાવાનો પૂરો હક્ક છે

**૪. કેળવણી**

અજ્ઞાનરૂપી બંધનમાંથી સ્વતંત્રતા મેળવવી તે ખૂબ આવશ્યક છે. જ્ઞાનરૂપી સ્વતંત્રતા વિના કોઇપણ વ્યક્તિ કે પ્રજા પ્રગતિ કરી શકે નહિ; અક્ષરજ્ઞાનના આંકડા ઉપરથી જણાઈ આવે છે કે આખા દેશની વસતીના માત્ર તેર ટકા અને દેશની સ્ત્રીઓની સંખ્યાની માત્ર બે જ ટકા અક્ષરજ્ઞાન પામેલો છે, એટલે જ્ઞાનરૂપી સ્વતંત્રતાનો મૂળભૂત હક્ક પણ આપણા દેશનાં લાખો સ્ત્રી પુરુષોને નકારવામાં આવેલો છે; વળી જે થોડી ઘણી કેળવણી આપવામાં આવે છે પણ એવી ખામી ભરેલી છે કે આપણા લોકોના સાંસ્કારિક, બૌદ્ધિક, શારીરિક અને આધ્યાત્મિક વિકાસને મદદરૂપ નથી પડતી, આથી અ. હ. મહિલા પરિષદ્ માગે છે કે:—

(ક) હાલની કેળવણીની પદ્ધતિ બદલીને દેશને જરૂરિયાત મુજબ, નવેસરથી શિક્ષણ પદ્ધતિ ઘડવી જોઇએ;

(ખ) સ્ત્રી અને પુરુષની નાગરિક તરીકેની ફરજો સરખી જ છે માટે બંનેની કેળવણીમાં મૂળભૂત કશો તફાવત ન હોવો જોઇએ,

(ગ) (૧) શરૂઆતની (૨) પાયાની, (૩) માધ્યમિક, (૪) ધંધાદારીની, (૫) ઉચ્ચ અને (૬) પ્રૌઢ કેળવણી તે શિક્ષણ પદ્ધતિ મહત્વનાં અંગો છે. અને પહેલેથી છેલ્લે સુધીની કેળવણી પ્રાંતિક ભાષા દ્વારા આપવી જોઇએ.

(ઘ) પાયાની કેળવણીમાં સાત વર્ષનો ક્રમ હોવો જોઇએ સાતથી ચૌદ વર્ષની વયનાં છોકરાછોકરીઓને મફત અને ફરજિયાત શિક્ષણ મળવું જોઇએ

(ઙ) ખાસ કરીને સહશિક્ષણ, સાધનો અને મકાનની તંગીને કારણે, શરૂઆતથી તે છેવટ સુધી રાખવું જોઇએ કેટલાક લોકો-

ને સહશિક્ષણ વિરુદ્ધ પૂર્વગ્રહ છે તે દૂર થતાં સુધી જોઈએ તો માધ્યમિક શિક્ષણમાં છોકરા છોકરીની અલગ શાળાઓ કરી શકાય;

(ચ) બાળલગ્ન, બાળકો પાસે મજુરી કરાવવાની પ્રથા, પડદાનો રીવાજ અને અસ્પૃશ્યતા એ તો બધા, કેળવણીના ખાસ કરીને સ્ત્રી કેળવણીના અવરોધરૂપ હોવાથી, સરકારે કાયદાનો આશરો લઈને પણ એ અનિષ્ટો તાત્કાલીક નાબુદ કરવા પ્રયત્ન કરવો જોઈએ;

(છ) કેટલાંક ગરીબ માબાપ પોતાની કન્યાઓને આર્થિક કારણોસર નિશાળે મોકલતાં નથી, તો સરકારે તેવી કન્યાઓને શિષ્યવૃત્તિ, પાઠ્યપુસ્તકો તેમજ બીજાં સાધનો આપી ઉત્તેજન આપવું જોઈએ;

(જ) કેટલીક કન્યાઓ હોંશિઆર અને બુદ્ધિશાળી હોવા છતાં ફરજિયાત શિક્ષણનો સમય પૂરો થઈ ગયા પછી આગળ અભ્યાસ આર્થિક કારણોસર કરી શકતી નથી તો સરકારે તેમને શિષ્યવૃત્તિ, ફાળો, પાઠ્ય પુસ્તકો વગેરે આપી ઉત્તેજન આપવું જોઈએ;

(ઝ) કસરત અને રમતો દ્વારા શારીરિક શિક્ષણનો સમાવેશ દરેક શાળાના અભ્યાસ ક્રમમાંજ થવો જોઈએ;

(ઞ) માધ્યમિક શિક્ષણમાં અનેક તરેહના શિક્ષણની છૂટ હોવી જોઈએ અને વિશ્વવિદ્યાલય કે બીજા પરીક્ષક મંડળોના નિયમોથી જોડાયેલા કે બંધાયેલા ક્રમ ન હોવા જોઈએ;

(ટ) જેમને માધ્યમિક શિક્ષણ લેવું હોય તેમને તે સહેલાઈથી મળી શકે માટે માધ્યમિક શાળાઓ મોટી સંખ્યામાં થવી જોઈએ;

(ઠ) સ્ત્રીઓને ધંધાદારી શિક્ષણની સગવડ મળે તે માટે ધંધાદારી શાળાઓ મોટી સંખ્યામાં થવી જોઈએ;

(ડ) મોટી સંખ્યામાં સ્ત્રી પુરુષો ઉચ્ચ શિક્ષણ લઈ શકે તે માટે પ્રાદેશિક વિશ્વવિદ્યાલયો થવાં જોઈએ;

(ઢ) લલિતકલા, સંગીત તેમજ ગૃહવિજ્ઞાનનું શિક્ષણ વિશ્વવિદ્યાલયના ક્રમમાં હોવું જોઈએ;

(ણ) શિક્ષણ સંસ્થાઓનો લાભ લેવાની સગવડ ખાતર સ્ત્રીઓ માટે છાત્રાલયો હોવા જોઈએ;

(ત) શિક્ષિકાઓની માંગ વધી જશે માટે તેમને તૈયાર કરવા માટે મોટી સંખ્યામાં અધ્યાપન શાળાઓ થવી જોઈએ; અને વધારે સંખ્યામાં સ્ત્રીઓ શિક્ષિકાઓ થાય તે માટે શિષ્યવૃત્તિઓ અને ફાળીની વ્યવસ્થા થવી જોઈએ; શિક્ષિકાઓનું જ્ઞાન કટાઈ ન જાય તે માટે નિશ્ચિત સમયે તેમને માટે તાજગી refresher વર્ગો થવા જોઈએ;

(થ) વધારે શિક્ષિત સ્ત્રીઓને ધંધામાં આકર્ષવા માટે સ્ત્રી શિક્ષિકાઓના પગારનું ધોરણ સુધારીને તેમને રહેવા માટે મકાનની વ્યવસ્થા કરીને તેમજ તેમને સગર્ભાવસ્થા તેમજ પ્રસુતિ સમયની રજા, પગાર વગેરે સગવડ અને સામાજિક વીમા યોજનાનો લાભ આપીને એકંદર તેમના ધંધાનું સ્થાન ઉંચું લાવવું જોઈએ;

(દ) પ્રાથમિક માધ્યમિક તેમજ બીજી દરેક જાતની કેળવણી આપતી સંસ્થાને પોતાનું મકાન હોવું જોઈએ;

(ધ) ગામડાની પ્રૌઢ સ્ત્રીઓના શિક્ષણ માટે ખાસ સગવડ સરકારે કરવી જોઈએ, ડેનમાર્ક દેશમાં જે રીતે, તેમને માટે રહેવા કરવાની સગવડ સાથે લોક શાળાઓ હોય છે તેવા પ્રકારની લોક શાળાઓ સરકારે ચલાવવી જોઈએ;

(ન) પ્રૌઢ શિક્ષણના ક્રમમાં પોષણ વિજ્ઞાન

સાથે આરોગ્ય શાસ્ત્ર તેમજ નાગરિકશાસ્ત્રનો સમાવેશ હોવો જોઇએ; વળી, આદર્શ મકાનો, આરોગ્યશાસ્ત્ર, સ્વચ્છતા, બાળઉછેર, સ્વચ્છ અને પુષ્ટિકારક ખોરાક, આદર્શ રસોડાં અને બાગબગીચા વગેરે ગ્રામજીવનની જરૂરીયાતોના વિષયોનું સારું સહેલી ભાષામાં જ્ઞાન આપી શકે એવા ભાષણકારોવાળાં ફરતાં પ્રદર્શનોની ગોઠવણ કરવી જોઇએ;

(૫) જે જે ગામડામાં નિશાળ હોય ત્યાં ત્યાં એક પુસ્તકાલય અને એક વાચનાલય હોવું જ જોઇએ,

(૬) લોકોના સંસ્કારશિક્ષણમાં મદદ કરવા ખાતર સરકાર તેમજ સુધરાઇએ લોકો નવરાસના સમયનો ઉપયોગ કરે તે માટે મધ્યસ્થ પુસ્તકાલય, કલાનિકેતનો, સંગ્રહસ્થાનો તેમજ લોકનાટ્યગૃહો સ્થાપવાં જોઇએ; (ક, ખ, ગ અને ઘની નોંધઃ—પાયાની કેળવણીની યોજના હિંદની જરૂરીયાત પૂરી પાડે એમ લાગતું હોવાની અ. હિં. મ. પરિષદે સાર્જન્ટ યોજનાને ટેકો આપ્યો છે, પરંતુ, સરકારે હજુ સુધી કોઇ પણ સ્થળે સાર્જન્ટ યોજના અમલમાં નથી મુકી, તેમજ એ યોજનાની મુળરૂપ જે વર્ધા યોજના છે તેને પણ નહિ જેવું જ ઉત્તેજન આપ્યું છે તે દીલગીરીની વાત છે.)

૫ તંદુરસ્તી

દરેક પુરુષ, સ્ત્રી અને બાળકની તંદુરસ્તી તે કોઇપણ પ્રજાની મોટામાં મોટી થાપણ છે અને આપણા દેશનું એકંદર મરણ પ્રમાણ તેમજ સુવાવડી સ્ત્રીનાં મરણ પ્રમાણ અને બાળ મરણના આંકડા જોતાંથી જણાઇ આવે છે કે આપણે ત્યાં પ્રજાની તંદુરસ્તી ઉંડ ખરાબ છે, અને તે માટે કાંઇ ઉપાય થવા જ જોઇએ, માટે અ. હિ. મ. પ. માંગણી કરે છે કેઃ—

(ક) આખા દેશમાં મફત દાક્તરી મદદ, દાક્તરી સારવાર અને દાંતના રોગો માટેની સારવાર તેમજ રોગોનાં તપાસની સગવડ માટે એક મોટી યોજના થવી જોઇએ;

(ખ) સગર્ભા સ્ત્રીની મફત તપાસ, બાળ સંરક્ષણ સંસ્થાઓ, સુવાવડ ખાતું અને પરિચારિકાઓ (નર્સો) તૈયાર કરનારી સંસ્થાઓ માટે દેશભરમાં એક મોટી યોજના થવી જોઇએ;

(ગ) નિશાળે જતાં છોકરાની દાક્તરી તપાસ, બાળસંરક્ષણ સંસ્થાઓ, શહેર સ્વચ્છતા, સામાન્ય આરોગ્યશાસ્ત્ર, કારખાનાંને લગતું આરોગ્ય, ચેપી રોગથી બચવા રસી મૂકાવનારી સંસ્થા વગેરે સ્થાપવાં જોઇએ;

(ઘ) વધારે સંખ્યામાં પુરુષ અને સ્ત્રી દાક્તરો તેમજ તંદુરસ્ત તપાસનીશોને કેળવવા ગોઠવણ થવી જોઇએ;

(ચ) નર્સ-પરિચારીકાનો ધંધા વધારે આકર્ષક કરવા તેમજ મોટી સંખ્યામાં સ્ત્રીઓ એ ધંધામાં જોડાય તે માટે એ ધંધો કરતી નર્સો તેમજ એનું શિક્ષણ લેતી સ્ત્રીઓને રહેવાને પૂરતાં મકાનની ગોઠવણ થવી જોઇએ.

તેમજ તેમને માટે પગાર તેમજ સારાં ભાડાંભથ્થાં, કામના કલાકનું નિયમન, મનોરંજન માટે સગવડ, પગાર સાથે રજા તેમજ સામાજિક વિમાની વ્યવસ્થા થવી જોઇએ;

(છ) ક્ષયરોગ, કેન્સર, કોઢ અને રક્તપિત્તની શરૂઆત થતાં જ તે પારખતાં પ્રજાને શિખવવું જોઇએ;

(જ) કોઢ અને રક્તપિત્ત તથા બીજા ચેપીરોગવાળા દરદીઓને અલગ જગાએ રાખી તેમને મફત સારવાર અને ઉપચારની સગવડ મળવી જોઇએ;

(ઝ) શહેરો તેમજ ગામડાંમાં ચોખ્ખા પાણીની, નીક (ગટર)ની તેમજ કચરાનો નિકાલ કરવાની વ્યવસ્થા સરકાર તેમજ સ્થાનિક સંસ્થાઓએ કરવી જોઇએ;

(૭) મકાનોમાં ગીરદી અટકાવવા કાયદો થવો જોઇએ;

(૮) શહેર તેમજ ગામડાંમાં ખરાબ મકાનો સુધારવા સરકારે પગલાં લેવાં જોઇએ.

દાખલા તરીકે:—

(૧) એક કુટુંબને એક ઓરડીમાં જ સમાવેશ કરવાનો હોય એવા એક-ખોલીવાળા માળા કે ચાલીઓ નાબુદ કરવી;

(૨) શહેર અને ગામડામાં દરેક મકાનનું કદ, જગાનું ક્ષેત્રફળ તથા અંદરની સગવડનું એક ઓછામાં ઓછું ધોરણ નક્કી કરવું અને તે ધોરણથી ઉતરતા પ્રમાણનાં મકાન બાંધવા સારૂ મનાઇ હોવી જોઇએ;

(૩) દરેક ઘરમાં રસોડું, ન્હાવાની ઓરડી અને પાયખાનું હોવાં જ જોઇએ;

(૪) સરકાર અથવા સુધરાઇએ ઓછી કમાણીવાળા લોકો માટે સસ્તા ભાડાનાં મકાન બાંધવાં જોઇએ;

(૫) દરેક ઘરને એક નાની સરખી વાડી અને થોડાં ઘરનાં જૂથ વચ્ચે એક નાનું રમતગમતનું ચોગાન છોકરાંને રમવા માટે હોવું જોઇએ;

(૬) લોકોને-ખાસ કરીને સ્ત્રીઓને-પોતાનાં ઘર અને આંગણાં તેમજ આજુબાજુની જગા ચોકખી રાખતાં તથા ઘર શણગારતાં અને ગોઠવતાં શિખવવા સારૂ સરકાર અથવા સુધરાઇએ પ્રદર્શનો, ભાષણો અને સીનેમાઓ (ભીંતપટ) યોજવાં જોઇએ.

## ૬. નૈતિક ધોરણ

દેશની સામાજિક સ્થિતિ અને હદપાર ગરીબાઇને કારણે આપણે ત્યાં દેહીના વેપારનું તત્વ દાખલ થયું છે. સ્ત્રીઓની નિરાધાર હાલતનો લાભ લઇને કેટલાક લોકો તેમને અનીતિને પંથે દોરવી જાય છે. તો પણ કોઇ પણ ધંધો માંગ વગર ચાલે નહિ. પણ કમનસીબે આ પાપના ભાગીદાર પુરૂષો છૂટકી જાય છે અને સ્ત્રીઓને જ દુઃખ વેઠવું પડે છે અખિલ હિંદ મહિલા પરિષદ તેથી માંગે છે કે:—

(ક) પુરૂષ અને સ્ત્રી માટે નૈતિક ધોરણ એક હોવું જોઇએ;

(ખ) પાપનો ભોગ થઇ પડેલી સ્ત્રીઓને ઉંચી લાવવા માટે પદ્ધતિસરનાં અબળાગૃહો હોવાં જોઇએ;

(ગ) અબળાગૃહ કે અબળાઆશ્રમો ચલાવવા માટે ખાસ નિયમો ઘડાવા જોઇએ, જેથી એ નામે ખરાબ માણસો હલકા ધંધા ન ચલાવે;

(ઘ) અનીતિના મૂળરૂપ જે ખરાબ સામાજિક રીવાજો છે તે તેમજ ગરીબાઇ દૂર કરવા પગલાં લેવાં જોઇએ.

## ૭. સ્ત્રીઓ અને કામધંધો

બંધારણવાદી રાજ્યમાં પુરૂષ કે સ્ત્રીને કાર્ય કરવાનો વ્યક્તિગત હક્ક છે; અને તેની જાતિ (લિંગ)ને કારણે જાહેર નોકરીમાં, સત્તાની જગા પર કે કોઇ પણ ધંધો કે રોજગાર કરતાં કોઇ રીતનો અંતરાય ન થવો જોઇએ; વળી એકના એક કામ માટે સ્ત્રીને પુરૂષના જેટલું જ વળતર મળવું જોઇએ; તેથી અ. હિં. મ. પ. માંગે છે કે:

(ક) પરણેલી કે કુંવારી સ્ત્રીઓ જો નોકરીના નિયમો પાળવાને તૈયાર હોય તો તેમની નિમણુકમાં તફાવત ન પાડવો જોઇએ;

(ખ) સગર્ભા અથવા તાજી સુવાવડમાંથી ઉઠેલી સ્ત્રીઓને ભારે કામનાં કારખાનામાં કે જમીનની અંદર ખાણનું કામ કરતી અટકાવવી જોઇએ તે સિવાય, બીજા કોઇ પણ કારણસર કોઇ સ્ત્રીને કોઇ પણ કામધંધો કરતી અટકાવી ન શકાય;

(ગ) પુરૂષોના માફક સ્ત્રીકામગારને જીવન-નિર્વાહ પૂરતો પગાર, રજા, કામના કલાક, માંદગી વખતે નિભાવનું ભથ્થું, ચઢતે પગારે

અમુક રજા અને મફત દાક્તરી મદદ મળવાં જોઇએ; વળી કારખાનાં પર ન્હાવાની ઓરડીઓ, પાયખાનાં તથા ગરમ રાંધેલાં ભાણાં વગેરેની પણ સગવડ હોવી જોઇએ; તે ઉપરાંત સ્ત્રીઓ માટે નીચેની ખાસ સગવડ પણ હોવી જોઇએ;

(૧) તેમના બાળકો માટે ઘોડીયાખાતું તથા શિશુમંદિર;

(૨) સગર્ભા સ્ત્રી તેમજ ધાવણાં બાળકની માતાને માટે આરામ માટે ઓરડા;

(૩) બાળકો, સગર્ભા સ્ત્રી તેમજ ધાવણાં બાળકની માતાઓ માટે દુધખાનાં;

(૪) સગર્ભા સ્ત્રીઓ અને ધાવણાં બાળકની માતાઓને કામ દરમ્યાન આરામનો વખત; અને

(૫) સુવાવડ પહેલાં અને પછી અમુક અઠવાડીયાં રજા, તેમજ દાક્તરી મદદ વગેરેની સગવડ; જેને 'સામાજિક વીમો' કહે છે તે.

## ૮. ગૃહિણી તરીકે સ્ત્રી

ગૃહિણીના ઘરકામની પૂરી કદર થયેલી નથી. સ્ત્રી સવારથી રાત સુધી આરામ કે છુટી લીધા વગર ઘરકામ કરે છે તેના રક્ષણ માટે હજી સુધી કાંઇ પગલાં લેવામાં આવ્યાં નથી; વળી અમે માનીએ છીએ કે ઘરકામ ...બીજા ઘણાં કામો જેટલું જ ઉપયોગી ... તેથી ગૃહિણી તરીકે અને ઉગતી પ્રજાની માતા તરીકે તેનો દરજ્જો ઉંચો લાવવા કાંઇ કરવું જ જોઇએ; તેની તંદુરસ્તીનું રક્ષણ કરવા તેમજ પોતાનો માનસિક વિકાસ કરવા તેને અવકાશ મળવો જોઇએ તેથી અ. હિં. મ. પ. માંગે છે કે:

(ક) જે સ્ત્રી ઘરકામ કરે તેને પોતાના પતિની આવકનો અમુક ભાગ પોતાની મરજી મુજબ વાપરવાનો હક્ક હોવો જોઇએ;

(ખ) પોતાની સ્ત્રીની સંમતિ વગર પુરૂષને પોતાની બધી આવક ખરચી નાખવાનો હકક ન હોવો જોઇએ;

(ગ) ખેતરમાં કે કારખાનાંમાં કામ કરતા મજુરો, શિક્ષકો અથવા નર્સ (પરિચારિકા)ના ફાયદા માટે સરકાર 'સામાજિક વીમા'ની યોજના કરે તો તે બધા ઘરબહાર કામ કરતા કામગારોની સાથોસાથ ઘરકામ કરતી સ્ત્રીની પણ ગણતરી થવી જોઇએ. અને એ યોજનામાં ફાળો આપવાના પૈસા માટે જો સ્ત્રીની આવક જુદી ન હોય તો તેના પતિની આવકમાંથી પૈસા લેવા જોઇએ;

(ઘ) ઘોડીયાંખાતા, બાળમંદિરો અને શિશુમંદિરો સરકાર અથવા સુધરાઇએ ચલાવવાં જોઇએ; અને

(ઙ) પોતાનું ઘર સુઘડતાથી અને કરકસરથી ચલાવતાં શિખવાની સગવડ સ્ત્રીને મળવી જોઇએ.

## ૯ સ્ત્રી અને મિલકતના હક્ક

પુરૂષને મિલકત ધરાવવાનો, મિલકત મેળવવાનો, વારસો મેળવવાનો તેમજ આપવાનો હક્ક છે તેજ પ્રમાણે સ્ત્રીને હોવો જોઇએ; અને હાલનાં કાયદા પ્રમાણે સ્ત્રીને એ હકક નથી; અથવા જેમને છે તેને સમાન ધોરણ પર નથી; તેથી અ. હિ. મ. પ. માંગે છે કે:—

(ક) હિંદના ઘણા ભાગોમાં હિંદુ સ્ત્રીને સ્ત્રી જાતિ તરીકે વારસાહકકમાંથી બાતલ રાખવામાં આવી છે તે હકક તેને મળવો જોઇએ;

(ખ) સ્ત્રીને વારસાનો સંપૂર્ણ હકક હોવો જોઇએ અને હિંદુ સ્ત્રીને માત્ર અમુક હદ સુધી જે હકક મળે તે હદ દૂર થવી જોઇએ;

(ગ) પુત્ર અને પુત્રી વચ્ચે કોઇ તફાવત ગણવો ન જોઇએ; દાખલા તરીકે, માતા પિતાની મિલકતમાંથી બંનેને સરખે ભાગે જ મળવું જોઇએ;

## ૧૦ સ્ત્રી અને લગ્ન

આ દેશનો લગ્નનો કાયદો પક્ષપાતી છે અને ઘણી સ્ત્રીઓના સંસાર તેને લીધે અસહ્ય બને છે એવું અમે માનીએ છીએ; વળી અમે માનીએ છીએ કે એ સ્થિતિને છીએ કે એ સ્થિતિને કારણે ઘણી સ્ત્રીઓ આપઘાત કરે છે અથવા પાપને રસ્તે દોરવાય છે, તેથી અ. હિ. મ. પ. માંગે છે કે કાયદામાં સુધારો થવો જોઇએ:—

(ક) લગ્ન વખતે વરની આગલી પત્ની કે કન્યાનો આગલો પતિ હયાત ન હોવાં જોઇએ;

(ખ) વર અને કન્યા બન્નેની લગ્ન માટેની સંમતિ પહેલેથી લીધેલી હોવી જોઇએ;

(ગ) વરની ઉંમર એકવીસથી ઓછી હોય તો લગ્ન ન કરી શકાય;

(ઘ) ન્યાત જાતના ભેદ લગ્નમાં નડવા ન જોઇએ અને ધર્માંતર લગ્ન કરનાર જોડાને હાલ પોત પોતાના ધર્મ નકારવા પડે છે તેવું ન હોવું જોઇએ;

(ઙ) પુરુષ અથવા સ્ત્રી અમુક સંજોગોમાં છૂટાછેડા લઈ શકે; દાખલા તરીકે:— ઘાતકી વર્તન; ત્રણ કે તેથી વધારે વર્ષ સુધી એમાંથી એકનો પત્તો ન હોય તો; ન મટે તેવો ખરાબ રોગ; નપુંસકપણું;

(ચ) એવા છૂટાછેડાના મુકર્દમા લગ્ન માટેના ખાસ ન્યાયમંદિરોમાં બિનજાહેર રીતે ચલાવવામાં આવે;

(છ) છૂટાછેડા લીધેલી સ્ત્રી ફરીથી લગ્ન કરે ત્યાં સુધી અથવા પોતાની જાતે કમાઈ શકે ત્યાં સુધી પતિ પાસેથી નિભાવ માટેની રકમ માંગી શકે.

(જ) કરીયાવર કે કન્યાદાન કે હૂંડામાં મોટી રકમ આપવાનો રીવાજ ગેરકાયદે ઠરાવવો.

## ૧૧ કુટુંબમાં સ્ત્રીનું સ્થાન

હાલની માન્યતા પ્રમાણે કુટુંબ સંસ્થામાં પુરુષ વડા તરીકે પત્ની અને બાળકોને પોતાની મિલ્કત સમજી પોતાનું જ ધાર્યું કરી શકે છે તે ખોટું છે એવું અમે માનીએ છીએ; અને એ માન્યતાની અસર દેશના કાયદા પર ખરાબ રીતે થઇ છે તેથી એ નાબૂદ થવી જોઇએ અને કુટુંબ સંસ્થા એક સહકારી સંસ્થા ગણાવી જોઇએ જેમાં કુટુંબની દરેક વ્યક્તિનું સરખું સ્થાન હોય છે; અ. હિ. મ. પ. માંગે છે કે:—

(ક) પુરુષની માફક જ સ્ત્રી પણ બાળકની સરખા દરજ્જાવાળી વાલી છે;

(ખ) સ્ત્રીના આ વાલી હકને છીનવી લેવાનો પુરુષને મુદ્દલ હક નથી;

(ગ) જો કોઇ વાર સગીર બાળકના વાલીપણાનો પ્રશ્ન ઉભો થાય તો બાળકની ઉંમર, જાતિ, બાપ કે માની આર્થિક સ્થિતિ અને લાયકાત નજરમાં રાખીને ન્યાયાધીશ નીવડો લાવે;

(ઘ) જો પતિ કે પત્ની હયાત હોય તો સ્ત્રી કે પુરુષ એક બીજાની પરવાનગી વગર કોઇ બાળકને દત્તક ન લઈ શકે;

(ઙ) દત્તક લીધેલું બાળક, છોકરો કે છોકરી બન્ને તે હોઇ શકે; અને તેની ઉંમર દત્તકવિધિ વખતે સાત વર્ષથી ઓછી હોવી જોઇએ.

(ચ) દત્તકવિધિ ન્યાયાધીશની પરવાનગી પછી જ કરી શકાય;

(છ) આવા દત્તક બાળકને પાલક પિતા કે માતાની મિલ્કતમાંથી સગા બાળક જેટલા જ બધા હક્ક છે.

(જ) પોતાના કુટુંબની સંખ્યાનું નિયમન કરવાનો સ્ત્રીને હક્ક છે. જે પરિણીત સ્ત્રીને તંદુરસ્તીને કારણે કે આર્થિક કારણે સંતતિ નિયમન કરવાની ઇચ્છા હોય તેને જરૂરી માર્ગદર્શન સ્થાપિત દવાખાના અને સુવાવડખાનાં મારફત આપવું તે રાજ્યની ફરજ છે.

**૧૨ સ્રીની ફરજ**

અમે માનીએ છીએ કે સ્રી પુરૂષના હકક સમાન છે, તેજ મુજબ સ્રીને પુરુષની માફક સમાજ પ્રત્યેની અમુક ફરજો છે. વળી દેશ પર કોઇ પ્રકારનો ભય કે આફત હોય કે દેશને દરેક વ્યકિતની મદદની જરૂર હોય તે વખતે પુરૂષ અને સ્રી બંનેએ દેશની સેવામાં હાજર થવું એ તેમનો ધર્મ છે; વળી દેશના મુખ્ય સેવા કાર્યો—જેવાં કે શિક્ષિકાનું, પરિચરિકાર્યનું, વગેરે—સ્રીઓની અછતને લીધે સુંદર રીતે ચાલતાં નથી અ. હિં. મ. પ. દેશની સ્રીઓને આદેશ કરે છે કે;—

(૧) તેમણે મોટી સંખ્યામાં બહાર પડીને આ જાહેર કાર્યોમાં જોડાવું.

(૨) દેશની જરૂરને સમયે કાર્ય કરવા બહાર પડવું.

(૩) સાચા નાગરિક તરીકે પોતે કેળવાવું.

(૪) દેશની પ્રગતિને રોકનાર કુરીવાજો—બાળ લગ્ન, પડદાનો રીવાજ, એક ઉપર બીજી પત્નીનો કુરીવાજ, જ્ઞાતિભેદ, અસ્પૃશ્યતા વગેરેની સામે લડવું.

(૫) પોતાના બાળક હોય તો તેમને સાચાં નાગરિક તરીકે ઉછેરવાં;

(૬) જીવનના બધા પ્રદેશોમાં નીતિનું ઉંચું ધોરણ સાચવવું; અને

(૭) વિશ્વશાન્તિ માટે બનતો પ્રયત્ન કરવો. *

* અખિલ હિન્દ મહિલા પરિષદ્ અમદાવાદ શાખાનો પરિપત્ર નં. ૧

---

# જનનીને

:: અંજની ::

[ જગતમાં જન્મ આપીને, બાલપણનાં અનેક સંકટો સહેનાર અને મોટા થતાં જીવનનો સાચો રાહ બતાવનાર એવી જનેતાને લાખો પ્રણામ કરવા અને ઋણ અદા કરવા; આ ગીત પ્રેરણા આપે છે. ]

સ્તન-પય પાતાં જીવન આપ્યું,
બાલપણામાં દુઃખ તેં કાપ્યું,
સંસારે સુખ સ્થાપ્યું રે;
જનની નમું નમું !

વેણે કંઇ છલકાયે સુધા,
અનહદ, ઉપકારો તેં કીધા,
પ્રીતનાં પ્યાલા પીધા રે;
જનની નમું નમું !

લાગણીઓથી ઉછળે છાતી,
રડું બહુ તો, દુઃખી થાતી,
હસું કદી હરખાતી રે;
જનની નમું નમું !

જગત જનુની તું કહેવાયે,
વિયોગ તારો ના સ્હેવાયે,
(લાગી) કોટી કોટી પાયે રે;
જનની નમું નમું !

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા.



શેઠજી ઉપર સારી છાપ પાડે છે

માટે (જો) તમે વાપરો—





# ટોમ્કો કોકોનટ

# હેર ઑઇલ અને શેમ્પુ.

ધી તાતા ઓઇલ મીલ્સ કું. લી.

TH 6035

# હરિનો લાલ

પ્રયોજક : રમણીકલાલ જયચંદભાઈ દલાલ, બી. એ. એલએલ. બી. વકીલ

[ ગયા અંકથી ચાલુ ]

૯

બીજે દિવસે રમેશ માટે એક ગાડું કરવામાં આવ્યું. તેમાં રાયપુર જઈ એ મણિનગર ઉપડી જશે. નારાયણનાં સાદાં વસ્ત્રોમાં રમેશ સોહામણો લાગતો હતો.

સુશીલા રમેશનો હાથ પકડી ઉભી હતી. એની આંખમાં આંસુ હતાં. નારાયણનાં પત્નીનું દિલ પણ ભરાઈ આવ્યું હતું. નારાયણને પણ કોઈ સ્વજન વિદાય લેતું હોય એમ થતું હતું.

ગાડું આવ્યું. નમસ્કાર કરી રમેશ તેમાં ચઢી બેઠો. આશ્રયદાતા ઘર તરફ છેલ્લી નજર નાખી તો સુશીલાની નજર મળી.

" હરિનો લાલ હજી મળ્યો નથી. " તેનો સ્વર કંપી રહ્યો.

" મળશે, મળશે. " રમેશ હસ્યો.

૧૦

એક અઠવાડિયું પસાર થઈ ગયું. શુક્રવારે નારાયણને બે પત્રો મળ્યા. એક પત્ર પ્રકાશનો હતો. એ હસ્તાક્ષરો પર નજર પડતાં જ નારાયણે નિઃશ્વાસ મૂક્યો. જાણે વજ્રપાત થયો. આવતી આપત્તિ વધાવી લેવાની તો એને ટેવ જ હતી એટલે એજ પત્ર એણે પહેલો ફોડ્યો. એની પત્ની એના મુખારવિંદ તરફ જ તાકી રહી હતી. પહેલાં ત્યાં આશ્ચર્યની રેખા અંકાઈ, પછી વિસ્મતા ને પછી વિચિત્રતા.

" કેમ ! શું છે તે ! તેણે આતુરતાથી પ્રશ્ન કર્યો.

એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના એણે પ્રકાશનો પત્ર પોતાની પત્નીને સુપ્રત કર્યોઃ

પૂજ્ય પિતાશ્રી,

આ પત્ર વાંચી તમને આશ્ચર્ય થશે. મુંબઈના જાણીતાં સોલીસીટરો મેસર્સ જગમોહનદાસ એન્ડ કંપનીનો પત્ર મને ત્રણ દિવસ અગાઉ મળ્યો ત્યારે મારી પણ એજ દશા થઈ હતી. આપના કોઈ શુભેચ્છક છે, નાણાંકીય ભીડથી મારે અભ્યાસ છોડી દેવો પડે. તેમ છે એવી એમને બાતમી મળી હશે એટલે મેડીકલ કોલેજમાં હું જ્યાં સુધી અભ્યાસ કરું ત્યાં સુધી વાર્ષિક છસો રૂપિયા મોકલી આપવાની તેમણે સૂચના કરી છે, પ્રથમ તો કોઈએ મારી મશ્કરી કરી હશે એમ મને લાગ્યું એટલે મેં એ સોલીસીટરોને પત્ર લખ્યો પણ વાત સાચી જ હતી. એમનો ઉત્તર આ સાથે બીડ્યો છે. હવે શું કરવું તે જણાવશો. આ મદદ મારે સ્વીકારવી એવો તમારા અજાણ્યા શુભેચ્છકનો ખાસ આગ્રહ છે, એથી તમારી ચિંતા સમૂળગી ટળી જશે. ઇત્યાદિ.

સુશીલા પોતાની માતાને સાંભળી રહી હતી. " હરિનો લાલ " પત્ર પૂરો થતાં જ તેનાથી બોલાઈ જવાયું.

એનાં વડીલો ચમક્યાં પણ એણે કશું જ કહ્યું નહિ. એના ભાઈની કુશળ આવેલો હરિનો લાલ રીસાઈ જાય તો.

હજી બીજો પત્ર બાકી હતો. એ વાંચીને પણ નારાયણના દિલે કશું કર્યું નહિ.

" આજે શું થવા બેઠું છે ? હું જાણું છું કે આ બન્ને પત્રો સ્વપ્નમાં વાંચું છું ? જો સાંભળ. "

શ્રીયુત મહાશય,

મણિનગરના જાગીરદાર શ્રીમાન રમેશચંદ્ર તરફથી આપને પૂછાવવામાં આવે છે કે એમની પાઠશાળાના મુખ્ય અધ્યાપકની જગા ખાલી છે. શ્રીમંતને આપના સુંદર કામની માહિતી મળી છે ને આપ અત્રે આવે એવું તે ખાસ ઇચ્છી રહ્યા છે. નોકરી કાયમની છે: નિવૃત્તિની પણ સગવડ છે. પગાર રૂ. ૧૦૦-૫-૧૫૦ મળશે. રહેવાનું મકાન પણ. તાકીદે ઉત્તર આપવા કૃપા કરશોજી.

મેનેજર

પતિપત્નીએ બન્ને વાતો પર પુષ્કળ ચર્ચા કરી. મજા ઉપરાંત જવાબદારી સ્વીકારવા નારાયણ કદી તૈયાર થતો નહિ. એની પત્ની પણ એમને જોખમ વ્હોરવા કહેતી નહિ. પ્રકાશને મદદ સ્વીકારવા તાર કરવામાં આવ્યો. નોકરીનો પણ સ્વીકાર થયો.

૧૧

મણિનગર પહોંચ્યા પછી બીજે દિવસે નારાયણ ને સુશીલા બાગ તરફ ફરવા જતાં હતાં ત્યાં ફરતી દિવાલમાંની એક બારી ઉઘાડી એક પુરૂષ તેમની સામે આવ્યો.

" રમેશભાઇ " તેને જોતાં જ સુશીલા બોલી ઉઠી,

" ચોમેર નજર નાખી એ પુરૂષ તેમની નજીક આવ્યો. એણે મુલ્યવાન વસ્ત્રો પરિધાન કર્યાં હતાં.

" કેમ છો ? " તે બોલ્યો, " તમે આવી ગયાં છો એવી મને ખબર પડી એટલે હું તમને મળવા જ આવતો હતો. "

" કેવો અકસ્માત ? " નારાયણે ટકોર કરી " આટલી ઝડપથી તમે સીધી રાહે ચઢી ગયા એ જાણી મને ઘણો જ આનંદ થયો. "

રમેશે ગજવામાં હાથ ઘાલી થોડા પૈસા કાઢ્યા ને સુશીલાના હાથમાં મુક્યાં " પહેલાં મારૂં દેવું તો પતાવું. " તે બોલ્યો.

એવામાં બે માણસો ત્યાંથી પસાર થયા. તેમણે નીચા નમી રમેશને વંદન કર્યાં. રમેશે તેમને બોલાવ્યા " જુઓ, આ નવા આચાર્ય શ્રી નારાયણ શર્મા, આ શ્રીયુત પ્રસન્નકુમાર જાગીરદારના ખાનગી મંત્રી ને આ શ્રી જયદેવ—મેનેજર. " નવા મંતુકોએ નારાયણને નમસ્કાર કર્યાં.

" જાગીરદાર સાહેબ પાસેથી અમે આપના વિષે ઘણી વાતો સાંભળી છે. " પ્રસન્નકુમાર બોલ્યા.

" એમની મોટી કૃપા. એમને મળી હું જરૂર આભાર માનીશ. "

રમેશ હસ્યો.

" ચાલો આપણે ઘેર જઇએ. "

" ગરીબોની સાચી દશાનો અભ્યાસ કરવાનો મને વિચાર થયો. રસ્તે ચાલતાં રમેશે વાત ઉપાડી, " એનો જાતિ અનુભવ લેવાનો મેં નિર્ણય કર્યો. ભિખારના પ્રશ્નનો સાચો ઉકેલ આણવાની મને તાલાવેલી લાગી. તેથી મેં ભિખારીનો વેશ લીધો. ૭ અઠવાડિયાં સુધી મેં જુદા જુદા અનુભવ કર્યા. કોઇ કોઇ વાર લાંઘણો પણ ખેંચી કાઢી. કોઇ વાર પૈસા માટે કપરાં કામ કર્યાં. બીજી કોઇ રીતે ન મળત એવા એવા અનુભવો મને મળ્યા. એવામાં રસ્તે મને અકસ્માત નડયો—"

માસ્તર સાહેબ રમેશ સામે તાકી જ રહ્યા.

" પ્રકાશને તમે જ આલીયાણું બાંધી આપ્યું ને ? " સુશીલાથી ન રહેવાયું. રમેશના વદન પર રતાશ ચઢી આવી.

" પણ એથી તમારૂં ઋણ કયાં ચૂકવાય તેમ છે. મ્હેં જે કર્યું છે તે કરીશ તેથી પણ તમારા ઋણથી હું મુક્ત થઇ શકું તેમ નથી. તમે જે ગાઢ આપ્યો છે તે મને બીજે કયાંય મળવાનો નથી. "

છૂટા પડતાં એણે પોતાને ઘેર આવવા બધાંને આમંત્રણ આપ્યું. " ગરીબ ભિખારીમાં પણ કોઇ હરિના લાલ હોય છે." જતાં જતાં તેણે સુશીલાને યાદ આપ્યું.

( સંપુર્ણ )

# માનકુંવર

લેખક : શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

[ ગયા અંકથી ચાલુ ]

"કેમ થયું ગજરા માસીનું ? શાથી " હું બોલી ઉઠયો. એક નિશ્વાસ નાંખી માનકુંવર બોલી, "હૃદય બંધ પડવાથી."

"બીચારાં કેટલાં ભલાં હતાં." તમને અત્યારની સુખી સ્થિતિમાં એ જુઅત તો એમને કેટલો આનંદ થાત !" સ્વાભાવિક-પણે હું બોલ્યો.

માનકુંવરનું હૃદય માના સ્મરણથી ભરાઇ આવ્યું. એની આંખમાં આંસુ આવ્યાં.

એ જોઇ અર્જુનદેવે કહ્યું, " રાણીનું સ્થાન શોભાવનાર રમણીએ આમ પોચા દીલનું બનવું ન જોઇએ ક્ષત્રિયાણીનું હૃદય તો વજ્રર જેવું હોવું જોઇએ."

સ્વામીના શબ્દોથી માનકુંવરનો ડુમો થંભ્યો. એણે પાલવથી આંસુ લુછતાં આગળ ચલાવી: " અરુણભાઇ ! બાના અવસાન સમયે મારી ઉમ્મર ચૌદ વર્ષની હતી. બાના અવસાન પછી મામાને ઘણી ઉતાવળ લાગી. પણ યોગ્ય પાત્ર મળતું નહતું. એટલે મારો સંબંધ થયો નહતો. આમ કરતાં કરતાં બીજાં ત્રણ વર્ષ વીતી ગયા. મારી ઉમ્મર સત્તર વર્ષની થઇ. હવે હું ઘણી મોટી દેખાવા લાગી. મારા મામા પણ વિવાહ માટે ધમાલ કરવા લાગ્યા.

એક દિવસ ઘરના મેડા ઉપર બારી આગળ હું સુતી હતી. તે સમયે મારા કાને પડોશના ઘરના ઓટલા ઉપર પડોશણ એક સ્ત્રી સાથે વાત કરતી હતી એના શબ્દો અથડાયા. અને હું ચમકી.

પડોશણ બોલી, ' બીચારી મા વગરની ! મોટી જગ્યા મળશે એના લોભમાં ઠાકોરના પેલા ગંજેરી કાકા સાથે એના મામા એને પરણાવનાર છે." સામી સ્ત્રી બોલી, ઠાકોરનો કાકો તો પેલો તખ્તસિંહને ?"

"હા."

"બાપરે ! એની ઉમ્મર તો કંઇ પંચાવન વર્ષ કરતાં ય વધારે છે. ઉપરાંત દારૂડીઓ અને રોગીષ્ટ છે. એવાની સાથે તે શું જોઇને પરી જેવી છોકરીને પરણાવશે ?"

"બેન, સ્વાર્થ બધું જ કરાવે. છે. એ તખ્તસિંહ જે ધારે તે ઠાકોરની પાસે કરાવી શકે છે. માનકુંવરના મામાને મોટી જગ્યા અપાવવાનો લોભ એણે આપ્યો છે. એટલે ન બનવાનું ય બને.

ઉપરની વાતની ખાતરી બે ત્રણ દિવસ પછી ખુદ મામા મામીની વાતચીત સાંભળી એટલે મને થઇ મને તખ્તસિંહ માટે ભારે તિરસ્કાર હતો. અને મામા એની સાથે જ મારો સંબંધ જોડશે એ નિશ્ચિત હતું. એટલે બીજા બેત્રણ દિવસ જવા દઇ જે દિવસે વિવાહ નક્કી રાખ્યો હતો તેના બે દિવસ અગાઉ રાત્રે ઘરમાં બધાં સુઇ ગયા પછી છાનીમાની ઉઠી ઘરમાંથી હું ચાલી નીકળી, અને નદી કિનારે આવી.

"કેમ આત્મઘાત કરવા ?" હું વચ્ચે બોલી ઉઠયો.

"હાસ્તો. મામા મામી કંઇ મારી વિનંતી સ્વીકારે તેમ નહતાં. ના સ્વર્ગમાં હતી. મારું પોતાનું કહેવાય તેવું કોણ હતું ? એટલે ગુરુદેવના આશ્રયે જવાનો મેં નિર્ણય કર્યો હતો. ...

ભમવાનની ઇચ્છા કંઇ જુદી જ હતી. મેં પડવાની તૈયારી કરી એટલામાં જાણે ચંદ્રલોકમાંથી કોઇ દેવના ઉતરી આવે તેમ એક ક્ષત્રિય યુવાન એકાએક ત્યાં આવી પહોંચ્યો. એણે મને પડતી અટકાવી. મારી કથની પૂછી. મારું દુઃખ જાણી દુઃખી થયો. અને મન સાથે કંઇ સંકલ્પ કરી પોતાનો પરિચય આપી પોતાના રક્ષણમાં આવવા વિનંતી કરી.

પુર્ણિમાની ચાંદની ચમકી રહી હતી. એના તેજમાં એ પવિત્ર મુખનાં દર્શન માત્રથી મારું દુઃખ જાણે દૂર થઇ ગયું હોય એમ મને લાગ્યું. મેં પ્રભુનો મનમાં ને મનમાં પાડ માન્યો, અને તે જુવાનનો આશ્રય સ્વીકાર્યો. તે ક્ષત્રિય કુલભૂષણ જુવાન તે તમારા મિત્ર અને મારા હૃદયદેવતા આ ઠાકોર સાહેબ પોતે જ.'

એક અદ્દભુત કથા સાંભળી રહ્યો હોઉં તેમ માનકુંવરના મુખ સામે હું જોઇ રહ્યો હતો. એણે વાત કરી એટલે ઠાકોર સાહેબ તરફ જોઇ બોલ્યો, "અર્જુનદેવ, તમારા સંસ્કારને તમે દીપાવ્યા છે. તમારી કેળવણીને તમે ધન્ય બનાવી છે.'

જવાબમાં અર્જુનદેવે હસીને કહ્યું, "પ્રોફેસર સાહેબ, મને ધન્યવાદ આપવા કરતાં પ્રભુને ધન્યવાદ આપો, કે જેણે તમારા આ મિત્રને એક અલૌકિક નારી રત્ન મેળવી આપી એના જીવનને ધન્ય બનાવ્યું છે. હું કૉલેજમાંથી છૂટા થયા પછીનાં સમરવેકેશનમાં મારા મિત્ર જોરાવરસિંહને ત્યાં કેશવપુરમાં મહેમાન તરીકે ગયો હતો. તમે જાણો છો કે રાત્રિના સમયે ચાંદનીમાં ફરવાનો મને બહુ શોખ છે. એટલે જે રાત્રે માનકુંવર આત્મઘાત કરવા નદી કિનારે આવ્યો તે રાત્રે સદ્દભાગ્યે હું નદી કિનારે જ ફરતો હતો."

"વાહ, ઠીક થયું." હું ખુશ થઇને બોલ્યો. "પછી?"

"પછી એકમેકની સંમતિથી રાતની ગાડીએજ પદમપુર આવી પહોંચ્યાં – અને બીજે જ દિવસે તાત્કાલિક મુહુર્ત આવવાથી એક બીજા સાથે લગ્નથી જોડાયાં."

"આપના પિતાજી તો તે વખતે હયાત હશે ખરાને?" મેં પૂછ્યું:

"હા, અમારા લગ્ન પછી લગભગ છ મહિને એમણે દેહ છોડ્યો. એમણે તો એક રજપૂત કન્યા છે. સંસ્કારી અને ઘર દીપાવે તેવી છે–એટલા શબ્દો ઉપરથી જ અમારા લગ્ન માટે આજ્ઞા આપી દીધી હતી.

[ અનુસંધાન પૃ. ૩૭ પર ]

## શુદ્ધ પ્રેમીને

શોભાય હૈયાં મધુરાં સુકોમળ
જો હોય નયને પ્રેમનાં સુલોચન
પ્રેમી ન થાશે સઘળુંય સર્વ
પાશે ન હોવા છતાં ભાવ અર્પે.

સાચા પ્રણયમાં નહી કામ ઇચ્છા,
ના સ્થુલ ભુખોની કંઇ મહેચ્છા;
જો એક પ્રેમી તરફડાય જાણે,
તો અન્ય એનો ભ્રમ ભુલ તાણે.

સ્નેહી બનો તો બનજો જ પુરાં
શોધો તમારાં દિલ હો ન' ધુરાં
ત્યાગી વૃત્તીઓ દિલમાં ભરીશું?
સ્વતત ભુલી પ્રિય ઓળખીશું?

વૃત્તિ વિચારો મન કામનાઓ,
પ્રીતિ અને મનની ભાવનાઓ;
તુચ્છ બને જો પ્રિય પાત્ર માટે,
તો સાચ પ્રેમી તમ પાત્ર માટે.

–શ્રી. વાસુ બ્રહ્મભટ્ટ

# —: સ્ત્રી જગત્ :—

—મુંબઇની સુધરાઇએ "ગરીન રોડ" માર્ગ બદલીને "સુભાષચંદ્ર બોઝ" માર્ગ રાખવાના ઠરાવને બાંધકામ સમિતિને વહેલી તકે એ વિષે અહેવાલ તૈયાર કરી સુધરાઇ સમક્ષ રજુ કરવા માટે મોકલી આપ્યો હતો.

—જામનગરમાં એક હિંદુ સ્ત્રીને મુસલમાન બનાવી દેવાયાના બનાવે ઉશ્કેરણી ઉપજાવતાં જામસાહેબે બન્ને પક્ષોને બોલાવીને વટલાવાયેલી સ્ત્રીને હિંદુઓને સોંપી દીધી હતી અને બંન્ને પક્ષના માણસોને શાંતિ જાળવવાની ચેતવણી આપી હતી.

—રાજકોટમાં હિંદુ અબળાશ્રમનું ઉદ્‌ઘાટન વડોદરાવાળા શ્રી આનંદપ્રીયજીના હસ્તે થયું છે.

—ચીખલી તાલુકાની આલીપોરપારડી ગામની જીવી નામની સ્ત્રીના ઘરમાં બદમાસો ઘુસી બાઇને ગળુ દાબીને મારી નાંખી છે અને ઘરમાં લુંટ ચલાવી હતી.

—રામપુરા ગામે માછીઓની ચોરીનો ગુન્હો કબુલાવવા ઉકળતા તેલમાં ચૌદ સ્ત્રીઓના હાથ ફરજીયાત બોળાવનાર કાઠી આરોગને ગીરફતાર કરી તેને જામીન પર છોડવામાં આવ્યો છે.

—વડોદરા તારકેશ્વરમાંના શિશુભારતીમાં શ્રીમતિ સરલાદેવી સારાભાઇએ નુતન બાલશિક્ષણ પર પ્રવચન કર્યું હતું.

—સુરતના રહીશ શ્રી. અંબેલાલ દેસાઇનાં પુત્રી શ્રી સવિતાબ્હેન એમ. એસ. ની પરિક્ષામાં પાસ થયાં છે. આ પરીક્ષામાં પસાર થનાર તેઓ પ્રથમ ગુજરાતી બહેન છે.

—રાજકોટના રાવ. બ. મણિલાલ કાજીએ પોતાની સ્વ. પત્ની શ્રીમતિ નંદગૌરીના સ્મરણાર્થે એક એન્ડાઉમેન્ટ ફંડ સ્થાપ્યું છે. આ ફંડમાંથી રાજકોટની ધર્મેન્દ્રસિંહ કોલેજમાં ભણતી ગરીબ વિદ્યાર્થીનીઓને પ્રતિવર્ષે પાંચ અડધી ફ્રીશીપ આપવામાં આવશે.

—ડભોઇમાં કેટલીક અગ્રણી બહેનોએ એક ભગિની સેવા સમાજ નામની સંસ્થાની સ્થાપના કરી છે.

—સુરતની આઇ. પી. મીશન હાઇસ્કુલમાં ત્યાંના જાણીતાં શ્રીમતી ચૈનાનીના પ્રમુખપદે એક લઘુ સંમેલન યોજાયું હતું. એમાં એ સંસ્થાની શાખા જનાના હાઇસ્કુલની વિદ્યાર્થિનીઓએ સુંદર કાર્યક્રમ રજુ કર્યો હતો.

—૧૯૪૨ ની કોંગ્રેસ-લડત દરમિયાન શ્રી. અરૂણા આસફઅલીએ દેશની જે સેવા કરી તેની કદર તરીકે તેમના પ્રશંસકો તરફથી અત્યાર સુધીમાં એકઠા કરાયલા રુપિયા એક લાખની થેલી તેમને અર્પણ થશે.

ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

દીપોત્સવી અંક

પુસ્તક ૪૭ ∴ ઓક્ટો-નવેમ્બર : ૧૯૫૧ ∴ અંક ૨-૩

# સંયમની તૂટી છે પાળ

જગ તો જાણે જોગ તણી ધૂણી શી ધીકતી;
બગલાએ પાથરી છે જાળ:
સંયમની તૂટી છે પાળ ૧

સાધુતાના સ્વાંગ નીચે ખેલાયે પાપ કૈં;
કરશે શું દીનનો દયાળ?
સંયમની તૂટી છે પાળ. ૨

માયાની મોહિનીએ મનડું લોભાવિયું;
વળગી છે પાપની જંજાળ:
સંયમની તૂટી છે પાળ. ૩

ઉત્તર ને દક્ષિણની કીધી કંઈ જાતરા;
ખોટી એ આળ ને પંપાળ:
સંયમની તૂટી છે પાળ. ૪

'રામ રામ' મુખ માંહી બગલ માંહી છુરી;
ઘોળ્યાં શાં વીખડાં કરાળ:
સંયમની તૂટી છે પાળ. ૫

ઇશ્વર ને ઓલિયા સૌ ગજવામાં ઘાલી;
હસે છે હાસ વિકરાળ:
સંયમની તૂટી છે પાળ. ૬

બિન્દુ સમી અલ્પતા સિંધુનો ગર્વ કરે;
માની હારેલી ચાલે ચાલ:
સંયમની તૂટી છે પાળ. ૭

ભોળો ભગત ભાળે કર્મ તેવી કામના;
જસમો આવિયો હો કાળ:
સંયમની તૂટી છે પાળ.* ૮

શ્રી મૂળજીભાઈ પી. શાહ

* લેખકના દિવાળી બાદ પ્રગટ થનારા નવા રાસસંગ્રહ 'રાસલીલા' માંથી.

# ગૃહ મંગલા

અય ! પદ્મલોચના !.......સૌમ્ય સદન શોભના !

શશિવદની શી સુન્દરતા,
સાંજ – સરોવર શી ગંભીરતા;
કુસુમ મધુરપ સમ કોમલતા,
ઉષા સૌજ્જ્વલા !
રામા શાન્તિલા !

સ્વર્ગિય સ્નેહામૃત ઝરણી,
વહે સુગન્ધભીની હીલહરણી;
ભાવતારક પ્રેરક બલતરણી
ગૃહ સુમંગલા !
વીરલ નિશ્ચલા !

પ્ર તિ ભા ન્વિ ત પા વ ન કા રી,
સ્નેહાંકિત મદુલી સુખકારી;
મંગલકાર નારાયણી ! નારી,
વિમલ જ્યોત્સ્નિકા !
સુ ર મ ધુ રિ કા !

ર સ મા ળી સ્ને હો ધા ને;
ઉજાળી જીવન મધુપાને
યશમાળી ગૌરવ ગુણગાને,
સુમન સુસ્મિતા !
મંજુ પ્રમુદિતા !

સુભગા પુણ્યોજ્જ્વલ જ્યોતિ,
મનુ મહોદધિનું ઝળહિત મોતી;
રાજહંસી મનુ – રજ્યન્તી,
વનિતા વસન્તિકા !
સુશીલા પ્રકાશિકા !
સૌમ્ય સદન શોભના.

શ્રી. પુષ્પા શુક્લ

# પુરુષનું ભાવિ

લેખક :
શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ

દુનિયામાં ઢિંગો અનેક મરાઇ છે, મરાય છે, ને હજી મરાશે. ઢિંગબાજી, એ જીવનની કલાઓમાંની એક છે. પરંતુ સૃષ્ટિના પ્રારંભથી માંડીને આજ સુધી એક સરખી હાંકે રખાયેલી, અને હજી પણ ઘણાંના માન્યામાં આવતી એક અને અજોડ ઢિંગ થઇ છે ! "શારદા"ના મામા-ભાણેજની ઢિંગવાણી અને ઢિંગબાજીને પણ ફિક્કી પાડે તેવી ઢિંગોની મહારાણી કઇ છે !

પુરુષના અઢિયાપણાની !

અનેકવાર એ માન્યતા અને વહેમના કુરચે કુરચા ઉરાડી દેવામાં આવ્યા છે, ડગલે ને પગલે એ ભ્રમનું નિરાકરણ થયા કરે છે; ઘેર ઘેર ને વ્યક્તિએ વ્યક્તિએ એ આત્મવંચનાની ધડાકેદાર પ્રતિક્ષણ થતી રહી છે. અને તે છતાં, રેતીમાં માથું મારીને જોખમની હસ્તીને નાકબુલનાર શાહમૃગ જેવો પુરુષ, આંખ મીંચીને પોતાની જાતને કહ્યા જ કરે છે, કે "હું, પુરુષ ચઢિયાતો છું."

નડિયાદમાં એક સ્થળે હું એકવાર મહેમાન થયો હતો, ત્યાં મને સાંભળવા મળ્યું કે પડોશીને ત્યાંથી વારંવાર "લે રાંડ લેતી જા"ના જોરશોરથી પોકાર અને ધોલ ધીકાના અવાજ સંભળાય છે. નવો સવો સાંભળનાર એમ જ માને કે કોઇ શૂરવીર મરદ બચ્ચો રોજ એની બાયડીને મારે છે; પરંતુ વધારે તપાસ કરતાં હકીકત એવી નીકળી, કે મજકુર મરદ બચ્ચાંની ઉત્તમાંગિ અંગના વખતો વખત મિજાજ ખોઇને "ચઢીયાતા." અધમાંગની પીઠ ઉપર ધોલકણું ધમીકતી; અને ફટકો પડે એટલે પતિદેવ ઉપર કહેલું સૂત્ર પોકારતા, અને એવી રીતે પણ મર્દ જાતના ચઢીયાતા પણાનો ધ્વજ ફરકતો રાખતા હતા !

પુરુષ જાતના આ દાવાનાં ઘણાંખરાં પાસાંના સંબંધમાં તત્ત્વે કરીને આવો જ પ્રકાર બનતો નથી હોતો ! પ્રકાર અને દેખાવ જૂદો પણ મૂળ વસ્તુઓ અને સિદ્ધાંત એ જ !

પુરુષનું ચઢીયાતાપણું હોય જ, ખરેખર હોય તો તે મૂરખાઇમાં ને ભોળપણમાં. અને ખરૂં જોતાં એ વસ્તુઓ એક જ નથી ?

ચઢીયાતો પુરુષ અધમ નારીને હેંખીને લઇ બને છે સામે પક્ષે એ ઘટતા પ્રમાણમાં જબર બને છે. અને જો તેટલી જ બનતી હોય, તો પણ તેને એવી સફળતાથી છાવરવામાં આવે છે, કે વેવલાવેડા એકલા પુરુષનાં જ વરતાઇ આવે છે.

અને તેમ છતાં, હાથે કરીને ખીલિ બનીને પણ, પાછો મરદ ભૂંડે હાલે પડેલો છતાં ટાંગ ઉંચી રાખવાના ફાંફાં મારતો જ રહે છે, ને "લે, લેતી જા", પોકારવાંની શરાઇમાંથી હાથ કાઢતો નથી. અને એ બેવકૂફીનાં પરિણામો ભોગવ્યા વગર એનો છૂટકો નથી, એના બાપનો નહોતો, ને એના બેટાનો નહિ હોય. જોગમાયાને છંછેડીને અસહાય મરદ જાતે ક્યાં રહેવું ? જે મુછ પર મરદનો મદાર મનાતો, જે દાઢી ઉપર એનો દમામ સેવાતો, તેને તો નારી પોતાની

ફૂંકાફૂંકાને ફેલાવાની રીતે કયારની ભરખી બઇ છે. એટલું જ નહિ, પણ મરદને નાચણીયા, લટકાળા, ને નખરાળા બનાવવાના રાહે પણ એણે કેટલી બધી પ્રગતિ કરી છે, એ ઉપરટપકે વિચારનારને પણ સ્પષ્ટ દેખાઇ આવે છે.

આટઆટલા નિરંતર ભ્રમ નિરાસ છતાં પણ એ ભ્રમ હજી અભંગ છે, એજ નારીનું ખરીખૂબીનું જળહળતું દ્રષ્ટાંત છે. ધાંધલ ધમાલ વગર પુરુષને એક લાકડીએ હાંકનાર નારીએ જ્યારથી પોતાના ચઢીયાતાપણાની જાહેરાત કરવા માંડી, ત્યારથી તેનો કાબુ ઉલટો કંઇક ઓછો થયો છે; એનું છુપું શસ્ત્ર છતું થવા લાગ્યું છે. આ ચેતવણી છે! પોતાના વર્ચસ્વની ગુલબાંગ પોકારવામાંથી ઉંચા નહિ આવતા પુરુષને હમણાં સુધી નારી હેમ્લેટે તેની માને કહ્યું હતું તે રીતે કહી શકતી હતી, કે Thou doth protest too much જે પોતાના દાવાનું સમર્થન વધારે પડતું કરે છે, તેના તે દાવાની વાસ્તવિકતા સહેજે શંકાને પાત્ર બને છે. પરંતુ નારીએ પોતે જ્યારથી એવી ભૂલ કરવા માંડી, ત્યારથી તેનું તેજ જરા ઓસરવા લાગ્યું...ચતુર હોય તો ચેતજો, મૂરખ કરે વિચાર.

અને તેમ છતાં પણ, પુરુષ પરત્વે વસ્તુસ્થિતિ એની એ છે. લખનૌમાં માધ્યમિક શિક્ષણ પરિષદ થોડા સમય ઉપર મળી હતી. ત્યાં ઋષભ બુદ્ધિના મરદ શિક્ષકોએ એવી હીમાયત કરી, કે ઉપલા વર્ગોમાં માત્ર કન્યાઓ માટેજ અંગ્રેજી મરજિયાત વિષય રાખવો, કેમકે અંગ્રેજી ભણવા કરતાં બૈરાં માટે રાંધણુ અને બીજી ઘરકામની કળાઓનું શિક્ષણ વધારે ઉચિત અને ઉપયોગી છે.

બોલતાં તો બોલાઇ ગયું; ત્યાં તરત એક વીરાંગના શિક્ષિકાએ ઉઠીને એ મૂર્ખ મરદની વાહિયાત દરખાસ્તનો જેવો જડબાતોડ કહે છે તેવો જવાબ આપ્યો; એની એ સહજ-અને તેથી ખંડનથી પૂર્ણપણે પર-દલીલનો સાર આ રહ્યો:

" અમને બૈરાંને અંગ્રેજીનો મોહ જરાયે નથી. એ ભાષા અને તેની સાત પેઢી ભલે મોટા ચૂલામાં પડે, તેની અમને પર્વા નથી. પણ એ દરખાસ્તની પાછળ રહેલા સિદ્ધાંત સામે અમારો સખ્ત વિરોધ છે. માત્ર છોકરીઓને જ રસોડાના કેદખાનામાં ગોંધી રાખવી, ને છોકરાઓ લેંઘા લબડાવતા, સીસોટી બજાવતા ટહેલતા ફરે, એ વળી ક્યાંનો ન્યાય? છોકરાઓ નીશાળમાં ભણતા હોય, ને એમની જૂનવાણી માવડી ઘેર હજી રોટલા ઘડતી હોય, તે દરમ્યાન રસોઇનાં રહસ્યો તેઓ શીખી લે, એમાં જ એમનો લાંબી નજરનો સ્વાર્થ સમાયેલો છે. કેમકે આવતી કાલનો આ આર્યાવર્તનો પણ ગૃહ-સંસાર સમાનતાના કડક ધોરણે ચાલવાનો છે.

" જો રસોઇ કરવાની રહેશેજ, તો પતિ અને પત્નીએ વારા બાંધીને કરવી પડશે. જો પુરુષે ભૂખે મરવું ન હોય, જો એને અજીરણથી બચવું હોય, તો તેણે આજની જેમ માત્ર " આરો બાફવા "ની આવડતથી સંતોષ માની લીધે નહિ ચાલે. આજે મરદ આટો બાફે; કે બહુ બહુ તો ભાંગરો વાટે છે પણ ભવિષ્યમાં તેમ કરવાથી, એનું પેટ નહિ ભરાય.

" વળી અંગ્રેજી તો આમેય હિંદમાંથી જવાની છે. તો પછી તેની રક્ષા કાજે આટલું બધું જતન શા માટે? છોકરા ને છોકરીઓ, બધાંજ એનું ડાબું ઠોકે, તો શું બોઠું?..."

અને આ દલીલબાજીનું પરિણામ એ આવ્યું, કે શિક્ષિકાએ સૂચવ્યા પ્રમાણેની બાંધછોડ મંજુર થઇ. તેમ કરવામાં મરદોએ સમજદારી બતાવી. કેમકે જો તેઓ ન જ માનત, તો જાનવાજોગ છે, કે છેવટે અંગ્રેજી છોકરીઓ માટે મરજિયાત ને છોકરા માટે

## નૂતન પંથ પર બઢો મનવા!

નૂતન પંથ પર બઢો મનવા! નૂતન પંથ પર બઢો,
પંથ મનોરમ મૂકી અડાબીડ જટિલ પંથ પર ચઢો
મનવા! નૂતન પંથ પર બઢો!

મૃગજળ સુખમાં ડૂબ્યા ચિરંતન સધન સ્પર્શના માપ્યો,
કૂપમાં ફૂદાફૂદ કૂદી ઊંડું માન્યું ભાવનો ફેરો ટાપ્યો,
મનવા! જલધિ પંથ ના વાપ્યો!

'હું' રહી ગયો 'હું'ની અંદર નહિ અનંત પ્રભો વિચર્યો,
બેલ સમો કરતો પરકમ્પા એકજ સ્થાનમાં ફર્યો
મનવા! ડગલું દૂર ના વધ્યો!

કલકલ કુંજતી કહે સરિતા સાથ સાથ અમ વહો,
નવલાં જળ, નવલાં સ્થળ નિતનિત ભૂમિ ઉપરથી વહો,
મનવા! રસાર્દ્ર ધરતી કરો!

અમૃતમય વહી હવા મનોહર જીવન મેફસા ભારો,
ટૂંકા કિનારા તજી ગરુડવર! કદમ વિરાટે કરો;
મનવા! અસીમ સાગરે તરો!
નૂતન પંથ પર બઢો મનવા! નૂતન પંથ પર બઢો!

શ્રી. શશિન્ ઓઝા

## વિશ્વની રંગભૂમિ

ચરાચર જગત્પ્રબંધ રચિયો યદિ શ્રેષ્ઠ આ,
વિચાર પુછિયો હિસે પ્રભુવરે કવિને મહાઃ
મહીપર ફુલો, નભે રવિ, અનંત તારા, શશી,
સજ્યાં સહુ મનોજ્ઞ, ન મણા રહી છે કશી!

જગત્પર અહા! યદા રુચિર ચિત્રિયો રમ્ય આ,
વિચાર તવ ચિત્રકાર પ્રતિ પૂછિયો શું મહાઃ
મહી હરિત, નીલવર્ણ નભ, યામિની કૃષ્ણ આ,
વળી વિવિધ રંગી છે ઋતુ વસન્ત આદિ રહ્યાં!

યદા મધુર વાક્-વાદ્ય જગમાં પ્રભુએ ભર્યાં,
વિચાર પુછિયો હિસે તવ ગવૈયાને મહાઃ
ગભીર નભગર્જના, ખગ જલૌઘ આલાપવા,
બધાં અજબ મોહિની મધુરસ્વરે રહે અર્પતાં!

રચ્યો સુભગ જે અહીં ત્રિગુણ ખેલ વિશ્વાખ્ય આ,
વિચાર નટને પૂછ્યો પ્રભુવરે હરી હો મહાઃ
જગત સકલ રંગભૂમિ, મનુજાદિ પાત્રો કર્યાં,
અને સકલસૂત્ર પ્રભુએ સ્વહાથે ધર્યાં!

શ્રી. જનાર્દન પ્રભાસ્કર



# કીર્તિમંદિર

લેખક : શ્રી મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ, બી. એ.

આ વિશાળ જગતમાં રોજબરોજ સંખ્યાબંધ મનુષ્યો મરે છે અને જન્મે છે. જગતને છોડી ગયેલા સ્વર્ગસ્થ આત્માઓ થોડો કાળ તેઓનાં સંબંધીઓ સ્વજનો અને મિત્રોનાં સ્મૃતિપટ ઉપર જીવે છે, પછી તેઓ કાયમના માટે ભૂલાઇ જાય છે. આનું કારણ તેઓનું અતિ સામાન્ય પ્રકારનું, અનાકર્ષક અને ધ્યેયહીન–મહત્તા વિનાનું–જીવન હોય છે. હજારોમાં વિરલ વ્યક્તિઓ જ ઉત્તમ આદર્શ અનુસાર અનુકરણીય જીવન ગાળતાં હોય છે. એવાં અસામાન્ય, ઉદાત્ત અને બોધપ્રદ જીવનો અસ્ત થવા નિર્માયાં નથી હોતાં. તેઓ કદિ અંતને આધીન થતાં નથી. પોતાના અસ્તિત્વ દરમ્યાન એવી મહાનુભાવ વ્યક્તિઓ લોકપ્રિયતા કે પૂજા–પ્રશંસાને ન્યૂનાધિક અંશે પ્રાપ્ત થાય છે જ. પરંતુ, તેઓના અદર્શન એટલે કે સ્થૂળ જીવનના અંત પછી પણ, તેઓ સતત જીવતાં હોય છે. તેઓનું તિરોધાન કદિ કલ્પી શકાય તેમ નથી.

જનતા આવા જનાર્દનોની સ્મૃતિ સાચવવા પ્રેરાય છે, દોરાય છે. જો કે વીર પુરુષોનાં સત્કર્તવ્યો, સદુપદેશ અને પ્રેરક સાહિત્ય જ, તેઓને જીવંત રાખતાં તેમનાં સ્મારક સમાન છે. છતાં પણ કૃતજ્ઞ નીવડવાને મથતી–પોતાનો સ્વાર્થ સાધતી–જનતા, અથવા પ્રજા, આવા નરવીરોનાં સ્મારકની સ્થાપના કરે છે. સ્મારકની સંસ્થાની સારાસારતાનો વિચાર બાજુએ મૂકીએ તો પણ, લગભગ નવાણું ટકા. સાચા ભાવથી પ્રેરિત રચાયલાં આવાં મોટા ભાગનાં સ્મારકો, વીર નેતાપુરુષના અભાવકાળમાં, ઘણી સારી પ્રેરણા અને સેવોપયોગિતા સિદ્ધ કરે છે. સ્થૂળ જણાતી પ્રવૃત્તિઓની પાછળ અનેકવિધ સૂક્ષ્મ આંદોલનો પ્રકટ કરવાનાં પ્રયોગધામ, આવાં સ્મારકો પૂરાં પાડે છે. કોઇ નરવીરની જીવનસેવાની અખંડ સ્મૃતિને સાચવતાં ઘણાં સ્થૂળ જણાતાં મકાનો–મંદિરોમાં, પ્રસ્તુત વીર પુરુષની કીર્તિસુવાસને અનુરૂપ અનેકવિધ કાર્યક્રમો થતાં હોય છે, કલા, સંસ્કાર, ધર્મ,

સાહિત્ય વગેરેને લગતી શિષ્ટ જનહિતકારી પ્રવૃત્તિઓ તથા પ્રસંગોપાત્ત ઉત્સવોથી આવાં સ્મારકસ્થળો સુવાસિત બને છે, અને તે દ્વારા મહાપુરુષની કર્તવ્યલીલા, તેઓનાં આદેશ–સંદેશસહ, જનતાની સ્મૃતિમાં તરવરતી રહે છે. આવી ભૂમિમાં ઉજવાતા ઉત્સવો, ખરેખર પ્રાણવાન ચેતન અને ઉત્સાહના પ્રેરક નીવડ્યા વિના રહેતા નથી. ઘણીવાર આવાં સ્મૃતિપ્રતીકો વીર સંસ્કારશીલ વ્યક્તિઓનાં જીવન દરમ્યાન પણ પ્રાદુર્ભાવ પામે છે, અને તેમાં પ્રધાનતઃ પ્રયોજન પ્રસ્તુત વ્યક્તિ પરત્વે નરતાં; સાર્વજનિક સેવા સંબંધી હોય છે. આવાં યશકલાસ્થાનોમાં ઐતિહાસિક ગૌરવના સંરક્ષણનો શુભ હેતુ પણ સિદ્ધ થતો હોવાનું જણાય છે.

વર્તમાન પ્રગતિશીલ વડોદરાના સ્વપ્નશિલ્પી અને ઘડવૈયા કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજ એક સમર્થ વિદ્વાન મહાપુરુષ હતા. તેઓ શ્રીમાન્ તેઓના ઉદાર ચારિત્ર્ય અને ઉદાત્ત કર્તવ્યોની કીર્તિસુવાસથી આજે અમર છે. તેઓની પ્રજાકલ્યાણભાવના જગજાહેર છે. તેઓની પ્રજાસેવાની પ્રવૃત્તિઓ ... વિસ્તૃત અને બહુવિધ છે. પ્રાચીન વસ્તુ-"શોધન," સાહિત્યસમૃદ્ધિ, વિદ્યાવિસ્તાર, સહકાર્ય અને કૃષિ આદિ રાજ્યની સર્વતોભદ્ર પ્રગતિમાં, રાજકીય, કલાકીય કે કોઈ ને કોઈ પ્રકારની સંસ્કૃતિપોષક વિશેષતાવાળાં બાંધકામો અને ઇમારતો—એ શ્રીમંતની ખાસ લાક્ષણિકતા હતી.

પુણ્યશ્લોક શ્રી સયાજીરાવ મહારાજનાં પરોપકારી હૃદયમાં એક અભિલાષા મૂર્ત થવા મથતી હતી. એક ભવ્ય ઇમારત ચણાય, તેમાં કલા અને સંસ્કારનો ઓપ અપાય, પણ તે ઇમારત માટી–ચૂના–પથ્થરની સ્થૂળ પાર્થિવતાને જ પ્રકટ કરી ન અટકે, પરંતુ તેમાં પ્રાણપ્રતિષ્ઠા થાય, મકાનનું મંદિર બને; સંસ્કારનું પુણ્યધામ બને; સમતા અને પ્રેમનું તીર્થસ્થળ બને; સત્ય–અબાધિત સત્યનું સંશોધનક્ષેત્ર બને. જ્યાં મનુષ્યો, આબાલવૃદ્ધ સૌ કોઈ, રંગ અને વર્ગના, ધર્મ અને કોમનાં ભેદભાવ વિના આવે, મળે, સત્યનું શોધન કરવામાં એકબીજામાં અખંડિત એકતાનું આરોપણ કરી, સ્નેહ અને સહકારનું સાચું સ્વપ્નું અનુભવે...

સમસ્ત વિશ્વની સર્વધર્મપરિષદના પ્રમુખસ્થાનને શોભાવનાર મહાનુભાવ વ્યક્તિ-પછી તે સામાન્ય સમાજનો પ્રજાજન હોય કે વિશાળ રાજ્યનો અધિપતિ મહારાજા હોય—ઉપર જણાવ્યા પ્રમાણેનાં ઉદાત્ત અને ઉદાર વિચારો ધરાવે, એમાં શું આશ્ચર્ય ! એવી વ્યક્તિઓનાં દિલમાં, સ્વાર્થ, સંકુચિતતા, ભેદ વગેરેની દુઃખદ ભાવનાઓનાં ભુક્કા કરી, સાચી એકતા; પ્રેમ અને સમતાનું સ્વાતંત્ર્ય સ્થાપવાનાં આદર્શો અહર્નિશ રમતા હોય છે. અને સાચા મહાન આત્માઓના સંકલ્પોની, જાણે મહાપિતા નોંધ રાખતો હોય તેમ, તેને ફલિત કરવાની તક ઉપસ્થિત કરે છે.

સ્થળપસંદગી અને ઇમારતના સ્વરૂપનો અંદાજી ખ્યાલ આપતી યોજનાઓ ઇ. સ. ૧૯૨૫નાં નવેંબર માસમાં શ્રી સયાજીરાવ પાસે અક્ષરસ્વરૂપમાં રજુ થઇ. 'ચાર્લ્સ એફ. સ્ટીવન્સ એન્ડ કું.' જેવા શિલ્પવિધાયકો અને બીજા નિષ્ણાતોની સલાહ–સૂચનાનુસાર, ૩૦–૪–૧૯૨૭ ના શુભ દિવસે આ પવિત્ર કાર્યનો આરંભ થયો. અને મોટી રકમ અને મહેનતના અંતે, વડોદરા સ્ટેશન તથા કમાટીબાગથી શહેર તરફ આવતાં, મોટી ડાકિન રેસિડન્સીના સામા ચોગાનમાં, કીર્તિમંદિરની ઇમારત ઊભી થઇ. વિચાર અને કાગળ પરની યોજનાએ મૂર્ત સ્વરૂપ ધારણ કર્યું. ત્યારે ઇ. સ. ૧૯૩૬ ની શરૂઆત હતી.

૧૯૩૬ ની ૨૪ મી ફેબ્રુઆરીએ મોટો મેળાવડો થયો. પતિતપાવન કૈ. શ્રી. સયાજીરાવ મહારાજે, તે સમયે, નીચેનાં ચિરસ્મરણીય ઉદ્ગારો કાઢયા હતા:

" This Kirti Mandir is intended as a Hall of Remembrance to commemorate the benefactors of the State, irrespective of their race, caste or creed. It will be a reminder to all of the story of its rulers and of the men who have planned and toiled in shaping its destinies and a tribute thus to the most cherished qualities in humanity. × × × Therefore I hold that we can pay no great tribute to our famous men than this Kirti Mandir should be declared as a meeting place for men of all religions and creeds to seek Truth and apply it as best we may to the service of humanity. "

એક રાજવીની કેવી આદર્શ અને ઉદાત્ત ભાવના ! સામાન્ય સમાજનો માણસ અને લોકપતિ રાજા–એ બન્ને વચ્ચે માનવતા, સેવા, સત્ય અને સંસ્કારથી સુદૃઢ બનતી સામ્યતાની સાંકળ જોડવાની કેવી અપૂર્વ દૃષ્ટિ ! પૂર્વના અશોક, વિક્રમ વગેરેનું આપણને સહજ સ્મરણ કરાવે, એવી પ્રજાવત્સલ વૃત્તિથી પ્રેરાયલી આ વાણી, કોના હૃદયને સ્પર્શતી નહિ હોય! આ વાણી અને ભાવનાનો સવિશેષ પરિચય, એ મહાનુભાવ મહારાજાએ સંખ્યાબંધ સમારંભોમાં અને વિવિધ પ્રસંગોએ કરેલાં માર્મિક બોધક વ્યાખ્યાનો આપે છે.

કીર્તિમંદિરની ઇમારતનો ઉચ્ચ હેતુ ઉપરના અવતરણમાં સુસ્પષ્ટ છે. વડોદરા રાજ્યની આબાદી અને સમૃદ્ધિ સિદ્ધ કરવા નાનોમોટો પણ રસરંગપૂર્ણ ફાળો આપનાર વ્યક્તિઓ–પ્રજામાંથી અને શાસક વર્ગમાંથી–ની સ્મૃતિ સાચવવાનો પુણ્ય આશય, મંદિરની રચનામાં રહેલો છે. એટલું જ નહિ પણ, તેમાં વિચાર, ધર્મ, જાતિ કે કોમ આદિના ભેદોને બિલકુલ અવકાશ નહિ આપવાની જાહેર કરેલી નીતિ, રાજવીના ઉચ્ચ સંયમશીલ તત્ત્વમાનસને પ્રકટ કરે છે. સત્ય અને સૌન્દર્યના ઉપાસક મહારાજાના મનમાં, પ્રતિષ્ઠિત અને પ્રતિષ્ઠાપાત્ર વિભૂતિઓનું સંન્માન કરવામાંય, નિર્મળ માનવ–સેવા અને વ્યાપક માનવતાની પૂજાનો મંત્ર ગુંજ્યા કરતો હોવાનું જણાય છે.

વિશ્વામિત્રી નદી પર થઈને સાતેક પગો ચાલતા પથિકને, જમણા હાથે દુઃખિઓને દિલાસારૂપ એવી સતત ચાલતી સ્ટેટ જનરલ હૉસ્પિટલનાં મકાનોનું, તથા ડાબા હાથે શ્રીમહાદેવ અને શ્રીદત્તાત્રેયનાં ધર્મ-મંદિરોનાં પાવન સાન્નિધ્યમાં રહેલ કીર્તિ-મંદિરનું સુભગ દર્શન થાય છે...તેનો બાહ્ય દેખાવ કેટલો કમનીય છે તે તો અનુભવની વાત છે. મને સ્મરણમાં છે કે ત્રણેક વર્ષ પહેલાં, મધ્યરાત્રિ વીતી ગયા પછી, મારે સ્ટેશન ઉપર જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. બહારગામથી ટ્રેનમાં પધારેલા 'રસિક' મિત્રે પગે ચાલીને ઘેર જવાની સૂચના કરી. થેલી સિવાય અન્ય સામાન ન હતો. કારતક માસની શુક્લ પક્ષની બારસ કે તેરસ હતી. નિરભ્ર આકાશમાંથી ધવલ ચાંદની વરસી રહી હતી. રસિક મિત્રે, વિશ્વામિત્રીનો પુલ ત્યજતાં જ એકદમ આશ્ચર્યોદ્ગાર કાઢ્યો,

" કુમાર ! Wonderful ! ( કેવું અદ્ભુત ) "

...તેણે અંગુલિનિર્દેશ કરી, કીર્તિ-મંદિરના સમગ્ર વિસ્તીર્ણ દેહ તરફ મારું ધ્યાન ખેંચ્યું. ખરેખર ! રૂપેરી સાગરમાં સ્નાન કરતી સૌન્દર્યકલાનું એ દૃશ્ય અનુપમ અને વિરલ ( Rare ) હતું !

રાત્રિના ત્રણનો સુમાર હતો તો પણ મારા કવિમિત્રની પ્રચ્છાને માન આપી, અમે લોખંડની સાંકળોથી સંકલિત દ્વારની ઉપેક્ષા કરી, સાંકળની વાડને ઓળંગી, વિશાળ ઉદ્યાનસમા પટાંગણમાં પ્રવેશ કર્યો. શરદ્-શશીની સુધાના છંટકાવથી પ્રફુલ્લ જણાતા જુદી જુદી જાતનાં પુષ્પ-વૃક્ષો અને નાની વેલોની કલામય રચના નિહાળી નયનતૃપ્તિ કરી. હરિયાળા વાતાવરણના મધ્યમાં શોભતા કીર્તિમંદિરના મધ્ય-અગ્રદ્વાર પર અમે આવી ઉભાં. રાત્રિ હોવાથી દ્વાર બંધ હતું છતાં તે સભર જણાતું હતું ! તે દ્વારની ચાર બાજુ ઉપર, સત્ય, ધર્મ, ન્યાય અને નીતિનાં ચાર સુંદર સૂત્રોની તકતીઓ હતી. કીર્તિ-અમર કીર્તિ-માટે આવશ્યક આ ચતુર્વિધ ઉપાદાનની સૂચક સૂત્રાવલિ હતી ! સૌરભ અને સૌન્દર્યનો નૈસર્ગિક સ્વાદ લઇ, દિવસે ફરીથી તે સ્થાનની મુલાકાત લેવાના દૃઢ નિશ્ચય સહ, અમે ઘેર ગયાં.

કીર્તિમંદિરના મધ્યખંડમાં વિવિધ કલા-પ્રવૃત્તિઓનો પ્રારંભ કરવામાં આવ્યો હતો. અમુક ચોક્કસ તારીખે રાજ્યના અને રાજ્ય ...રના વિદ્વાનો તથા પંડિતોનાં વ્યાખ્યાનો ત્યાં ...ાં લાગ્યાં. અઠવાડિયામાં નિશ્ચિત કરેલા બે ... ત્રણ દિવસોએ, સાંજે, રાજ્યાશ્રિત સંગીત-કારોનું સંગીત, આ સંસ્કાર-સુવાસિત મંદિર-ખંડમાં ફેલાતું. ભરતખંડના-ગૂર્જ-રાતના-પ્રથમ પંક્તિના સંગીતાચાર્યો પૈકીના એક શ્રી ફૈયાઝખાં-જેમની કલાનો પ્રભાવ માત્ર હુઝુરશ્રી અને તેમની રાજસભાના સન્મુખ જ પ્રકટ થવા પામતો-તે પણ પોતાની સંગીતમાધુરીની રસસરિતામાં કલાપ્રેમી પ્રજાને તરબોળ કરતાં. વાદ્યવાદન પણ આમપ્રજા માટે, આ મંદિર દ્વારા સુલભ થયાં. શરણાઇસહનું વિવિધ દેશી અને બેન્ડ વગેરે વિદેશી સંગીતનો કાર્યક્રમ પણ અઠ-વાડિયામાં બે વખત કીર્તિમંદિરના મધ્ય-ખંડમાં (ચોમાસામાં) અને હરિયાળા પટાંગણમાં જાહેરજનતા માટે થતો, અને હજુ પણ થાય છે. સંગીતપ્રેમી જનતા તેનો લાભ ઊઠાવે છે. કામાટીબાગ સુધી લાંબે પલ્લે ફરવા જવાનું મુલ્તવી રાખનાર સ્ત્રી-પુરુષો, મિત્રમંડળ કે રસિક યુગલો, કીર્તિ-મંદિરના ઉદ્યાનને જ પોતાનું વિરામસ્થાન તથા આનંદધામ માને છે. ધર્મપ્રેમી જનતાનો મોટો ભાગ-ખાસ કરીને દક્ષિણીવર્ગ-શ્રી કુબેરદત્તનાં દર્શને નિયમિત આવે છે, અને કીર્તિમંદિરના આગળના ભાગના રમ્ય વાતાવરણનો થોડો સમય પણ લાભ લીધા પછી જ તેઓ ઘર તરફ પાછા ફરે છે. શ્રી ગુરુવર્ય દત્તદેવનું ગુરુવારે સવિશેષ માહાત્મ્ય મનાતું હોવાથી, ગુરુવારે સાંજે કીર્તિમંદિરની આજુબાજુનો પ્રદેશ ભર્યો ભર્યો લાગે છે. હવે તો બાળકો પણ ત્યાં રમવા જાય છે. આમ કીર્તિમંદિરના બાહ્ય પ્રદેશની જાહેર વિશ્રામસ્થાન જેવી ઉપયોગિતા રહેલી છે.

હવે કીર્તિમંદિરના સૂક્ષ્મ આંતદર્શનનો અલ્પ પરિચય પામી, આ લેખ પૂર્ણ કરીએ. કીર્તિમંદિરના એક ભાગ તરીકે જ કહી શકાય તેવો એક ખંડ આ ઐતિહાસિક ઇમારતમાં સમાવિષ્ટ થયેલો છે. આ ખંડનું સ્થાનિક તથા ઐતિહાસિક ગૌરવ ગણવાનું કારણ એ છે કે, તેમાં વડોદરાના ભૂતપૂર્વ ૨૩ રાજવીઓની સુંદર પ્રતિમાઓને સ્થાન આપવામાં આવ્યું છે.

પ્રથમ માળે પગ મૂકતાં, આંખો અને હૃદયને આહ્લાદ આપનાર તથા આકર્ષમાં ગરકાવ કરાવનાર એવી ચિત્રત્રિપુટિ છે. પ્રથમ માળની દિવાલો આ ત્રણ ચિત્રોના કલાસૌંદર્યથી જીવંત અને ભવ્ય લાગે છે. કોઇને તો એમજ લાગે કે તે બોલતી દિવાલો

છે ! ત્રણે ચિત્રોની પૂર્વકલ્પના માટે ભારે પરિશ્રમ લેવામાં આવ્યો હતો. મુંબઈ, બંગાળ અને આન્ધ્ર સુધી, સાચા સૌંદર્યની શોધ માટે દૃષ્ટિ દોડાવી હતી. આખરે વિશ્વવિખ્યાત ભારતના જ્યોતિર્ધર શ્રી રવીન્દ્રનાથ ટાગોર-પ્રણિત શાંતિનિકેતનના વિદ્યાર્થી શ્રી નંદલાલ બોઝને આ પવિત્ર અને મહાન્ કાર્ય સુપ્રત કરવામાં આવ્યું. પોતાની વિશિષ્ટ અને અજોડ ચિત્રકલાથી સારાય ભારતવર્ષને આકર્ષનાર બોઝના નામથી કોણ અજાણ્યું છે ?

આ ત્રણે ચિત્રો, પ્રત્યેક પથિકે, કલાપ્રેમીએ અને સંસ્કારવાંછુએ સમજપૂર્વક નિહાળવા જોઈએ. એ ચિત્રોનાં સૌંદર્યને સમજવામાં સહાયકારક થઈ પડે, એ હેતુથી, અત્રે તેનો ટૂંકામાં પરિચય આપું તો તે અસ્થાને નહિ ગણાય.

(૧) ભાવપ્રતીક અને કુદરતનાં સૌંદર્યથી સભર એવું પ્રથમ ચિત્ર ' ગંગાવતરણ 'નું છે. વાલ્મીકિ રામાયણમાંથી કથાનો સ્થૂળ ભાગ ઉઠાવ્યો છે. પરંતુ કલાકારની પ્રતિભા રંગ અને પીંછીની મદદથી જાણે નવિન જ સર્જન કરતી હોવાનું જણાય છે. વરાળ, ગર્જના અને વાદળનાં ક્રમિક વિકાસમાંથી નીતરતી વર્ષાનાં વારિ વિવિધ દિશાઓમાં વહેતી સરિતાઓમાં દોડે છે. મધ્યભાગમાં સર્જન અને વિનાસના અધિપતિસ્વરૂપે મહાકાલ શંકર ( શિવ )નાં ત્રણ મસ્તકો, ભૂત, ભવિષ્ય અને વર્તમાનને સૂચવે છે. તેમની જમણી બાજુના ઉપરના ખૂણામાં, સર્જનના મૂળસમું ' બ્રહ્માનું કમંડલુ ' છે. ડાબી બાજુના ઉપરના ખૂણામાં, સ્વર્ગ પ્રતિ ઉર્ધ્વ વહન કરતી ' મંદાકિની 'નાં દર્શન થાય છે. શિવની જમણી બાજુએ, પાતાલ પ્રતિ ગમન કરતી ' ભગવતી ' અને ડાબી બાજુએ, પૃથ્વીપટ ઉપર વહન કરતી ' ગંગા ' ગંગાનાં સ્વરૂપોનું આલેખન કરેલું છે. પૌરાણિક ત્રિપથા ગંગા, તથા સર્જનમાં લયભરી સંવાદિતા સાચવતી નૃત્યરાજ શિવની સુરેખ ચિત્રાકૃતિઓ, કુદરતની રમણિયતાના દર્શનસહ, સહૃદય પ્રેક્ષકનાં મનનું અજબ આકર્ષણ કરે છે.

(૨) કીર્તિમંદિરના ગર્ભ ભાગમાં રહેલો આ કલાવિભાગ, મીરાંબાઈના જીવનનાં ત્રણ સ્વરૂપચિત્રોથી ઓર દીપી ઊઠે છે. આ ચિત્રફલકના મધ્યભાગમાં, દાદુ, કબીર, રજબ વગેરે મધ્યકાલીન સંતોના સમાગમમાં મીરાંબાઈ મ્હાલી રહી છે. જમણી બાજુ ઉપર, માયાવી જગત્ વ્યવહારથી મુક્ત થઈ, પોતાના ગિરિધર ગોપાળના દિવ્ય દર્શન માટે આતુર બનેલી મીરાંબાઈનાં દર્શન આપણને થાય છે અને ડાબી બાજુ ઉપર, મીરાંબાઈના જીવનનો છેલ્લો સમય, જે તેણે દ્વારકામાં દરિયાકાંઠે ગાળ્યો હતો, તે દૃષ્ટિગોચર થાય છે. ત્રણે ઉપચિત્રો સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રકટ કરતાં હોવા છતાં, મીરાના આખા એક અખંડ આત્મસ્વરૂપને વ્યક્ત કરે છે, એમ સ્પષ્ટ જણાય છે; તેમાં જ આ ચિત્રની કલા સિદ્ધ છે.

(૩) પ્રથમના બે હિન્દુ જીવનને સ્પર્શતા ચિત્રોથી તાત્ત્વિક અર્થમાં કોઈ પણ રીતે નહિ ઉતરતું એવું તૃતીય ચિત્ર, બુદ્ધકથા પ્રણીત છે. કવિવર ટાગોરની **' નટીર પૂજા '** નામની નાટિકામાંથી ઉધ્ધૃત કરેલું **'પૂજારિણી'**નું કથાનક, શબ્દ જેટલું જ રંગ–રેખામાં અદ્ભુત સૌન્દર્ય આપી શકે છે, એની પ્રતીતિ આ ટાગોરના શિષ્ય બોઝની આ પ્રતિભા-પીંછી આપણને કરાવે છે.

ભગવાન બુદ્ધ પાસેથી વૈરાગ્યના તત્ત્વ-બોધને પામેલા બિંબિસારે રાજ્યકારભાર પોતાના મહત્તાકાંક્ષી પુત્ર અજાતશત્રુને સોંપ્યો અને પોતે નગર બહાર ધ્યાનચિંતનમાં નિમગ્ન થયા. એજ માર્ગની પ્રેરણા પામેલો

તેનો નાનો પુત્ર ચિત્ર પણ ભિક્ષુ બની ગયો. બુદ્ધભક્ત રાજમાતા લોકેશ્વરીનું હૈયું હચમચી ઊઠ્યું. પતિ અને પુત્રનો વિયોગ કરાવનાર ધર્મ તરફ તેને તીવ્ર ઘૃણા ઉત્પન્ન થઈ. બુદ્ધવિરોધી અને બુદ્ધબંધુ દેવદત્તની અસર નીચે, રાજા અજાતશત્રુના બુદ્ધપૂજાપ્રતિબંધના આદેશો છૂટયા.

"બુદ્ધને પૂજનારાઓ પામશે નિજ અંતને"

રાજાજ્ઞા નગરમાં ફરી વળી.

વસંતપૂર્ણિમાની બુદ્ધજયંતિએ મંદિરની પૂજાનો ખાસ માનનીય અધિકાર રાજકુમારીઓ માટે હોય છે. પરંતુ આજના મંગલ દિવસે, રાજનટી શ્રીમતી જેવી તુચ્છ વર્ગની સ્ત્રીને આ ઉત્તમ પૂજાનો હક્ક પ્રાપ્ત થતો જોઈ, રાજકુમારી રત્નાવલિમાં અસૂયા અને અપમાનજનિત ક્રોધની લાગણી ઉભરાઈ. તેણે રાજાજ્ઞા મેળવવાની વ્યવસ્થા કરી કે-મંદિરને બદલે સ્તૂપ સમીપ નટીએ નૃત્ય કરવું. નૃપતિના આદેશનો આદર કરતી શ્રીમતી, નૃત્યોચિત વેષભૂષાથી સજ્જ થઈ, સ્તૂપ સમક્ષ, સંધ્યા સમયે ઉપસ્થિત થઈ. તેના કરુણમંગલ નૃત્યનો આરંભ થયો. તેના નૃત્યના પ્રત્યેક અણુઅણુમાં તેનો ધર્મભાવરંજિત પરમ ઉલ્લાસ પ્રકટ થતો હતો. ભાવની તથા નૃત્યની ચઢતી જતી કક્ષામાં, તેણીનાં મનોહર વસ્ત્રાભૂષણો તેનાં સુંદર લલિત દેહથી અલગ થતાં જતાં હતાં. નૃત્યકલા પરાકાષ્ઠાએ પહોંચી, અને તેણી માત્ર મૃત્તિકાના વેષ્ટન સહ 'ભિક્ષુણી' બની ઉભી રહી! જે ગંભીર પળે, તેણી ઔપચારિક પૂજાના અંતિમ શ્લોકો ઉચ્ચારતી મંગલ અભિવંદના કરવા નીચે નમી, તેજ ક્ષણે, રાજાજ્ઞાનો કઠોર અમલ થયો! રાજસેવકોની પાણીદાર તલવારે ધ્યાનસ્થ સુંદરીનું મસ્તક છેદી નાંખ્યું.

" કુહારના કટુ ઘાથી લતા ઢળે
ત્યમ ઢળી અસિથી તહીં શ્રીમતી
અમર મંગલ શૈલ પરે, અરે
રૂધિરની દઈ અંતિમ અંજલી. "

('કુમારનાં કાવ્યો,' પાન ૬૭)

નટીના આ પરમ શૌર્યપૂર્ણ ભક્તિ-સમર્પણના દશ્યે, દરેકનું, રાજકુમારી રત્નાવલિનું પણ હૃદય પીગળી ગયું!

ઉપરના ત્રણે ચિત્રો, કીર્તિમંદિરના સૂક્ષ્મ યશમંદિરના સુવર્ણશિખરે સમાન છે. આ ચિત્રોમાં કવિતા, કલા, સૌંદર્ય, પ્રતિહાસ મૌન ભાષામાં બોલી રહ્યાં છે. વિશેષ હર્ષની વાત એ છે કે, શ્રીયુત નંદલાલ બોઝ, પોતાની પ્રતિભા અને સર્જનશીલ પીંછીની મદદથી, અપૂર્વ એવું ચોથું ચિત્ર આ કીર્તિમંદિરને અર્પી રહ્યા છે.

વડોદરા કીર્તિમંદિરના અંતર્બાહ્ય સ્વરૂપનો આછો પરિચય પામ્યા પછી, આપણને પેલા આંગ્લકવિની પંક્તિને વિસરી જવાનું મન થાય છે કે,

'Fame is the food that dead man eats.'

અંતમાં, કીર્તિમંદિરની પ્રેરણાત્મક કીર્તિકલા અખંડ અને અનંત વિસ્તરો, એવી અભિલાષા.

## સોમસુંદરી

( અનુષ્ટુપ )

મધ્ય રાત્રિ સમે ધીરે વિહરે એકલી સખિ;
પાઠવે પાઠ શાંતિના સૌમ્ય એ સોમ-સુંદરી.

( માલિની )

મધુર મધુર ગાયે કંઈ ઝીણું ઝીણું એ,
અધરપુટ ખોલીને પૃથ્વી એ કંઈ સ્રવે છે;
જીવન તણું વૃત્તાંત આત્મનું ગાય છે એ,
અસમય સમયે આ કોણ એ કિન્તુ ઝીલે ?

( વસંતતિલકા )

આંદોલનો રસિકડાં ઉપજાવતી એ,
આદર્શ શ્રી જીવનનો કંઈ ભાસતી એ;
માસો ગયા પ્રિય ! હજુ પણ ચંદ્રિકામાં,
એકાન્તમાં જીવનમંત્ર સુણાય છે એ.

( અનુષ્ટુપ )

" મુગ્ધ ચિત્તે સુતો સુતો ગાન એ સૂણતો હતો;
સદ્ભાગ્ય મારાં કે સૌ ભગિનીને પણ લહે. "

( શાર્દૂલ વિક્રીડિત )

" સત્ય જ્યોતિ સ્વરૂપ શાશ્વત ગુરુ જે છે રઘુકુળના,
દેવોના અધિદેવ સાક્ષિ સહુનાં કૃત્યો આત્મો તણાં;
જેની કાંતિ જ્વલંત ચંદ્ર મહીંએ જેની ગણે જોડ ના,
એવા એ જગવંદ્ય પૂજ્ય સહુના સૌભાગ્ય નાથ મમ. "

શ્રી. પ્રહ્લાદ શુક્લ

## મુક્તિ મેળવવાના કોડ

મુક્તિ મેળવવાના કોડ,
મારી બેન મને
મુક્તિ મેળવવાના કોડ...મુક્તિ૦

લાગી છે શક્તિ હવે
માગે છે મુક્તિ હવે
જાગ્યા છે ચાલીસ કરોડ,
મારી બેન મને
મુક્તિ મેળવવાના કોડ...મુક્તિ૦

સત્યના પંથે ને
આ ખાદીમંત્રે
પૂર્યાં છે આજ કેં અકોડ,
મારી બેન મને
મુક્તિ મેળવવાના કોડ...મુક્તિ

શ્રી નાથુભાઈ શાહ

## ભીખારણ

હું રે ભીખારણ રે અંતરના પ્રેમની
માંગુ છું ભીખ દેવ પાસ ભીખારણ રે
અંતરના પ્રેમની.

અણુખુલ્યા બારણે રે નિત્ય નિત્ય જતી ભીખારણ
ઉંડી ધરેલ ઉર આશ–ભીખારણ રે
અંતરના પ્રેમની.

વીતાવી રજની રે પ્રગટી ઉષા ભીખારણ
રીઝયા છે દેવ ખુલ્યા દ્વાર ભીખારણ રે
અંતરના પ્રેમની.

મલકન્તુ મુખડું રે જોઇ હરખાતી ભીખારણ
ઝીલે નયન રસધાર ભીખારણ રે
અંતરના પ્રેમની.

વાંચી અબોલ બોલ રે મુખવણ માંગ્યા ભીખારણ
ભાંગી છે ભીડ દઇ દાન ભીખારણ રે
અંતરના પ્રેમની.

ઢળતી ચરણમાં રે નીર ભરી આંખે ભીખારણ
ભુલી નયત દેહભાન ભીખારણ રે
અંતરના પ્રેમની.

શ્રી. કપિલાબ્હેન ત્રીવેદી

## યાચના

ચહું એટલું હું પ્રભુ સહસ્ત્ર લક્ષ રશ્મિના
ઝીલવા અસંખ્ય બિંબ, પૂંજવા વરેણ્ય ભર્ગ
ઝીલીને અઘોર આ તમિસ્ત્ર રજની ફેડવા
જરુર તવ પુંજની, ભેદવા પડળ સમા
પટો પડ પરે; મારે અબોધ હો' પ્રભા ભરી.

પરંતુ અહીં ના દૃષ્ટિ ઉપયુતા મુજ અંતરે
નહિ જાણું કદાપિ વા તિમિરતા વ્યાપી બધે
બધી ભાવો ઊંડે–ઊંડે તોફીય અજાણ્યું થઈ
રહ્યું છતાં હવે કિન્તુ હિમાદ્રિ મુજ અંતરે
અહો તાત ચહું આજે વહાવ વાય ભાસ્કર.

નહિ પુંજની ઉપયુતા જીરવવી મુજ શંકને
કણી માત્ર મને થશે મહાન પુંજ જેવડી
અને સાધુ જીવન સાથે અનન્ય હું, આત્મનો
આગળ ને આગળ પુંજના માત્ર કણુ નડે.

શ્રી. રજનીકાન્ત દલાલ

# સ્ત્રીઓની પ્રગતિ

:: લેખક : શ્રી. મનુ શાહ ::

હિંદની નવરચનાની સુંદર અને વિશાળ યોજનાઓની સફળતાનો આધાર બીજી કોઇ પણ વસ્તુ કરતાં મનુષ્યજીવનની સામગ્રી ઉપર વધારે અવલંબે છે. ભૂમિ, પાણી, ખનિજ, નાણાં વગેરે આપણે ત્યાં કેટલા પ્રમાણમાં છે તેનો પૂરો વિચાર કરવામાં આવે છે. પરંતુ જે સમાજ જીવનના પાયા ઉપર અને જે માનવીના જીવનની સામગ્રી ઉપર આ નવરચનાની સફળતાનો આધાર છે, તેનો પૂરો વિચાર કરવામાં આવતો નથી. આજે હિંદના સ્ત્રી અને પુરુષોનું જીવન કેટલે અંશે આ નવરચના માગે છે તે વિચારવું જરૂરી છે. તેમાંયે સ્ત્રીઓની પ્રગતિ તરફ વધુ ધ્યાન આપવાની જરૂર છે. શિક્ષણની દૃષ્ટિએ, સંપર્કની દૃષ્ટિએ, શારિરીક જાગની દૃષ્ટિએ પુરુષ કરતાં સ્ત્રીઓ વધુ પછાત છે. એટલે સ્ત્રીઓની ઝડપી પ્રગતી માટે શક્ય તે બધા પ્રયત્નો કરવાની ખૂબ જરૂર છે.

વડોદરામાં છેલ્લા થોડા વખતથી આવા પ્રયત્નો વેગપૂર્વક શરૂ થયા છે અને તેનું માન સ્ત્રીઓના પ્રશ્નોમાં અત્યંત અંગત રસ લેતાં લેડી પ્રતિમા મિતરને ઘટે છે. તેમના વડોદરામાં આવ્યાં પછીથી સ્ત્રીસંસ્થાઓની પ્રવૃત્તિઓમાં નવું ચેતન આવ્યું છે, નિષ્ક્રીય સંસ્થાઓ સક્રિય કામ કરતી થઇ છે એટલું જ નહીં પણ અનેક પ્રકારની નવી નવી પ્રવૃત્તિઓ પણ શરૂ થઇ ચૂકી છે.

—સ્ત્રીઓના પ્રશ્નોમાં અત્યંત અંગત રસ લેતાં—



—લેડી પ્રતિમા મિતર—

આજની ગુજરાતણ માટે પ્રથમ જરૂરી વાત તે સુદૃઢ શરીરની છે. લેડી પ્રતિમા મિતર અખીલ હિંદ સ્ત્રી રમતગમત મંડળ ( All India Women's Sports Association )નાં પ્રમુખ છે અને એ રીતે સ્ત્રીઓની શારીરીક સુધારણામાં તેમને

ઊંડો રસ છે. તેમણે ઉપરોક્ત મંડળની એક શાખા વડોદરામાં સ્થાપી વડોદરાની સ્ત્રીઓ માટે રમતગમતદ્વારા શારિરીક સુધારણા કરવાની જોગવાઇ કરી આપી છે.

આ ઉપરાંત મધ્યમ વર્ગની તથા નિરાધાર સ્ત્રીઓ માટે આવકનું સાધન પુરૂં પાડવાના પ્રયાસોમાં પણ તેમણે મોટો ફાળો આપ્યો છે. શ્રી ચિમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયની વારંવાર લીધેલી મુલાકાતો અને કરેલી સુચનાઓ તથા અન્ય રીતે આપેલી મદદ તેમજ હિરક મહોત્સવ ગૃહઉદ્યોગ મંદિરની ખીલવણી અર્થે તેમણે જે પ્રયત્નો કર્યા છે તે ખરેખર નોંધપાત્ર છે. ઔદ્યોગીક પ્રદર્શન વખતે તેમણે બતાવેલી કાર્યદક્ષતા હજી આપણી નજર સમક્ષ તરવરે છે. તેમના સુંદર અને માયાળુ સ્વભાવથી તેમણે શ્રી સરલાબ્હેન મ્હેતા, શ્રી. સુભદ્રાબાઇ પવાર, મીસીસ વાડીઆ વગેરે અગ્રગણ્ય સ્ત્રી કાર્યકરોનો સહકાર મેળવ્યો છે અને સ્ત્રીઓની પ્રગતિ માટેના બધાં પ્રયાસોમાં તેઓ નવું ચેતન આણી રહ્યાં છે.

બંગલામાં રહેતા સ્ત્રી વર્ગ માટે પણ તેમણે એક સુંદર યોજના કરી છે અને તે વડોદરા હોર્ટીકલ્ચર સોસાયટી. બંગલાના બગીચા સુંદર અને આકર્ષક બને તથા ખાદ્યપદાર્થોની આ તંગીના સમયે તેમાં સારાં શાકભાજી ઉત્પન્ન થાય તેવા પ્રયાસો ઉપરોક્ત મંડળ દ્વારા થઇ રહ્યા છે.

આમ સ્ત્રી પ્રગતિની પ્રત્યેક યોજનામાં તેઓ ખૂબ રસ લઇ અનેક નવી યોજનાઓ અમલમાં મૂકી રહ્યાં છે. તેમની આ ધગશથી પ્રેરાઇ અત્રે એક વિનંતી તેમની સમક્ષ રજુ કરવાની તક લઉં છું સ્ત્રી–શિક્ષણ અંગે કાંઇક વ્યવસ્થા કરવાની. આપણો દેશ કેળવણીમાં બહુ પછાત છે અને તેમાંયે ખાસ કરીને સ્ત્રીઓ. તેથી કરીને પુખ્તવયની સ્ત્રીઓ માટે પ્રૌઢ શિક્ષણની ખાસ વ્યવસ્થા કરવાની જરૂર છે અને સામાન્ય રીતે બાલીકાઓને અભ્યાસ માટે વધુ ઉત્તેજન આપવાનો પ્રયાસ પણ જરૂરી છે. વડોદરામાં પ્રૌઢ શિક્ષણ પ્રવૃત્તિ છેલ્લાં બે ત્રણ વર્ષોથી દાખલ થઇ છે. પરંતુ સ્ત્રીઓ તેનો બહુજ ઓછા પ્રમાણમાં લાભ છે એટલે સ્ત્રીવર્ગ માટે એલાયદી વ્યવસ્થા કરવી જરૂરી છે. લેડી પ્રતિમા મિતર પોતાની બુદ્ધી અને લાગવગથી આ કામ ઉપાડી લઇ પાડશે તો વડોદરાની સ્ત્રીજનતાની તે આશિષ મેળવશે

---

# મેં ક્યાં કીધુ તું ?

[ મિશ્ર ]

મેં ક્યાં કીધું 'તું વહે પ્રેમ નીર  
જે લાય - તાણી ઉરનું ખમીર;  
મેં વાંછ્યું તું ક્યાં ચખ અશ્રુ પૂર  
જે નેત્રનું યે હરી જાય નૂર.  
માગી હતી, તું વરસી ગઇ અહી  
ઉપાડતી ગઇ હતી એય ઝૂંપડી !

શ્રી. શશિન્ ઓઝા



સરખી સાહેલી મીઠું મીઠું મલકે,
ડેવી ગુર્જરી ગુણસુંદરી રે.

## વ્હાલમની વાટ

મને અંતરમાં લેહ એક લાગી,
કે દેહભાન ત્યાગી,
વ્હાલમની વાટ જોતી. ૧

ઝુલે હૈયું આશાની વેલે,
યૌવન ખેલ ખેલે,
વ્હાલમની વાટ જોતી. ૨

મ્હારા હૈયામાં મંજરી મ્હોરે,
મધુર રસ ફોરે,
વ્હાલમની વાટ જોતી. ૩

ચંદ્ર ખીલે ને ચાંદની શોભે,
અંતર મન ચોભે,
વ્હાલમની વાટ જોતી. ૪

મ્હારૂં હૈયું ચડ્યું છે હેલે,
હૃદય રંગ રેલે,
વ્હાલમની વાટ જોતી. ૫

જેવી સાગર સૂની સરિતા,
બીલી હું વનિતા,
વ્હાલમની વાટ જોતી. ૬

મધુરંસી કોકિલાની બોલે,
કે હૈયું ચડ્યું ઝોલે,
વ્હાલમની વાટ જોતી. ૭

શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

છપાઇ રહેલ 'નજરાણું'માંથી.

ગુજરાતી સારૂં આવડતું હતું: એટલે તે મ્હારી સમીપ ફિરો આવી. "મને ગુજરાતી શીખવાડશો?" તેણે વિનવણી કરી, "મને જરા અઘરો વિષય લાગે છે" થોડા જ દિવસો બાકી રહ્યા હતા છતાં મ્હેં તેની કુમકે જવા નિર્ણય કર્યો. એના કુટુંબ સાથે એ બહાને પરિચયમાં અવાશે એજ મ્હારી દિલની સાચી તમન્ના હતી.

ને ખરેખર તેમ જ હતું. આમ અભ્યાસમાં મદદ કરી પરિચયમાં આવવાની રીત સૌથી સુંદર હતી. એણે પરીક્ષા આપી ત્યાં સુધીમાં તો અમારો પરિચય ઘણો ય વધી ગયો હવે એને મૈત્રી સંબંધ પણ કહી શકાય. આખું ય કુટુંબ ઘાટું જ ગણાતું હતું. એમનામાં જરા ય દંભ નથી એટલે સાફ દિલીથી અમે એકબીજાની વધારે નજીક આવ્યાં. એકબીજાના સુખદુઃખના સામાન્ય પ્રસંગોમાં ભાગ લેવાથી એ મૈત્રી ગાઢ થતી ગઇ. છતાં ય શરૂઆતમાં તો બધું સરલ નહોતું જ. કેટલાક ખોટા વિચારો, કેટલાક ભૂલભરેલા ખ્યાલો, કેટલાક પગુરુ વગરના નિર્ણયો વગેરે એકબીજાની આડે આવતા. તેથી પરિસ્થિતિની ગંભીરતા ઘણી વાર વધુરી જતી.

બીજી દીકરી ડાયેના સાથે મ્હારે કદી મેળ જામતો નહિ. બીજાં બધાં મ્હારાં સાથે ઘણી જ સારી રીતે વર્તતાં પણ ડાયેના તો મ્હારાથી અતડી જ રહેતી

૩

એક દિવસ અભ્યાસ ને સાહિત્યની ચર્ચામાંથી વાર્તાલાપ જાતિ ને સ્ત્રીસંબંધ પ્રતિ વળ્યો. ત્યાં મેરિ બોલી, "તમે આપણી ડાયેનાને તો ઓળખો છો ને? એ છોકરીઓને પણ દિલથી ધિક્કારે છે"

હવે મને એના આવા વર્તાવ મગ

જડી ગયું. પરંતુ બરાબર સાંભળ્યા છતાં મેં પ્રશ્ન કર્યો "ખરેખર ?" મેં પૂછ્યું, "આટલી નાની ઉંમરે !"

"હા" વેણીએ જવાબ આપ્યો "એ તો મુશ્કેલી છે ને ! એની એ માન્યતા ભુલાવવા મેં આકાશપાતાળ એક કર્યાં છે પરંતુ એની માન્યતાથી બીલકુલ ચલિત થઇ નથી, એની નાની વયમાં આવો વિચિત્ર પૂર્વગ્રહ એના કુમળા મગજમાં કોણ જાણે ક્યાંથી એ પેસી જવા પામ્યો છે કે તેને કેવી રીતે દૂર કરવો તેજ અમને સમજાતું નથી. એ વિચિત્ર ખ્યાલ એના દિલમાં ઘર કરીને જ બેઠો છે."

## હરિ ! મીઠીશી વાંસળી વગાડી

હરિ ! મીઠીશી વાંસળી વગાડી,
ને મોહમાં લીન કીધાં;
પછી બન્યા ગોવાળવૃંદ સાથી
કે દુઃખડાં કેમ દીધાં ?

હરિ ! પકડી પાલવ વાટ રોકી,
ને મોહમાં લીન કીધાં;
પછી મહીંની તે ગોરસી ફોડી,
કે દુઃખડાં કેમ દીધાં ?

હરિ ! તારલા શા રાસડે રમી,
ને મોહમાં લીન કીધાં;
પછી ગોપીને ચીર તાણ લૂંટી;
કે દુઃખડાં કેમ દીધાં ?

હરિ ! કેસૂડે ચુંદડી રંગી,
ને મોહમાં લીન કીધાં;
પછી અંખાના નીરને ઢોળાવી,
કે દુઃખડાં કેમ દીધાં ?

હરિ ! જમુનાના જળ પર ઝુલાવી,
ને મોહમાં લીન કીધાં;
પછી નૌકાને ભમરે ભૂલાવી,
કે દુઃખડાં કેમ દીધાં ?

હરિ ! સુતેલાં સોણલાં જગાડી,
ને મોહમાં લીન કીધાં;
પછી લીલા અપાર ન પમાડી,
કે દુઃખડાં કેમ દીધાં.

— શ્રી. શાન્તિલાલ શેઠ

નહોતું. એક પણ વિચાર એનો આત્મીય વિચાર નહોતો. બધું જ ઝેર બહારની દુનિયામાંથી એકના ઉગતા દિલમાં રેડવામાં આવ્યું હતું. હિંદી લોકોને ધિક્કારવાનું જ એને ધરમૂળથી શીખવવામાં આવ્યું હતું. એના પર એરી વાતાવરણ જોર કરી લપેટાઇ ગયું હતું.

"ત્યારે તમે અંગ્રેજ, નહિ !" મેં ધીમેથી દલીલ મૂકી, "અંગ્રેજ પ્રજા ને તમારામાં કશો જ ફરક નહિ." એ ઉત્તર આપે તે ઝતિ હું એને જોઇજ રહ્યો.

"હાસ્તો" પૂર્ણ વિશ્વાસથી તે બોલી "અને અંગ્રેજો ગમે છે. તેઓ કેવા મઝાના છે !" એણે જાણે વેદવાક્ય રજુ કર્યું.

પરંતુ આ જવાબમાં પાછી વ્યક્તિગત વાત આવી. એના કુટુંબને કે એની જાતિને આ માન્યતામાં તે ભેળવી શકી નહિ. આવા એના ધિક્કાર પ્રત્યે એના કુટુંબને કદાચ ખાસ વાંધો પણ નહિ હોય છતાં કોઇ એને ઉત્તેજન તો નહોતું જ આપતું.

છતાં બીજ તો રોપાઇ જ ચૂક્યું હતું ને એનું કેવું ભયંકર પરિણામ આવશે તે વિષે પણ ભેમત નહોતા જ. આ ગજબ વૈરવૃત્તિને અજ્ઞાન કે અયોગ્ય રીતે પોષવામાં આવે તો એક ભયંકર સાધન બની જાય. આવાં પ્રકારની જડ ઘાલી બેઠેલી માન્યતામાંથી ડાયેનાને કેમ અળગી કરવી તે મને સમજાતું નહોતું. નવ વર્ષની બાલિકા આવા વિચારો ધરાવે ને આવી લાગણીઓ રાખે એ બીલકુલ ઇચ્છવા યોગ્ય નહોતું. પ્રૌઢ વયની વ્યક્તિઓ માટે પણ આવી ભાવનાઓ માનવતાથી પર લેખાય. ડાયના પ્રૌઢા થશે ત્યારે બાલ્યથી હૈયામાં પોષેલો આ ધિક્કાર કેટલી પરાકાષ્ઠાએ પહોંચશે !

હિંદમાં એ જન્મી હતી: હિંદમાં જ ઉછરી હતી: હિંદની ભૂમિએ જ એનું પોષણ કર્યું હતું: હિંદના તત્ત્વોથી જ એનું જીવન ઘડતર થયું હતું. હિંદઓનો સામાન્ય પ્રાણવાયુ જ એ લેતી હતી. હિંદી આકાશ નીચે રહેતી હતી ને એની શિરાઓમાં હિંદી લોહી જ વહેતું હતું એ પરિસ્થિતિમાં એ પોતાના બંધુઓથી પોતાની જાતને અળગી કેવી રીતે પાડી શકે ? એમને ધિક્કારી તો શકે જ કેવી રીતે ?

મને હવે આ રોજંદી ચિંતાનો વિષય થઇ પડયો. ડાયેનાનું માનસિક વલણ મારે મન એક કોયડો બની ગયો. જ્યારે જ્યારે હું નવરો પડતો ત્યારે ત્યારે એના જ વિચારો મારા દિલમાં જાગી જતા. દરરોજ હું નવાં નવાં દૃષ્ટિબિંદુથી એ પ્રશ્નનું નિરાકરણ શોધતો. મને સફલતા મળશે ? હું રોજ વિચારતો.

૪

આ પ્રશ્નનો તાકીદે અણધાર્યો નિકાલ આવશે એવી મેં કલ્પના પણ કરી નહોતી.

ડાયેના અત્યાર સુધી ઘેર જ અભ્યાસ કરતી. માર્ચ મહિનામાં પહેલી જ વાર એને કોઇ એંગ્લોઇંડિયન સ્કુલમાં મૂકવામાં આવી. એ સંસ્થા ખાસ કરીને યુરપીઅનો માટે જ હતી, છતાં કેટલાંક હિંદી ને એંગ્લોઇંડિયન બાળકોને અપવાદ રૂપે તેમાં દાખલ કરવામાં આવતાં. ત્યાં અભ્યાસનું ધોરણ ઘણું ઉંચું રહેતું ને શિસ્તપાલન કડક રીતે થતું. શાળાના અભ્યાસવર્ગો છુટયા પછી સંધ્યાકાળે રમતગમતોમાં ફરજીયાત ભાગ લેવો પડતો.

શાળામાં ડાયેનાનો સમય કેવી રીતે પસાર થતો તેની તો હું કલ્પના કરી શકું તેમ નહોતો. પરંતુ સંધ્યાસમયનાં ખેલનો એને માફક આવતાં હોય એમ લાગતું નહિ. એને કોઇ પ્રકારની દરકત હોય તો પણ એ મને કહે એ બનવું તો અસંભવિત જ હતું.

મારામાં જાણે એને કશો જ રસ ન હોય એવું એ વર્તન રાખતી, એનાં વડીલોને તો એ બધાંની કાંઈ પડી જ નહોતી. સંધ્યાખેલનના અણગમાની પણ એમને ખબર નહોતી.

એક દિવસે કોઈ કામ પ્રસંગે અણુધાર્યો મારે તેમના રમતગમતના મેદાન પર જવાનું થયું. સંધ્યાકાળે લગભગ છ વાગ્યા હશે. હું સ્વાભાવિક જ જરા ધીમો પડયો. મારી દૃષ્ટિ આપમેળે જ ડાયેનાને શોધવા લાગી. થોડીવારમાં જ મેં એને કેટલાંક છોકરાં જોડે વાતો કરતી જોઇ. ત્યાં શું ચાલી રહ્યું છે એનો મને દૂરથી ખ્યાલ આવે તેમ નહોતો એટલે હું જરાક નજીક ગયો. એમની વાતચીત ધ્યાનથી સાંભળવા પ્રયત્ન કર્યો.

ડાયેના સિવાય આખી યે ટુકડી યુરોપીઅન બાળકોની હતી. ડાયેનાને એમની જોડે રમવાનું ઘણું જ દિલ હતું. પરંતુ એ લોકો એને બાકાત રાખવા જ મહાતા હતા. એમની ટુકડીમાં દાખલ કરવાની એમની અનિચ્છાનો ડાયેનાને પૂરો ખ્યાલ નહોતો. અંગ્રેજ બાળકો એને ગમતાં એટલે કદાચ એવી કલ્પના પણ એને નહિ આવી હોય, એ પોતાને યુરોપીઅન જ સમજતી એટલે એના પ્રત્યે એ લોકોને અણગમો હોય એવો વિચાર સુદ્ધાં એને આવ્યો હોય એમ જણાતું નહોતું. એમની ટુકડીમાં ભળવા એ વિનંતિ કર્યા જ કરતી પરંતુ કોઈ એની વાત ઉપર ધ્યાન આપતું નહિ.

ડાયેનાનું દબાણ વધતું જ ગયું. એટલે પેલાં અંગ્રેજ બાળકોની ધીરજનો પણ અંત આવ્યો. "હવે જંપવા દે ને" એકાદ જણથી તો કહેવાયું, "ચાં......વર્ણસંકર. અમારે તારી સાથે નથી રમવું." તેણે સાફ સુણાવી દીધી. "આજે નહિ ને કદી પણ નહિ. અમારો છેડો છોડને."

એ સાંભળી મને આઘાત થયો. ડાયેનાને તો વજ્રપાત જ અનુભવ્યો હશે. એટલું એ વર્તન આકસ્મિક ને વિનાશક હતું. એક ક્ષણ ભર ડાયેના પેલા છોકરા સામે જોઈ જ રહી. એની આંખોમાં દર્દનો પાર નહોતો. પછી ધીમેથી પાછી વળી તે ચાલી ગઈ. એના પગ લથડિયાં ખાઈ રહ્યા હતા. મેં ધ્યાનથી એના તરફ જોયું. એની આંખોમાં આંસુનું પૂર ઉભરાયું હતું.

એ મેદાન પર છોકરાંઓની બીજી ટુકડીઓ પણ હતી. કોઈ ટુકડી યુરોપીઅન બાળકોની, કોઈ હિંદી બાળકોની, ને કોઈ એંગ્લોઈંડિયન બાળકોની. ડાયેના એક બીજી ટુકડી નજીક ગઈ. એ પણ યુરોપીઅન ટુકડી હતી. એક ક્ષણ પર તેમના પ્રત્યે દૃષ્ટિપાત કરી તે ઉભી રહી. પછી ખૂબ જ ધીમા અવાજે બોલી, "મને રમાડશો ?" વધારે એક અક્ષર પણ ઉચ્ચારી શકી નહિ.

એ ટોળીમાંથી એકાદ જણ કાંઈક કહેવા ગયો. એના મોઢે નકાર સાંભળે ત્યાર પહેલાં તો ડાયેના ત્યાંથી દૂર દૂર દોડી ગઈ. એ દોડતી જતી ને રડતી જતી. એમ છેક દરવાજે પહોંચી. નિર્જીવ પત્થરોમાં એણે પોતાનું મોં છુપાવી. એનાં ડૂસકાં ખાળ્યાં ખળાતાં નહોતાં.

મેં એક ક્ષણ પણ નકામી ગુમાવી નહિ. એ જ્યાં ઊભી હતી. ત્યાં હું જઇ પહોંચ્યો. એના ખભા પર ધીમેથી હાથ હાથ મુકયો.

અણધાર્યો એનો હાથ મારાથી દબાઇ ગયો. તે પણ સમજી જ ગઇ હશે. "મેં કેવી મોટી ભૂલ કરી હતી !" તે બોલી.

"કહે જોઇએ" કહી સીધો તેને પ્રશ્ન કર્યો, "ક્રીડાંગણ પર મારી સૂચના પ્રમાણે વર્તી તેથી તને દીલગીરી તો નથી થતી ને ?"

"ના રે ના" તે બોલી, "મને જરા ય

દિલગીરી થતી નથી, એ વાતનો મેં જરાક વિચાર કર્યો કે હું તમારો હેતુ સમજી ગઈ હતી. એ માટે હું તમારો ખાસ આભાર માનું છું. હવે મને બધું જ સ્પષ્ટ સમજાય છે. આપણે ને અંગ્રેજો એક નથી. એમનામાં ને આપણી વચ્ચે કોઈ પ્રકારનું સામ્ય જ નથી. આપણે એમને બીલકુલ ગમતા નથી. જ્યારે હિંદીઓ આપણને ખૂલ્લે દિલે વધાવી લે છે. મને આજે એનો પ્રત્યક્ષ અનુભવ થયો જ."

"સાગર બિંદુની સંભાળ રાખે જ" મેં ઉલ્લાસથી જણાવ્યું, "તે દિવસે તેં તારો જાતને સાગરમાં બિંદુ સમાન ગણાવી હતી: પરંતુ હિંદી લોહીનું તારામાં ફક્ત બિંદુ જ નથી. એથી તારામાં ઘણું વધારે છે, છતાં એ સામ્ય પણ તારા લક્ષમાં રાખીશ તો ય તને ખ્યાલ આવશે કે બિંદુનું આંતરીય અસ્તિત્વ જ નથી. સાગર સિવાય એના અસ્તિત્વની શક્યતા જ નથી, તારા સાચા બંધુઓથી તું કદી જુદી પડી શકે જ નહિ સાગરનું જલ પોતાના બિંદુને પોતામાં સમાવી લેવા આતુર છે. બિંદુએ એમાં સમાઈ જવાની ચેતના રાખવી જોઈએ. હવે એ બધી વાતો સમજાય છે ને ?"

"બરાબર" તે બોલી, "ઘણી જ સ્પષ્ટતાથી સઘળું સમજાય છે." એના સ્વરમાં શરમનો સહેજ સંકોચ હતો.

"ડાયેના!" હું આગળ વધ્યો, "તેં મને કદી ધિક્કાર્યો છે ?–તું કદી ધિક્કારી શકે છે ?" મેં પૂછ્યું.

"ના" બીલકુલ સંકોચ રાખ્યા સિવાય તેને ઉત્તર દીધો. "એ જ મુશ્કેલી છે ને" તે જરા થંભી "તમારે માટે મને કદી ધિક્કાર ઉદ્ભવ્યો જ નહિ. દરેક હિંદીને હું ધિક્કારતી એવી. મારી માન્યતા હતી છતાં પણ."

"આપણા મકાનમાં કોઈપણ વ્યક્તિને તેં ધિક્કારી છે ?" મેં એને જંપવા જ ન દીધી.

"ના" તે બોલી "હું કોઈને પણ ધિક્કારતી હોઉં એવું કદી પણ મને લાગ્યું નથી. બધાય કેવા સારા માણસો છે !"

"તું એમને ધિક્કારી શકે જ નહિ." એને ગળે હાથ મૂકી મેં એને નજીક ખેંચી, "તારો ધિક્કાર કદી સાચો હતો જ નહિ. એવી માન્યતાથી તને કદી લાભ પણ થવાનો નહોતો." મેં એનાં દિલમાં ઠસાવ્યું.

---

## નારી શક્તિ

નથી અબળા પ્રણતા પિછાણો છે જનની એ વીરોની;
વીરોની સાચી શક્તિ એ બ્હેન ખરી રણધીરોની.
મા દુર્ગાની એ પ્રતિમા છે લક્ષ્મીની છે જ્યોતિ કલી;
દીપ્તિમાન એ અગ્નિશિખા છે સ્નેહસુધાની શુભ સ્થલી.
બંટ ઊઠાવે જાગૃત થઈને દાસ્ય ચક્રતાને વરશે;
નિર્માણમાં આ ભારતને પુનઃ નવી ઉન્નત કરશે.

શ્રી. ઊર્મિલ'



## શ્રીમતિ લીલાવતી મુનશી

જેમણે મુંબઈ ધારાસભામાં અસમાન લગ્નોને લગતા કાયદાનો ધારો રજૂ કરી પસાર કરાવ્યો છે. જેનાથી અનેક બાળાઓના ભવ બગડતા અટકશે.

મધ્યાન તપે છે. ચોપાસ દુકાળના શીળા ઓળાઓ ઘૂમરાય છે; અનાજ માટે દેશોમાં, પાંરીઓમાં ને માણસ માત્રમાં ગજગ્રાહ ચાલે છે. માલેતુજારોએ સંગ્રહખોરી કરી અનાજની અછત ઊભી કરી છે. કણકણ માટે દુષ્કાળપીડિત દેશોમાં કંઆળો વચ્ચે શેરીઓમાં ધમાલ થાય છે. પણ હજી આ શહેરમાં લોકોનાં દિલમાંથી દયાનો છરો, તપેલી લોઢી ઉપરથી પાણીનું ટીપું છમમમ કરતું વરાળરૂપ થઈ જાય એમ, છંદારી ગયો ન હતો. શેરીની વસતિ મંગીનો સાદ સાંભળી ઘરમાંથી બોલતી સંભળાતી કે, "અલી, ઊભી રહેજે, મંગી ભિખારણ."

મંગી ઘરબારણે અટકી જતી ને બોલતી, "એ દારૂં બા; તમારૂં ભલું થાજો, પેટ ઠરજો, ગરીબની આંતરડી દુવા દે છે."

નાના છોકરાંઓ પણ ઘરમાંથી દોડી આવી. મંગીને રોટલી–રોટલાના ટૂકડાઓ આપી જતા અને કેડમાં ટટળતા મંગીના નાના બમાને નીરખી નીરખી જોઈ રહેતા. કેડમાં લટકતો છોકરો પણ ગૂદડધોનાં રૂપાળાં છોકરાંઓને જોઈ શાંત થઈ જતો, છતાં માનો ગળગળો સાદ સાંભળી ને રડમસ થઈ જતો; મંગી તેને રોવા દેતી નહિ, અને બીજી ભિખારણોની જેમ છોકરાને કદિ'ય ચોંટીઓ ખણતી પરાણે રોવરાવતી નહિ.

શેરીમાંથી વળેળી લાવી. તે છોકરાંઓને નારાવતી. ક્વચિત છોકરાંઓ મંગી સાથે શેરીઓમાં નીકળતી. કોઈવાર માથી જુદા પડી બીજી શેરીઓમાં જઈ અરધું હસતાં હસતાં માના કંઠનું અનુકરણ કરતાં. છોકરાંઓ, તો બનતા લગી રસ્તામાં જે મળે તે ખાતોમી જતાં, અને પછી, તો ઘેર લાગી સૌ ફરી જમતા.

બદેર ખદાર એમની ઝુંપડીએ છોકરાંઓએ એક કાળવી કૂતરી પાળી હતી અને એના ગલુડિયાં સાથે બાળકો દિવસ આખો રમ્યા કરતા. પણ કૂતરી આગલી ને કદાચ ટેકવાળી હશે તે બીજી શેરીઓમાં પેટ ભરવા જતી નહિ; પણ મંગી જે લાવતી તેમાંથી તેને ભાગ મળતો; એનાં ગલુડિયાં જ્યારે અન્ન ખાવાં લાગ્યાં, ત્યારે કાળવી ગલુડિયાંઓને પહેલાં ખવરાવતી અને એમના ખાધાં પછી પોતે ખાતી; મંગી આ દૃશ્ય ટગર ટગર નજરે જોઈ રહેતી, અને એના દિલમાં ત્યારે લાગણીના લોઢ ઊછળતા.

પરબોની પરબ મંડાઈ; દિવાસો આવ્યો; દિવાસો એટલે સૌ પરબનો મામો. ગામ આખું તહેવારના રંગે રંગાઈ ગયું છે. પણ મંગીને પરબ નથી! આ દિવસ તેને કારમો ઉગ્યો હતો. ગયા વરસના આ જ દિવાસાના દિને તેનો પતિ સ્વર્ગવાસી થયો હતો. આજનો દિવાસો સંવત્સરીનો હતો. મંગીએ નિશ્ચય કર્યો કે આજે તો માગવા ન જવું; વરસ આખું માગવું જ છે ને! માગવું કરગરવું, એને હૈયે કારી ઘા જ કરનારૂં હતું. દૈવજોગેજ એને આ રસ્તાની વેરાન કેડીએ પરવરતી કરી મૂકી હતી. પતિ હતો ત્યાં સુધી, તો તે ગમે તેમ કરી રળી લાવતો, પણ પછી કોઈ આરો હાથ ન આવતાં, તેમજ મદદ માટે બધેથી પાછી પડતાં, તેણે નછૂટકે આ માર્ગ સ્વીકાર્યો હતો.

આ દિવાસાના પ્રભાતમાં પતિની યાદ મંગીને આવી; આવ્યા વગર કેમ રહે! પછી છોકરાંઓ ઊઠતાં તેણે તેમને કહ્યું કે, "આજે કોઈએ માગવાં જવાનું નથી."

"તો શું આજે અપવાસ કરવો છે?" મંગીની મોટી છોકરી છનીએ દલીલ કરી.

"તમારે માટે ઘરમાંથી કાંઈને કંઈક રાંધશું, હું મારે ગમે તેમ રોડવી લઈશ."

"પણ ઘરમાં શું છે તે રાંધીશ! કાલનું કાંઈ નથી."

સીંગના તેલથી સંતોષ માન્યો, ઝૂપડીના બારણે આવતાં જ એને કાળજે ઊનું તેલ રેડાયું, તે ઊભી ને ઊભી સડાક થઈ રહી. 'દેડ', 'દેડ' શબ્દો તેના મોંમાંથી નીકળી શક્યા નહિ, જાણે અવાચક બની ગઈ. તેલની વાટકી તેના હાથમાંથી પડતી પડતી રહી ગઈ, પણ પછી ધીમેથી તે બબડી, "અમાસિયાં છોકરાંઓ પણ વાંઝીયાં બારણું ઉઘાડું સળગાવીને ક્યાં ટળી ગયાં? ના પાડી હતી તોય!"

ઘરમાં ગરવાને બદલે તેણે બહાર ચોપાસ નજર દોડાવી. છોકરાંઓને શોધ્યાં-સાદ કર્યો ને પછી ઝૂપડીમાં દાખલ થઈ.

ઝૂપડીમાં ઘર વચ્ચે મિજબાની ચાલી રહી હતી; કાળવી એના બચ્ચાંને નિરાંતવા રોટ ને ગોળનું મિષ્ટ ભોજન કરાવતી પૂંછડી પટપટાવતી હતી. કાળવીના મોંમાં કંઈ ન હતું, ફક્ત એના નાના બચ્ચાંઓ ભૂખાળવાની જેમ ચપ ચપ રોટ ચાટી રહ્યા રહ્યા હતાં.

મંગીની આશા બીજી અદૃશ્ય થઈ ગઈ; ખરેખર આજનું પરબ તેને તો ગઈ સાલની જેમ પુરવું! એને તો નહિ, પણ એના નિર્દોષ બચ્ચાંઓને તો ખરું જ. હવે શું ગામમાં ફરી હાથ લાંબો કરી ઘેર ઘેર ભટકવું? કે છોકરાઓને ગામમાં મોકલવાં? બાળકોની ખાતર તે બેચાર ઘેર ટેલ નાખી. આવી ગોળ રોટ આપવા હતા તે આમ ગુમાવ્યા. આજના પવિત્ર અને અતિપવિત્ર દિને માગવાં જવું કે બાળકોને ભૂખ્યાં રાખવાં?

મંગીએ મનમાં છોકરાંઓને ગાળો દીધી, પણ મોટેથી દીધી કાળવીને. "તારું નખ્ખોદ જાય! રાં..." પણ તે નિસાસા નાખી ગણગણી અસ્પષ્ટપણે, 'એમાં એનો શો ગુનો? ઇ ક્યાં પેટે બાપ છે? બચ્ચાંને ખવરાવે છે.

## મૈયાની મુક્તિ

( રાગ : નીંદરભરી રે ગુલાબે ભરી...)

દિલડું રમે રાજ! દિલડું રમે;
મૈયાની મુક્તિમાં દિલડું રમે.
મનડું ભમે રાજ! મનડું ભમે,
મૈયાની મુક્તિમાં મનડું ભમે...

મૈયાની મુક્તિરાજ ભારતનાં મસ્તકોં
ધરતી માતા કેરે ખોળલે રમે!
ઉછળે ઉંડાં જુગજૂનાં સંચેતનો;
મુક્તિના મંત્રવિણુ શાને શમે?
મૈયાની મુક્તિમાં દિલડું રમે.

નીંદર ગુલાબીકેરી પાંખે વીંટાઈને
પોઢ્યાં કરો છો રાજા શાને તમે?
વસમા દમનકેરે શસ્ત્રે વીંધાઈને
મોંઘેરું મૂલ્ય ન શાને ગમે?
મૈયાની મુક્તિમાં દિલડું રમે.

શૂરાનાં શૂર તો છૂપ્યાં છૂપાય ના;
સેવાના મેવા તો વિરલા જમે.
જાગે તમન્નાઃ મુક્તિ ઊર્મિ વિડાય ના;
શૂરવીરનાં શિર તો નહિ રે નમે!
મૈયાની મુક્તિમાં દિલડું રમે.

દેશકેરી હાકે આ દેહ ફૂડો પાડતાં
દીવડો આતમકેરો ટમટમે.
ભારતમૈયાકેરી જંજીરને તોડતાં
અંગે અંગે નવચેતન જમે.
મૈયાની મુક્તિમાં દિલડું રમે.

શ્રી. શાન્તિ ઠક્કર

ઠીક ખવરાવ, બા, ખવરાવ, પેટ ભરીને તારા જણ્યાને, લખેશરીની પુતરી છો તું ! મારા જણ્યા ભલે ભૂખ્યા રહે. તારું વધેલું એઠું કોઈ કામમાં નહિ આવે. કર પરણ."

એ વખતે મંગીનાં છોકરાં બહારથી આવી, પરિણામ જોઈ ભયના માર્યા રડું રડું થઈ ગયાં. મા મારશે એમ બીક લાગી. પણ મંગીએ એકે હરફ, ઊંચેથી કાઢ્યો નહિ; મનમાં ડુસકુંસાં સમાવી હળવે હૈયે કહ્યું, "ખાવ હવે રાખ ને ધૂડ—તમારાં કરમ !" છોકરાં રડમસ બની ગયાં એટલે મંગી, પોતે રોઈ પડી. હતાશાનો, દુઃખનો, વેદનાનો ઊભરો રૂદન મારફતે જ વહ્યો. મંગીએ રોતાં રોતાં નાના છોકરાંને તેડ્યો ને છાતીએ ચાંપ્યો ને શાંત કર્યો, ને છનીને કહ્યું, "પંડની સેંપરા આંખોમાં ક્યાંથી હોય ! ને ભાગ્ય લાવી હોત તો તારો બાપ જ શું કામ મરી જાત ! ને આટલી કાળી બળતરા શું કરવા સહેવી પડત ! પણ તમે શું કામ! હું જ હિણાભાગીની છું." થોડીવાર સુધી એની આંખમાંથી આંસુની ધારા ચાલી, પણ વાસ્તવિકતાનો પુરો ઠોકો ટકતા, મન શાંત કરી વિચારવા લાગી; કંઈક ઉપાય શોધતી હોય તેમ ઉભી થઈને જુના ઓગળો ઠોબલો-માંથી જારનો વાશી લોટ લોટ ગોત્યો એમાં પાણી નાખી મસળ્યો, ને કણક બાંધી. છોકરાંઓ બધાં ય ખૂણામાં બેસીને જોતાં હતાં. મંગીએ ચૂલા ઉપર તાવડી મૂકી ભાખરી શેકી, પછી થાળીમાં ભાંગી ને એમાં તેલ રેડ્યું. ચીકાશ આવતા ભૂકાના ગોળ લાડુ બનાવ્યા. ને દરેકના હાથમાં એક એક લાડવો આપ્યો. ગોળને બદલે મીઠું મરચું નાખ્યું. છોકરાંઓ લાડુ જોઈ પ્રસન્ન થયાં ને આનંદથી મોળો લાડુ મીઠા સાથે ધૂકડાવવા લાગ્યા.

બનેલો બનાવ મંગી ભૂલી ગઈ ને હેતથી છોકરાંઓના વાંસામાં હાથ ફેરવતી એમને ખવરાવવા લાગી; ને બોલી, "જારનો લાડવો કેવો ? ઘઉંની લાપસી જેવો."

છોકરાંઓ સૌ એમ બોલવા લાગ્યાં, ને ઊભા થઈ નાચતાં નાચતાં ખાવા લાગ્યાં. કાળવીના બચ્ચાંઓને ગોળ સોટ ખવરાવી 'સમરારી' મંગીએ ઉજવી, પણ પોતે તો અનશન પાળ્યું.

## રસાત્માને મારા

(શિખરિણી :)

તમે સંધ્યા રંગો નવલ સજતા ઓપ અતટો,
તમે તારા ટહુકો; કંઈક અદકી આશ હૃદયે ?
દીઠી ચારુતાએ નવીન દ્યુતિથી શર્વરી લીંપી,
અને એ જ્યોતિથી ઝગી સુજ ઉષા પ્રેરક બની.
રવિ તોયે દેહે જળી રહી પ્રજાળે અવરને
જગાડે આત્માને જ્વલિત બની ઊંડા ગહનને;
છતાં હું તો શૂન્યે જીવનજળ ચેપ્યું વહી જતો
રસાત્માને મારા પ્રણય રસ લીલા કહી જતા.

શ્રી રવીન્દ્ર ચહેતા બી. એ. (ઑનર્સ)



કુ. મૃદુલાબ્હેન સારાભાઇ
હિંદી રાષ્ટ્રીય મહાસભાના દફતરદાર.

' હા; '

' આપનું નામ તો ખૂબ જાણીતું છે. મને શી ખબર કે અત્યાર સુધી મજમુદાર સાહેબ સાથે વાતચીત કરી રહી છું. આપના પરિચયથી મને ખૂબ આનંદ થયો છે. '

' મને પણ આનંદ થયો છે. પણ તમારું નામ મેં જાણ્યું નહીં. '

' મારું નામ રમાદેવી. મારા પિતા એક સારા જમીનદાર છે. '

' ક્યાંના ? '

' લલિતપુરના. '

' એમ ? '

' હા; સ્ત્રી–શિક્ષણના જબરા પક્ષપાતી છે. અને સુધરેલા વિચારના છે. મને તો કહ્યું છે કે–બેન ! ભણાય તેટલું ભણ ! '

' વાહ, બહુ સરસ. તમે પુરાં ભાગ્યશાળી. નહીં તો આવા પિતા ન મળે. ઠીક, તમે ક્યાં સુધી ભણવાનો વિચાર રાખ્યો છે ? '

' એમ. એ. સુધી તો ખરું જ. પછી નસીબમાં હોય તો અમેરીકા જવાનો વિચાર છે. મારો ભાઈ અત્યારે બી. એ. માં છે. તેનો અને મારો એકસરખો વિચાર છે. '

' તમારું કુટુમ્બ બહુ સંસ્કારી લાગે છે. '

' એ બધો મારા પિતાશ્રીનો પ્રતાપ. મારે બીજી એક બહેન અને બે નાના ભાઈઓ છે. બધાંય ને પિતાજી તો કહે છે– પહેલાં ખૂબ ભણો ! જગતને જુઓ, એને સમજો, પછી સંસારના ઝઘડામાં પડવાનું પસંદ કરજો ! '

' ખરી વાત છે. '

* * *

' લો, હવે સુરતનું સ્ટેશન આવશે રમાદેવી ! '

' ઇશ્વરનો આભાર કે કોઇ ટિકિટ–ચેકર આવ્યો નથી '

' ભાગ્યશાળીને કંઇ ખાસ મુશીબત પડતી નથી. '

' ખરે, આજ આપ ન મળ્યા હોત તો હું તો અમદાવાદ જ જાત. ટિકિટ ગુમ. પૈસાનું પાકીટ ગુમ. આજના જેવો તો કોઇ દિ' પ્રસંગજ આવ્યો નથી. '

' હોય, એ તો કોઇ દિવસ એમેય બને. '

' આપ મુંબઇ રોકાવાના હશો ? '

' ના. ના. ત્રણ ચાર દિવસમાં પાછો ફરનાર છું. '

' આપનું એડ્રેસ મને આપશો ? '

' શા માટે નહીં ? લો, લખોઃ શ્રી. સુરેશચંદ્ર મજમુદાર–જ્યોતિ નિવાસ, મોતીપુર. કંઇ કામ હોય તો આ એડ્રેસથી પત્ર લખવાથી મને મળશે. તમારા અભ્યાસ સંબંધી કંઇ પૂછવું હોય તો પણ બેધડક પૂછશો. '

' અભ્યાસમાં તો કશી હરકત પડતી નથી. અમારી કોલેજના પ્રોફેસરો બધા સારા છે. એટલે સરળતાથી બધું સમજાય છે. પણ લીટરેચરનો મને ખૂબ શોખ છે. એટલે તે સંબંધી આપની પાસે કેટલુંક જાણવાની ઇચ્છા છે. આપ તો એક પ્રસિદ્ધ સાહિત્યકાર છો. એટલે મારી આશા નિષ્ફળ નહીં જાય.'

' ના રે ના, તમે ખુશીથી પૂછી શકશો. તમે સાહિત્યપ્રેમી છો જાણી ખૂબ આનંદ થયો છે. '

' આભાર. '

' લો, સ્ટેશન આવ્યું. '

' હા, પ...ણ...'

' અરે ભુલ્યો; સ્ટેશન બહાર જવામાં વાંધો આવશે ખરું ? લો, આ દસ રૂપીઆ. તમારી પાસે રાખો. '

' આપ ખૂબ ભલા છો. આજનો પ્રસંગ મારા જીવનમાં હું હમેશ યાદ કરીશ. '

' એહૂ એનાં શું '

' બે ત્રણ દિવસમાં રૂપીઆ હું મનીઓર્ડરથી મોકલી આપીશ. '

' ના, ના. એવી તકલીફ ઉઠાવશો મા. પાછા મોકલવાની જરૂર નથી. '

' પણ મારાથી આપના ઉપર એવો હક્ક ન રખાય. '

' હું કહું છું ને. '

' આપની કીર્તિ મેં સાંભળી હતી, આપ તેવાજ મહાન છો. એટલે એમ કહો. બાકી આપની સુજનતાનો ગેરલાભ મારાથી ન લેવાય. '

' સારું—સારું—લો, ટ્રેઈન ઉભી રહી. '

' હા, હું જાઉં. નમસ્તે ! '

' નમસ્તે ! '

( ૨ )

' કેમ શ્યામસુંદર ! એકલો એકલો હસે છે ? '

' આવ, આવ, તુંય એમાં ભાગ લે. તને કંઈ વંચાવું. '

' શું છે ? વર્તમાનપત્રમાં કંઈ રંગીલા સમાચાર પ્રગટ થયા છે કે શું ? '

' હા દોસ્ત, લે વાંચ ! '

' વાંચવાની તસ્દી કોણ લે ? તુંજ કહે ને ! તેં તો બધું વાંચ્યું છે ને ! '

' હા, રસ્નેરસ. '

' કહે ત્યારે. '

' પેલા સુરેશચંદ્ર પ્રોફેસરને તું ઓળખે છે ને રમેશ ? '

' કોણ પેલો ચક્રમ ? પેલો ' રંગભૂમિ ' ઉપર જ્યાં જાય છે ત્યાં ભાષણો આપ્યા કરે છે તેને ? '

' હા. હા. એજ. એના રંગભૂમિના ભાષણોએજ એને ઉલ્લુ બનાવ્યો છે. '

' એમ ? શી હકીકત બની ? '

' એ તો તું જાણે છે ને કે પ્રો. સુરેશ જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે ઠોકી ઠોકીને કહે છે કે રંગભૂમિ ઉપર સ્ત્રી પાત્રનું કામ સ્ત્રીઓએ જ કરવું જોઇએ. પુરુષ એક્ટર ગમે તેટલો હોશીઆર હોય તો પણ એના અભિનયમાં સ્વાભાવિકતા આવતી નથી.'

' હા, મેં સેંકડો વખત આમ એણે કહ્યું છે. '

' અરે, એટલું કહીને બેસી રહ્યો હોત તો જાણે ઠીક, પણ પાછો જાહેરમાં બગાસ મારતો હતો કે મને તેવો હોશીઆર નટ કેમ નથી હોતો એક જ મિનિટમાં એને હું એને હું પકડી પાડું કે આ સ્ત્રી નથી—પુરુષ છે. '

' હં. '

' વળી અધુરામાં પુરું હમણાં હમણાં જાણીતી નાટક કંપનીઓના કુશળ સ્ત્રી ભૂમિકા ભજવનાર એક્ટરોની બાબતમાં ભારે ટીકા કરી—નાટક કંપનીઓમાં જ્યાં સુધી સ્ત્રીઓ દાખલ નહીં થાય સ્ત્રી ભૂમિકાઓ સ્ત્રીઓ જ નહીં ભજવે ત્યાંસુધી નાટક કંપનીઓનો પરિશ્રમ નિષ્ફળ છે એમ સખત રીતે એણે લખવા માંડયું હતું. '

' હા, એના એ લેખો મેં વાંચ્યા છે. '

' એ લેખોએ જ એની ફજેતી કરી છે.'

' એમ ? શી રીતે ? '

' એવું બન્યું કે પ્રોફેસર સાહેબના લેખો વાંચીને ' મનમોહન કંપની 'ના યુવાન નટ પ્રિયવદનને પ્રો. સા.ને ચુપ કરવાનો વિચાર આવ્યો નટ પ્રિયવદન સ્ત્રી ભૂમિકા ભજવવામાં બહુ કુશળ છે. તેં એને જોયો છે ને ? '

' એકાદ વખત જોયો છે. અદ્ભુત છે. ભાગ્યે જ કોઈ કહી શકે કે એ યુવતી નથી.'

' આ પ્રિયવદને પ્રો. સા. ને કાયમના ચુપ કરી દીધા છે. એક વખત પ્રો. સાહેબ કોઇ કામે મુંબઇ જતાં હતા. પ્રિયવદનને એની ખબર પડી ગઈ. એ લાગલો વેશ-

'હવે વાતનો અંત આવે છે. રંગત બરાબર જમાવ્યા પછી 'રમાદેવી' એ રહસ્ય ખોલ્યું. એણે એક લાંબો પત્ર પ્રોફેસરની ડાગળી ઠેકાણે લાવવા લખ્યો. એમાં પૂર્વ ઇતિહાસ જણાવી પોતે પ્રોફેસરને કેવી રીતે નચાવ્યો એ બીના વર્ણવી જણાવ્યું કે–મહાશય, પુરુષ, એક્ટરો સ્ત્રીનો પાર્ટ ભજવવામાં નિષ્ફળ છે–કે સફળ ? તેનો વિચાર કરી લેજો! ઉપરાંત છેવટે લખ્યું કેઃ જેવો પ્રેમ અત્યાર સુધી રાખ્યો છે તેવો હવે પછી પણ રાખશો ! હે પ્રીતમ ! ગુસ્સે થઇ જશો તો દુનિયામાં આપની 'રમા'નું પછી કોઇ રહેશે નહીં. અને પેલા સીનેમાના ગાયનની માફક એને ગાવું પડશે કે–' પ્રીતમ પ્યારા ! દુનિયામેં કૌન હમારા ?'

'આ બધી હકીકત પેપરમાં આવી છે ?'

'હા, પ્રિયવદને એને જાહેરમાં મૂકી છે. એણે પ્રથમથી બધી હકીકત જણાવી છેવટે પોતાના અને પ્રો. સા. ના એક બીજા ઉપર આવેલા પત્રો પણ પ્રગટ કર્યા છે. ઉપરાંત બે જણની છબીઓ પણ જોડાજોડ છપાવી છે.'

'એમ ? ક્યાં છે ? બતાવ જોઇએ !'

'આ, જો !'

'ઓ–તારીનો, અહીંયા છબી નીચે પણ–કેવી મઝાની જોડી !–એમ લખ્યું છે. જો તો ખરો !'

'મેં જોયું છે_'

'હવે પ્રો. સા. કદિ રંગભૂમિ વિષે બોલશે કે ?'

'હવે શું બોલે ? બેવકૂફ બની ગયો ને ?'

---

## ....તો છે કસમ મારા !

અરે, હેં, આ શું ? ઓ મારા હૃદયના રામ ! ઓ વ્હાલમ !
સજલ નયનો-મરું હું-ઓવારી તારા થયાં વ્હાલમ ?
જગતમાં કોઇ શું તારું નથી તારા હૃદય પાસે ?
પુરુષમાં સિંહ થઈ આમ શેં તું રડતો અરે વ્હાલમ ?
ઘડીભર માન કે છે સ્વાર્થને વશ આ બધી દુનિયા,
છતાંયે ના, જરાયપણ દુઃખ કરવું રે ઘટે વ્હાલમ !
સમય આવે કદિ દુઃખનો જરા મન સ્વસ્થ રાખીને,
ખરેખર તત્ત્વનું ચિંતન ઘટે કરવું હૃદય ! વ્હાલમ !
બિમારી છે ભયંકર માહ્યુ મારા ! તોય શી પરવા !
મરીશ પણ જીવતી છું હું સદા તુજ પાસ હો વ્યાલમ !
હૃદય તારું મનોહર છોડવું ગમશે નહીં ઉરને,
મીઠા ! વિશ્વાસ કર ! તારી પ્રિયા તુજ પાસ છે વ્હાલમ !
અહો, પ્રેમીતણાં પ્રિય ! દેહ જે સમયે જૂદા પડતા,
હૃદય-મીઠી સ્મૃતિથી-પાસ રહેતાં બેઉનાં વ્હાલમ !
હવે લોચન વિષે જળ જો ભરે તો છે કસમ મારા,
મને જોવું ગમે તારું વદન સ્મિતયુક્ત હો વ્હાલમ !

શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

# દમડી

[ આ લોકગીત ગ્રામ્ય સુંદરીઓ અભિનય સાથે બહુ હોંશથી ગાય છે. દમડી ( એકદ્રમ્મ ) અથવા રૂપાની પાવલી લઇ એક મીંયાભાઇ દરજી, સોની, સુતાર, કુંભાર વિગેરે કારીગરો પાસે જઇ પોતાની એક દમડીમાંજ બધી વસ્તુઓ બનાવી દેવા માટે સૂચનાઓ આપે છે. નહિંતર પોતાની "દમડી" પાછી લઇ લેશ. એવી સાથોસાથ ધમકી પણ બતાવે છે.—સંપાદક ]

[ લોકગીત ]

દમડી લઇ દરજી ઘેર ગ્યાતાં (૨) ભાઇ રે દરજીડા, વીરા દરજીડા
મેરે અંગરખા, બીબીકા કમખા, છોકરે કા આંગલા બનાવી દે-બનાવી દે.
નહિં તો મારી દમડી પાછી દે !— ૧

દમડી લઇ સોની ઘેર ગ્યાતાં (૨) ભાઇ રે સોનીડા, વીરા સોનીડા
મેરે કાફેરવા, બીબીકા હારલા, છોકરે કો બેડીયાં બનાવી દે; બનાવી દે.
નહિં તો મારી દમડી પાછી દે !— ૨

દમડી લઇ મોચી ઘેર ગ્યાતાં (૨) ભાઇ રે મોચીડા વીરા મોચીડા
મેરે કા મોજડી, બીબી કા પાવલાં, છોકરે કા છેતલાં બનાવી દે-બનાવો દે.
નહિં તો મારી દમડી પાછી દે !— ૩

દમડી લઇ સુતાર ઘેર ગ્યાતાં (૨) ભાઇ રે સુતારી, વીરા સુતારી
મેરે કા ચાંખડી, બીબી કા રેંટીયા, છોકરે કા ગોડલા બનાવી દે-બનાવી દે.
નહિં તો મારી દમડી પાછી દે !— ૪

દમડી લઇ લુહાર ઘેર ગ્યાતાં (૨) ભાઇ રે લુહારી વીરા લુહારી
મેરે કા બરછી, બીબી કા ત્રાકડી, છોકરે કા કુહાડી બનાવી દે-બનાવી દે.
નહિં તો મારી દમડી પાછી દે !— ૫

દમડી લઇ કુંભાર ઘેર ગ્યાતાં (૨) ભાઇ રે કુંભારી, વીરા કુંભારી
મેરે ઘડુલા, બીબી કે પાટીયો, છોકરે કા કુલડી બનાવી દે-બનાવી દે.
નહિં તો મારી દમડી પાછી દે !— ૬

સંપાદક : બાપુભા કા. શુક્ર

# પ્રણયની રાખ

## સમાજે આડે ધરેલા અંતરપટને અળગાં કરી જતા પ્રણયીનો પ્રણય ત્રિકોણ

★ લેખક : કુ. કુંજલતા એમ. મહેતા ★

આખરાત્રી થઈ હતી. પ્રભાતના અંતિમ કિરણોમાં હિરણ્ય ઝુગે ઝુલી રહ્યો હતો. અર્ધખૂલી બારીમાંથી પ્રભાકરના પ્રથમ કિરણો ઓરડામાં પડતા હતાં, સર્વત્ર શાન્તિ પથરાઈ હતી. પ્રભાતનું સુમધુર આલ્હાદક સૌન્દર્ય અદ્ભૂત હતું. મંદ મંદ અનિલ વાઈ રહ્યો હતો, પંખીઓ કલરવ કરતાં ગગનમાં ઉડતા હતા, સારિકા પિંજરમાં નયન નચાવતી રમતી હતી; ભ્રમરનું ગુંજન દીલને ડોલાવતું હતું, મયુરનો કેકારવ કોઈ ઉસ્તાદ સારંગીવાળાના સૂર કરતાં અધિક કર્ણપ્રિય હતો. કોમળ લતાઓ કુસુમ કલિકાઓ સંગે ગેલ કરતી હતી, પુષ્પોની પમરાટથી નંદનવનની કુંજ શોભી રહી હતી. આ અદ્ભૂત સૌન્દર્યનું કાવ્ય રચી શેફાલી ઘરમાં દોડી ગઈ.

શેફાલીને કાવ્ય રચવાનો અને ચિત્રકામનો ખૂબ શોખ હતો. તે અવનવા ચિત્રો દોરી તેના સંગ્રહ કરી રાખતી. લલીત કાવ્યો રચી તે સમાજ સામે મૂકતી. શાળાના મેળાવડાઓમાં બાલિકાઓને શીખવતી અને આનંદ કરતી. શેફાલી એક ધનાઢ્ય પિતાની લાડઘેલી પુત્રી હતી. માતાપિતાએ અતિલાડમાં ઉછેરી હતી, એટલે તેનાં મનોરથો સદા પૂર્ણ થતાં સુધારક વિચારના વડીલો તેનાં કાર્યમાં કદિ આડે આવતાં નહિ, એટલે આનંદથી એનું જીવન વ્યતીત થતું હતું. મસ્તીભર્યા જીવનમાં શેફાલી સોળ વર્ષની સુંદરી બની ચૂકી હતી. શેફાલીને આ શહેરમાં આવ્યાને ફક્ત એકાદ વર્ષ થયું હતું. આ શહરની રંગત અને મનુષ્યોની ચિત્રવિચિત્રતા તેને ઘણી સાલતી. શાળામાંની યુવતિઓને જોઈને તેને તેની પૂર્વેની સાહેલીઓ યાદ આવતી, અને તે ઘડીભર રડી ઉઠતી. દિવસો જતાં તેનું હૃદય યુવતિઓ સાથે મળી ગયું, અને શાળાની યુવતિઓ સાથે ભેગાં મળી એક મંડળ રચ્યું. આથી તેનો સમય સારી રીતે પસાર થતો હતો. સ્કુલની યુવતિઓને સાહિત્ય અને લાલિત્યના પાઠો ભણાવી, તેમને પોતાની સાથમાં લઈ લીધી હતી. તેનાં તરુણ અને ચકોર-નયન તથા ઠસ્સાભર્યો ઠાઠ જોનારને મુગ્ધ કરતાં, પણ શેફાલી કોઈની સાથે વધુ પડતું બોલતી નહિ. રસ્તા ઉપરથી પણ જલ્દી પસાર થઈ જતી. અત્યાર સુધી એનાં જીવન ઉપર કોઈપણ યુવક વિજય મેળવવા ભાગ્યશાળી નહોતો થયો, આથી તે શહેરમાં અને સમાજમાં ઉંચા મસ્તકે હતી.

આજના લખેલા કાવ્ય ઉપર તે વિચારતી બેઠી હતી, એટલામાંજ તેની સાહેલી રાધા આવી. અને બોલી શેફાલી ! શેફાલી! ...કાવ્ય બનાવ્યું ? હા–જો કેવું છે ? રાધાએ ઉત્તર આપ્યો કે. " મઝાનું–આપણે એને નૃત્યમાં મૂકીશું." હા...હો, પણ ? ચાલને ! આપણે પૂલ ઉપર ફરવા જઈએ. રાધા બોલી, " અત્યારે ! સાંજે જઈશું." આવો કાર્યક્રમ ગોઠવી બન્ને સાહેલીઓ સુર્યાસ્ત થતાં સાયકલ લઈ ફરવા નીકળી

પડી. શેફાલીને તો સાયકલની સ્વારી ખૂબ જ ગમતી હતી, પરંતુ શહેરના નાગરિકોથી તે બહુ કંટાળતી હતી. શહેરમાં કોઈ યુવતિઓ સાયકલ ઉપર ખાસ કરીને ફરતી નહિ, એટલે ભવિષ્યમાં પોતાને પણ છોડવી પડશે એમ શેફાલીને લાગ્યું

આજે પૂલ ઉપર વધારે માણસો નહોતાં, એટલે બન્ને સાહેલીઓ આનંદથી વાત કરતી કરતી ધીમે ધીમે સાયકલ ઉપર જઈ રહી હતી, એટલામાંજ શેફાલીની સાયકલ સામે આવતી સાયકલ સાથે અથડાઈ ગઈ. આથી સામો યુવક ખૂબજ ગુસ્સે ભરાઈ રાતોપીળો થઈ ગયો હતો. ગુસ્સે થયેલા મનુષ્યને પ્રેમથી જીતવાની કળા શેફાલી સારી જાણતી હતી. થોડી જ વારમાં પેલા યુવકનો ગુસ્સો ઉતરી ગયો. યુવકના સૌન્દર્ય અને દાક તરફ ઘડીભર શેફાલી મીટ માંડી રહી અત્યાર સુધી તો શહેરમાં કોઈ યુવકના પરિચયમાં નહોતી આવી, ચાર નયનો મળ્યાં એટલે યુવક બોલી ઊઠયો.

"આપને વાગ્યું તો નથીને ?" નહિં જી શેફાલીએ પ્રત્યુત્તર આપ્યો.

રાધા અને શેફાલી દૂર નીકળી ગયા. યુવક તેની બોલવાની છટા અને સૌન્દર્ય ઉપર વિચારતો જતો હતો. શેફાલી તેનાં તરંગમાં દૂર દોડતી હતી. તેને વિચારતી જોઈ રાધા બોલી, "શેફાલી! તેં પણ ખરી જાણી જોઈને સાયકલ અથડાવી, અને ઉપરથી દાદાગીરી." શેફાલી કહે, "હા રાખી...કેમ નહિં ? જોને હાંકવી નીકળે છે ને !" "તેમાં આપણે શું ?" રાધા બોલી, બિચારી રાધા પિંજરના પંખી જેવી હતી. તેનું જીવન મસ્તીભર્યું હતું. રાધા-ઘૂઘો સાથે વાત કરતાં મલકાતી પણ શેફાલી તરતજ તેનો ઉત્તર આપી દેતી. તેની હિંમત પણ ગજબની હતી. રાધા અને શેફાલી આમ એક બીજાને સહાયરૂપ થતાં રાત્રી થવાથી બન્ને સાહેલીઓ ઘેર ગઈ.

આશરે બાર વાગ્યા હતા. પૂનમનો ચાંદ વિલસી રહ્યો હતો, તેની શિતળ ચાંદનીમાં મનુષ્યો મોડી નિંદ્રા લઇ રહ્યા હતાં શેફાલી પોતાના શયનખંડમાં બેઠી હતી. ચંદ્રનો પ્રકાશ ઝરૂખામાં પડતો હતો. આજે નિંદ્રાદેવી એનાથી દૂર હતી. પૂલ ઉપર અથડાયેલા અપરિચીત યુવકના વિચારમાં તે ઝુલી રહી હતી. એનું દીલ ઝંખના કરી રહ્યું હતું. અરે, કુદરત ! તારી એ ગતિ ન્યારી છે. આમ વિચાર કરતી શેફાલી નિંદ્રાદેવીને આધિન થઈ. આજનું પ્રભાત બન્ને સાહેલીઓ માટે મંગળદાયક હતું. નાનકડી શેરીને ફુલહારથી શણગારી હતી. એટલામાંજ અપરિચિત યુવક એની સામે મળ્યો. તેનાં નામથી તો એ જાણતી હતી, પરંતુ પૂછવા ખાતરજ પૂછ્યું આપનું નામ ! યુવક બોલ્યો કે, "નયનકુમાર." ઘણું સારું. આજે મારી શેરીમાં સંગીતનો કાર્યક્રમ છે, માટે જરૂરથી આવજો. આવશોને ? હા...હા, જરૂર. આમંત્રણનો અસ્વીકાર થોડો કંઇ થાય છે ! નહિજ કરવો જોઇએ આવજો ત્યારે નમસ્તે.

શેફાલી નયનને જોઇ આકર્ષાઇ હતી. તેનાં જાદુઇ નયન તેનાં નામ પ્રમાણે કામણગારાં હતાં. તેની પાછળ આજે તે ઘેલી બની હતી. નયન મસ્તીભર્યો દેખાવડો યુવાન હતો. જેને તે પોતાના બનાવવા ચાહતો તેને બનાવી શકતો. અત્યાર સુધી ઘણીએ યુવતિઓના પરિચયમાં એ આવ્યો હતો. પરંતુ શેફાલીના પ્રથમ મીલને જ એનાં દીલમાં સ્નેહની જ્યોતિ પ્રગટાવી હતી. નયન એક સંસ્કારી કુટુંબનો લાડપેલો પુત્ર હતો. પિતાની અખૂટ સંપત્તિથી મોજ માણતો, મિત્રોને મદદ કરતો અને વિલાસી જીંદગી જીવતો હતો, શેફાલીના આમંત્રણને

માન આપીને તે, કાર્યક્રમમાં ભાગ લેવા ગયો અને તેના કાર્યમાં મદદ પણ કરી. સંગીતનો કાર્યક્રમ અતિસુંદર હોવાથી નયનને ખૂબ ગમ્યો, અને નયનના આવવાથી શેફાલીના રોમેરોમમાં આનંદની વિજળી દોડી ગઇ. મોડી રાત્રીએ એ મનોરંજનની વાનગી પૂર્ણ થઇ અને સૌ વિસર્જન થયા.

નયન અને શેફાલી હવે તો નિત્ય મળતાં અને દિનભરની વાતો કરી વિખૂટાં પડતાં. શેફાલીના કુટુબ સાથે નયનને ઘર જેવો સંબંધ થઇ ગયો હતો. દિવસમાં એક વખત બન્ને ભેગાં મળે ત્યારેજ તેઓને ચેન પડતું. આમ દિવસો વિતતાં આ બન્ને પંખીડાઓએ પ્રેમનું બીજ હૃદયમાં રોપ્યું શેફાલીનું કોમળ દીલ નયન તરફજ સાથી ઢળી ગયું એ પોતે પણ નહોતી જાણતી. આખરે આ જગતને ભૂલી શેફાલી નયનના નયનમાંજ મસ્ત બની જતી હતી.

બગીચામાં સુશોભિત પુષ્પો ખીલી રહ્યાં હતા. ડાળે ડાળે ભમરો ગુંજન કરતા, ફરતા હતાં. પુષ્પોની સુવાસ હૃદયને બહેકાવતી હતી. આંબાના વૃક્ષ નીચે શેફાલી બેઠી હતી, અને ઝાડ પર બેઠેલા પંખીના જોડાનું ચિત્ર દોરતી હતી. અત્યાર સુધી તો કુદરતની રંગતના ચિત્રો દોરતી પણ હવે તો એ પ્રણયજીવનના ચિત્રોએ દોરવા લાગી. એટલામાં રાધા આવી. શેફાલી !......તું શું કરે છે ? બસ-આખો દિવસ ચિત્રોજ ચીતરવાના ? ચાલ ફરવા. નહિ—નહિ...રાધા મને આ ચિત્ર પુરું કરી લેવા દે. મારે મોકલવાનું છે. કોને !......કોઇને નહિ. આજે તું જા. કાલથી આવીશ. જા રાધા ! શેફાલીનાં કહ્યા મુજબ એની સર્વ સાહેલીઓ વર્તતી એટલે રાધા તરતજ ચાલી ગઇ. ચિત્ર પુરું કરી નયનને મોકલવાનું હતું, માટે બહાર જવાનો વિચાર શેફાલીએ મુલતવી રાખ્યો હતો. શેફાલી અને નયનના સ્નેહ સંબંધને આજ બે માસ થયાં હતાં. તેમના પ્રેમની દિવાલનું ચણતર ધીમે ધીમે વધતું હતું. આ બન્ને પ્રણયીઓને જોઇને સમાજ બળી ઉઠતો, મીત્રો તેમની મીઠી મશ્કરીએ કરતાં અને સ્નેહીઓ તેમની અદેખાઇ કરતાં હતા.

આજે શેફાલી તેનાં મિત્રો સાથે ફોટો પડાવવા ગઇ હતી ફોટોગ્રાફરની આલ્બમમાં સુંદર ફોટાઓ મૂકયા હતા અને શેફાલી તે આનંદથી જોતી હતી. એટલામાં તેની નજર નયના ફોટા ઉપર પડી. તેની સાથે ઉભેલી એક યુવતિને જોઇ તે વિચારવા લાગી. એટલામાંજ તેનાં મિત્રોએ કહ્યું, " તમે આને ઓળખી ? એ તો નયનની મહારાણી છે." આ સાંભળી શેફાલીનાં હૃદયને ખૂબજ આઘાત પહોંચ્યો અને ઘરમાં આવતાંજ તે ઢળી પડી. શેફાલીની આશાની ઇમારત ઉચ્ચ હતી, જીવનમાં કોઇને પોતાનો અણમોલ પ્યાર આપ્યો નહોતો. જેને હૃદયનો પ્યાર સોંપ્યો હતો તેની સાથેજ જીવનનાં બંધનો બાંધવા ચાહતી હતી. પરંતુ આજે તેની આશાની ઇમારત ઉપર વિજળી પડી હતી. અભિલાષાઓ ઉપર પાણી ફરી વળ્યું હતું. હવે એ વાત તેને આકાશમાંના પુષ્પો તોડી લાવવા જેવી લાગતી હતી. બિચારી શેફાલી દિનરાત જલતી અને જગદીશને પ્રાર્થના કરતી કે "ઓ પ્રભુ...તેં આ શું કર્યું ? મારાં જીવનના પુષ્પોને તું ખીલવવા નહોતો ચાહતો, તો શા માટે એ લતાને ફાલી ફુલીને વિકસીત બનાવી ? હવે એ તૂટેલા દિલના ટુકડાઓ કોની પાસે રહી શકશે." જ્યારે જ્યારે શેફાલી આવા વિચારો કરતી ત્યારે એની આંખડી અશ્રુઓની ભરાઇ છલકાતી અને એ ઉન્હા આંસુઓથી વસુંધરા પણ ભીંજાતી.

## હૈયાના બોલ

વેણી ગૂંથી નયન નચવી દર્પણે મુખ જોતી,
કે સાળુની લહર લહરે નર્તતી ઢાંકી સુંવા;
ધીમે ધીમે ડગ ભરતી એ સેંથલે કંકુ છાંટી,
કે એ ધીરૂં મૃદુલ મધુરૂં સ્નાન-ક્રિડા કરન્તિ.

ભાલે ઝૂકી અલક લટને ગૂંચવી અંગુલિમાં,
ગાતી મીઠું ગીત અધરમાં, પેખતી રાજ-માર્ગ;
ઉભી હોશે સ્મૃતિ ફલકમાં દોરતી ચિત્ર ચારૂ
કે હૈયાના તલ-અતલમાં માહાતી સ્વપ્ન મારૂં.

આઘે આઘે ક્ષિતિ જ પટમાં પંથ શોધી પ્રિયાનો,
ફુલ્યા હૈયે નયન ધૂમવી હર્ષના એ ઝરૂખે;
ઝાંખુ ઝાંખુ વદન ચમકે કલ્પનામાં રસીલુ,
ત્યારે મારા કૃશ શરીરમાં રક્તના ઓઘ વ્હેતા.

જ્યારે વ્હાલી રાત દલ સમી પદ્મ કુંજે રમંતી,
ત્યારે પેખ્યું તન છપવતે પર્ણ ગુથે ઉભીને;
પુષ્પે ગૂંથી અલકલટ, કે ચૂંમતો ઓષ્ઠઃ અંતે,
સ્વપ્ને(?) માણી મધુર પળ એ ઝંખતો જાગૃતિમાં

સંયોગીને નિતનિત ભલાં ઉડવાં આભ ઉંચાં,
વિયોગીને શિખર ઉતરી ખીણમાં ચાલવાનાં.

શ્રી "યોગિન્" ઓઝા

વાર્ષિક પરિક્ષાને ફક્ત ત્રણજ માસ બાકી રહ્યા હતા. આખું વર્ષ તો મોજ-મજાહમાં પસાર કર્યું હતું. નયનમાં નયન સમાયા પછી પુસ્તકની પ્રીત દિન પ્રતિ દિન ઓછી બની જતી હતી. પરંતુ નયનના અતિ આગ્રહને વશ થઇને તે અભ્યાસ છોડી શકતી નહિ. નયને પોતાના એક મિત્ર નિઝામને શેફાલીના અભ્યાસ માટે મોકલી આપ્યો હતો. શેફાલી નિત્ય તેની પાસે ભણતી. નિઝામ એક ગરીબ માબાપ વિનાનો પુત્ર હતો. નયનનો ખાસ મિત્ર હોવાથી એની સર્વ જરૂરિયાતો અને અભિલાષાઓ પૂર્ણ કરતો. બન્ને દિલોજાન દોસ્ત હતા. નિઝામ ઘણોજ ચતુર અને મહત્વકાંક્ષી યુવક હતો. જેમ દમયંતીનો પ્રણય સન્દેશો હંસ લઇ જતો તેમ શેફાલી સન્દેશો નિઝામ લઇ જતો હતો

નિઝામ શેફાલીને શીખવતો હતો, એટલામાં નયન આવ્યો. શેફાલીનું દીલ પુસ્તકમાંથી નીકળી નયન પાસે દોડી ગયું તે તરત જ બોલી ઉઠી. "માસ્તર, આજે બંધ કરો, હવે-કાલે શીખવજો !" નિઝામ તેની હૃદય ઊર્મિઓને સમજી ગયો એટલે સેરાન આપી બંધ કર્યું અને ગયો. શેફાલી નયન પાસે આવીને બેસી ગઈ. નયન બોલ્યો, "કેમ ? ભણી રહી એટલામાં ?" હા...તું આવે એટલે હું ભણી જ રહું છું, સમજે ? શેફાલીએ ટહુકો કર્યો. શેફા, કાલે ફીલ્મ જોવા આવીશ ? શેફાલીએ ઉત્તર આપ્યો કે, "જોઇશ-જવું હશે તો કહેવડાવીશ. દમણાંથી શું કહું ?" બસ તારો તો આ એકજ જવાબ હોય, નયન ગુસ્સે થઇ બોલ્યો. બહુ સારૂં-અરજ મંગાવું ! આમને આમ સંધ્યા થવાથી નયન ઘેર ગયો. નિઝામની મહેનતથી અને નયનની શુભેચ્છાથી શેફાલી વાર્ષિક પરિક્ષામાં ઉત્તિર્ણ થઇ. આથી તેનો નો આનંદ માતોજ નહોતો. રજામાં શેફાલી બહારગામ જવા વિચારતી હતી, અને આખરે ઘરમાંથી વડીલોની રજા લઇ તે નયન સાથે

મુસાફરીએ નીકળી. પ્રેમીઓની દુનિયા તો કંઇ જુદીજ અને વિચિત્રજ હોય છે. તેઓ એકબીજાંની પાસે હોય છતાં દૂર-છે એમજ લાગે. શેફાલી તેની સાહેલીને ત્યાં ગઇ અને નયન તેની સાથે થોડાં દિવસો રહી એની માસીને ત્યાં ગયો, નયનને શેફાલીની ગેરહાજરી ઘણીજ સાલતી હતી. માસીને ત્યાંથી ઘેર આવ્યા પછી પણ તેનાં દિલને શાન્તિ નહિ મળતી. આખો દિન શેફાલીનાંજ વિચારમાં વ્યતીત કરતો. કંઇ કામકાજ કરવાની પણ સમજ પડતી નહિ. શેફાલી વિના એક દિ' પણ તેને ચાલતું નહિ. કોઇ દિવસ તે તેને નહિ મળે તો પાણી વગરના માછલા જેવો થઇ જતો હતો. ઘરમાં એને સદા એકલવાયુંજ લાગતું, પત્નિથી તો સંતોષ હતોજ નહિ. તે અસંસ્કારી અને હૃદયહીન અબળા હતી. નયન જેવા નવકુમારને તે આનંદ આપી શકતી નહિ તો બીજું તો શું કરે ? આથીજ નયને શેફાલીને પોતાનાં હૃદયસિંહાસન પર બેસાડી હતી.

ખરે, પ્રેમીઓની અને ગાંડાઓની સૃષ્ટિમાં કશોજ ફેર નથી હોતો. શેફાલી તો લહેરથી સાહેલી સાથે

## ચુંદડી

( હું તો ઢોલે રમુને એ રગ )

[ કોઇ હરખેલી નવયૌવના પોતાની નવરંગ ચુંદડીના ગુણગાન આ ગીત દ્વારા વ્યક્ત કરે છે. ]

મારી નીલી, પીળી ને લાલ ચુંદડી રે,
મહીં, તારલીયા તણી ભાત રેઃ
ઉષા રંગી સોહે ચુંદડી રે.

વેલ, ફૂલની ગુંથણી ઓપત રે,
હીરે, ગુંથેલી સુંદર ભાત રેઃ
ઉષા રંગી સોહે ચુંદડી રે.

એ તો ઝગી રહે ઝીંઠઆકથી રે
કોઇ, આપે અનેરો પ્રકાશ રેઃ
ઉષા રંગી સોહે ચુંદડી રે.

હું તો પૂજન-અર્ચન કરવા રે,
જતી, ખંતેથી મંદિર માંહ્યરેઃ
ઉષ રંગી સોહે ચુંદડી રે.

પ્રીતે પે'રી ઓઢીને હું તો નીસરૂં રે,
કાંઇ, ગાવા મુક્તિ તણા ગાન રેઃ
મુક્તિ, પંથે સોહે ચુંદડી રે.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા

ફરતી અને મઝા માણતી. એક દિવસ નિરાંતે આરામખુરસીમાં બેઠી બેઠી ફીલ્મી અઠવાડિક ' ચિત્રપટ ' શેફાલી વાંચતી હતી, એટલામાંજ ટપાલીએ આવી એક પત્ર આપ્યો. નયનના અક્ષરો શેફાલી ઓળખી ગઇ અને નવિન આશાના તરંગો સહિત પત્ર વાંચવા માંડયો પત્ર વાંચી એ જરા નિરાશા પામી. નયન શેફાલીને જલ્દીથી વતનમાં બોલાવતો હતો. સાંજની ગાડીમાંજ બહારગામની બીડી લહેરોને અને સખીઓને છોડી પોતાના પ્રિયતમને મેટવા શેફાલી ચાલી નીકળી.

શાળાને ઉઘડવાને હજુ આઠ દિવસ બાકી હતી હતા. ઉપલા ધોરણનું નવું સેશન કરવાની તેને ખૂબજ તમન્ના હતી. આ એક દિવસોમાં તો એણે લગભગ ઘણાંખરાં પુસ્તકો વાંચી કાઢયા હતા. પુસ્તકોનાં વાંચન સાથે

તે પાછલા વર્ષને યાદ કરતી, પરિક્ષાને સંભારતી તેની અમી ભરેલી આંખડી નયનનો આભાર માનતી હતી. નયન અને શેફાલીનાં પ્રણય જીવનને લગભગ વર્ષ થવા આવ્યું હતું. આટલા ટુંક સમયમાં તો તેઓ કેટલીએ વાર લડયા હશે–રિસાયા હશે–કેટલી મોજ માણી હશે તે તો તેઓજ જાણે. શેફાલીનું નવયૌવન કુસુમકલિકાની જેમ ખીલ્યે જતું હતું. હિન્દુ સંસારમાં પુત્રી મોટી થતાં માતાપિતાને તે ચિંતા રૂપ થઇ પડે છે. અને પાછી શેફાલી તો ન્યાતમાં સૌન્દર્યમયી–સંસ્કારી અને સ્વતંત્ર આઝાદ ખ્યાલની હકદાર યુવતિ ગણાતી હતી. ન્યાતમાંથી તેના હસ્ત માટે ઘણીએ માંગણીઓ આવતી પણ શેફાલી એ બધી માંગણીઓનો ઇન્કારજ કરતી. એના માતાપિતા પુત્રીને • મનગમતો પતિ મળે અને સુખી થાય એવી અભિલાષાથી એના મતને ટેકો આપતા. એક દિવસ શેફાલીની માતાએ એને બોલાવી કહ્યું, "બેટા શેફા, તું જાણી તો ગઇ હશે કે મેં તને કેમ બોલાવી છે ?" શેફાલી તો શરમ અને ગુસ્સાથી રાતી રાતી થઇ ગઇ. હા, મમ્મા. હું જાણું છુ." ત્યારે પછી મારી વાત માનીશ ?" એની માતાએ પ્રશ્ન કર્યો. નહિ, મમ્મા. હું તમને પછી કહીશ. તમારા કુળને તેમજ કિર્તીને હું કલંકનો ટીકો કદી ન લગાડીશ, મા ! એટલો મારા પર સદા વિશ્વાસ રાખજો. આટલું બોલી તે ઓરડાની બહાર ચાલી ગઇ.

પોતાના ઓરડામાં આવી શેફાલી ખૂબ રડી. અત્યાર સુધીનું મસ્તીભર્યું જીવન ચિંતારહીત હતું. આજે શેફાલીને સમજાયું કે જીવન એક નાટક છે અને આપણે બધાં એ નાટકમાં કામ કરતાં એકટરો છીએ. પોતાના દિલની વ્યથા કહે પણ કોને ! એથીએ કહાણી નથી કે પ્રિયતમને કહી શકે. પ્રભુએ એને જીવનની અભિલાષાઓ પરિપૂર્ણ કરે એવો , મનગમતો યુવક મેળવી આપ્યો ત્યારે જીવનસાથી બનાવવા શા માટે કંજુસ બન્યો હશે ? ખરે–વિધાતાના માર્ગ ગહન છે, એને સમજી શકયા કોણ સમર્થ બન્યું છે ? આમ ને આમ તે ઘણી વેળા રુદન કરતી ત્યારે એના ઉન્હા આંસુ એની પથારી ભીંજાઈ જતી, પણ હૃદયવ્યથા કોઈને પણ સુણાવતી નહિ. સદા દિલને મનાવીને ફરતી.

આજે શેફાલી બગીચામાં પુષ્પો ચૂંટતી ઊભી હતી. એટલામાં કોઇની એણે બૂમ સાંભળી શેફાલી અધીરા નયન સહિત પાછી ફરી અને જોયું તો એ બૂમ પાડનાર એનો પાસેના સગપણનો ભાઈ હતો. કેમ જયંત-ભાઈ, અત્યારે કયાંથી પધાર્યા ? શેફાલી બોલી ઉઠી. તને મળવા માટે–ચાલ ઉપર, મમ્મા છે ને ? નાજી. નથી–પણ...તેની સાથે કોઈ અપરિચીત યુવાનને જોઈ તે અટકી ગઈ. જયંતે તેની તેની સાથે આવનાર યુવકનું ઓળખાણ કરાવ્યું. તે તેની જ્ઞાતીનો એક સંસ્કારી યુવક હતો. શેફાલી જયંતના હૃદયને ઓળખી ગઈ અને શા માટે અત્યારે પધાર્યા તે પણ સમજી ગઈ. પોતાની જ્ઞાતીનો કોઇપણ યુવક એને મન ગમતો નહિ. જ્ઞાતિના કોઈ યુવકને જોવાની પણ દરકાર એણે ભાગ્યેજ કરી હશે. કારણ કે એને મન કે મારી પ્રથમ મીલનની મૂર્તિની આશા મારે ભવિષ્યને માટે આકાશના પુષ્પો તોડી લાવવા જેવી ફળશે ? એટલે આ યુવક શેફાલીને ગમ્યો. તેની કેળવણી પણ ઉચ્ચ હતી. તેનું કુટુંબ પણ સંસ્કારી હતું. તે B. Sc માં આ વર્ષેજ બેઠો હતો અને એની બ્હેન B. T. થવા બહારગામ ગઇ શેફાલી તેના વદન તરફ મીટ માંડી રહી, અને બોલી તમારું નામ જણાવશો ? કેમ

કેમ નહિ ? મારું નામ કુમાર. સ્વતંત્ર દિલની શેફાલીએ થોડા સમયમાં તો તેની સાથે ઘણીએ વાતો કરી લીધી અને જીવનના સવાલો પણ પૂછી લીધા. શરમાતી શેફાલીએ હર્ષભર્યો વદને કુમારને વિદાય આપી અને ફરી પધારવા માટે આગ્રહ કર્યો.

શેફાલી કુમાર સાથે જીવન જોડવા તૈયાર થઈ, તે માટે તેના માતાપિતાને આનંદ થયો. લાડકોડી પુત્રીને લાડમાં ઉછેરી હતી, તે ક્યારે સંસાર નૈયામાં તેનું નાવ ચલાવે તે જોવાને તેઓની અધીરી આંખડી તલસતી હતી. હવે તો કુમાર શેફાલીને ઘણુંખરું મળતો અને ઘરનાને પણ મળી જતો. તેના માતાપિતા પણ કુમારને જોઈ રાજી થતાં, અને તેને પુત્ર સમાન માનતા. શેફાલી એક અદ્ભૂત યુવતિ હતી. તેનું હૃદય સામ્રાજ્ય અતિવિશાળ હતું. તેનું કોમળ હૃદય સુવાસિત પુષ્પોની પમરાટથી ભરેલું હતું. તેની તરુણ આંખડીમાંથી અમૃત ઝરતું હતું. તેની દહેસતા વૃક્ષની લતા સમાન હતી. એક નાના શા હૃદયમાં તે નયન અને કુમાર બન્નેનાં હૃદયને પ્રેમથી સજાવી શકતી હતી. કોઈને પણ અન્યાય નહોતી કરતી. આમ એક સ્ત્રી હૃદય બન્ન પુરૂષ હૃદયને સમાવી આઝાદ પંખીની જેમ ફરતું. કદિ પણ કોઈને વિશ્વાસઘાત નહિ થાય, પોતાની જીવનદોરી પર કલંક ન લાગે, માતાપિતાની કિર્તી વગોવાય નહિ તે માટે એ તનમનથી પ્રભુની પ્રાર્થના કરતી. અત્યાર સુધી તેણે પવિત્ર જીવન વિતાવ્યું હતું. કદિએ અસત્યને સ્થાન નહોતું આપ્યું. તે સદા પ્રભુને વીનવતી કે, " મારી જીવનલતાને લીલી બનાવી સુકાવી નહિ નાંખોશ. " આકાશે પ્રભુએ પ્રીત બંધાવી; હવે તેને નિભાવી સલામત રાખવી એ પણ એનેજ હાથ હતી. શેફાલીની પૂર્ણ શ્રદ્ધા અને ભક્તિ સદા તેને તેનાં કાર્યમાં વિજયી બનાવતા.

હજી પણ શેફાલી નયન સાથે છૂટથી ફરતી. તેના વડીલોને તેઓ માટે સંપૂર્ણ વિશ્વાસ હતો. તેઓને બહાર ફરતાં કોઈ રોકતું નહિ. શેફાલી પણ નયન સાથે મર્યાદા સહિત ફરતી હતી. કુમારને પણ શેફાલીમાં પૂર્ણ શ્રદ્ધા હતી. નયનના આગમનથી અને તેની સાથે ફરવાથી કુમારને કાંઈ દુખ્યાં આવતી નહિ પરંતુ વ્યક્તિના સ્વભાવમાં જુદી જુદી વિચિત્રતાઓ તો હોય છેજ, તે મુજબ કુમારમાં પણ હતું. અને તેથી એવી કોઈ વાત બનતી ત્યારે પરિસ્થિતિ ગંભીર ઘર્ષણ બનાવી મૂકતી. આમ છતાંએ નયનમાં કદી ફેરફાર નહોતો આવ્યો. બિચારી શેફાલી આવા પ્રસંગો વેળા વધુ ધ્યાન આપતી નહિ, પણ ચપળતાથી તેનાં દોસ્તને મનાવી લેતી. કુમારે અને નયનમાં જ તે મસ્ત રહેતી. સમાજ અને દુનિયાની તે પરવાહ કરતી જ નહિ, અને તેમની રંગબેરંગી વાતોને કાને ધરતી નહિ. નયનના દુઃખી હૃદયને શેફાલી સારી રીતે પીછાનતી હતી. નયન સંપૂર્ણ સુખી હતો, પરંતુ જે વસ્તુમાં સાચું સુખ સમાયેલું છે તેવી પ્રેમભરી તેના દીલને રીઝવી શકે એવી ગૃહિણી નહિ હતી. આથી તે સદા નિરાશ અને દુઃખી જ રહેતો, છતાં તેનું નાનકડું આમીજગર બચ્ચું હતું. તે " પકડ્યું પાનું નિભાવી રાખનો. " કદિ પત્નિને દુઃખી કરતો નહિ. શેફાલી નયનના જીવનની પ્રથમ જ પ્રણયદેવી હતી એટલે નયનની સર્વ અભિલાષે પોતે જ પૂર્ણ કરતી હતી.

કુદરતના રંગો જ ન્યારા છે. પ્રભુએ દરેક વસ્તુ સંપૂર્ણતાથી જ ઘડી હોત તો માનવી પ્રભુને પણ ભૂલી અને અભિમાનથી આંધ પશુ જેવો બની જાત. માટે જ એકાદ વસ્તુની અપૂર્ણતા રાખી મનુષ્યને નિરાશામાં વિચારવાની તક પ્રભુએ આપી હશે.. આજે શેફાલી ઘણી જ ઉદાસ મુખે બેઠી હતી.

રોજની મસ્તીભરી અને હસમુખી એ નવ-યૌવના આજે કેમ બરફ જેવી ઠંડી થઈ ગઈ હશે ? તે તો તે જ જાણે. નયન અને શેફાલી સાથે ફરતા—નાટયગૃહમાં જતાં અને વિહાર કરતાં તે સ્વાર્થી અને નિંદાખોર સમાજની આંખમાં એક કણીની માફક ખૂંચતું. સમાજ આ પ્રણયીઓને દૂર રાખવા ચાહતો પરંતુ બંધનોથી પ્રણયીઓનો પ્રેમ બંધાયો છે કે બંધાશે ? શેફાલીના હિતેશ્રી સજ્જનો અને સન્નારીઓએ એનાં વડીલોને નયન વિષે વિરૂદ્ધમાં ઘણી જ વાતો કરી હતી; અને એનાથી શેફાલીને દૂર રાખવા પણ કહ્યું હતું. શેફાલીએ પોતાની બંડખોર વૃત્તિથી એ સર્વને ખૂબ ખૂબ સંભળાવ્યું અને કુટુંબીઓને પણ કહ્યું કે " હું નયન સાથે રહી છું—ફરી છું એટલે સદા રહીશ અને ફરીશ. હવે એને બેઇજ્જત નહિ જ થવા દઉં અને મારાં પર એટલો જરૂર વિશ્વાસ રાખજો કે તમારા કુળને અને કિર્તીને કદિએ કલંકનો ટીકો નહિ લગાડીશ. "

આમ આ ઉખડેલો પોપડો દબાયો તો ...ા. સમયના વિતવા સાથે માનવીના ...રા અને દૃષ્ટિ ક્યારે બદલાય એ કહી ...તું નથી. નયન અને કુમારમાં બહુ જ તફાવત હતો. નયન પાતાળી દેહનો રૂપાળો, વિલાસી આનંદિ અને ઉદાર હૃદયનો લાડક-વાયો યુવાન હતો, જ્યારે કુમાર હતો તો રૂપાળો પણ સારો, નિરસ એકલવાયો, પુસ્તકનો કીડો અને કંઇક શંકાપૂર્ણ દૃષ્ટિ-વાળો હતો. એટલે નયન અને શેફાલીની વાતો એના કાને આવી તે સહન કરી શક્યો નહિ; એટલે એ માટે એને શેફાલીને પણ કહ્યું હતું. સમાજ અને દુનિયાની સામે બંડખોર બનનાર આઝાદ શેફાલી આખરે એ કુમાર અને સમાજ સામે ઝૂકી પડી. આખરે શેફાલીએ નાટયગૃહોમાં જવાનું અને ફરવાનું નયન સંગાથે બંધ કર્યું. જો કે તે નયન સાથે રોજ ઘરમાં તો મોજ માણતી જ હતી. આ સઘળી બીના નયન સમજતો હતો અને જાણતોએ હતો છતાં શેફાલી પ્રત્યે એનાં હૃદયમાં જે પ્યારનો ચિરાગ રોશની આપી રહ્યો હતો—જે મમતા દિલમાં હતી તે તો કાયમ જ રહ્યાં. એનું હૃદય જ ઉદાર હતું એટલે એવી નાની બાબતોમાં એ ધ્યાન આપતો જ નહિ.

જો કે આ પ્રસંગથી જ નયનનાં કોમળ હૃદય ઉપર એક જબરજસ્ત પ્રહારનો આઘાત સખ્ત લાગ્યો હતો પરંતુ એ કોઇને જણાવતો નહિ—શેફાલીને પણ એ વાતથી વંચિત જ રાખી હતી. જ્યારે જ્યારે જ્યારે એનાથી સહન નહિ થતું ત્યારે આંખમાં ઝળઝળીયાં આવી જતાં, અને તે હતું શેફાલીનું લગ્ન. એક વખત નયને પોતાની સાથે લગ્નથી જોડાવવા શેફાલીને વિનંતિ કરી હતી, પરંતુ શેફાલી પહેલાં તો કશો જવાબ આપી ન શકી. શેફાલીને સમાજનો ડર હતો, નિંદાથી બ્હીતી હતી અને માતાપિતાની કિર્તીને લાંછન ન લગાડવાનું વચન વચ્ચે નડતર રૂપ હતું; એટલે નયનની એ વિનંતિનો એણે ઇન્કાર કર્યો હતો. નયને એ માટે શેફાલીને પછી વધુ દબાણજ કર્યું નહિ, કારણ કે શેફાલીનાં વડીલોને પણ નયન ઉપર અનહદ પ્રેમ હતો. તેઓ એને પુત્ર સમાનજ માનતા. નયનમાં સંપૂર્ણ વિશ્વાસ રાખતા એટલે તેઓનું અંતર કકળે અને વિશ્વાસઘાત જેવું મહાન પાપ કરતાં નયન પણ અચકાતો હતો. પ્રેમીની દુનિયાજ વિશાળ હોય છે. પ્રેમીની જીત સદા હારમાંજ હોય છે. સ્નેહમાં સર્વદા વિટંબનાઓનોજ સામનો કરવો પડે છે. ભોગ, બલિદાન આપ્યા વિના તો કોઇ પણ સુખ પ્રાપ્ત થતુંજ નથી. એક હાથે તો તાલીએ નથી વાગતી. પરંતુ શેફાલીને તો

એ સુખ કરતાં વડીલોની કિર્તિનો વધુ ખ્યાલ હતો, એટલે નયન પોતાની હૃદય વેદના કદિ પણ શેફાલીને જણાવતોજ નહિ.

આજે નયન અને શેફાલીનાં પ્રણયના ત્રણ વર્ષ થયા હતા. શેફાલી મેટ્રીકમાં હતી, એટલે ગમે તેમ કરીને પ્રથમ વર્ષેજ પાસ થવાની અભિલાષા શેફાલીને હતી. વળી કુમાર પણ વધુ ભણ્યો હતો. એની બ્હેન અને વડીલો પણ શિક્ષિત અને સંસ્કારી હતાં, તેમ કુમારનું પણ ફરમાન હતું કે શેફાલીએ મેટ્રીક તો પાસ થવુંજ જોઇએ. આથી તે અભ્યાસ ઉપર વધુ ધ્યાન આપતી. નયન તો આ વાતોથી જાણકારજ હતો, છતાં એને એવી વાતોમાં રસ ન હોતો. એ તો ચાહતો હતો કે પોતાની પ્રણયમૂર્તી પ્રથમ વર્ષેજ મેટ્રીકમાં ઉત્તીર્ણ થાય તો હૃદયને સંતોષ થાય અને સમાજમાં પોતે પણ ઉન્નત મસ્તકે ફરી શકે; એટલે શેફાલીનાં અભ્યાસમાં એ સર્વ રીતે મદદ કરતો હતો. મેટ્રીક એ હિમગીરી-જેમ એ ગિરીશૃંગ ઉપર ચડવું કઠણ છે, અને ચડી જઇએ તો ગંગા નાહ્યાં જેવું છે; તેમ મેટ્રીક એ એક ઘાટી ખાઇ છે. એમાંથી પસાર થયા તો સાક્ષાત સરસ્વતી પ્રસન્ન થયાં હોય એમજ વિદ્યાર્થીઓને લાગે છે.

નયને શેફાલીને ભણાવવા માટે નિઝામને કહ્યું પરંતુ એ નોકરી કરતો હોવાથી એને વખત મળે તેમ નહોતું; એટલે એની પાસે નયન મેટ્રીક ભણ્યો હતો તેજ શિક્ષકને શેફાલી માટે લાવ્યો. શિક્ષક અને શેફાલીની મહેનત તથા નયનની શુભ લાગણીઓથી શેફાલી મેટ્રીકમાં પાસ થઇ. હવે શેફાલીનાં વડીલોનો વિચાર એને આગળ ભણાવવા કરતાં પરણાવવાનો વધુ હતો. આખરે શેફાલીના વિવાહ કુમાર સાથે જ નક્કી થયાં અને લગ્નનું મૂહુર્ત પણ નક્કી થઇ ગયું. લગ્નને દિવસે પોતાનાં હૃદયની સ્થિતિ કેવી હશે તે નયન સમજતો હતો, એટલા માટેજ લગ્નમાં હાજર રહેવા ચાહતો નહોતો. પરંતુ શેફાલીનાં આગ્રહને વશ થઇને અને વડીલોનાં વચનોને માન આપીને લગ્ન સમયે નયન હાજર રહ્યો. કુમકુમ પગલીઓ પાડતી શેફાલી સાસરે વિદાય થઇ.

જે નયન શેફાલીને એક વખત નહિ જુએ તો બાવરો બની જતો, તે હવે શેફાલીને રોજની નિરખવા અશક્તિમાન બન્યો. આથી એનાં દિલને ચેન પડતું નહિ, અને ધીમે ધીમે એની છાતીમાં દર્દ શરૂ થયું. એનાં મોજ, શોખ, તોફાન, મસ્તી અને હાસ્ય હવામાં વિલીન થઇ ગયાં. એનાં દિલમાં

## નુતન વર્ષની ઉષા

: રાગ શાર્દૂલ વિક્રીડીત :

રજની રમ્ય રહે રતી રસભરી,
પ્રગટે દીપો ઘર ઘર મહીં;
ગુણવંતી ગુણસુંદરી ગૃહ વિષે,
નિજકાર્યથી હર્ષભરી.
શોભે છે જ્યમ તારલા નભમહીં,
નભચંદના સહકારથી;
સોહાયે ત્યમ માનુની જગમહીં,
સુકૃત્યને સદ્ભાવથી.
પ્રગટે ઉષા સહુ જીવનમાં,
શોભાવજો સેવા થકી;
ઉજ્જવળ કરો નિજ જીવનને,
કીર્તિ પ્રસારો જગમહીં.
આજે આ પ્રગટી ઉષા જગ વિષે,
નવલી નવા વર્ષની;
આદર્શો શુભ હોય જે જીવનમાં,
થાઓ પુરા પ્રભુ મહેરથી.

શ્રી. શાન્તિલાલ અંબાલાલ ભાવસાર

આઘાતનું સખ્ત દર્દ પેદા થયું. ઘણો સમય થયાં છતાં શેફાલી તરફથી કોઇ સમાચાર નહોતાં એટલે એ એમ સમજતો કે, " આંખથી દૂર તે હૃદયથી પણ દૂરજ હોય ને ? " અને નયન તરફથી શેફાલીને પણ કશા સમાચાર નહોતા સાંપડયા એટલે તે પણ એમજ માનતી હતી. ધીમે ધીમે, નયનનું છાતીનું દર્દ વધ્યું અને પથારીવશ બન્યો. નયન એક શ્રીમંત માબાપનો લાડઘેલો પુત્ર હતો. એટલે શહેરનાં તમામ ડોક્ટરોની જ્યુરી એના વડીલોએ બોલાવી હતી; છતાં કોઇ પણ ચીકીત્સક એનું દર્દ પારખી ન શકયો. એનું દર્દ ફક્ત ત્રણ જ વ્યકિત જાણુંતી હતી. એક નયન-બીજી શેફાલી અને ત્રીજો સર્જનહાર. પરંતુ શેફાલીને તો નયનની માંદગીની ખબર જ નહોતી અને નયનનો વિચાર પણ એ ખબર આપવાનો નહોતો કે જેથી શેફાલીને દુઃખ પહોંચે.

આખરે થાકી થાકીને વાટ જોઇને વિરહમાં ઘેલી બનેલી હરણી જેવી શેફાલીએ નયન ઉપર જરા પ્રેમથી ગુસ્સાભર્યો પત્ર પાઠવ્યો અને ખાસ લખ્યું કે, " જો પત્રનો પ્રત્યુત્તર ઉતાવળે નહિ પાઠવીશ તો હું સદાને ે તારાથી રીસાઇ જઇશ. " આ બાજુ નયનની માંદગીએ ગંભીરરૂપ ધારણ કર્યું હતું. નયનના મિત્રો પણ ભેગાં થયા હતા, તેમાં નિઝામ પણ હાજર હતો. એણે ઇશારાથી નયનને શેફાલીને ખબર આપવા માટે પૂછયું પણ નયને ઇન્કાર કર્યો. બીજે દિ' નયનનો ક્ષણભંગુર દેહ આ ફાની દુનિયાને છોડી ગયો. જ્યાં એને સમાજનાં બંધનો કે ધર્મના દિવાલોની અને વડીલોની વાડો પણ અટકાવી શકે તેમ નહોતી. એજ દિવસે શેફાલીનો પત્ર નયનને ઘેર આવ્યો. એક બાજુ ઘરમાં શોક અને દુઃખના ભારથી વડીલો રડતાં હતા અને બીજી બાજુ પ્રિયાનો પત્ર આવ્યો હતો. નિઝામે એ પત્ર લઇ લીધો અને વાંચ્યો. વાંચતાં વાંચતાં એ બિચારા મુસ્લીમની આંખમાંએ અશ્રુ ભરાઇ આવ્યા, અને મનમાં બબડયો કે, " શેફાલી ! તું જેનાથી રીસાવાને તૈયાર થઇ છે તે તો તારાં પહેલાંજ તારાથી રીસાઇને સદાને માટે ચાલ્યો ગયો છે, હવે શું ? " નયનના આ આ દુઃખદ સમાચાર એજ દિવસે નિઝામે શેફાલીને મોકલ્યા. પત્ર આવતાં શેફાલી ગેલમાં આવી ગઇ, પણ કવર ઉપરના અક્ષરો અપરિચિત જોતાં મુખનો ભાવ જરા ઢીલો પડયો. પત્ર વાંચતાંજ, જાણે કે અચાનક વિજળી ●તૂટી ન પડી હોય તેમ શેફાલી ધરણી પર ઢળી પડી આ અચાનક અકસ્માતથી કુમાર વિચારમાં પડયો અને દોડીને શેફાલીને ઉંચકીને પથારીમાં સુવાડી; આવેલો પત્ર વાંચ્યો. કુમાર સર્વ બીનાથી વાકેફ થયો, પણ શેફાલીને આઘાત પહોંચે એટલે તે ક્ષણે કશું જ ન બોલ્યો. નયનના આવા દુઃખદ સમાચારથી શેફાલીનાં દિલના ટુકડે ટુકડા થઇ ગયાં. જે આશાએ એ જીવતી હતી તે આશાનો દીવડો બુઝાઇ ગયો. એ માટે એ પોતે જ જવાબદાર છે એ શેફાલી સમજતી હતી. પણ હવે એનો શો માર્ગ ? બીજે જ દિવસે કુમારને કહીને શેફાલી પોતાને માહરે વતનમાં આવી અને જે જગ્યાએ નયનનો અગ્નિસંસ્કાર થયો હતો તે ભૂમીની રજ લીધી અને એ પ્રણયની રાખને કપાળે ચડાવી. તે જ દિવસથી શેફાલીએ પોતાનાં સર્વ સુખ-સાધનો, જીવનનાં આનંદો, મુખડાનું હાસ્ય વગેરે સર્વેને ત્યજી-પોતાનાં સુખને ખાતર જીવનને. હોમી દેનાર નયનની પાછળ કાળાં વસ્ત્રો ધારણ કરવા માંડયા. એક મ્યાનમાં બે તલવાર કદી સમાતીજ નથી છતાં શેફાલીએ તે સમાવવા ભગીરથ પ્રયત્નો આદર્યા, પરંતુ જ્યાં વિધાત્રીનેજ એ પસંદ નહિ હોય ત્યાં કોણ સમર્થ હતું ? આખરે શેફાલીની એક મ્યાનમાં નયન અને કુમાર એમ બે તલવારો ન સમાઇ તે ન જ સમાઇ શકી.

# મુંઝવણની મુક્તિ

પ્રયોજક : શ્રી. પુરુષોત્તમદાસ છગનલાલ શાહ

સુરેન્દ્ર હવે માસ્તરગીરીથી કંટાળ્યો હતો. સમાજમાં માસ્તર એટલે માસ્તર જ બીલકુલ માન નહિ અને બીજી બાજુ આ ભીષણ મોંઘવારીમાં જમા ઉધારનાં પલ્લાં સરખાં થાય જ નહિ, તે ક્યાં સુધી નભે ! સ્વધર્મે નિધનં શ્રેયઃ એ ન્યાયે બીજા કોઈ ખાતામાં ન જવા મન મનાવી રહ્યો હતો પણ જ્યારે તેણે તેના પહેલાંના શિક્ષકોને રેશનીંગ ઇન્સ્પેકટર, ચીફ ઇન્સ્પેકટર કે ગોડાઉન મેનેજર થતા જોયા—તેમનો દેદાર ફરી ગએલો જોયો ત્યારે તેને પણ એમ થયું કે હવે માસ્તરગીરીમાંથી છૂટાય તો સારું.

એક દિવસે તો ખરેખર તેને કંટાળો જ આવી ગયો અને 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ' નાં પાનાં ફેંદતાં મુંબાઇની એક બેન્કમાં ચીફ એકાઉન્ટન્ટની જરુરિયાત વિષેની જાહેર ખબર વાંચી પોતે ગણિતશાસ્ત્રનો ગ્રેજ્યુએટ હોઇ પત્તો કદાચ ખાઇ જશે એમ તેને લાગવાથી તેણે અરજી લખી નાખી, અને પાસે પડેલાં બે ચાર પ્રમાણપત્રો અરજી સાથે જોડી પોસ્ટમાં ફટ્ટર નાખી દીધું.

બીજે જ દિવસે પોસ્ટમાં હડતાળ પડી. તેની અરજી બેંકના મેનેજરને મળશે તેવી તેને ખાત્રી નહોતી છતાં તે આશાભર્યો દરરોજ પોસ્ટ ઓફીસે ધક્કા ખાતો. એક દિવસે તેની આશા ફળી. 'જયભારત બેંકના ચીફ એકાઉન્ટન્ટ તરીકે તેની નિમણુંક થયાનું અને તુરત હાજર થઇ જવાનું પત્ર તેને મળ્યું.

હવે સમય ખોવા જેવો ન હતો. સુરેન્દ્ર શાળાના સંચાલકોને મળ્યો અને પોતાની સાચી વસ્તુસ્થિતિ તેમને સમજાવી. કોઇને સારો ચાન્સ મળતો હોય તો તેને રોકી રાખવા શાળાના સંચાલકો ખૂદી ન હતા. તેમણે એક સભા બોલાવી વિચાર કરી જોયો અને બીજે જ દિવસે સુરેન્દ્રને શાળામાંથી છૂટો કરવામાં આવ્યો.

સુરેન્દ્રના ઘરનું સુકાન તેની ધર્મપત્ની જ્યોત્સ્નાના હાથમાં હતું. તે ઘણોખરો વખત મુંબાઇમાં તેના કાકાના ત્યાં ઉછરેલી હોઇ મુંબાઇમાં રહેવાનું તેને બહુ ગમતું. મુંબાઇ જેવું સ્થળ પસંદ કરવામાં સુરેન્દ્રની પત્નીનો આગ્રહ મુખ્યત્વે હતો.

સુરેન્દ્રનો એક બાલમિત્ર મહેન્દ્ર મુંબાઇમાં વીમા દલાલનું કામ કરતો. સુરેન્દ્રને જ્યારે જ્યારે મુંબાઇ જવાનું થાય ત્યારે ત્યારે તેને મહેન્દ્રના ત્યાંજ ઉતરવાનું હોય કારણ કે જ્યોત્સ્નાના કાકા તે વખતે દેશમાં આવી ગએલા હોઇ ત્યાં બીજું કોઇ સગું નહોતું. આ વખતે પણ પત્ર લખી મહેન્દ્રને આ બાબતની જાણ કરવામાં આવી અને જરુરી સામાન લઇ સુરેન્દ્ર અને જ્યોત્સ્ના મુંબાઇમાં આવી પહોંચ્યાં.

સુરેન્દ્રને લાગતું હતું કે આવડી આની મહેનતે પણ મુંબાઇમાં તેને મકાન મળી રહેશે. પરંતુ મહેન્દ્રના ત્યાં એક અઠવાડિયું પસાર થઇ ગયું, બીજું પસાર થયું છતાં પણ જ્યારે તેને મકાન ન મળ્યું ત્યારે તેની મુંઝવણ વધી. તેમ કરતાં કરતાં એક મહિનો

પસાર થઇ ગયો. હવે જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ સુરેન્દ્ર અને તેની સ્ત્રી અકળાવા લાગ્યાં. તેમને લાગ્યું કે આ પ્રમાણે ક્યાં સુધી પડી રહેવું ? સામાની અગવડતા પણ આપણે સમજવી જોઇએ ને ? પણ કરે શું ? જ્યાં જ્યાં જાય ત્યાંથી 'ખાલી નથી' એવો ટૂંકો ને ટચ જવાબ તેમને મળતો.

એક દિવસે સાંજના બેંકમાંથી પાછા ફરતાં તેને ખબર મળી કે ચોપાટી પર મકનદાસ શેઠનો બંગલો છે તેના બીજા માળનો ભાડુઆત દેશમાં એકાએક ચાલ્યો ગયો છે. કાલ સવારે જ જાઓ તો એ મકાન તમને મળી જાય. સુરેન્દ્રને પણ લાગ્યું કે હવે આ તક જવા દેવા જેવી નથી. આજ તો રાત પડી ગઇ હોવાથી સવારે જવાનો વિચાર કરી તે મહેન્દ્રના મકાન તરફ ચાલ્યો.

રાત્રિ અનેકાનેક વિચારો તેના મગજમાં આવી ગયા. કુટુંબ સાથે એક બે દિવસ તો ઠીક, પણ વધારે સમય રહેવાથી સઉને કેવી કેવી અગવડતાઓ વેઠવી પડે અને તે પણ આ માપબંધીના જમાનામાં–તેનો ખ્યાલ તેની આંખ આગળ તરવરી રહ્યો. ગમે તેટલી પાઘડી અને ગમે તેટલું ભાડું આપવું પડે તો પણ હવે તો તે માળ ભાડે રાખીજ લેવો તેવો તેણે દૃઢ નિશ્ચય કરી દીધો.

સવારમાં ઉઠ્યો. સ્નાનવિધિથી પરવાર્યો બાદ તેની સ્ત્રી જ્યોત્સ્નાને મળ્યો અને આ પ્રશ્નનું નિરાકરણ કેવી રીતે થાય તે બાબતમાં વાતચીત કરી જ્યોત્સ્ના મુંબાઇમાં ઘણો સમય રહેલી હોઇ તે સ્થળનો ખ્યાલ તેને આવી ગયો.

પાઘડી તો આપવી જ પડશે તે વિના મકાન નહીં મળે એવા મહેન્દ્રના સૂચનથી તેણે મહેન્દ્ર પાસેથી બે હજાર રૂપિયાની નોટો ઉછીની લીધી, અને ચોપાટી તરફ ચાલ્યો.

સુરેન્દ્ર સીધો મકનદાસને બંગલે ગયો તે વખતે મકનદાસ શેઠ ઉઠીને ચ્હા પીતા હતા. લગભગ સાડા આઠ કે નવ વાગે ઉઠનારા તે લ્હેરી સુખી જીવ હતા. તેમને કમાવાની ઝાઝી ચિંતા નહોતી. બાપદાદા તરફથી જે મકાનો, ચાલીઓ અને બંગલા વગેરે મળ્યાં હતાં તેનો વહીવટ જ જો કુનેહપૂર્વક કરે તો ઘણી આવક થાય તેમ હતું. તેથી શેઠ બીજી ભાંજગડમાં ન પડતાં આ સ્થાવર મિલ્કતમાંથી જ વધારે આવક કેમ થાય તેનો જ વિચાર વારંવાર કરતા.

શેઠનો ઘાટી નીચે બેઠેલો હતો. સુરેન્દ્રે તેની સાથે પોતાનું વીઝીટીંગ કાર્ડ શેઠને મોકલ્યું. શેઠને મળ્યું, વાંચ્યું 'મિ. સુરેન્દ્ર દેસાઇ, ચીફ એકાઉન્ટન્ટ, જયભારત બેંક, મુંબાઇ' આટલું વાંચતાં જ શેઠ આગંતુકનો પાર પામી ગયા. તે સમજી ગયા કે કોઇ નવોસવો માણસ નોકરી અર્થે આવેલો હશે ને મકાન સંબંધમાં જ મને મળવા માગે છે. ઠીક શેઠે નવા આવનાર માણસને ઉપર લાવવા ઘાટીને હુકમ કર્યો. સુરેન્દ્ર આવ્યો ને તેણે શેઠની સામેની ખુરશી લીધી. શેઠે વાત ઉપાડી.

"કેમ મિ. દેસાઇ, અત્યારના પહોરમાં જ મારું શું કામ પડ્યું ?"

"વાત મળી છે, શેઠ, કે તમારા બંગલાનો બીજો માળ ખાલી છે, મારે તે માળ ભાડે રાખવો છે, શેઠ."

"તમને કોણે કહ્યું કે મારા બંગલાનો માળ ખાલી થયો છે ? મુંબાઇના લોકો બી શું અફવા ફેલાવે છે ?"

"આ અફવા નથી, શેઠ તમારો જૂનો ભાડુઆત તે મારા મિત્રનો મિત્ર થાય. તેણે મને વાત કરેલી એટલે મેં તો જાણ્યું. હું તો કુટુંબ સાથે અહીં આવ્યો છું ને મકાન મળતું નથી..."

" પણ ભલા માણસ, મકાનની સમજણ થયા વગર બૈરાંને તમે મુંબાઈમાં લાવ્યા શું કરવા ? " શેઠ અધવચ્ચેથી બોલી ઉઠયા.

" વાત સાચી છે શેઠ, હમારી બેંક તરફથી મકાનની સગવડતા મળવાની હતી તેથી કુટુંબ સાથે આવ્યો પણ બેંકના મેનેજર સાહેબે તો મકાનના બદલે એલાવન્સ આપવાની વાત કરી છે, જો કે હજુ નક્કી નથી. કદાચ મકાન મળે પણ ખરું પરંતુ તેના વિશ્વાસે ભાઈબંધના ત્યાં ક્યાં સુધી પડી રહેવાય ? માટે ગમે તેમ કરો, આટલો માળ તો મને ભાડે આપો. નાનો હશે તો ચાલશે. "

" જુઓ મિ. દેસાઈ, બીજો માળ ખાલી છે તે વાત તો સાચી, પણ તે ભાડે આપવાનો નથી. મારો ભાણેજ ગયે મહીનેજ હાઈકોર્ટ પ્લીડર થયો, તેની ઓફીસ માટે રાખવો વિચાર છે. પછી જે થાય તે ખરું. "

" શેઠ, તમે એવાં બહાનાં શું કામ બતાવો છો ? તમારે પાઘડી જોઈતી હોય તો આપવા હું તૈયાર છું. તમે માગો તે માસિક ભાડું ને તે ઉપરાંત એક માસનું ભાડું આગળથી. "

સુરેન્દ્રના આ શબ્દો સાંભળી શેઠને લાગ્યું કે આ ઘણો ગરજાઉ માણસ છે. બીજો માળ ઘણો નાનો છે ને ગઈકાલે એક માણસ ૧૫૦૦ રૂ. પાઘડીના આપવા કહી ગએલો છે તેના કરતાં આ કંઈક રકમ વધારે આપે તો તરતજ તેને વળગાડી જ દેવો. આ વિચાર કરી શેઠ કહેવા લાગ્યા.

' જૂઓ દેસાઈ. ભાણેજની વાત ભાણેજ પાસે. તમે જ્યારે આટલી બધી મુશ્કેલીમાં છો ત્યારે મારે તમને આ માળ આપવો જ જોઈએ પણ જુઓ, પાઘડીના રૂપિયા બે હજારથી ઓછા નહીં લેવાય, અને તેનું માસિક ભાડું રૂપિયા ૬૦ થશે, વિચાર હોય તો વાત કરો."

સુરેન્દ્રને મકાન જોઈતું જ હતું તેથી તુરત ખિસ્સામાંથી નોટો કાઢી બોલ્યો "એમ કે બીજું ? લો શેઠ, લો સોની આ ૨૦ નોટો-રૂપિયા બે હજાર પૂરા પાઘડીના સંભાળી લો. ને તે ઉપરાંત આ રૂપિયા ૬૦ માસિક ભાડાના અગાઉથી."

મકનદાસ શેઠ તો ફાટી આંખે જોઈ રહ્યા. કેટલો બધો ગરજાઉ માણસ ! જરાયે બાંધછોડ નહીં ને તરતજ બે હજાર રૂપિયા હાજર !! એક માસનું ભાડું પણ આગળથી જ—કોઈ બીનઅનુભવી માણસ લાગે છે !!

શેઠને વિચાર કરતા જોઈ સુરેન્દ્ર બોલી ઉઠયો—" શેઠ, રૂપિયા ગણી જોશો. મારા જેવો સીધો અને ગરજાઉ માણસ તમને બીજો નહીં મળે, વળી આ એક મહીનાના

## આંસુ

: ભજન :

ભારતમાં ફરી પધારો
ગોકુલના નન્દ લાલા
સુતાં'તા ને જગાડ્યા
ગીતાને કહેવા વાળા.
તે ગજાવ્યું મધુવનને
નચાવ્યું સારા જગને
તે તાન સુનાવો મોહન
બંસી બજાવી પ્યારા.
દુઃખદર્દ બહુ પડે છે,
દુષ્કાળ પણ પડે છે
એ કષ્ટ કાપો ગીરધર,
આવો ચરાવનારા.
"કનક" અરજ ચરણમાં,
તું ભક્તના ભલામાં
પ્રભુ બિગડી ફરી સુધારો
આંસુની વહે છે ધારા.

ગં. સ્વ. કનકકુંવર
(પત્ની સાહેબ મોર માણાવ)

એડવાન્સ ભાડાની મને પહોંચ લખી આપો."

શેઠને સુરેન્દ્રની વાતો સુખોઇ ભરેલી પણ તેની માગણી ન્યાયી લાગી. નોટોના થોક લઇ શેઠે તિજોરીમાં ગોઠવ્યા અને એક માસનું ભાડું પ્રથમથી મળ્યાની પહોંચ સુરેન્દ્રને લખી આપી. સુરેન્દ્રે તે પહોંચ લઇ સંભાળપૂર્વક પાકીટમાં મૂકી તેણે શેઠની વિદાય માગી. સુરેન્દ્રના ગયા પછી શેઠ મનોગત બબડયા "પાઘડીની સારી રકમ પાકી, મુંબાઇ શહેરમાં કોણ જાણે કે કે પ્રકારના ગરજાઉ લોકો આવે છે!!"

*

કલાકેક થયો હશે અને ઘાટીએ આવી શેઠના હાથમાં બીજું વીઝીટીંગ કાર્ડ મૂકયું. તે છાપેલું નહોતું. તેના પર શાહીથી લખેલું હતું. "મિસ ઇન્દીરા, સંગીત શિક્ષિકા–ઘોબી તલાવ" મકનદાસ શેઠનો વિચાર હવે કોઇને મુલાકાત આપવાનો ન હતો પણ જ્યારે મોતીના કણ જેવા અક્ષરો જોયાં અને મિસ શબ્દ વાંચ્યો ત્યારે તેમને લાગ્યું કે ચાલો, જોઇએ તો ખરા કે આ મિસ શા માટે મળવા માગે છે, મિસને ઉપર લાવવા તેમણે ઘાટીને નીચે મોકલ્યો.

મિસ ઇન્દિરા ઉપર આવી. પાતળી એકવડી દેહલતા પર દક્ષિણી ઢબે સાળુ પહેર્યો હતો. શેઠે અણુસારે તેને ખુરશી પર બેસવાનું કહ્યું. ખુરશી પર જ બેસતાં ટેબલને અઢેલીને ઉભી રહીઃ અને પોતાના આગમનનું કરણ તેણે જણાવ્યું.

"શેઠ, તમારા બંગલાનો, બીજો માળ ખાલી પડયાની મને હમણાં જ ખબર મળી, હું ઘોબી તલાવ પર એક સંગીત વર્ગ ચલાવું છું ચાલુ સાલે એટલી બધી છોકરીઓ વધી ગઈ છે કે. હવે આ બાજુની છોકરીઓ મા: આ લત્તામાં સંગીત વર્ગની એક શાળા ખોલ્યા વગર ચાલે તેમ નથી. તમારો બીજો માળ મને વધારે અનુકુળ પડશે બોલો તમારે શું ભાડું લેવું છે?"

"માફ કરો, મિસ–તમે એક કલાક જ મોડાં પડયાં. હમણાં કલાક પહેલાં જ આ માળ એક ભાઇને ભાડે અપાઇ ગયો–એક મહીનાનું ભાડું પણ એડવાન્સમાં મળી ચૂકયું છે."

."તમે શું ગલત વાત કરો છે, શેઠ, હાં, હાં, હું સમજી, તમારે પાઘડી જોઇએ છે એમ ને? આ બાજુ મારે મકાનની ઘણી જ જરૂર છે. મકાન ન મળે તો મને દસ હજારનું નુકશાન થાય તેમ છે. હું તમને પાઘડીના રૂપિયા પાંચ હજાર આપીશ. ઉપરથી તમે જે માગો તે માસિક ભાડું, બોલો, શો વિચાર છે?"

મિસની પાંચ હજારની રકમ સાંભળી શેઠના પેટમાં ફ્રાસકો પડયો સવારમાં ઉતાવળ ન કરી હોત તો પાઘડીની ઘણી સારી રકમ મળત પણ હવે શું થાય?

"મિસ, હું બહુ જ દિલગીર છું. એડવાન્સ ભાડાની પહોંચ આપી છે એટલે મારાથી કશું બને તેમ નથી. પણ હા, એક રસ્તો છે. તેમને મકાન કદાચ મળે તેવી વાત એ ભાઇ કરતા હતા. તેમને મકાન મળે ને જો તે ના પાડે તો જરૂરથી તમને જ મારે તો તે ભાડે જ આપવાનું છે ને?"

"હા, તેમ કરો, ગમે તેમ કરો, પણ બીજો માળ મને જ મળવો જોઇએ. સાંજ સુધીમાં મને ખબર આપશો તો ચાલશે, લો આ મારો ટેલીફોન નંબર," એમ કહી મિસ સડસડાટ નીચે ઉતરી પડી.

શેઠ જમવા બેઠા પણ તેમને ખાવાનું પણ ભાવ્યું નહીં. શેઠ આડે પડખે થયા. પણ તેમને ઉંઘ પણ ન આવી. જરાક

## સાલ મુબારક

દિલ ઉપર
દિવાલ ઉપર
આ અક્ષરો
લખો:—

# હમ એક હૈ

દિગ્દર્શક:
સંતોષી

☆

કલાકારો:
દુર્ગાખોટે
કમલા કોટનીસ
દેવ આનંદ
રેહના
અલકા અચરેકર
વગેરે.

દીવાળીના તહેવારો
માટે રજુ થતું
ધૂમ ગીરદી વચ્ચે
ચાલું છે



રોજ:
૭ા - ૧૦ા

# પ્રભાત ટૉકીઝ

લહેરીપુરા, વડોદરા. ફોન: ૭૧૮

ઉતાવળ ન કરી હોત તો પાંચ હજાર જેવી રકમ અને સારું ભાડું જતું ન કરવું પડત. એ દેસાઈ જો ના કહેવડાવે તો સારું થાય. જો તે હક છોડવા તૈયાર હોય તો તેની પાઘડીની બધીયે રકમ પાછી સોંપી દઉં પણ તે હક છોડે શાનો ? એ કયાં ઓછો ગરજાઉ છે ! ! વધારામાં બાઈ બૈરાં સાથે અહીં આવ્યા છે એટલે તો વળી આશા શી રાખવી ?

આમ વિચાર વમળમાં મકનદાસ શેઠ ગોથાં ખાતા હતા તેટલામાં તેમના નસીબે સુરેન્દ્ર દાખલ થયો. બે હાથ જોડી નમસ્કાર કરી પાસેની ખુરશીમાં બેઠો. શેઠને બહુ વિનયી લાગ્યો. સુરેન્દ્રે તેની વાત શરૂ કરી.

" શેઠ, મેં તમને કહ્યું હતું ને, હમારી ઑફિસ તરફથી મકાનની ગોઠવણ થવાની હતી, તે પ્રમાણે ગોઠવણ થઈ ગઈ છે એટલે મારે હવે મકાનની જરુર નથી. હવે મેં તમને તમને જે એડવાન્સ ભાડું આપ્યું તે ભલે જાય, પરંતુ મારી પાઘડીની રકમ પાછી મળે તો મારો હક ઉઠાવી લેવા તૈયાર છું."

શેઠને લાગ્યું કે ભગવાનની અનહદ મહેરબાની થઈ. પાઘડીની રકમ ભલે લઈ જાય પણ ભાડું તો આપણને પચ્યું ને ! ! "

" જુઓ ભાઈ, આમ તમે ના પાડો તે ઠીક નહીં. તમારો વિચાર ન હોય તો મારે કંઈ ઓછી જબરદસ્તીથી આપવું છે ? એ તો એમ માનો કે હું સીધો માણસ છું એટલે પાઘડીની રકમ પાછી આપી દઉં છું બાકી મુંબાઈમાં બીજો કોઈ પાછી ન આપે, સમજ્યા ને " એમ કહી શેઠ ઉઠ્યા અને તિજોરી ઉઘાડી બે હજારની નોટો સુરેન્દ્રના હાથમાં મૂકી દીધી. હવે શેઠને એમ લાગ્યું કે આ માણસ ક્યારે ઉઠીને જાય અને ટેલી-ફોનથી હું મિસને ક્યારે ખબર આપું અને ક્યારે પાંચ હજાર રૂપિયા ગણી લઉં. આ ઉતાવળમાં શેઠ સુરેન્દ્ર પાસેથી એડવાન્સ ભાડાની આપેલી પહોંચ પાછી લેતાં ભૂલી જ ગયા અને સુરેન્દ્ર તો હવે ઉમેદવાર શાનો રહે ? બે હજારની નોટો બરાબર ગણી લીધી. સાચવીને ખિસ્સામાં મૂકી અને ધીમે રહીને દાદર ઉતરી પડ્યો. સુરેન્દ્રે સમય લીધો તે શેઠને એક યુગ જેટલો લાંબો લાગ્યો.

સુરેન્દ્રના ગયા પછી શેઠ ઉઠ્યા અને ટેલીફોનનું ભૂંગળું હાથમાં લીધું. મિસ ઇન્દિરાએ આપેલા નંબરના આંકડા ફેરવી બોલવા લાગ્યા. " એલાવ, એલાવ. મિસ ઇન્દિરા કે ? "

" હાજી, શું નવી ખબર ? કેમ તમારા મકાનનું શું થયું ? "

" તમને આપવાનું નક્કી કર્યું છે, સવારના ભાડુઆત આવીને ચોકખી ના કહી ગયા છે. "

" વારુ, તમે તેમના બે હજાર રૂપિયા-પાઘડીના પાછા આપી દીધા ને ? "

આ શબ્દો સાંભળતાં શેઠને કંપારી આવી ગઈ. મિસને આ બાબતની કેવી રીતે ખબર પડી તે શેઠને ન સમજાયું. તે દરમિ-યાન સામેથી અવાજ ચાલુ હતો.

" શેઠ, મિસ ઇન્દિરા તે બીજું કોઈ નથી પણ મિસીસ સુરેન્દ્ર-સવારે આવનાર ભાડૂઆતની ધર્મપત્ની-પાંચ હજાર લેવાના લોભમાં એડવાન્સ ભાડાની પહોંચ પાછી માગતાં ભૂલી ગયા ને ? હવે તો અમે તમારા બીજા માળનાં રીતસરનાં ભાડુઆત થયાં છીએ-તકલીફ માફ કરશો. શેઠ, કાલે વ્હેલી સવારે સામાન સાથે આવી પહોંચીશું. "

મકનદાસ શેઠની સ્થિતિ હવે વાચકોએ કલ્પી લેવી રહી.*

---

* અંગ્રેજીમાંથી સૂચિત.

# કવિ શ્રી નાનાલાલની પ્રેમભાવના

લેખક : યોગીન્દ્ર જ. ત્રિપાઠી, એમ. એ., બી. ટી.

The beautiful is the symbol of the moral. —KANT.

ઉદ્યાનમાં પુષ્પોની જેમ કવિની પ્રેમભાવના કવિના ઘણાખરા ગ્રન્થોમાં સહજ જ દૃષ્ટિગોચર થાય છે. આ પ્રેમભાવનાનું સ્વરૂપ કેવા પ્રકારનું છે એ આપણે એમના કાવ્ય-સાહિત્યદ્વારા સૂક્ષ્મ રીતે તપાસીએ.

પ્રેમની ભવ્યતાનું, વિરાટતાનું અને આત્માને વિકાસ આપવાની અને જીવનમાં પ્રકાશ પૂરવાની એની અદ્દભુત શક્તિનું નિરૂપણ તો કવિએ જયાજયન્તના પ્રથમના ગીતમાં જ આ પ્રમાણે કર્યું છે:

આત્મનો વિકાસ પ્રેમ, જીવનપ્રકાશ પ્રેમ
પ્રેમ પ્રેમ સર્વ પ્રેમઃ પ્રેમનો આ પારાવાર
પરમ પ્રેમ પરબ્રહ્મ.

પરમ પ્રેમ પરબ્રહ્મ-એ વચનોમાં કવિએ સહજ જ સર્વોચ્ચ અનુલિંગી પ્રેમનો તાત્ત્વિક સિદ્ધાન્ત સૂચિત કર્યો છે અને એ જ પ્રેમભાવના જયાજયન્ત નાટકનું આદર્શ છે. એટલું જ માત્ર નહીં, પણ કવિની પ્રેમ-ભાવનાનું મૂલતત્ત્વ છે એ આપણે કવિની વાણીમાં જોઇ શકીશું-અનુભવી શકીશું.

કવિની પ્રેમભાવનામાં રહેલો પુણ્યપરાગ એમની દાંપત્યભાવનામાં સ્પષ્ટ રીતે વિકસે છે. જયાજયન્તમાં જયા અને જયન્તનો અશારીર પ્રેમ એ કવિની પ્રેમભાવનાનું આદર્શ છે. જયા અને જયન્તના સંવાદોમાં રજૂ થતી પ્રેમભાવના એ કવિની પ્રેમભાવનાનાં શિખરો છે. કવિ કહે છે:

પ્રેમ ત્યાં ન હોય કામવાસનાઃ
પ્રેમમાં નથી દેહની વાંછના.

જયાજયન્ત. પૃ. ૧૫૫

શરીરના આકર્ષણથી પર-જાતીય ભાવનાની પરે એ છે કવિની ઉદાત્ત પ્રેમભાવના. કવિએ ઉદ્બોધ્યું છે:

સૌંદર્ય શોભે છે શીલથી,
ને યૌવન શોભે છે સંયમ વડે.

જયાજયન્ત.

કવિની પ્રેમભાવના આટલી સૂક્ષ્મ અને દેહાતીત છે તેનું કારણ એ છે કે કવિની દાંપત્યભાવના આત્મલગ્નની છે. કામવાસના-વિષયોની લાલસા-શરીરનાં ખેંચાણો-એ તો વિષરૂપ છે. પતિપત્નીનું સાચું ઐક્ય તે શરીરનું નહીં; આત્માનું જ. જયાજયન્તમાં આ વાત કવિએ ઠેકીઠેકીને ખૂબ ભારપૂર્વક કહી છે. આખું યે જયાજયન્ત એ આત્મલગ્ન ઉપરનું શું ભાષ્ય નથી? જયાને મુખે કવિએ કહેવરાવ્યું છે:

વિષયો ભોગવ્યા નથી, નિરખ્યા છે.
વિષયોમાં તો વિષ છે જગતનાં.

જયાજયન્ત પૃ. ૧૫૩.

લગ્નમાં સ્થૂલ અને સૂક્ષ્મ બન્ને અંશો છે, પણ તેમાં સ્થૂલે સૂક્ષ્મને પોષીને છેવટે અદૃશ્ય થવાનું છે; એવી કવિની ભાવના છે. સ્થૂલ સંબંધનું અંતિમ ધ્યેય અને તેનું વિસર્જન સૂક્ષ્મ સંબંધમાં-આન્તરિક સ્નેહમાં છે. માટે જ કવિ એક તરફ લગ્નના ઉલ્લાસને આવકારે છે અને બીજી તરફ અશારીર સંબંધને જ પૂર્ણ આદર્શ લગ્ન માને છે.

કવિ ઉષામાં કહે છે:

ઇન્દ્રિયો દેહકાજે નથી વાંછતી, વિદ્યુત

કમળની પાંખડીઓસમી પ્રગટતી ને પ્રસરતી પ્રિયજનની ઇન્દ્રિયો પ્રિયતમ આસપાસ ઉડતી ચેતનવિજળીને વાંછે છે. પ્રિયતમના વસ્ત્રાલંકારની લાલસા રહે છે, પણ વસ્ત્રાલંકાર સાથે તે વસ્ત્રવાસી દેહની, તેમ દેહસંગાથે તે દેહનિવાસી દેહીની યે પરમવાંછના પ્રિયચેતનને હોય છે.

સૌંદર્ય અને સ્નેહના સહયોગની તેમજ અણુલિંગી—અશરીર પ્રેમની રસમીમાંસા દાખવતી કવિની નીચેની કાવ્યકણિકાઓમાં પણ કવિની પ્રેમભાવના કેટલી સરળ અને ભાવવાહી રીતે વ્યક્ત થાય છે !—

સૌંદર્યનો આત્મા સ્નેહ છે,
પુણ્યશ્લોક ને પૃથ્વી પાવનકારી
સ્નેહસાધુસમો સાત્ત્વિક રહેજે,
અડકીને અભડાવતો મા.
સ્નેહીઓ રસલોકના સિદ્ધો છે.
વાદળીની ઘટા ઘેરાય,
વિજળીની મોહિની પલપલે
ત્યારે કલા ખોલજે, કેકા બોલજે
કલગી ડોલાવજે, આંસુ સારજેઃ
ત્હારી ટેલ તે ચરશે.
ત્હારે અનુકંપાનો અધિકાર
આલિંગનનો નહીં, હોં !
કલા એ જ ક્રીડન ત્હારે
આલાપ એ જ આશ્વાસન ત્હારે
સ્નેહી સ્નેહલોકનો ચક્રવર્તી છે.
રસિક રસાનન્દે રહેજે,
ને સ્નેહનાં સામ્રાજ્ય માણજે.

દામ્પત્યજીવનમાં સ્નેહની સ્નેહલગ્નની સમીક્ષા કરતાં કવિ કહે છેઃ—

નિત્ય નિત્ય રીઝે તે ય પૂછે
એવો વિશ્રમ્ભેડ એ સ્નેહ.

સ્નેહ એટલે
અણઉચ્ચાર્યે ય અનુભવીએ છીએ
માનવઉરમાં દેવામૃતની એ ભરતી—
હૈયામાં હૈયાની ઉષ્મા,
જીવનનું જીવનમાં ચૈતન્ય,
સંસારભરી વહતો સૌભાગ્યભાવ.
સૌંદર્યસ્વરૂપના રસકલાપને
નમન, સત્કાર, પૂજા.
આત્મામાં આત્માનું પ્રતિસ્થાપન.
માનવીમાં અવતરતી રસપ્રભુતા.
દિવ્યચક્ષુનાં લોકોત્તર સંસારદર્શન.
અન્તર્યામીની સૃજનભાવના.
રસિકોનાં નિષ્કલંક રસઅભિષેક
પ્રિયતીર્થે પ્રાણજ્યોતની આર્તિ
જીવનયજ્ઞના આત્મવહ્નિનાં અગ્નિહોત્ર
પુણ્યાત્માઓનો એ લગ્નસ્નેહ
ને લગ્નસ્નેહની મહાદીક્ષા તે સ્નેહલગ્ન.

ઇન્દુકુમાર

કવિની પ્રેમભાવના સદાયે ચેતનવન્તી છે અને સૃજનજૂની છે. કવિ પોતે જ કહે છેઃ

"પ્રેમપૂજા મનુષ્યજાત જેટલી જૂની ને મનુષ્યજાત જેટલી જ્વલતી છે. મનુષ્યજાત જેટલી તો શું પણ બ્રહ્માંડવિસ્તાર જેટલી વિસ્તારી છે. મહાસાગરના ઉછાળીયાં મોજાંઓની પેઠે સંસારસાગરમાં યે તે ઝૂલાય છે ને રમાય છે. ઓસરે છે પુનઃ સ્થાપાય છે."

પ્રેમકુંજ

આ છે કવિની પ્રેમભાવના. કવિની આ પ્રેમભાવનાનું નિરીક્ષણ કરતાં આપણને પેલા "ઇશ્ક ઇશ્ક" પુકારનારા ભરત રાજ્યોગવિ કલાપીની પેલી બેત યાદ નથી આવતી !:—

આ કારખાનું ઇશ્કનું
જો જો તપાસી ખૂબ ખૂબ,
આ ખેલ ને આ ખેલનારો
એક નૂરે ઇશ્ક છે.

—ઇશ્કનો બંદો.

પ્રેમભાવનાનું નિરૂપણ કરતાં તરત જ કવિ પ્રેમ ને કામ – આત્મિક અને દૈહિક પ્રેમનું સ્પષ્ટીકરણ કરે છેઃ—

" પ્રેમપૂજાની પુનઃ સ્થાપનાની કવિતા જમત આજ માગે છે આ પ્રેમને પ્રેમ માની પ્રેમને નામે ઘણી ભૂલો ને ઘણાં પાપ થયાં છે, ને થાય છે. પ્રેમ વસ્તુને બદલે પ્રેમ પડછાયાની પૂજા આ યુગમાં પ્રસરી છે. ભૂલેલાંને માર્ગદર્શનને કાજે યે સંસારસમ્રાટ પ્રેમદેવની સાચ્ચી રસકથા અત્યારે જરૂરની છે. "

પ્રેમકુંજ

કવિએ તો ગાયું છેઃ

પ્રેમના પદારથ પારખો રે,
પરખન્દા સન્તો !
કામનાનાં કૌવચ ઓળખો રે,
પરખન્દા સન્તો !

કવિની સૌન્દર્યભાવનાનું ને પ્રેમભાવનાનું મંડાણ હમેશાં નીતિના મલ ઉપર જ રચાયું છે. કવિ હંમેશાં કહે છેઃ "The beautiful is the symbol of the moral." સૌંદર્ય એ નીતિનું પ્રતીક છે; અથવા "The true the noble, the beautiful are essentially one." સત્ય, મંગલ અને સુંદર વસ્તુતઃ એક જ છે.

કવિનો સ્નેહસિદ્ધાન્ત સ્નેહલગ્ન દ્વારા સ્થૂલમાંથી સૂક્ષ્મમાં – દેહમાંથી દેહીમાં જવાનો ને સ્નેહસમાધિમાં લીન થવાનો હોવાથી એ હંમેશાં પ્રેમ અને મોહનો ભેદ પરખાવે છે. એ તો કહેશે જઃ रसिकाः कामवर्जिता । સ્નેહની ઉન્નત ભાવનામાં તો કામનું દહન છે. એમની ઉચ્ચોચ્ચ લગ્નભાવના તો જયા જયન્તની જ. એમના પ્રેમના તમામ સાહિત્યમાં આ ભાવના એમણે વારંવાર દર્શાવી છે. એ કહે છે જઃ—

ઓ રસતરસ્યાં બાળ ! રસની રીત ન ભૂલશો.
પ્રભુએ બાંધી પાળ રસસાગરની પુણ્યથી.

એ સ્પષ્ટ જ કહે છેઃ

સ્વતંત્રતા તે અતંત્રતા નથી. પાપ તે રસ નથી, સૌંદર્ય નથી, કલા નથી. કામ એટલે વ્યભિચાર તો નહીં જ ને ? પરકિયાના તો રસે નથી, ઉલ્લાસે નથી, વિલાસે નથી. પાપ છે. શુદ્ધ નથી તે રસ નથી, રસાભાસ છે.

કવિનો વસન્તોત્સવ એટલે Tte true, The moral, The beautiful. सत्यम्, शिवम्, सुन्दरम्નો–સત્, ચિત્, આનન્દનો ઉત્સવ.

ભરૂચના શરદુત્સવના ભાષણમાં કવિએ કહ્યું છેઃ

" સ્વતંત્રતાને નામે આપણા ગુજરાતમાં ફેલાવાતા સત્યથી પર, નીતિનિયમથી પર, ધર્મનિયમથી પર, પરમેશ્વરના અખંડ સાર્વભૌમત્વથી પર કલા ને સાહિત્યના પતિત આદર્શોથી હું બીકું છું. "

પાશ્ચાત્ય કેળવણીની અને સાહિત્યની અસર નીચે પ્રેમને નામે લખાતાં શૃંગારનાં અને વિલાસનાં કાવ્યો સાથે સરખાવતાં કવિની આ સંયમશીલ ધર્મદૃષ્ટિ માટે–નિર્વિકારી સ્નેહની, સૌમ્ય દૃષ્ટિ માટે સ્નેહ અને માન ઉત્પન્ન થયા વિના રહેતાં નથી.

પ્રેમનું – શુદ્ધ આત્મિક પ્રેમનું મૂલ્ય આટલું ઉચ્ચ કવિએ આંક્યું છે, માટે જ કવિ વારંવાર સ્નેહલગ્ન ઉપર ખૂબ ભાર મૂકે છે. લગ્ન વિષે કવિ કહે છેઃ—

હસ્તમેલાપન નહીં,
આણુમેલાપન એટલે લગ્ન.
જીવનજીવનનું Perfect attuning.
ઈન્દુકુમાર.

લગ્નજીવનની – દામ્પત્યજીવનની મહત્તા કવિને બ્રહ્મચર્ય કરતાં જરા યે ઉતરતી નથી

લગ્નદ્વારા પૂર્ણતા અનુભવવી એ જ છે. સ્વીડનબર્ગના મત પ્રમાણે પુરુષની પ્રકૃતિ બુદ્ધિપ્રધાન છે, સ્ત્રીની પ્રકૃતિ હૃદયપ્રધાન-લાગણીપ્રધાન છે. એ બેનો રસયોગ થતાં સ્ત્રીની બુદ્ધિ ખીલી ઉઠે છે, ભાવના વિશાળ થાય છે. એવી જ રીતે પુરુષના હૃદયને પણ સ્નેહના અમૃતજલનું સિંચન મળતાં એ મધુર બને છે. સ્ત્રીમાં પ્રજ્ઞાનો પ્રદીપ ઝળકે છે પુરુષમાં સ્નેહની ઉષા પ્રગટે છે. * આમ બન્ને એકબીજામાં પોતામાં નથી એ તત્ત્વો પ્રાપ્ત કરી સ્નેહ ને સત્ય - જ્ઞાનસૂર્યનાં ઉષ્મા ને પ્રકાશ બન્ને અનુભવી જીવનની પૂર્ણતા પામે છે. સ્નેહલગ્નનો વિશ્વક્રમમાં આવો હેતુ ટેનિસન અને સ્વીડનબર્ગ બન્ને માને છે. કવિની પણ આ જ અન્તિમ ભાવના છે.

શોચનીય માત્ર એટલું જ છે કે ટેનિસન કે સ્વીડનબર્ગ એકકે અન્તિમ વિકાસ પામતા આ સ્નેહજીવનના પ્રવાસીઓની અદ્વિતીયતા—Oneness—સ્ત્રીપુરુષના સ્નેહજીવનનું અંતિમ ફળ – જેમાં સ્ત્રી સ્ત્રી જ ન રહે, પુરુષ પુરુષ જ ન રહે – બન્ને ય પરમાત્મસાગરના મહાજલમાં માત્ર લહરી જ બની રહે, દેહનું તત્ત્વ-દેહનું અભિમાન કે ભિન્નત્વની પાળો તૂટી જતાં જ્યાં છેવટે માત્ર આત્મજ્યોતિ જ ઝળકે છે અને લગ્નનો અંતિમ હેતુ સિદ્ધ થતાં એ વિજાતીયતા પણ સ્નેહસાગરમાં ઓગળી જાય છે-એ છેલ્લી સ્થિતિ કલ્પી પણ શક્યા નથી. કવિની સ્નેહલગ્નની ભાવના પણ આટલી ઉચ્ચવર્તી થઈ શકી નથી, એ શોચનીય છે. એમનાં જયા ને જયન્ત છેક સુધી એકબીજાથી અભડાતાં અભડાતાં જ રહે છે, દેહભાવ ભૂલી શકતાં નથી. જ્યાં ટેનિસન અટકે છે, જ્યાં સ્વીડનબર્ગ અટકે છે, ત્યાં જ જાણે કવિ અટકી જતા ન હોય! એમ લાગ્યા સિવાય રહેતું નથી કવિની ભાવના આ ઉચ્ચ લક્ષથી ગણતાં તો હજી પણ પ્રગતિશીલ જ કહી શકાય. "ઉષા"માં પ્રેમસમાધિની દશા નિરૂપતાં કવિ પ્રેમજીવનના ફલરૂપ સાંપડતા આ અદ્વૈતને આછુંઅધુરૂં કલ્પી શક્યા છે એ સંતોષની વાત છે. એ સ્થિતિનું તાદૃશ આલેખન તો એમના કોઈ પણ પાત્ર દ્વારા વ્યક્ત થતું જ નથી.

છતાં, કવિએ આપણને જે આપ્યું છે તે ઓછું નથી, ઘણું વધારે છે. સ્નેહ ને મોહનો ભેદ કવિની પ્રેમભાવના જ ઓળખાવે છે. કામ ને રસાનન્દને એમણે જ વીસમી સદીમાં ભિન્ન ઓળખાવ્યા, સ્નેહલગ્ન જ સાચું લગ્ન એ પરખાવ્યું, અને ખરે, એમની એ ઉચ્ચ ભાવના અને એમનું અમુલખ સૂત્ર रसिकाः कामवर्जिताः । એ માટે ગૂજરાત એમનું ઋણી છે અને રહેશે.

પ્રેમ અને 'પ્રેમની છાયા'—મોહનો સૂક્ષ્મ ભેદ કવિ વારંવાર આપણને આપે છે. કવિની પ્રેમભાવનાનું અન્તર્ગત મૂલતત્ત્વ તો આ જ

* સરખાવો:—

Different as the two sexes are by ..., and increased as the difference by the diversity which happily exists in theit social pesition, **each is consequenty necessary to the moral development of the other.** In practical energy and in the mental capacity: connected with it, man is evidently superior to woman. Woman's strength on the other hand lies in feeling. She excels man in Love, as man excels her in all kinds of forces.

COMTE.

છે. પ્રેમની વિશુદ્ધિ-સૂક્ષ્મ આત્મિક પ્રેમ-એને જ પ્રેમ કહેવાય, એ કવિને વારંવાર કહેવાનું મુખ્ય વક્તવ્ય છે પ્રેમ વિષે કવિ કહે છેઃ—

પ્રેમપૂજા આત્મપૂજા છે.
વિલાસપૂજા દેહપૂજા છે.
પ્રેમીઓ પુણ્યની પાળો પાળે છે
ને એ પાળોને ભાખે છે સંયમ.
વિલાસીઓ સંયમને કહે છે વજ્રબેડીઓ.
પ્રેમભક્તિ એ જ છે પરાભક્તિ
रसो वै सः નો રસોપાસક
એ જ છે વિશ્વમાં પરમ વૈષ્ણવ

ઇન્દુકુમાર.

કવિએ ફકીરબાદશાહને મુખે કહાવ્યું છેઃ

શહેનશાહણ ! તું શોધ છ હજી,
પામી નથી એ.
અમૃતની તૃષા છે,[પીધું નથીઃ
આત્માની ભૂખ ભાગી નથી.
માણ્યે મોહ ઉતર્યો છે કોઈના ?
ભોગવ્યે તૃપ્તિ થઇ છે કોઈને ?
એ જહોજલાલીને જલાવી દે.
એની ખાખ ઘોળીને પી જા.
પ્રેમ હતો બાબર બાદશાહને
હુમાયુન શાહજાદાને કાજઃ
પ્રેમ હતો મનસૂરને ખુદા તાઆલાનો.
જીવન હોમ્યાં એમણે પ્રેમયજ્ઞમાં.
ત્હમારા તો વૈભવો છે-વિલાસ છે.
લક્ષ્મીઉછાળ વૈભવ સુખ હોત
તો ફકીરોનાં સુખને કોણ પારખત ?
બાદશાહી વિલાસ પ્રેમ હોત
તો ગરીબોના પ્રેમને કોણ પિછાનત ?
વસ્ત્રો ને અલંકારમાં
સુંદરીની સુંદરતા છે
એટલો વિલાસમાં છે પ્રેમ-
સુન્દરી ! પ્રેમ એટલે આત્માના
પરિમલ

જહાંગીર નૂરજહાન પૃ. ૨૦૨-૨૦૭.

અશરીર પ્રેમ-Love beyond sex and beyond body-મૃત્યુ પછી પણ તૂટતો નથીઃ અને એ પૂર્ણ સાત્ત્વિક પ્રેમ એ જ પ્રેમની પરમ અવસ્થા છે. એ શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમની પિછાન નૂરજહાંને પણ શાહ જહાંગીરના મૃત્યુ પછી થતી હોવાનું કવિ આપણને કહે છે અને એ દ્વારા પણ કવિ કામવર્જિત સ્નેહના પોતાના અભીષ્ટ સિદ્ધાન્તનું જ સમર્થન કરે છેઃ—

કલન્દરશાહ સાચા હતા.
આજે અમારા બાદશાહી વિલાસ
નથી ત્યારે,
ભાગ્યની ભવ્ય કલા આથમ્યા પછી,
પ્રેમની પરમ અવસ્થા હું માણું છું.
ત્યાં, સ્વર્ગમાં યે, વ્હાલા ! સ્વીકારજે
સ્નેહસોહાગણનાં આ જીવનસમર્પણ,
પ્રેમની પૂજારણની આ પ્રેમપૂજા.
અખંડ છાંટજે ત્યાંથી
ત્હારાં પ્રેમામૃત, મ્હારા પ્રાણેશ્વર !
ને લીલી રાખજે સદા આપણી ઉરકુંજો.

જહાંગીર નૂરજહાં. પૃ. ૨૨૨.

સરખાવો કલાપીઃ—

સંબંધીના મરણ પછી ના
સર્વ સંબંધ તૂટે,
બ્હેની ! આંહીં વિરહ જ ખરો
ચિર સંબંધ ભાસે.

( વિધવા બહેન બાબાંને )

દામ્પત્યપ્રેમ વિષે કવિ માને છે કે પ્રેમ એકેન્દ્રાભિમુખ જ હોવો જોઇએ. અનેક પત્નીપ્રણાલિકા માટે કવિ કહે છેઃ

" એક સ્થાને એક કાળે એક જ વસ્તુ રહી શકે, ને એક કાળે એક વસ્તુ એકને જ આપી શકાય. એક છતાં અન્ય પતિ કે પત્ની કરનારાઓ સ્નેહ નહીં પણ બીજું જ કાંઇ આપે લે છે. "

—ઉષા.

સરખાવો કલાપીઃ—

એકને દિલ અર્પ્યું તે
બીજા કોનું નહીં બને.

[ સારસી ]

પ્રેમભાવનાનો ઉદ્દગમ, સ્થિતિ અને લય દર્શાવતાં કવિ એ પ્રવાહને ત્રણ રૂપે જુવે છે ( ૧ ) સ્નેહયોગ ( ૨ ) સ્નેહજીવન અને ( ૩ ) સ્નેહસમાધિ.

સ્ત્રી અને પુરુષની બેલડી—એ મળીને એક થવા લાગે, એકબીજામાં ગૂંથાઇ જવા લાગે એ શરૂઆતની અવસ્થાને કવિ સ્નેહયોગ કહે છે. સ્નેહયોગની આવી એકતા વિષે કવિ કહે છેઃ

" બે આંખો એક દષ્ટિ સાધે, બે કાન એક શ્રુતિ સુણે, બે પાય એક ગતિ ચાલે, બે હાથ એક તાળી પાડે એવું પતિપત્નીનું દામ્પત્ય. પ્રત્યેકનું વ્યક્તિત્વ નિરાળું, છતાં બન્નેની સંવાદી એકતા ખરી. "

દામ્પત્ય એટલે અદ્વૈત નહીં, દ્વૈતાદ્વૈત.

[ અસ્મદીયમ્ ]

આ સ્નેહયોગ દ્વારા જીવનની લગભગ બધી બાબતોમાં સ્ત્રી અને પુરુષનું સહચારી જીવન એ સ્નેહજીવન. કવિ કહે છેઃ—

" ઉરનાં ઉભરા રુધિરમાં ઉભરાય ને વેણીઓની પાંદડીઓસમી ગૂંથાયેલી બે શરીરની શરીરપાંદડીએ સંસારવાડીમાં એક માંડવડે સોહાય એ સ્નેહસંસારીઓનાં સ્નેહજીવન. "

અને સ્નેહસમાધિ એ તો સ્નેહની પરાકાષ્ઠા—સ્થૂલ પ્રેમનો સૂક્ષ્મ પ્રેમમાં સંપૂર્ણ લય—સ્નેહજીવનના યુગલની પ્રેમસમાધિ—આત્મિકએકતા. કવિના શબ્દોમાં કહીએ તોઃ—

" દૃષ્ટિમાં ખડો છતાં ય દેહને ન નિરખે, ગૂંથાયેલી ડાળીએ ડાળી જેવાં અંગોઅંગ ગૂંથાયા છતાં અંગમાંથી વિરામેલો ચેતન પૃથ્વી ઉપરથી ગગનમાં ઉડતા તેજ—બાણસમા સ્નેહના અંતરિક્ષમાં એક પંખી—બે પાંખ છતાં એક પુણ્યગતિ સાધતાં પરમ રસવ્યોમમાં જ વિચરે—તે માનવીની સ્નેહસમાધિ. "

અને એ બ્રાહ્મી સ્થિતિનું—સ્નેહસમાધિનું વર્ણન કરતાં કવિ કહે છે કે એ સ્નેહનાં પીયૂષ સૌમ્ય અને શાન્ત છે. એનું લક્ષણ આપતાં કવિ કહે છેઃ—

" સ્નેહની બ્રાહ્મી સ્થિતિ તો પ્રસન્નતા ને સૌમનસ્ય છે; વત્સલતા ને ચિત્તપ્રસાદ છે. પ્રેમના પરમ રસાનન્દ તો સચ્ચિદાનંદની જ કલા છે. "

કવિની પ્રેમભાવનાનું સ્વરૂપ આવું તેજસ્વી, આવું ઉત્કૃષ્ટ અને આવું ધર્મયુક્ત છે અને માટે જ આટલું બલપ્રદ છે, આટલું સન્માનનીય છે.

સ્નેહની ભાવના નિરૂપતાં કવિનાં વચનોમાં જ આપણે વિરમીશુંઃ

" **સ્નેહ એટલે જીવનજ્યોત. સકળ સંસારનો અમૃતદીવડો; આયુષ્યયાત્રાની એ પ્રેરણા છે. બ્રહ્મધામની તે પાંખ છે.** "

# ✱ સાલ મુબારક ✱

ધુમ ગીરદી વચ્ચે ચાલુ છે

## ✱એવી સતી

—જેના
પગલે પગલે
કંકુ વેરાના '

## ✱એવી આદર્શ નારી

—જેના
નામ સાથે
ગુજરાતની
સંસ્કૃતિ '
ઝળહી જાય છે

## ✱એવી અમર સ્ત્રી

—જેના
નામની આજે
પણ પુજા
થાય છે '

સનરાઇઝનું ભવ્ય ઐતિહાસીક
સર્જન

# રાણકદેવી

નિર્માતા-દિગ્દર્શક : વી. એમ વ્યાસ.

—: કલાકારો :—
મોતીબાઇ, અંજના,
ભગવાનદાસ, છજ્જાલાલ.

## સુપ્રીમ ટૉકીઝ

વડોદરા : ફોન ૬૧૯

✱ આજે ચાલુ છે—

જાપાનીસ જાસુસોના કાવત્રાં
ખુલ્લા કરી મીનીટે મીનીટે
જીવલેણ સાહસો રજુ કરતુ.

## MASKEO MARVEL

યાને

# 'પોલ' દી પહેલવાન

—: આવતા આકર્ષણો :—

અલીબાબા

ધોકેબાજ

વગેરે

## સાગર ટૉકીઝ

રાવપુરા : વડોદરા.

# જોમેસી

રજીસ્ટર્ડ નં. ૨૦૦૦

બ્હેનો ! જોમેસી જેવી ખરી ખાત્રીની શક્તિવર્ધક દવા તમારી સેવામાં તૈયાર છે તો પછી બીજી અજાણી આહીઅવળી દવાઓ વાપરવાના અખતરા કરવાની શી જરૂર છે ? એમ કરતાં કદાચ પૈસા ને શરીર બેય બગડે તો જોમેસીના દરેક ડોઝમાં એટલી બધી શક્તિ રહેલી છે જે એકવાર વાપરે છે તે તો પોતે જોમેસી જ વાપરે છે અને બીજી બહેનોને જોમેસી વાપરવા ભલામણ કરે છે.

તમને એમાં શંકા છે તો ખાત્રી કરો.

બધા દવાવાળા "જોમેસી" વેચે છે.

એજન્ટો—કંચનલાલ વાડીલાલની કું.

મંગળદાસ રોડ, મુંબઈ

# જલદસ્યુ

લેખક
શ્રી. રમણિક કિશનલાલ મહેતા

" મહારાજનો જય ! "

" શા સમાચાર છે, નાયક ! "

" ખાસ સમાચાર તો કોઇ નથી, ફક્ત એક દુર્ઘટના—"

" દુર્ઘટના બની ગઇ એ ઠીક. પણ ખાસ સમાચાર નથી. "

" જી, હકીકત એમ છે કે સુવર્ણદ્વીપ જતી બે નૌકાઓ પર જલદસ્યુઓએ આક્રમણ કર્યું, અને એને નષ્ટભ્રષ્ટ કરીને—"

" પછી–અટકી કેમ ગયા–શું થયું ? "

" સેનાપતિ વીરગતિને પામ્યા. "

" સેનાપતિ! ઓહ ! "

" જી, કોઇ બચ્યું નહિ. સેનાપતિએ નૌકાની રક્ષા કરવાના સઘળા શક્ય એટલા પ્રયત્ન કર્યાઃ પરંતુ દસ્યુઓની સંખ્યા વધારે હતી. એટલે રક્ષા થઇ શકી નહિ જલદસ્યુ પ્રધાન રાજધ્વજ—"

" રાજધ્વજ ! "

" જી, એ જલદસ્યુઓનો અગ્રણી છે. જલ પર એનો પૂરો અધિકાર છે. પૂર્વ અને પશ્ચિમના સર્વ જલદસ્યુઓ એને વશ છે. એની વીરતા—"

" નાયક ! "

" આજ્ઞા મહારાજ ! "

" હવે એ જલદસ્યુની વીરતા અને તે. બને નહિ રહી શકે. મારો આજ્ઞાપત્ર લઇને જાઓ અને સમસ્ત રાજ્યમાં ઘોષણા કરો કે જલદસ્યુ રાજધ્વજને જીવતો કે મરેલો–કોઇ પણ હાથમાં લાવનારને એક હજાર સુવર્ણ-મુદ્રાઓ ઇનામ તરીકે આપવામાં આવશે.

" જેવી આજ્ઞા મહારાજ. હું આ ક્ષણે જ જાઉં છું.

*

" રાજકુમારી ! આપણું પ્રથમ મિલન થયું એ દિવસનું સ્મરણ જાગે છે કે ? "

" હા. "

" એ વાતને કેટલાયે દિવસ વીતી ગયા અને આપણે પરસ્પર વધારે નિકટમાં આવ્યાં છીએ. "

" હા. પરંતુ એક વાત પૂછું ? "

" જરૂર. "

" આટલા બધા દિવસ વીતી ગયા પરંતુ તમે તમારો પરિચય નથી આપ્યો. "

" પરિચય ! ઓહ !......એની શી જરૂર છે ? "

" ખાસ જરૂર નથી. પરંતુ— "

" પરંતુ શું ?..."

" તમારાથી અપરિચિત રહેવું એ મારે મારે યોગ્ય નથી. "

" તો શું તમે મારાથી અપરિચિત છો ?"

" ના, એમ નથીઃ પરંતુ વ્યક્તિગત રીતે આપણે એક બીજાનો પરિચય મેળવવો જોઇએ. "

" ઓહ ! "

" હા, એ સ્થિતિ કાંઇક ખટકે છે. "

" રાજકુમારી ! "

" નહિ. હું આજે તમારો પરિચય મેળવ્યા વિના રહેવાની નથી.

' રાજકુમારી ! "

" નહિ. તમારે પરિચય આપવો જ પડશે; નહિ તો હું... "

" શું ? "

" તમારી સાથે નહિ બોલું. "

" હં ઠીક, ત્યારે તમે માનિનીનો અભિનય કરવાની શરૂઆત પણ કરી દીધી ખરી ! "

" તમે તમારૂં નામ સરખું પણ બતાવતા નથી.

" રાજકુમારી મારો પરિચય મેળવીને તમને સુખ નહિ મળે !

" સુખદુઃખની મને ચિંતા નથીઃ મારે તો તમારો પરિચય જોઇએ છે. "

" મારો પરિચય આપીને કદાચિત હું તમારા સ્નેહથી વંચિત બની જઇશ એવો મને ભય રહે છે."

" એ તમારી ભૂલ છે. મારા હૃદય પર કેવળ તમારો..."

" ત્યાર શું-મારે પરિચય આપવો જ પડશે ? "

" હા. આજે હું જરૂર..."

" રાજકુમારી ! હું મારો સાચો પરિચય આપું કે ખોટો ? "

" જે તમને પ્રિય હોય તે. "

" સાચો ! "

" હું પણ જાણતી હતી કે તમે તમારો સાચો પરિચય જ આપશો. "

" રાજકુમારી ! "

" હં. "

" હું જલદસ્યુ રાજધ્વજ છું. "

" રાજકુમારીએ આશ્ચર્ય સ્વરે કહ્યું: હેં ? "

જલદસ્યુ રાજધ્વજે મસ્તક નીચું ઢાળી દીધું

" મેં સાચો જ પરિચય આપ્યો છે. "

રાજકુમારીએ સ્વસ્થ થતાં જલદસ્યુ રાજધ્વજ તરફ મીટ માંડી.

" શું સાચે જ તમે જલદસ્યુ...!"

" હા, રાજકુમારી ! "

રાજકુમારી ચિંતાયુક્ત બની.

" શું મારા પ્રતિ ઘૃણા– ? "

" રાજધ્વજ ! તમે સ્ત્રીના પ્રેમને નથી સમજી શક્યા. સ્ત્રીનો પ્રણય કેવળ એક વ્યક્તિને માટે જ હોય છે. તે પોતાનો પ્રાણ અર્પીને પણ પોતાના પ્રણયની રક્ષા કરે છે. "

" રાજકુમારી "–જલદસ્યુ રાજકુમારીની મહાનતા પર આશ્ચર્યમુગ્ધ બન્યો હતો.

" હાં, રાજધ્વજ ! "

" રાજકુમારી ! તમને ખબર તો હશે કે રાજ્ય તરફથી મારા પ્રાણનું મૂલ્ય એકહજાર સુવર્ણ મુદ્રા જાહેર કરવામાં આવ્યું છે. એ સ્થિતિમાં મારે અહિંથી ચાલ્યા જવામાં જ મારી સલામતી છેઃ પરંતુ આ ક્ષણે એમ કરવું એ મારે માટે અશક્ય છે."

એ અશક્ય શા માટે હતું તે રાજકુમારી સમજતી હતી.

" પરંતુ અહિં તો પ્રતિક્ષણ તમારે માટે સંકટમય વાતાવરણ. "

" એને માટે શું કરી શકાય રાજકુમારી ?"

" કોઇ જ ઉપાય નથી ? "

" છે. ફક્ત એક જ. "

" એક તો એક. પણ એ શો છે ? "

" કદાચ તમને એ ન ગમે. "

" કહો તો ખરા ! "

રાજધ્વજે ઝૂકીને રાજકુમારીના કાનમાં કાંઇક કહ્યું; અને ક્ષણવારમાં રાજકુમારીનું મુખ ગંભીર બની ગયું. એણે રાજધ્વજ તરફ દ્રષ્ટિ ફેરવી.

" શું એ એક જ ઉપાય છે ?

" હા. કેવળ એ એક જ. "

રાજકુમારી મૌન બની.

રાજધ્વજે કહ્યું: " એને માટે વિચાર કરી લ્યો. "

રાજકુમારી વિચારમગ્ન બની.

" શું તૈયાર છો ? "

સંમતિ દર્શાવતી રાજકુમારીએ મસ્તક નીચું ઢાળ્યું.

*

નીલસમુદ્રની લહરો પર એક નૌકા જઈ રહી હતી. નૌકા પર જલદસ્યુ રાજધ્વજ અને રાજકુમારી ઉપરાંત બીજા અગિયાર જલદસ્યુ પણ હતા.

" રાજધ્વજ ! "

" રાજકુમારી ! "

" એ સંબોધનને હવે પડતું મૂકો, રાજધ્વજ ! હવે રાજકુમારી ચન્દ્રિકા કેવળ ચન્દ્રિકા જ છે. "

રાજધ્વજે ચન્દ્રિકાના મુખ તરફ એકામ દૃષ્ટિએ જોયું.

" તમારું સાહસ અસીમ છે ! " રાજકુમારીએ કહ્યું.

" સાહસ કેવું ? "

" કેવળ તમે જ રાજમહેલમાંથી સમુદ્રતટ પર્યંત નિજ પ્રાણોની ચિંતા ન કરતાં મને લાવી ને... "

" હા. હવે કાંઈ ચિન્તા નથી. જલ પર રાજધ્વજનું શાસન છે. સમુદ્રના તરંગો પણ એનાં સંકેતથી ઉછળે છે ને શમે છે. જલચર રાજધ્વજની નૌકાની સમીપમાં આવવાનું સાહસ નથી કરતાંઃ કારણ કે એમને પોતાના પ્રાણ પ્રિય છે, અને દક્ષિણપથની નૌકાઓ રાજધ્વજને જલ-કર આપ્યા પછી જ સુવર્ણ-દ્વીપ વગેરે સાથે વ્યાપાર કરી શકે છે. જલ પર જલદસ્યુઓ સિવાય અન્ય કોઇનો અધિકાર નથી. કેમ સાચી વાતને, ભાઇઓ ! "

અગિયારે દસ્યુઓએ એકી સ્વરે કહ્યુંઃ

" અવશ્ય દેવ ! "

" ઠીક, તમારું નિવાસસ્થાન ક્યાં છે ? " રાજકુમારીએ પ્રશ્ન કર્યો.

" જળમાં. "

બંનેનો વાર્તાલાપ અહિં થંભી ગયો.

રાજકુમારી ચન્દ્રિકાના હૃદયમાં વિચારોનું તોફાન જાગી રહ્યું હતું; અને રાજધ્વજ સમુદ્રતરંગોને નિહાળી રહ્યો હતો.

## ઝંખના

આજ અંતરમાં આશા ઝણુકે,
કે ચેતનની જ્યોત આ ઝબુકે,
ને સૂતેલા પ્રાણ નિંદ ત્યાગેઃ
કે કૈંક આવું ગાવું સખિ ! ૧

પેલા જોવાના સાગરો વિશાળા,
એ ઊંડા અગાધ આભ કાળા,
ને નદીઓના નીર સૌ નિરાળાઃ
કે દૂર દૂર જાવું સખિ ! ૨

સદા સૂણાવું ઝરણાનાં ગીતો,
પેલા બુલ્બુલ ને કોયલ સંગીતો,
એની વણવી છે ભાવ ને રીતોઃ
કે કૈંક આવું ગાવું સખિ ! ૩

આ આભના ઊંડાણ આજ જોવા,
ને તારલાના ફૂલડાંય લેવા,
અરે ચાંદા સૂરજ હશે કેવા ?
કે દૂર દૂર જાવું સખિ ! ૪

ગુંથું રાસે હું સંધ્યાના વેશો,
ઉષા નિશાના રમ્ય સૌ અદેશો,
આ સુંદર તમ સ્વપ્નોના દેશોઃ
કે કૈંક આવું ગાવું સખિ ! ૫

ઉર વાંછાના મોર મીઠા મ્હેકે,
કે દૂર દૂર જાવું સખિ !
કે જાગીને પ્રાણ આજ ઝંખે,
કે કૈંક આવું ગાવું સખિ !

શ્રી. રમણલાલ વ્યાસ

રાજકુમારી ચન્દ્રિકા પોતાના પિતાનો સંબંધ છોડીને, કેવળ રાજધ્વજની રક્ષાની ખાતર આવી હતી. એને ખબર હતી કે જો પોતે રાજપ્રાસાદમાં જ રહેશે; તો રાજધ્વજ વારંવાર તેની મુલાકાતે આવવાનો: અને તેમ કરતાં એ કદાચ કેદ પકડાઇ પણ જાય. એક હજાર સુવર્ણ મહોરોના લોભથી કોઇ ગુપ્તચર એનું પ્રણયપુષ્પ નષ્ટ કરી નાંખે રાજધ્વજની પ્રાણરક્ષાને ખાતર જ તે પોતાના પિતાનો સ્નેહસંબંધ તોડીને આવી હતી, કારણ કે પિતાની કઠોરતાને કોમળતામાં ફેરવી નાખવાનો કિમિયો એને આવડતો ન હોતો.

નૌકાની નિસ્તબ્ધતાનો ભંગ કરતાં એક દસ્યુ બૂમ પાડી ઊઠયો:

" માલિક ! "

" શું છે ? "

" પેલું જૂઓ ! "

" ઓહ ! રાનનૌકા ! "

" શું છે ? " ચન્દ્રિકાની વિચારધારાનો ભંગ થયો.

" તારા નાસી છૂટયાની ખબર તારા પિતાને પડી હોય તેમ લાગે છે: અને તેમણે જ આપણને કેદ કરવા માટે એ નૌકા મોકલી લાગે છે.

" પરંતુ એ વ્યાપારી જહાજ પણ હોય શકે છે. "

" નહિ. એ યુદ્ધનૌકા હોય એમ સ્પષ્ટ જણાય છે; અને જો, શત્રુનાં હથિયાર વાયુને આલીંગી રહ્યાં છે. "

રાજધ્વજે જોયું તો સૂર્યનાં કિરણોમાં રાજસૈનિકોનાં હથિયાર ચમકી રહ્યાં હતાં, અને એ નૌકા નજદીક આવતી જતી હતી.

" હવે શું થશે ? "

" જે થવાનું હોય તે થાય ! હું ફક્ત એક જ નૌકા લઇને નીકળ્યો છું એ મેં ભૂલ કરી છે: પરંતુ ઇશ્વરની ઇચ્છાથી શત્રુ પણ એક જ છે. "

નૌકા સમીપમાં આવી રહી હતી.

" હાં. બેલીઓ ! તૈયાર થઇ જાઓ ! "

દસ્યુઓ એકી સાથે બોલી ઊઠયા: એમને આવવા દો ! અમે તો તૈયાર જ છીએ. "

રાજધ્વજે જોયું તો નૌકા ક્રમશઃ નજીકને નજીક આવી રહી હતી; અને તેના મુખ્ય ભાગમાં એક વ્યક્તિ તલવારની મૂઠ પર હાથ નાંખી ભવિષ્યની તૈયારી કરી બેઠો હતો.

રાજકુમારીએ એ માણસને ઓળખ્યો. તે નાયક હતો. દસ્યુદલ પણ તૈયાર હતું; અને બંને પક્ષના માણસોનાં શસ્ત્રો સૂર્યના પ્રકાશમાં ચળકી રહ્યાં હતાં.

નાયકે તીવ્રસ્વરે કહ્યું: " દસ્યુરાજ ! કયાં નાસી જાઓ છો !- તમારૂં મસ્તક તો મને એક હજાર સુવર્ણ મુદ્રા અપાવશે. નીચ ! રાજકુમારીનું અપહરણ કરીને નાસી જાય છે ? વીરોનું કાર્ય..."

સમુદ્રના સમાન ગંભીર સ્વરે રાજધ્વજ બોલ્યો: વીરના વાકયબાણમાં નહિ, લોહબાણમાં છે: અને જલ પર રાજધ્વજની સન્મુખ ખડા રહેવાનું સાહસ હજુ સુધી તો કોઇએ કર્યું નથી. "

" એ સાહસ હું કરી રહ્યો છું. હું..."

નાયકનો સ્વર અટકી ગયો; કારણ કે દસ્યુઓ તરફથી આવેલું એક તીર એના માથાની નજીક થઇ પસાર થયું: અને એક સૈનિકની છાતી વીંધી નાખી.

પહેલું આક્રમણ દસ્યુઓએ કર્યું. હવે બંને બાજૂએથી બાણની વર્ષા થવા માંડી. દસ્યુઓના ભાગ્યયોગે સૈનિકોની સંખ્યા ઓછી હતી. બંને નૌકાઓ વચ્ચેનું અંતર ઓછું થતું જતું હતું. એક સૈનિક જળમાં કૂદી પડયો અને રાજધ્વજની નૌકા તરફ આગળ

વધ્યો; પરંતુ એક દસ્યુએ એને બાણથી વીંધી નાખ્યો.

" માલિક ! "

" શું છે ? "

" એક કામ કરવાથી આપણે-સાચવજો પેલા બાણથી-હું. હું શત્રુઓથી છાનો જળમાં કૂદી પડીશ અને નૌકાના પાછળના ભાગમાં છેદ પાડી દઈશ. પછી તો..."

" તું એમ કરી શકીશ ખરો ? "

" અવશ્ય ! પરંતુ શત્રુઓનું ધ્યાન જલ તરફ ન જાય એટલું સંભાળી લેશો. "

" વારુ. જાઓ. નૌકાના પાછળના ભાગમાંથી પાણીમાં ઉતરી પડ ! "

રાજકુમારી ચન્દ્રિકાએ આશ્ચર્યભરી નજરે એ શ્યામવર્ણું યુવક તરફ જોયું: ઘડીભર તે પોતાના માલિકની રક્ષાને કાજે પોતાના પ્રાણની પણ ચિંતા ન કરનાર યુવકને ન્યાળી રહી.

રાજધ્વજનો આદેશ થતાં દસ્યુઓ ફરીથી પ્રબળ આક્રમણ કરવા લાગ્યા જેથી સૈનિકો તથા નાયકની દૃષ્ટિ જલ પર પડી શકી નહિ. અને પેલો શ્યામવર્ણું દસ્યુ જળમાં ઉતરી પડ્યો.

નાયકને તો ખાત્રી થઇ ચૂકી હતી કે તે તુર્તજ દસ્યુઓ પર વિજય પ્રાપ્ત કરી શકશે. તેણે પોતાના સૈનિકોને ઉત્સાહિત કરીને પોતાના ધનુષ્ય પર તીર ચઢાવ્યું અને—

અને પછી એની નૌકા ડોલવા લાગી. નૌકાના પાછળના ભાગમાંથી એમાં પાણી ભરાતું આવતું હતું. નાયક અને એના સાથીઓનાં હૈયાં કંપી રહ્યાં.

જલદસ્યુનું અટ્ટહાસ્ય સમુદ્રના તરંગો સાથે અથડાયું: " એક સહેજ સુવર્ણ મુદ્રાઓ તને સમુદ્રના અંતઃસીમમાંથી સાંપડશે. "

નાયકે જોયું તો પોતાના પ્રાણની રક્ષા થવી અશક્ય હતી. સમુદ્રની લહરીઓથી નૌકા ડોલી રહી હતી અને નાયકના પગ સુધી પાણી પહોંચી ચૂક્યું હતું. અકસ્માત નૌકા એક બાજુએથી જળમાં ડૂબવા લાગી, અને જળતરંગો હતબુદ્ધ સૈનિકોને આલીંગવા લાગ્યા. જળદસ્યુ પ્રસન્નતાથી પોકાર કરવા લાગ્યા. ડૂબતા નાયકે પોતાની જાતને સંભાળી, રાજધ્વજની તરફ અગ્નિવર્ણી નેત્ર મીટ માંડી અને ધનુષ્ય ઉઠાવીને એણે છેલ્લું તીર છોડ્યું: અને જળમગ્ન બની ગયો.

તીર રાજધ્વજને ન લાગતાં રાજકુમારી ચંદ્રિકાના મસ્તકને વીંધીને ચાલ્યું ગયું. રાજકુમારી આર્તનાદ કરી નૌકામાં પછાડ પડી.

" રાજકુમારી ! ચંદ્રિકા ! "

ચંદ્રિકાએ બોલવાનો પ્રયત્ન કર્યો પરંતુ કંઠમાં સ્વર ન રહ્યો નહોતો; અને જલદસ્યુનો વિજય વાસ્તવમાં પરાજય બની ગયો.

રાજધ્વજે મૃત રાજકુમારીનું મસ્તક ઉંચક્યું અને દસ્યુઓએ જે આંખોમાંથી જલબિંદુ સરખું યે કદિ ટપક્યું નહોતું એ આંખોમાંથી આંસુની ધારાઓ નીકળી ન્યાળી.

રાજધ્વજે ડૂબતા સૂર્ય તરફ નજર કરી. અને પછીથી ન્યાળ્યું રાજકુમારીના શબને.

જલદસ્યુઓએ મસ્તક નીચાં ઢાળી દીધાં: કદાચ તેઓ પોતાનાં નેત્રોની નિર્બળતા છુપાવવા માગતા હતા. *

---

* શ્રી હારવાર્ડ " નીલમ "ની એક વાર્તા ઉપરથી.

# :: જ્યોતિષ દ્રષ્ટિએ દુઃખીને દીલાસો ::

લેખક : શ્રી. મોહનલાલ નરોતમ સંપટ

જગતમાં, સીધા, સરળ, નિર્મળ, મનોવૃતીવાળા, સદ્કાર્યમાં પુરૂષાર્થ કરનારા પરોપકારી માનસ ધરાવનાર અને ધર્મપ્રિયતાશીલ માનવ જીવડાઓને શા માટે વિટંબનાની પરાકાષ્ટાઓનો અનુભવ થઇ જરજરીત સ્થિતિએ પહોંચે ? આ સવાલ અનેક વરસોથી મૂંઝવી રહ્યો હતો. તત્વજ્ઞાનની દ્રષ્ટીએ તેનો જવાબ. " પૂર્વકર્મનાં ફળ-વિપાક " એ સાચો સચોટ ઊતર છે જ. પણ તે ફળવિપાક કયાં સુધી કેટલી મુદત સુધી ? તેની પારાશીશી, ટાઇમટેબલ, જ્યોતિષ વિજ્ઞાન છે. કર્મ વગર ફળ નથી. Law of causation કાર્ય કારણભાવ આ કર્મભૂમિને લાગુ જ છે. એ સાંખ્યશાસ્ત્રની દષ્ટિએ Laws of Nature સત્ય છે. પણ કર્મફળ કેટલું ભોગવ્યું, કેટલું બાકી તેના નીરાકરણો જ્યોતિષશાસ્ત્ર રચનારા મહાન રૂષી મુનીઓએ દુખથી જરજરીત પાયમાલ થઇ ગયેલ. પણ નિર્મળ માનસશીલ જીવો માટે ઉંડા શંશોધન કરી સિદ્ધાંતો નિરાકરણ આપેલ છે. તત્વજ્ઞાન અને જ્યોતિષની સમન્વય કરી સાથે જ શંશોધન જવાબ આપે છે માનવપ્રાણીને દુઃખમાં ધીરજ, શાંતિ, આશા રાખી શકે એ માટે મહાન સ્વપ્નદષ્ટા સ્વરૂપી રૂષીવર્યોએ જ્યોતિષ-શાસ્ત્ર સિદ્ધાંતો નિર્માણ કર્યો છે. પૈસા કયારે મળશે. દોલતમંદ કયારે થઇશ ! શેર સટ્ટાની રૂખો, બજાર આગાહી માટે જ્યોતિષ નિર્માણ નથી થયું; પરિણામે આ ઉત્કૃષ્ટશાસ્ત્રના સિદ્ધાંતોની સર્વ દષ્ટિએ શંશોધન નહિ થતાં લગભગ " ગપોડાં " Astrological gossip શાસ્ત્ર જેવી સ્થિતિ છે.

ઉપરની દષ્ટિએ કેટલાક વર્ષોથી જ્યોતિષ, તત્વજ્ઞાન Astro Philosophy નું શંશોધન એકજ પ્રશ્નના જવાબ માટે લેખકે કર્યું છે. જે સદ્વર્તનશાળી નિર્મળ પ્રકૃતિના સજ્જન જીવડાઓને દુખ કેમ અને કર્મફળ ભોગવવાના હોય તો તેનો અંત ( END ) કયારે ?

" શનિ "નું પરિભ્રમણ Saturns Revolutionary aspect થી ઝીણી દષ્ટિએ પૂરો પાકો ખુલાસો મળ્યો છે. જે બંધબેસતો થાય છે.

શનિને સૂર્ય આસપાસ ફરતાં ૩૦ વર્ષ લાગે છે. જન્મકુંડલીમાં બારે રાશીમાં ફરીને ૩૦ વરસે અસલ સ્થળે પાછો ફરે છે.

શનિ—ઐહીક સુખ તેમજ દુખનો " કારક " છે. Lord of material Happiness and Misery.

શનિ—રચનાત્મક તેમજ વિનાશક તત્વોનો કારક છે. Saturn. Lord of Construction and Destruction.

શનિ—અનાજ, સ્થાવર, જમીન, ખનીજ, તત્વોનો કારક ( creator ) છે.

૧૨. રાશીમાં પરીભ્રમણ Circular Revolution પુરૂ કરતાં શની ૩૦ વરસે અસલ સ્થળે પાછો આવે છે.

ઉપર લખેલી સુખ અને દુખ સ્થાવરનો આપનાર તથા વિનાશ કરનાર આવાં પરસ્પર વિરોધી ( Conflicting elements) તત્વો ધરાવનાર એકજ મહ શની છે. જે --સુખ આપે છે-દુખ આપે છે-બંનેનો કારક

છે. એ ચમત્કારિક છે. રાવણને શનિ ફળદાયી ( favourable ) હતો ત્યારે જગત પર પર શાસન ચલાવી શક્યો. એ શનિની asvot ફળની વીપરીત કક્ષા આવતાં રાવણ વિનાશ પામ્યો. અગર્થ શનિ મહારાજ Sartrun's dual aspect (1) one for happiness (૨) other for miseries (A) Construction (2) Destruction આટલું યાદ રાખવું ઘટે છે. જ્યાં સુધી શનિ પ્રબળ હોય ત્યાં સુધી બીજા ગ્રહો ગમે તેટલા સારાનરસા; બળવાન, નિર્બળ હોય છતાંયે શનિ તેઓની અસર પામવા દેતો નથી.

હવે આપણા જ્યોતિષીઓ કુંડલીમા બળવાન શનિ હોય તો ( સ્વરાશી અગર ઊંચનો હોય તો ) સુખદાયી શુભ ગણશે. આ પરંપરાની ભૂલનો નીકાલ શ્રી. વચનાચાર્યે સેંકડો વરસો પહેલા આપ્યો છે જ. વિપરિતઃ શનૈઃ ફલઃ ॥ શનિ ફળ ઊંધું ( Reverse ) સમજવું. બળવાન થઈને કુંડલીમાં પડેલ શનિ મજકૂર જાતક (જીવને) પારાવાર દુખ આપશે. કારણ શનિ દુખનો કારક છે તેમાયે કુંડલીમાં છઠે, આઠમે, બારમે, પડયો હોય. અગર બીજે હોય, અને તેમાંયે શનિની દશા-મહાદશા હોય ત્યારે શનિ પોતાનો પરચો બતાવશે.

મૂળ વાતથી આ સાશ્ચર્યો કરવા જતાં વેગળા જઈ પડવાના ભયે ટૂંકાવીને જણાવવાનું જ. શનિ માનવજીવનમાં Double Role ભજવે છે. શ્રી વચનાચાર્ય દૃષ્ટીબિન્દુની જ્યારે બળવાન હોય ત્યારે વિપરીત ફળ આવે છે. એ સત્ય સિદ્ધ બીના યાદ રાખીને આગળ વધીએ. કે શની મહારાજ ઈ. સ. ૧૯૩૦ની આખર ભાગી તે ઈ. સ. ૧૯૪૧ ના જૂન માસ સુધી. પોતાના orbit (કક્ષાના ૩૦ વરસના ચક્રના અરધા ચક્ર ૧૫ વરસના ગાળામાં દરમ્યાન બળવાન બન્યા વધુ શક્તિશાળી થયા. કારણ મકર રાશી તેમનું ઘર છે. ધન રાશીથી પ્રતી રાશીએ ગણતાં મીથુન સુંધીનું અરધું ચક્કર ૧૫ વરસનું બળવાન હતું જે જૂદા જૂદા ખરાબ મનોવૃત્તિના જીવોને જુદી જુદી રીતે ફળકારક નીવડયું.

રાક્ષસી, સ્વાર્થી ભાવના Black oloments ધરાવનારા જીવોને આ બળવાન ચક્ર સમય અનેક રીતે વિવિધ સુખ-વૈભવની અપ્રીતમ-કક્ષાએ પહોંચાડી શક્યું. દગો, નકારી, સ્વાર્થી પ્રવૃત્તિઓ. Black markeering વિ. આ સમય દરમ્યાન શક્તિશાળી બની-જ્યારે સાચા, નિરાધાર, સરળ વૃત્તી, નિર્બળ મનોવૃત્તિના આ સમય ૧૯૩૦ થી ૧૯૪૧ જૂન ૧૨ સુધી ગાળામાંથી, વિનાશની પરાકાષ્ઠાઓ દેખાડી જગતમાં આ ગાળાનો ઇતિહાસ સહુને વિદિત છે. કલકત્તાનો ૧૯૪૩-૪૪ નો દુકાળ મુખ્ય દષ્ટાંત છે.

રાક્ષસી મનોભાવનાવાળા તત્વોની કુંડલીઓમાં શની નીર્બળ કઈ રાશી, સિંહ રાશીની આસપાસનો હોઈ શકે. તેઓને આ સમયે બીન વિરોધી, વધુ રાક્ષસી પાયા પર લાભ સંપત્તિ પ્રાપ્ત થયા. જ્યારે સાચા સરળ જીવડાઓ દુખીયાં બરબાદ થયા. પણ ટકી શકવા હવે તેની કુંડલીમાં આ "શની" મકર, કુંભ, ધન કે મીન આસપાસની રાશીમાં હોવો જ જોઈએ. આ જીવડાઓ સરળમાર્ગીઓની જન્મ કુંડલીમાં " ગુરુ " ઊંચનો હોવો જોઈએ. જેમકે તેમનું સરળ માનસ થકું, દુખમાં ટકાવ્યા, પણ શની મહારાજના બળવાન અર્ધ ચક્રના સામરાજ્ય દરમ્યાન લાભ તો આપી શકે નહીં. કારણ જણાવ્યું છે જે શનીના સપાટા વખતે અન્ય ગ્રહો

શુભ હો તો પણુ ટકાવ સીવાય (defensive) બચાવ સીવાય કાંઇ કરી શકે નહી.

હવે તા. ૨ ઑગસ્ટ ૧૯૪૬ થી શની "સાયન" સિદ્ધાંતે સિંહમાં આવે છે. નિરયન ગણુત્રીથી તા. ૧૨ જૂન ૧૯૪૬ થી કર્કમાં આવે છે. તા. ૨ ઑગસ્ટ ૧૯૪૬થી (સિંહમાં પ્રવેશ કરનાર શની પોતાની કક્ષાના નિર્બળ ચક્કર Weak half Circleમાં પ્રવેશ બનેલ હોઇ) જ્યારે ઉદય પામે છે. અને તા. ૧૮-૮-૧૯૪૬ થી ગુરૂ મહારાજ (Jupiter) તુલામાં પ્રવેશે છે. તે સમય પછી જગત પ્રસિદ્ધ ઇતિહાસ છે જ ૧૫ વરસ સુધી સત્ય તપશ્ચર્યાની પરાકાષ્ટાએ પહોંચેલ સેવાના જ ધુરંધર સત્ય પ્રતીભાશાળી કોંગ્રેસના મહાન પ્રિય નેતાઓ આ દેશના રાજ્યશાસનના સિંહાસને બીરાજમાન થયા છે.

તા. ૨૫-૯-૧૯૪૬ થી સાયન ગણુત્રીએ ગુરૂ વૃશ્ચિકમાં પ્રવેશતાં વધુ જયજયકાર પ્રવર્તશે. નીરયણુ ગણુત્રીએ. તા. ૧૭ જાનેવારી ૧૯૪૭ અને જે પછી ૨૪-૧૦-૧૯૪૭ ધન રાશીમાં સાયન દૃષ્ટિએ ગુરૂ બીરાજમાન થાય છે. જુલાઇ ૧૯૪૭ માં હર્ષલ-મીથુનમાં (નિરયન) પ્રવેશે છે જ. બધા શાસ્ત્રીય Scientific સૂક્ષ્મ કારણોને અત્યુતમ સહકારથી સિદ્ધ થાય છે જ. સપ્ટેમ્બર ૧૯૪૬ થી સીધા, સરળ, નિર્મળ અને પ્રમાણિક પુરૂષાર્થી જીવડાઓને ઇ. સ. ૧૯૩૨ની આસપાસથી મૃત્યુતુલ્ય વિટંબનાઓ, કષ્ટ, સંસારીક, આર્થિક, શારીરિક વગેરે જે જે દુઃખો ભોગવવા પડેલ તેનો બ્યાજ સુદ્ધાં બદલો. શની મહારાજના પરીભ્રમણુની કક્ષા "કર્ક"માં પ્રવેશ્યા પછી અને અન્ય ગ્રહોના ઉપર જણાવેલ તારીખોએ મળતા સહકારથી મળી રહેશે.

આવા નિરમળ સજ્જનોને કેટલું સુખ કયે રસ્તે એ બધું વ્યક્તિગત જન્મ કુંડલીના નિરક્ષણથી જ ખુલાસો મળે. પણ સાબીતી એ જે આ પ્રકૃતિના સરળ સજ્જનોને સને ૧૯૩૯, ૧૯૪૨, ૧૯૪૪, ૧૯૪૫ ના વરસો વિવિધ રીતે, વગર કસુરે, દૈવ નિર્મીત માફક અનેક વિષમ સંકટો અનુભવવી પડી હશે.

હવે ૧૯૪૬ના સપ્ટેમ્બર પછી તેમને ઐહીક સુખ, સંપત્તિ, શાંતિની પ્રાપ્તિનો સોનેરી સમય આવતા ૨૦ વરસ સુધી શરૂ થાય છે. જ્યારે રાક્ષસી ભાવના, પિશાચ મનોવૃત્તિ, Black mentality શેતાની તત્ત્વોના "સંહાર" વિનાશની જોરાવર નોબત સપ્ટેમ્બર ૧૯૪૬ થી શની મહારાજે વગાડી દીધી છે. દેશમાંથી આ તત્વો નાબૂદ થશે. સાચો વેપાર-સમૃદ્ધિ ખીલશે, સાચા સરળ સત્ માર્ગી જીવોની અનેક રીતે આબાદી Prosperity થશે અને વૃદ્ધિગત થયા કરશે.

જેથી સદ્વર્તનશાળી જે જે મહાનુભાવોને છેલ્લા પાંચ વરસ થયા. વીના કસુરે અનેક આપત્તિઓની પરંપરા અનુભવવી પડી હોય તેમણે ધીરજ, હીંમત રાખી હર્ષ પામવું જે શની મહારાજે તેમની જે કસોટી કરી તેમાંથી પાર ઉતરવાથી "શની" જે Lord of material happiness ઐહીક સુખનો કારક છે તે બળવાન ગ્રહ તેમને હવે શાંતિ, રાહત, સુખ, સમૃદ્ધિ, વ્યક્તિગત જન્મ-કુંડલીના "શની" અને અન્યગ્રહોના સ્થાન પરત્વે તથા તેમની બળવંતતા Strength મુજબ સુખ આપશે જ્યારે "રાક્ષસી" તત્વોનો સંહાર થઇ વિનાશને પામશે.

સત્ય, ધર્મ અને પ્રભુત્વ વૃત્તિનો જય-જયકાર થશે.

ૐ શાંતિ.

'નૂતન વડોદરા'નું સર્જન કરનાર મહાન વિભૂતિ

## શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

ભાગ ૧-૨ — લેખક :

મૂલ્ય રૂા. ૩-૧૧-૬ — શ્રી. ચીમનલાલ

પોસ્ટેજ જુદું. — મ. ઠાકર



રાગદ્વેષ વિના ગુણગ્રાહી દૃષ્ટિથી લખાએલ

ઉત્તમ જીવનચરિત્ર

## શ્રીમન્નૃસિંહાચાર્યજી

કિંમત રૂા. ૨-૫-૦ — લેખક :

પોસ્ટેજ અલગ — શ્રી. મહેન્દ્રકુમાર

મો. દેસાઇ, બી. એ.



માત્ર જૂજ નકલ બાકી છે

## સાગર

### જીવન અને કવન

મૂલ્ય રૂા. ૨-૪-૦ — લેખક :

પોસ્ટેજ જુદું. — યોગીન્દ્ર જ. ત્રિપાઠી,

એમ. એ., બી. ટી.

હિંદુસ્તાનના જાણીતાં શહેરો

વડોદરાની સામાન્ય માહિતી

રજુ કરતું પુસ્તક

## વડોદરા

કિં. રૂ. ૦-૮-૦ — લેખક :

પોસ્ટેજ અલગ — શ્રી. ચંદ્રશંકર

મ. ભટ્ટ.



સુરતના શોખીન લોકોના રસિક

જીવનનો અનુભવ લેવાનું મન થાય

તેવું પુસ્તક.

## સૂરત

ભાગ ૧-૨ — લેખક :

કિં. રૂા. ૧-૦-૦ — શ્રી. મગેશરાય

પોસ્ટેજ અલગ — જ. પાઠકજી



હવે ટૂંક વખતમાં પ્રસિદ્ધ થશે

## દ્વારકાં

લેખક: શ્રી. કલ્યાણરાય ના. જોશી



અધમોદ્ધારક

## સહજાનંદજી

લેખક : શ્રી. ચન્દ્રકાન્ત મહેતા

——— આજે જ લખો ———

વ્યવસ્થાપક : લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા, વડોદરા

# મરણવિધિ

લેખક
શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા

મરણની તદ્દન પૂર્વે અને પછીના વિધિઓ કરવામાં જેવા સંસ્કારોમાં આપણે ઉછર્યાં હોઈએ અને જે સમાજમાં રહેતા હોઈએ, તેની અસર હોવાની જ. સુધારા કરીએ તે પણ તે અસરથી તદ્દન મુક્ત થઈને કરી શકાશે નહિ. પણ તે વિધિઓને હું ધર્મનું—એટલે કે, તેના ઉપર મરનાર કે વિધિઓ કરનારની સદ્ગતિ-દુર્ગતિનો આધાર છે, એવી શ્રદ્ધાનું—મહત્ત્વ આપતો નથી. હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સંપ્રદાયો પ્રમાણે કેવા વિધિઓ જરૂરી કે બીનજરૂરી અથવા યોગ્ય કે અયોગ્ય ગણાય તે વિષે લખવાનો મને અધિકાર પણ નથી, રુચિ પણ નથી. ધર્મ-સંપ્રદાયોથી પર કેવળ માનવ વિવેકની દૃષ્ટિએ જ મને આનો વિચાર કરવો ઠીક લાગે છે. અને એ દૃષ્ટિએ લેખનના સવાલોનો, જાણે હું પોતે તે વિધિઓ કે વર્તનનું નિમિત્ત હોઉં તો મને શું યોગ્ય લાગે, તે રીતે આપું છું.

(૧) મરણ પૂર્વે: જ્યારે મારી આજુબાજુના લોકોને એમ લાગે કે હવે હું થોડા દિવસનો કે કલાકનો જ મહેમાન છું તે વખતે, જો મને ભાન હોય અને હું મારી ઘડી નજીક આવેલી છે એમ ન જાણતો હોઉં તો, મને સાવધ કરી દેવો જોઈએ. પોતે અંદર અંદર ચેતી જવું અને મને અંધારામાં રાખવો એ બરાબર નથી. હું તો જ્ઞાની અને સમજુ છું, મને શું કહેવાનું હોય એવી કલ્પના પણ ન કરી લેવી. કારણ કે જિજીવિષા આત્મજ્ઞાનીને યે મોહમાં નાખી દે છે. હું જીવવા માટે તલપાપડ થતો હોઉં તો મિત્રોએ મારાં ફાંફાંની વ્યર્થતા બતાવી મને મરણનો ભય છોડવા સમજાવવો જોઈએ.

દાક્તરો અને સગાંઓનો એક સ્વભાવ પડેલો હોય છે કે છેલ્લા શ્વાસસુધી જિવાડવા માટે કાંઈ ને કાંઈ દોડધામ કર્યા જ કરે છે. છેલ્લી ક્ષણે પણ હેમગર્ભ આપવા, ઈંજેકશનો ભોંકવા, "શક્તિ સાચવવા માટે" ખોરાક આપ્યા કરવા અને કોઈક નવા દાક્તર, વૈદ્ય, હકીમ ઇ૰ની કોઈ ભલામણ કરે તો તેને બોલાવવા દોડે છે. આને પરિણામે કોઈ વિરલ જ જીવી જાય છે; મોટે ભાગે માણસો વધારે રિબાઈને મરે છે. આમાં મને ડહાપણ લાગતું નથી.

દવાઓ બે પ્રકારની હોય છે: એક હૃદયને થોડા કલાક વધારે ચાલતું રાખવાના ઉદ્દેશવાળી, અને બીજી મરનારની વેદનાઓને ઓછી કરી તેને થોડી રાહત આપવાવાળી. જીવવાની આશા બિલકુલ ન લાગતી હોય છતાં જે બે કલાક મરણ ઠેલાય તેટલું ઠીક એ વિચારથી થતા ઉપચારો મને ખોટા લાગે છે. મને અસહ્ય વેદનાઓ થતી હોય તેમાં મને કાંઈક રાહત મળે; અને મારું મરણ શાંતિભર્યું અને શીઘ્ર થઈ જાય તેવા ઉપચારો કરવાને હરકત ન હોય. દા. ત. ગળું સુકાતું હોય તો તેમાં પાણી રેડવું, શ્વાસ લેવાતો ન હોય તો ઓક્સિજનની મદદ આપવી વગેરે. આમ કરવામાં કદીક કુદરતને યે પોતાનું કામ કરવાની તક મળી શકે. પણ દવાઓ તો સામાન્ય રીતે કુદરત વિરોધી જ હોય છે. હિંમત હોય તો વિષમ અવસ્થામાં વિષ આપવું પણ અયોગ્ય નથી.

દાક્તરો સમજાવે છે કે છેલ્લી ક્ષણ સુધી પ્રયત્ન ન છોડવો એ એમનો ધર્મ છે, ડાહ્યાઓ તેને ટેકો આપે છે કે આશા અમર છે, કદી નિરાશ થઈને પ્રયત્ન છોડાય નહિ. આ બન્ને કથન અધૂરાં છે. જે પ્રયત્નની અસર વિષે આપણી ખાતરી હોય તેને છોડવો નહિ, એ તો બરાબર છે; પણ જ્યાં મનુષ્યનું જ્ઞાન ખૂટ્યું, ત્યાં કેવળ ડૂબતો માણસ તણખલું ઝાલે તેમ ફાંફાં મારવાં અને તેને પ્રયત્ન કહેવો એ બરાબર નથી અને "આશા અમર છે" તેથી આશાળતા હંમેશાં ડહાપણનું જ લક્ષણ છે એમ ન કહેવાય. દરેક આશાને અમર રાખવી એ વિવેક નથી. વિવેકભરી આશાને ન છોડવી એ બરાબર ગણાય. વળી, આશા અને ઇચ્છા એ બે જુદી બાબતો છે. મારા સ્નેહીઓ ઇચ્છે કે હું સદા જીવતો રહું, અને તેથી તેઓ આશા રાખે કે કદાચ હું જીવી જઉં તો તે આશા નહિ પણ ઇચ્છા જ છે. સર્વ સંજોગો તપાસતાં શું બનવાનો સંભવ છે, તેનો અંદાજ તે [illegible]શા અથવા નિરાશા છે. તે જોતાં જો એવો [illegible]દાજ થાય કે હું જીવી શકું એમ નથી, [illegible] ત્યાં "આશા અમર છે" એ ન્યાય લાગુ પડતો નથી. ત્યાં મને મરણ માટે તૈયાર કરવો અને બીજાઓએ પણ તૈયાર રહેવું એમાં વિવેક છે.

મને ભાન હોય તો મારું મરણ નજીકમાં છે એમ મને સાવધ કર્યા પછી જો હું તે સમાચારથી ગભરાઈ જઉં કે નાહિંમત થઈ જાઉં તો સમજુ મિત્રોએ મને બુદ્ધ-ચરિત્રમાં નકુલમાતાના કિસ્સામાં છે, તેમ સદુપદેશ આપી હિંમત આપવી જોઈએ. પોતે પે રડારોળ ન કરવી જોઈએ અને મનેયે જાણે મારા પર કોઈ મહાન આપત્તિ આવી પડેલી હોય તેમ નૈરાશ્ય ન થવા દેવો જોઈએ. મારે કાંઈ કહેવા કરવાનું હોય, સૂચનાઓ આપવાની હોય તો તે હિંમતપૂર્વક પૂછવી જોઈએ, અને નોંધી લેવી જોઈએ. આ કામ જેમ બને તેમ ઝપાટાબંધ પતાવી દેવું જોઈએ.

(૨) ઈશ્વરભજન: તે પછી મને ઈશ્વરપરાયણ કરવા પ્રયત્ન કરવો જોઈએ. આ બાબતમાં સગાં-સ્નેહીઓએ પોતાને ગમતાં ભજનો, સ્તોત્રો કે નામસ્મરણને બદલે, જાણતા હોય તો, મને પ્રિય હોય, સમજાતાં હોય અથવા જેની ટેવ હોય તેવાં કરવાં. દા. ત. હું મુસલમાન મિત્રો વચ્ચે મરતો હોઉં અને તેઓ મને કુરાનની સુરાઓ સંભળાવે, અથવા હિંદુઓ વચ્ચે કોઈ મુસલમાન મરે અને હિંદુ મિત્રો તેની પાસે ગીતાપાઠ, ઉપનિષદપાઠ કે "રઘુપતિ રાઘવ રાજારામ"ની ધૂન ચલાવે તો તે સર્વધર્મસમભાવી હોય તોયે તે ક્ષણે તેને સંતોષ નહિ થાય, એટલે એનું મન ઈશ્વરમાં જોડાઈ નહિ શકે. ઘોંઘાટને લીધે, અશક્તિને લીધે તથા થાકને લીધે ઘેનમાં પડી જાય તો ભલે, પણ એનું ચિત્ત શાંતિ નહિ પામે. એ જ રીતે મને સંસ્કૃત સમજાતું ન હોય અથવા મુશ્કેલીથી સમજાતું હોય, અને છતાં ગીતાપાઠ કે ઉપનિષદ્ પાઠ ચલાવવામાં આવે તો તેયે નકામા જ જાય. મને પ્રિય લાગનારાં નામધૂન કે ભજન સ્તોત્રથી જ મારું સમાધાન થઈ શકે. ઈશ્વરસ્મરણ, ભજન વિગેરે કરવાં તેનો અર્થ એમ ન કરવો જોઈએ કે ગીતા કે બીજાં સ્તોત્રો વગેરેની મેલ ટ્રેનો દોડાવવી; અથવા બબ્બે ચાર ચાર કલાકો સુધી અણઘોળ્યા અને ઘર ગજાવી મૂકનારો કોલાહલ મચાવવો. મારા ચિત્તનું અનુસંધાન ન રહી શકે, હું થાકીને શોષ થઈ જાઉં, બધાના કાન પાકી જાય એમ આ વસ્તુઓ થવી ન જોઈએ. આ બાબતમાં એક વાત યાદ રાખીએ તો ઘણો ખુલાસો થઈ જાય. માંદું માણસ બાલ્યાવસ્થામાં છે એમ સમજવું.

તેના મગજ પર બહુ બોજો ન નખાય અને એની બાલ્યાવસ્થાની ઉપાસના એને અપ્રિય લાગશે નહિ એમ માની લઈ શકાય. એ બદલવા કહે તો જુદી વાત છે.

આટલું મને ભાન હોય તો. મને ભાન જ ન હોય તો છેવટના કલાકો દરમ્યાન મારી આસપાસ શાંતિ રાખી અંત આવે ત્યાં સુધી વાટ જોવી એ જ સારો માર્ગ ગણાય. તે વખતે જે કાંઈ નામસ્મરણ કે ઈશ્વરભજન કરવામાં આવે તે સ્નેહીઓની પોતાની શાંતિ માટેનાં જ ગણાય. તે વખતે પોતાની શ્રદ્ધા મુજબ ધાંધાટ કર્યા વિના તેમ કરવામાં આવે તે શોભા આપનારું ન ગણાય. દાક્તરો, નર્સો વગેરે માટે દોડધામ અને ધાંધલ કરવા કરતાં આમ શાંતિપૂર્વક પ્રસંગનો સામનો કરવો એમાં વધારે વિવેક છે.

છેલ્લી ઘડીએ દાનધર્મ કરાવવામાં અને મારો હાથ લગડાવવામાં તત્ત્વ રીતે કાંઈ અર્થ નથી. મને અમુક અગિયારશોનું કે બીજાં વ્રતો કે તીર્થોનું પુણ્ય અર્પણ કરવાનો યે કાંઈ અર્થ નથી. તે જ પ્રમાણે પગે લાગીને ક્ષમાયાચના વગેરે કરવામાંયે તત્ત્વતઃ કાંઈ અર્થ નથી. પણ એમાં કોમળ લાગણીઓ અને સ્નેહની અભિવ્યક્તિ છે, એટલે એ નિર્દોષ ક્રિયાઓ કહી શકાય. એવું કરવાથી સગાં સ્નેહીઓના મનને સંતોષ લાગતો હોય તો તેમને અટકાવવાનું પ્રયોજન નથી. પણ તેવું ન સૂઝવાથી અને કરવાનું રહી જવાથી, કે તેવી કોઈ સ્નેહીને ભોળી શ્રદ્ધા ન હોય તેથી કશું ન કરે તેથી કાંઈ ઊણપ રહી ગઈ એમ સમજવું ન જોઈએ.

(૩) મૃત્યુક્ષણ: હું પથારીમાં જ મરી જઈશ તો મારી અવગતિ થશે એવી ચિંતા કરવાની જરૂર નથી. તેથી, મર્યા પહેલાં સાદડી પર સેવાની કે ચોકામાં નાખવાની ધાંધલ કરવાની જરૂર નથી. પણ એમ કરવાથી એક ફાયદો થાય છે ખરો. એ વખતની ઉપાડ-સેને પરિણામે નબળું થયેલું હૃદય અને નકામા ડચકા મારતા શ્વાસને ધક્કો લાગવાથી એ ઝટ લઈને બંધ પડી જઈ શકે છે, અને નકામું લંબાતું મૃત્યુ થોડુંક નજીક આવી શકે છે. તેથી એમાં મારા પ્રત્યેની ભૂતદયાથી પ્રેરાઈને એમ કરવું હોય તો ભલે. વળી, પથારીમાં મરી જાઉં તો એ પથારી કાઢી નાખવી પડશે એવો મનમાં વસવસો હોય તો તે દૃષ્ટિએ પણ એમ કરવામાં વહેવારુ ડહાપણ લાગતું હોય તો યે ભલે. મને પોતાને ભાન જ નથી એમ માની લીધેલું હોવાથી, એમાં મારી વેદના વધવાનો સવાલ રહેતો નથી.

મર્યા પછી ચોકામાં નાખવો કે પથારીમાં જ રાખવો વગેરે બાબતોને સદ્‌ગતિ-દુર્ગતિ સાથે કશો સંબંધ નથી. એ બધી લોકાચારની રૂઢિઓ છે. એમાં ઘણીવાર જિલ્લા જિલ્લા અને પ્રાંત પ્રાંત વચ્ચે અને જુદી જુદી ન્યાતોમાં ફરક પણ રહે છે. "અમારામાં આમ કરે, તેમ ન કર્યું એટલે બાપડા મરનારનું અધૂરું રહ્યું."—એવા વિચારો અણસમજના છે, માટે જેવા માણસોની વચ્ચે મરું, તેવા માણસોને જેમ સૂઝે તેમ કરવામાં જરાયે હરકત નથી.

(૪) અંત્યવિધિ: મરવાની આદર્શ રીત તો મારી દૃષ્ટિએ શ્રી. વાલજીભાઈ દેસાઈનાં માતુશ્રીની હતી. સાંભળ્યા પ્રમાણે તે વાલજીભાઈ જોડે સાબરમતી આશ્રમથી અમદાવાદ જવા નીકળ્યાં. નદી ઓળંગીને દુધેશ્વર સ્મશાનના આરા પર આવતાં જ હાંફી ગયાં, અને ત્યાં જ એમનું હૃદય બંધ પડી ગયું. ઉપાડીને સ્મશાન લઈ જવાં પડે એટલીયે તકલીફ એમણે કોઈને આપી નહિ. આવું મરણ તો કરોડોમાંથી એકાદને જ આવે. એથી બીજા નંબરનું મહાદેવભાઈના જેવું. પણ એ બધાને નસીબે નથી હોતું. આથી

ઉપર મેં મંદવાડ ભોગવીને થતાં મરણનું જ દૃષ્ટાંત લીધું છે.

કાંઇ ખાસ પ્રયોજન ન હોય તો શબનો ફોટો લેવો એ મારી દૃષ્ટિએ એક જાતનું વેવલાપણું અને આ જમાનામાં ઉત્પન્ન થયેલું ગાંડપણ છે. મરનારના મરણ વિષે કોઇ આગળ પ્રશ્ન ઉત્પન્ન થવાનો સંભવ હોય અને તેથી તેનો ફોટો લઇ રાખવો પડે એ જુદી વાત છે. પણ મરનાર મહત્ત્વનો માણસ કે પોતાના પ્રેમનું પાત્ર છે, માટે તેના શબનો ફોટો લેવો એમાં વિવેક નથી.

મારા મરી ગયા પછી મારા શબનો કોઇ પણ રીતે નિકાલ તો કરવો રહ્યો જ. મરી ગયાની ખાતરી થયા પછી, જેમ બને તેમ વહેલો નિકાલ કરવો જ સારો. કેવી રીતે નિકાલ કરવો તે સ્થાનિક સગવડ ઉપર આધાર રાખે છે. સગવડ હોય, અને મંદવાડને પરિણામે કે બીજાં કારણસર શરીર અસ્વચ્છ હોય અથવા વાસ છૂટવા લાગી હોય તો પાણીથી સાફ કરીને ધોવું એ સારી રીત છે. પણ નવડાવવાની રીત છે માટે ઘડો પાણી ઢોળવાની જરૂર નથી. શરીર સાફ જ હોય તો તો બિલકુલ જ જરૂર નથી. અને ન હોય તો એમ પાણી ઢોળવામાં કાંઈ સ્વચ્છતા આવી જવાની નથી, માટે જરૂર નથી. એવી જગ્યાએ મરી જાઉં કે જ્યાં પાણીની સગવડ ન હોય તો પછી ખેંચાઇને નવડાવવાની જરૂર નથી. મર્યા પહેલાં જ નવડાવવો બરાબર નથી, સિવાય કે મૃત્યુ સમીપ લાવવાના ઉદ્દેશથી.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ સારી રીત તો બાળવાની માનું છું. પણ સમજો કે લાકડાં દુર્લભ જ છે, તો દાટવાને યે હરકત નથી. નદી જતના બાળવાના ચૂલા આવે છે તેમાં ભસ્મીભૂત કરવાને યે હરકત નથી. ગંગા જેવી મોટી નદી કે સમુદ્રમાં વહેતું મૂકવાને યે બાધ નથી. અને, જો કોઇ ઇસ્પિતાલમાં મરું અથવા દાક્તરોને લાગે કે મારું શરીર ખોલીને અભ્યાસ કરવા જેવું છે, અથવા કોઇ બીજા દરદીને માટે તેના કોઇ ભાગનો ઉપયોગ કરવા જેવું છે, તો તેમને સોંપવામાં ઉદારતા જ છે. ટૂંકામાં, કઇ રીતે શબનો નિકાલ આણવો:એ સાથે મને સંબંધ નથી, સમાજને સંબંધ છે. સમાજને અનુકૂળ હોય તેમ કરે.

સ્મશાનમાં લઇ જવા માટે હિંદુ ઠાઠડીની ગરીબ પ્રજાને પાલવે એવી કરકસરભરી રીત છે. પણ દૂર લઇ જવાનું હોય, ઊંચકનારા ન હોય, અથવા બીજું કાંઇ કારણ હોય તો શબને વાહનમાં નાખીને લઇ જવામાં કશો સંકોચ માનવા જેવું નથી. વાહનમાં લઇ જાઓ તો ઠાઠડી બાંધવાની યે જરૂર નથી.

શબને ચંદન અને ફૂલ ચડાવવાં, સારાં વસ્ત્રોથી શણગારવું, ચંદનનાં લાકડાંમાં ઘી સાથે બાળવું વગેરે બાબતો ધન અને મિથ્યાભિમાનની છે; સદ્ગતિ-દુર્ગતિની નથી. મારા જેવી સ્થિતિના માણસને એક ધોતિયાભેર, સાદી ચાદર ઓઢાડી, ખેર-બાવળની ચિતામાં, જરૂર પડ્યે ઘાસતેલની મદદથી બાળવામાં નાનમ માનવાની જરૂર નથી.

આગ કોણ મૂકે અને પગ પર, મોઢા પર કે:માથા પર મૂકે વગેરે બાબતો મને જરાયે મહત્ત્વની લાગતી નથી. જેમ સાકર જ્યાંથી ચાખીએ ત્યાંથી ગળી લાગે, તેમ આગ જેનાથીતથા જ્યાંથી લાગે તેનાથી અને ત્યાંથી બાળે. માટે એમાં પસંદગી ના-પસંદગીનો પ્રશ્ન ન હોવો જોઇએ. ડાઘુઓમાંથી જે વડીલ હોય તે જેમ સૂચના કરે તેમ વર્તવું, અને તે વિષે કાંઇ શંકા-કુશંકા કરવી નહિ એ ડહાપણ છે.

એવી જ રીતે શબ પગ આગળથી બહાર કાઢવું કે માથા આગળથી, વિસામાની જગ્યાએ શું કરવું વગેરે બાબતો પણ સમાજ

માણસોએ ચર્ચાનો વિષય બનાવવા જેવી નથી. એની સાથે શુકન-અપશુકન જોડવાં એ વહેમીપણાનું લક્ષણ છે.

પણ બાળવા દાટવા માટે નજીકમાં નજીક આવેલા સ્મશાન-કબ્રસ્તાનનો જ ઉપયોગ કરવો ઘટે. કોઈ ખાસ જગ્યા શોધવાની જરૂર નથી, અને હું આજે છું તે કરતાં ઘણો વધારે મોટો માણસ થઈને મરું, તોયે તેમાં ફેરફાર કરવો યોગ્ય નથી. તે જગ્યા પર સમાધિ કે કબર બાંધવી, અને તે પર ફૂલ ચડાવવાં કે ત્યાં જઈ પ્રાર્થના નમાજ કરવાં વગેરે મને ભૂતપૂજાના પ્રકાર લાગે છે. પાળેલો પોપટ પાંજરામાંથી છટકી ગયા પછી તેના ખાલી પડેલા પાંજરાને બાળી કે દાટી દઈએ, અને પછી તેના ઉપર ચબૂતરો બાંધી રોજ ફૂલ ચડાવીએ અને પોપટને નામે પ્રાર્થના કરીએ કે આંસુ સારીએ, તેના જેવો પ્રાણ ગયા પછી શબને બાળવા-દાટવાની જગ્યાનો મહિમા વધારવાનો મોહ છે. પણ એ મોહ એટલો ઊંડો છે કે મહાજ્ઞાનીઓને પણ તેનો સંસ્કાર છૂટી શકતો નથી. તે જગ્યા તીર્થનું સ્થાન બની જાય છે, કયારેક તે સમાધિ કે કબર રસ્તાની વચ્ચે આવી પડે અને ખસેડવાની જરૂર ઊભી થાય તો લોહીની નદી વહે એવી તેના પરથી લડાઈ ઊભી થાય છે. મૂઢપણે ભાવનાની ખીલવણીનાં અંતિમ પરિણામ કેવાં આવી શકે છે તે આ દેખાડે છે. મનુષ્ય સિવાય બીજા કોઈ પ્રાણીમાં આવું કરવા જેટલો બુદ્ધિનો મહન વિકાસ થયો નથી ! સાચે જ, મનુષ્ય બીજાં પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છે, કારણ કે તેને બુદ્ધિ મળેલી છે !

ખેર. હું મરી જાઉં ત્યાં કે મને બાળવા-દાટવામાં આવે ત્યાં કશું યે ચિહ્ન રાખવું નહિ. એ જગ્યા બીજા મરનાર માટે. કે કોઈ ખેતરમાં બાળ્યો-દાટ્યો હોય તો ખેતીને માટે ઉપયોગમાં લેવી. જે ઘર કે ઓરડામાં મર્યો હોય તેને પાછળથી બીજાઓએ અવશ્ય વપરાશમાં લેવો. ચિતાની જગ્યાએ કે 'ઘરના કોઈ ભાગમાં હું ભૂત થઈને રહેવાનો નથી,' એટલે કોઈ સ્થાનને ભૂતઘર બનાવીને નિરુપયોગી કરવાની જરૂર નથી. આપણા વંશપરંપરાગત મકાનમાં અનેક પૂર્વજો અને સગાઓ મરી ગયા હોય છે. તેમની વાપરેલી જગ્યાનો આપણે ઉપયોગ છોડી દેતા નથી. એ જ રીત બરાબર છે.

બાળવાની જગ્યા સાફ કરી નાખવાની દૃષ્ટિએ ફૂલ વીણી લેવાની રીત સારી છે. પણીથી ચિતા ઠોલવવાની અનુકૂળતા હોય તો તે જ વખતે તેમ કરી શકાય; નહિ તો ઠરી જાય ત્યારે તેમ કરવાનું રહે. એ સગવડનો સવાલ છે. જે રીતે નજીકમાં નજીક થઈ શકતો હોય તે રીતે ફૂલનો નિકાલ કરવો. કોઈ ઝાડમાં એનો ખાતર તરીકે ઉપયોગ કરી શકાતો હોય તો કરવો. નહિ તો નજીકમાં જે કોઈ વહેતી નદી હોય તેમાં નાખવાં. પ્રયાગ, હરદ્વાર કે સમુદ્ર સુધી પહોંચાડવાની જરૂર નથી.

મારા કુટુંબમાં લાકડીનો, રોવા-કૂટવાનો કે ગરુડ પુરાણ બેસાડવાનો રિવાજ નથી. તેથી કુટુંબમાં તેવો પ્રશ્ન મારે માટે ઊઠવાનો સંભવ નથી. પણ જે સંસ્થાઓ સાથે મારો સંબંધ છે, ત્યાં તેની સુધરેલી આવૃત્તિ દાખલ થવાનો સંભવ ખરો. એટલે કે, દસમા, બારમા વગેરે દિવસોને કે મરણની તિથિ કે તારીખને મહત્ત્વ આપી તે દિવસે કાંતણ, ગીતાપાઠ વગેરે યોજવાની સૂચનાઓ કરવામાં આવે એમ બને. કાંતણ અને ગીતાપાઠને બહાને પણ તિથિઓને આવું કૃત્રિમ મહત્ત્વ આપવું, અથવા તિથિઓને બહાને કાંતણ અને ગીતાપાઠનો પ્રચાર કરવો—એ બન્ને રીતો મને ઇષ્ટ લાગતી નથી. અને

એક પછી એક મારા જેવા અનેક કાર્યકર્તાઓ મરશે. કેટલાકની તિથિઓ પળાશે? અને મારે આમ કર્યું તો બને મારે કેમ નહિ એવી ઈર્ષ્યા પણ એમાંથી દરેકના ખાસ ચાહનારાઓના દિલમાં ઉત્પન્ન થાય. જ્યારે કોઈ રિવાજ આવું સ્વરૂપ પકડે, ત્યારે તે કર્મકાંડ બન્યો કહેવાય. આથી, ભલે બીજાઓ માટે આમ કર્યું હોય અથવા ભવિષ્યમાં થાય, મારે નિમિત્તે આવું કશું ન યોજવાની હું ભલામણ કરું.

(૫) શ્રાદ્ધ દાન વગેરે : તર્પણ, પિંડદાન વગેરે પિતૃપૂજા અને પ્રેતપૂજાના પ્રકારો છે. ગીતાએ તો તેને રાજસ–તામસ શ્રદ્ધા કહી છે; છતાં ગીતાભક્તો તેને છોડતા નથી. મરનારને એ બધું પહોંચે છે, અથવા તે ન કરવાથી મરનારની અશુભ ગતિ થાય છે, એ ભોળી શ્રદ્ધા છે. મર્યા પછી વ્યક્તિત્વ જળવાઈ રહેતું હોય તોયે ઘણામાં ઘણું એમ કહી શકાય કે જીવન દરમ્યાન જે જે અનુભવોમાંથી એ પસાર થયો, તેને પરિણામે તેની ગુણપ્રકૃતિમાં જે ફેરફાર નજરે પડ્યો હોય, તે પ્રકૃતિના સંસ્કારો એ સાથે લઈને જાય છે. અથવા માનો કે મરનાર જે વસ્તુનું રટન કરતો મરે છે, તે સાથે તદ્રૂપ થઈ જાય છે; એટલે કે તે પોતાની એક સ્વપ્નસૃષ્ટિ રચીને તે સ્વપ્ન ક્ષીણ થાય ત્યાં સુધી તેમાં રહે છે. પરંતુ પોતાના જીવન દરમ્યાનની જાગ્રત અવસ્થાની સૃષ્ટિનું સ્મરણ કરવાનું એનું સ્થૂળ સાધન મરણને લીધે નષ્ટ થયેલું હોવાથી, તે સૃષ્ટિની સાથે એ સંબંધ રાખી શકે નહિ.

પણ મરનાર પ્રત્યેના સ્નેહને લીધે કેટલાક કાળ સુધી તેની સ્મૃતિ જાળવવાની વૃત્તિ સગાંસ્નેહીઓમાં રહે એ સ્વાભાવિક છે. આથી પિંડ–તર્પણ વગેરેનાં શ્રાદ્ધ કરવામાં ન આવે, તોયે બીજાં કોઈ પ્રકારનાં શ્રાદ્ધ હંમેશાં થયા કરવાનાં જ. મરનારને નામે દાન કરવું એ તેનો એક અને નાના મોટા દરેકના મરણ પાછળ થઈ શકે એવો પ્રકાર છે. દાન કેવે માર્ગે કરવું એ કોઈ વાર દાન આપનારની રુચિ ઉપર અને કોઈ વાર મરનારની જણાયેલી રુચિ ઉપર આધાર રાખે છે.

સ્મારકો ઊભાં કરવાની રીત આવા શ્રાદ્ધનો જ એક પ્રકાર છે. આજકાલ એવાં શ્રાદ્ધ મરનારની સાર્વજનિક મહત્તાના પ્રમાણમાં વિવિધ રૂપો લે છે. કેટલાકના "ખાસ અંકો" કઢાય છે, કેટલાકની યાદગીરીઓ લખાય છે, કેટલાકનાં જીવનચરિત્ર છપાય છે, કેટલાકના કાગળપત્રોની શોધખોળ થાય છે, કેટલાકનાં ચિત્રો કે પૂતળાંઓ ખુલ્લાં મુકાય છે, કોઈ સંસ્થા, મકાન, રસ્તા વગેરે સાથે કેટલાકનાં નામો જોડવામાં આવે છે, કેટલાકની પાછળ મોટાં ફંડો ઊભાં કરી કોઈ મોટી પ્રવૃત્તિ કે સંસ્થા રચવામાં આવે છે. આ બધાંમાં બહુ વિવેકની જરૂર છે. નહિ તો "મૂઈ ભેંસના મોટા ડોળા" જેવો ઘાટ થાય. સ્નેહી મરી જાય છે, ત્યારે થોડા દિવસ સુધી વિષાદ છતાં તેને માટે કાંઈક કરવું એવો સગાં–સ્નેહીઓને ઉત્સાહ આવે છે. આવા ઉત્સાહના જોશમાં કોઈ ભાઈ સૂચના કરે કે મરનારનું સ્મારક કરવું જોઈએ, તો તેનો વિરોધ કરવાની બીજાઓની સાધારણ રીતે હિંમત થતી નથી. પણ એવા સંકલ્પ સહેલાઈથી પાર પડતા નથી. દિવસો પસાર થાય છે, તેમ તેમ મરનાર ભુલાતો જાય છે. તેના વિયોગમાંથી જીવતું જગત ટેવાતું જાય છે, તેમ તેમ સ્મારકનો સંકલ્પ ઢીલો પડતો જાય છે, અને કર્યાં આ ઉપાધિ લઈને બેઠા એવું ય થાય છે. માટે બહુ ઉતાવળે આવા સંકલ્પો કરવા ન જોઈએ.

આજના જમાનાની ખાસિયત જોતાં મારી પાછળ કોઈ ઉત્સાહી મિત્ર આવી સૂચના

મૂકે તો તે નવાઇની વસ્તુ નહિ કહેવાય. તે સૂચનાનો વિરોધ કરતાં બીજા સ્વજનોને સંકોચ લાગે એમ બને. માટે એ વિરોધ હું જ નોંધી રાખવા ઇચ્છું છું.

મારું "આધારભૂત-વિસ્તૃત જીવન ચરિત્ર" લખાવવાની, તેની સામગ્રી ભેગી કરવાની, મારા કાગળો ભેગા કરવાની, મારા અધૂરા પડેલા લેખો ખોળી કાઢવાની, મારે માટે "ખાસ અંક" કાઢી મને ઓળખનારા સ્વજનો પાસે લેખો લખાવવાની વગેરે વગેરે પુરાતત્ત્વશોધનની જંજાળમાંથી હું મિત્રોને ઉગારી લેવા ઇચ્છું. એમાંથી કોઇને આર્થિક લાભ થવા સંભવ હોય, અને તે દૃષ્ટિએ કોઇ કરે તો તે તેના પોતાના હિતાહિતની બાબત છે. જેટલું મેં છપાવ્યું છે તેટલું બધું જ સદાને માટે ઉપયોગી છે એવું મને મિથ્યાભિમાન નથી જે અધૂરું રહ્યું છે, તેનો વગર ચૂંથ્યે અગ્નિદાહ કરવામાં આવશે અને મારા ગુણો અને ખામીઓને જગજાહેર કરવાનું માંડી વાળવામાં આવશે તો ભાવિ પ્રજાની કાંઈ ભારે હાનિ થઇ જશે એવો કોઇને ડર હોય તો તે અસ્થાને છે. જેટલું છપાયું છે તેટલું જ માનવપ્રજાને જેટલો કાળ ઉપયોગી લાગે તેટલો કાળ વાંચે અને તેમાંથી જેટલું વિવેકથી બરાબર લાગે તેટલું જ લે, તો બસ છે. મારા કરતાં ઘણા વધારે અધિકારી પુરુષો ભૂતકાળમાં થયા છે, વર્તમાનમાં છે અને ભવિષ્યકાળમાં થશે. પોતાના જ કાળના અધિકારી પુરુષની બુદ્ધિયુક્ત વાત માણસો સાંભળે અને અનુસરે, અને ભૂતકાળમાં લુપ્ત થયેલા ગ્રંથો તથા ઇતિહાસોના અભ્યાસમાં ન પડે તો સંભવ છે કે મનુષ્યજાતિ વધારે સીધે રસ્તે જાય. મનુષ્યના ઘણા ઝઘડાનું નિમિત્ત ભૂતકાળની સ્મૃતિઓ અને વ્યક્તિઓ થાય છે. ભૂતકાળની કલ્પનાથી રમ્ય કે ભવ્ય લાગતું ચિત્ર 'પાછા ભૂતકાળમાં ચાલો' એવો આદર્શ નિર્માણ કરે છે. પાછું કદી તેવા ને તેવા ભૂતકાળમાં જઇ તો શકાતું જ નથી, પણ ખોટો આદર્શ પ્રવૃત્તિની દિશાને ખોટી બનાવી દે છે.

વ્યાજખોરીને મેં અર્થશાસ્ત્રની નહિ, પણ અનર્થશાસ્ત્રની પ્રથા માનેલી છે. દાન જેમ બને તેમ જલદી વપરાઇ જવાં જોઇએ. પણ પોતાના પૈસાનો હમેશાં ઉપયોગ થતો રહે, છતાં વ્યાજખોરી ન થાય એવું જ દાન કરવાની ઇચ્છા હોય તો તે કૂવા ખોદાવવાનું દાન છે પણ તેનો અર્થ એ નથી કે કૂવા પર તખ્તી બેસાડવી યોગ્ય છે એમ હું માનું છું. એ તો બાળબુદ્ધિ છે.

આનો અર્થ એ પણ નથી કે કૂવા ખોદવા સિવાયનાં બીજાં દાનો અયોગ્ય છે, પણ કાયમી ફંડ કરી તેના વ્યાજમાંથી પ્રવૃત્તિ ચલાવવાની પ્રથા મને અયોગ્ય લાગે છે. "તુરત દાન મહાપુણ્ય" એ કહેવત સારી છે.

આ જ ન્યાયે માણસે પોતાના જીવતાં જ દાનધર્મ કરી નાખવાં એ સારામાં સારું છે. મર્યા પછી વીલ કરવું પડે એટલી સંપત્તિ જ મૂકી જવી ન જોઇએ, એ બાબત હજરત મહંમદ અને કેટલાક મુસલમાન સંતો સારા આદર્શ મૂકી ગયા છે. પણ એટલી હિંમત ન હોય અને વીલથી દાન કરવું હોય તો ભલે. પણ તેમાં તુરત ખરચાઇ જાય એવો જાતનાં જ દાનો કરવાં યોગ્ય છે. લાખ કરોડ રૂપીઆ કાઢવા હોય તો જુદી વાત છે; પણ નાનકડા દાનને માથે મોટાં ટ્રસ્ટની પાઘડી મૂકવાના મોહમાં પડવું ઠીક નથી. બીજું કશું ન સૂઝે તો પૈસા ખૂટે ત્યાં સુધી ગરીબને ખોબો ભરી જુવાર આપી દેવી વધારે સારું. એક ટંકનો તો એને સંતોષ થશે !

( ૬ ) દિલાસા–શોકસભા વગેરે— છેલ્લી પચ્ચીસી દરમ્યાન દિલાસાના તારો, શોકસભા વગેરેની ધાંધલ ખૂબ જ વધી ગઇ છે. પહેલાં જેને માટે પત્ર લખાતું, તેને માટે હવે તારો છૂટે છે. ૧૯૦૧ માં વિક્ટોરિયા રાણી કે દાદાભાઇ નવરોજજીની કોટિના નેતા માટે જેટલી શોકસભા થતી તેના કરતાં વધારે શોકસભા હવે બીજી, ત્રીજી કે પાંચમી પંક્તિના યે નેતાને માટે થાય છે. સભ્યતાની રૂએ સમાંવદાતાંઓ પાછા એના વળના આભારના જવાબ આપવાના હોય છે. બે–ચાર દિવસ તો બાપડા વ્યક્તિગત જવાબ આપવા પ્રયત્ન કરે છે, પણ પછી થાકીને છાપાં દ્વારા માફીપત્ર લઇ મુક્તિ મેળવે છે.

એક વસ્તુ હૃદયથી થતી અટકી કેવળ એક રૂઢિનું અને શિષ્ટાચારનું રૂપ પકડી લે, તેનું જ નામ કર્મકાંડ. આમ દિલાસા–શોકસભા, વગેરે કાણે જવાની રૂઢિની જ નવી આવૃત્તિ છે. આ બધાંથી જીવન ચડતું કે સરળ બનતું નથી, પણ જટિલ, કૃત્રિમ અને દંભી બને છે.

ખરખરાના કાગળ લખવાનો મને ઘણી વાર પ્રસંગ આવે છે. " પ્રભુ મરનારના આત્માને શાંતિ આપો " એવું લખવાની વાસ્દાસમાં સર્વસામાન્ય રૂઢિ પડી છે. મરનારની પાછળ તેનાં સગાંવહાલાંને ધીરજ અને શાંતિ મળે એવી ઇચ્છા તો હું દર્શાવી શકું છું, પણ મરનારના આત્માને શાંતિ મળે એ અર્થનું વાક્ય મારી કલમમાંથી ઉતરી શકતું નથી. આત્મા અને અશાંતિ એ બે વસ્તુઓ જ મને પરસ્પર વિરોધી લાગે છે. મારા આત્માની શાંતિની ચિંતા ન કરવી; મારાં સ્વજનો અને મિત્રોના ઉદ્વેગને શમાવવા પ્રયત્ન કરવાને હરકત ન હોય.

**ઉપસંહાર :**

મરણવિધિ વિષે મારા વિચારો આવા છે. એ ઉપર કદાચ કેટલાક એવી ટીકા કરશે કે કિ. ઘ. મ. તો એક કેવળ બુદ્ધિપ્રધાન માણસ જ છે. ભાવનાને તો એના "પ્રખર" (પ્રકૃષ્ટેન ખરઃ ! ઉત્કૃષ્ટ ગધેડા જેવા!) તત્ત્વચિંતનમાં સ્થાન જ હોય એમ લાગતું નથી. આ બાબતમાં શરૂઆતમાં જ મેં કહ્યું છે કે કર્મકાંડમાં મને ઝાઝી ગમ નથી, રસ નથી, આગ્રહ પણ નથી. છતાં મારા મિત્રની ઊંઘ જ ઊડી ગઇ અને મારા જ વિચારો જાણવાનો આગ્રહ થયો, એટલે આ જણાવવા પ્રવૃત્ત થયો છું.

પણ તેથી વાચકે એ વિચારો સ્વીકારવા જ જોઇએ એવો મારો આગ્રહ નથી. એ વિચારોનો અમલ કેવળ મારા પૂરતો જ થાય તો યે બસ; અને તેટલો યે ન થાય અને મારું શરીર અને મારી સ્મૃતિ અને મારા કાગળ–પત્રોની મારી પાછળ રહેલો સમાજ કોઇ બીજી વ્યવસ્થા જો કરશે તો તેથી ' મારો આત્મા ' દુભાશે એવોયે ડર રાખવાની જરૂર નથી.*

* " પ્રસ્થાન " માંથી.

---

—વડોદરા રામમંદિર રોડ સ્ત્રી સમાજનો શરદુત્સવ સૌ. જસ્વાઇ દારુના પ્રમુખપદે થયો હતો.
—વડોદરા ભીમનાથાઇ સ્ત્રી સમાજનો શરદુત્સવ સૌ. કાશીબ્હેન મુતરીઆના પ્રમુખપદે થયો હતો.
—અખીલ હિંદ મહિલા પરિષદનું અધિવેશન ડિસેંબરમાં ઓરિસામાં લેડી રામરાવના પ્રમુખપદે મળશે.

સુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૪૭ ∴ ડિસેમ્બર : ૧૯૪૧ ∴ અંક ૪

# સોહ્યા અમર પરાગ

સોહ્યા અમર પરાગ,
જીવનમાં સોહ્યા અમર પરાગ.

આજ લગી મુજ જીવનકેરૂં હૃદય બનેલ સુકાન,
આશનિરાશની અસ્થિરતામાં ચૂક્યો અચલ નિશાન;
અરેરે ! ચૂક્યો અચલ નિશાન.
જીવનનું ભૂલ્યો સાચું નિશાન.

ભસ્મીભૂત થતાં ઉર આજે પામું જીવનનિશાન,
આત્મા એકજ જીવનસુકાની, ભૂલું ન જીવનભાન.
હવે શે ભૂલું પરમ નિશાન ?
જીવનનું એકજ અચલ નિશાન.

રાગ બધો ય બળી જળી જાતાં પ્રગટ્યો પરમ વિરાગ,
આશ થતાં સૌ લુપ્ત જીવનની, પ્રગટ્યા અમર પરાગ.
જીવનમાં સોહ્યા અમર પરાગ,
હૃદયમાં પ્રસર્યા અમર પરાગ.

આશનિરાશ તણું ગૃહ અન્તર, તેમાં લાગી આગ—
ભસ્મીભૂત બન્યું ઉર, તો આ ક્યાંથી અમર પરાગ ?
જીવનમાં વિકસ્યા આત્મપરાગ,
અહો ! શા સોહ્યા અમર પરાગ.

સોહ્યા અમર પરાગ,
જીવનમાં સોહ્યા અમર પરાગ.

શ્રી યોગીન્દ્ર જ. ત્રિપાઠી

# પંચ પદ્મ

(૧)

જો એ હશે કવિ કલ્પના, કવિ કલ્પના પણ ભવ્ય છે,
ગાટનો શિરીન–ફરહાદની પ્રિય દિવ્ય દિવ્ય સુરમ્ય છે;
જે પ્રેમને એના ખરા રૂપમાં નજર આગળ કરે,
નવ કલ્પના પણ સત્ય એ જે હૃદય પ્રેમ થકી ભરે.

પ્રેમી જીવનમાં પ્રેમને વશવર્તી આ જગમાં રહે,
આફત સુધીગત વેદના એને નહીં વિચલિત કરે;
છે પ્રેમ કુરબાની તણી અદ્ભુત અલૌકિક રે કથા.
પ્રેમી કરે પરવા નહીં હરદમ નિમંત્રે છે વ્યથા.

પ્રેમી શિરીન ફરહાદ કેરી જિંદગીનો સાર આ,
વો હૃદયમાં સ્પર્શ કરતો હૃદયવાળાને અહા !
એ પ્રેમીઓને ધન્ય છે જે પ્રેમને શિર આપતા,
એ પ્રેમીઓને ધન્ય છે જે પ્રેમને શરણે જતા.

(૨)

તમે પૂછો કે–પ્રિય એ ચહે શું ?
આ જિંદગીમાં સુખિ ! કહે તું !
સુણો તમે એહ તણો જવાબ,
કહું મીઠા ભાવ કથા વહું હું :

વ્હાલા ! તમે મેઘ મધુર થાઓ,
અને બનુ હું ચંપલા મઝાની;
તમો બનો તેમજ ચંદ્ર ચારુ,
બનું અને એ પ્રિય ! હું ચકોરી.

વળી તમે વારિધિ થાવ વ્હાલા !
થવા ચહું હું સરિતા મઝાની,
અને તમે થાવ મયૂર મારા,
ફરું ગમું થઈ યનગુ – મયૂરી.

તમે બનો સૂર્ય, સુવર્ચલા હું,
તમે બનો શંકર – પાર્વતી હું,
વળી બનો જીવન ! કૃષ્ણ કાળા,
થવા ચહું સુંદર રુકિમણી હું.

વિશેષ શું હું કહું આપને ઓ !
ઉંચા છુટા પ્રેમતણા ફુવારા !
બની તમે રામ રમો સદાના
સીતા તણા આ ઉર પ્રાણપ્યારા !

(૩)

' હે નાથ ! રોજ મુજને કરી સ્પર્શ મીઠો;
તારા મધુર કરથી વિકસાવ વ્હાલા
એવી વિનંતી નલિની કરતી ન તોયે,
એને વિભાકર સદાય ખીલાવતો રે. '

ને ઇન્દુનો પણ સ્વભાવ જણાય એવો,
એ માગણી વગર પોયણીને હસાવે;
જીમૂત તેમ પળવાર રહે ન ખાળ્યો,
એનો થતાં સમય સત્વર આવતો એ.

આ વાત સાવ સવળી નહિ કોણ માને ?
ગુંજે ન એક સરખી સઘળા જ કાને !
દેખાય સ્પષ્ટ પણ રે' કપમ એ શું રાની !
હૈયાસુના ! ભગીર વાત વિચાર આની.

(૪)

જા – કળીને હાથ જો પકડો તમે !
આવ, બોલી ફેંકવો ટુકડો અમે !
રે તમારી વાત છે સૌથી જુદી,
ના મહીં હા તો ધ્વનિ કરતા તમે !

' જ્યાં સરળતા ને સરસતા ઉરની,
ત્યાં વિના તકરાર આ શિર છે નમે, '
બોલવામાં છો તમે ઝાઝાં ખરા,
પણ સમય આવે સદા ડરતાં તમે !

પ્યારની વાતો કરી પળવાર કે,
બોલતા તત્કાળ મસ્તક છે ભમે;
હાય ! અપ્રિય પ્રેમ ? તો પ્રિય શું ? કહો !
સ્પષ્ટ બોલી જાવ જ્યાં જાવું ગમે !

(૫)

શી રીતે મુજ વાત હું મૂકી શકું !
કે વિના તકરાર સૌ સમજી શકે !
પ્રેમની વાતો મને ગમતી છતાં
પ્રેમનો ના દંભ આ ઉરને ગમે.
માનવી માનવ મટી દાનવ બને
જે થકી કે કે અનર્થો થાય છે,
દંભથી એવા હૃદય મુજ દૂર હો !
જે વડે ના સત્ય કે મમતા છે

શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

# :: અખિલ હિંદ મહિલા પરિષદ ::

## ત્રીજી ગુજરાત પ્રાંતિક પરિષદના પ્રમુખ શ્રીમતિ સયાણીનું પ્રવચન*

જ્યારે મેં વર્ષ પર હું વલસાડ આવી હતી તે વખતે શાખા તો સ્થપાયલી હતી. શાખાની બહેનો સાથેની વાતચીતમાં મેં બહેનોને કામ ખંતથી ઉપાડી લેવા માટે વિનંતિ કરી હતી. જ્યારે હું અત્રે પાછી આવી છું અને મેં અહેવાલ વાંચેલો સાંભળ્યો છે તે ઉપરથી મને લાગે છે કે આ શાખાએ કામની શરુઆત ઘણી સારી કરી છે.

ભરૂચની શાખાના અહેવાલ પરથી હું કહી શકું છું કે ત્યાંની શાખા પણ સારું કાર્ય કરી રહી છે. અને હાલમાં 'તમારા હિસ્સામાંથી અડધા અનાજનું રેશન છોડો' ની જે પ્રવૃત્તિ ઉપાડી છે અને થોડા જ દિવસોના પ્રયત્નથી ચૌદ હજાર યુનીટ જેટલું અનાજ બચાવ્યું છે અને હજુ તે બચાવવા જે કોશીશ કરી રહી છે તે જાણી મને ઘણો આનંદ થયો છે.

તમે જાણતાં હશો જ કે આવતા ત્રણ મહિના આખા હિન્દુસ્તાન માટે કટોકટી ભરેલા છે. તેવે સમયે આપ બધી બહેનો અનાજનો કરકસરથી ઉપયોગ કરો એ ખૂબ ઇચ્છવા જોગ છે. આ કાર્ય બહેનો ઘણી સારી રીતે કરી શકે તેમ છે કારણ કે તેઓ ગૃહરાજ્યની રાણી સમી છે. ઘરનો વહીવટ તેના હાથમાં છે. હું ઇચ્છું છું કે આ કાર્ય ભરૂચમાં ચાલે છે તેવી રીતે બધી શાખાઓ ચલાવે અને દરેક બહેન તેને સફળ બનાવવા પોતાનો ફાળો આપે. આ કામ આપણાં પોતાના દેશબાંધવોને બચાવવાનું પુણ્યનું કામ છે.

સ્ત્રીઓએ ઘરકામ કરવાનું છે પણ ઘરની ચાર દિવાલોમાં જ તેની ફરજ પૂરી થતી નથી. એમ માને તો તે એમની સંકુચિત દૃષ્ટિ છે. કુટુંબની સાથે સાથે સમાજની અને દેશની સેવા કરવાની તેની ફરજ છે. તમે એમ ન માનશો કે હું તમને ઘરબાર, પતિ, સંતાનો વગેરેને છોડી દઇ બહાર નીકળી જવાનું કહું છું. મને પણ ત્રણ સંતાન છે. પતિ છે, ઘર છે, બધું જ છે. પરંતુ મને લાગ્યું કે તેમાં જ મારું જગત સમાતું નથી. મારે દેશની સેવા પણ કરવાની છે. તમે બહાર નીકળો! તમારી પુત્રીઓને સમાજમાં હરવા ફરવા દો. તેઓનાં દુઃખ જોવા દો અને પછી તે દુઃખ નિવારવાના ઉપાયો શોધવા દો. અલબત્ત આ માટે સ્ત્રીઓને કેળવણી તો આપવી જ પડશે. તેમને નિશાળે મોકલો; સહશિક્ષણ લેવા દો અને સેવાના કાર્યોને હાથ ધરવાને માર્ગે વાળો.

સ્ત્રીઓમાં શક્તિ નથી તેમ નથી. એમને પણ તક આપવામાં આવે તો તેમની બુદ્ધિ અને શક્તિ ઉપયોગી કામો જરૂર કરી શકે છે. તમે ધારો તો દેશને ઉન્નતિને પંથે આગળ

---

* તા. ૬ નવેમ્બર '૪૬ ના રોજ વલસાડમાં અખિલ હિંદ મહિલા પરિષદની ગુજરાત પ્રાંતિક પરિષદનું ત્રીજું અધિવેશન ભરાયું તે પ્રસંગે અધિવેશનના પ્રમુખ શ્રીમતિ સયાણીએ કરેલું પ્રવચન.

લઇ જઇ શકો છો. દેશમાં શિક્ષણનો ફેલાવો કરી શકો છો. જ્યારે પણ ફુરસદ હોય ત્યારે તમારાં પડોશની બ્હેનોને જે લખી વાંચી શકતી ન હોય અથવા તમારા ઘરની કામવાળી હોય તો તેને પણ તમે અક્ષરજ્ઞાન આપી શકો છો—હું પણ મુંબઇના મહોલ્લાઓમાં જઇને ત્યાંની બ્હેનોને ભણાવું છું. શરૂઆતમાં તેઓને ત્યાં જઇ તેમનાં સુખ-દુઃખમાં ભાગ લેશો, તેમને વિનવશો તો પછી તેઓ ગોક્કસ ભણશે. અને પછી તો તમારી રાહ જોતી ઉભી રહેશે. આ કાર્ય સ્ત્રીઓ હાથ ધરે તો થોડાક જ વખતમાં હિન્દુસ્તાનમાંથી નિરક્ષરતા નાબૂદ થાય. સ્ત્રી, એ તો સમાજના બે અંગોમાંનું એક અંગ છે. તેને જ્ઞાન વગરનું રાખશો તો અડધો સમાજ અંધકારમાં રહેશે. સંસાર રૂપી ગાડાને બે પૈડાં છે. એક પૈડું નાનું હોય અથવા વાંકું હોય તો ગાડું ચાલતું નથી. સ્ત્રી અભણ હોય અને પુરુષ ગમે તેટલો વિદ્વાન અને સામાજિક કાર્યકર અથવા દેશનેતા હશે તો પણ તે જોઇએ તે રીતે આગળ વધી શકશે નહિ. તે સારી રીતે ત્યારે જ આગળ વધી શકે કે જ્યારે તેની સ્ત્રી પણ સાથે સાથે કેળવાયલી હશે. જો સ્ત્રી કેળવાયલી હશે તો તે પોતાના સંતાનોને બરોબર કેળવી શકશે. અને દેશને સુસંતાનો આપી શકશે. ભવિષ્યની પ્રજાને ઘડવાનું કાર્ય સ્ત્રીઓનું છે અને તેથી દરેક બ્હેનોને મારી વિનંતિ છે કે પોતાની કન્યાઓને ભણાવે અને દેશની ઉન્નતિના કાર્યમાં પોતાનો ફાળો આપે. સદશિક્ષણ આપવા માટે ઘણું શાળાઓ ખુલી હોતી નથી પણ ઘણા દેશોમાં સદશિક્ષણ અપાય છે. અને આપણે ત્યાં અપાય તો તે ખોટું નથી. કોલેજમાં સદશિક્ષણ અપાય છે તે શરુઆતથી જ અપાય તો વધારે સારું છે.

ઓછી કેળવણીને કારણે સ્ત્રીઓ સામાજિક કાર્યમાં ઓછો રસ લે છે. અને આપણી આજની સભા તેનો દેખીતો દાખલો છે. અને આશા હતી કે આજની સભાને ખાસ કરીને ગુજરાત પ્રાંતની પરિષદ વલસાડને આંગણે ભરાય ત્યારે વલસાડની દરેક બ્હેનો હાજરી આપશે. પરંતુ આથી ઉલટું જ નીકળ્યું છે. ફરી પાછી હું અત્રે આવું ત્યારે આ શાખામાં બ્હેનો વધારે જોડાય એમ હું ઇચ્છું છું. વલસાડની આજુબાજુ ઘણાં ગામડાં છે ત્યાં ચારે તરફ ફાંગોનો વિસ્તાર વધારી શાખાનું નામ દીપાવો. જે ગામને આગળ પાછળ ગામડાં લાગ્યાં હોય છે ત્યાં સારૂં કાર્ય થઇ શકે છે. તમારું કાર્ય વલસાડની સ્ત્રીઓ પૂરતું નથી. પરંતુ ગામડાંની સ્ત્રીઓ માટે પણ છે. કામ ગામડાંની સ્ત્રીઓની ઉન્નતિનું છે. ગામડે ગામડે શાખા ખોલવાની છે. જ્યારે આ કાર્ય હિન્દને ગામડે ગામડે થશે ત્યારે આપણી સંસ્થાનું કાર્ય દીપશે અને સાચું સ્વરાજ ત્યારે આવેલું ગણાશે.

આજના ઠરાવોમાં કેટલાક તો ઘણા જ મહત્વના ઠરાવો છે. આપ સર્વને ખબર હશે જ કે ખોરાક ખાતાના પ્રધાન ડૉ. રાજેન્દ્રપ્રસાદે હમણાં જ રેડીઓ પરથી જાહેર કર્યું હતું કે અનાજની એટલી બધી તંગી છે કે આવતા ત્રણ માસ કટોકટી ભર્યો છે. તેવી જ રીતે કાપડની તંગી પણ છે. અનાજ બચાવવાનું તથા કાપડ જેમની પાસે હોય તે લેવાનું જતું કરે તો આપણે દેશની સેવા કરી ગણાશે. આ તબક્કે દેશની મહત્વની સેવાઓમાંની આ એક મહત્વની સેવા છે. આ કાર્ય સ્ત્રીઓ જરૂરથી ઉપાડશે એવી મને આશા છે.

દેશમાં આજે શું બની રહ્યું છે તે તમે જાણતાં હશો. આજે ભાઇ ભાઇનું ગળું

[ અનુસંધાન પૃ. ૧૧૭ને છેડે ]

# અખિલ હિંદ મહિલા પરિષદની ત્રીજી ગુજરાત પ્રાંતિક પરિષદમાં

# પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧—ગુજરાતના કવિસમ્રાટ શ્રી. નાનાલાલ કવિના અવસાનની આ સભા સખેદ નોંધ લે છે. તેમણે ગુજરાતી સાહિત્યની કરેલી અજોડ સેવાએ ગુજરાતનું સાહિત્ય સમૃદ્ધ બનાવ્યું છે અને ગુજરાતની અસ્મિતા વધારી છે. તેમના કુટુંબીજનો પ્રત્યે આ પરિષદ સહાનુભૂતિ દર્શાવે છે અને સ્વર્ગસ્થના આત્માને ઇશ્વર શાંતિ આપે એવું ઇચ્છે છે.

રજૂ કરનાર : પ્રમુખ

ઠરાવ ૨—ગુજરાતના જાણીતા મુત્સદ્દી–વિદ્વાન શ્રી. મનુભાઇ મહેતાના અવસાનની આ પરિષદ સખેદ નોંધ લે છે અને ગુજરાતને પડેલી ખોટ ન પુરાય તેવી છે તે માટે દુઃખ વ્યક્ત કરે છે. તેમનાં કુંટુબીજનો તથા પરિષદના પ્રમુખ શ્રી. હંસાબ્હેન મ્હેતા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે અને સદગતના આત્માને ઇશ્વર શાંતિ આપે એવું ઇચ્છે છે.

રજૂ કરનાર : પ્રમુખ

ઠરાવ ૩—આ પરિષદ શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિત જેમને દક્ષિણ આફ્રિકાના હિન્દીઓના પ્રશ્ન અંગે આપણા પ્રતિનિધિમંડળનાં અધિષ્ઠાત્રી નિમાતા માટે તથા પ્રતિનિધિ મંડળને આજની સભા અભિનંદન આપે છે, અને દક્ષિણ આફ્રિકાના તેમના કાર્યમાં અને લડતમાં સફળતા મળે એમ ઇચ્છે છે.

રજૂ કરનાર : શ્રી. હેમલતા દેસાઇ
અનુમોદન : શ્રી. પુષ્પાબ્હેન દેસાઇ

ઠરાવ ૪—હિન્દીઓની પહેલી સરકારને આજની પરિષદ અભિનંદે છે અને પ્રત્યેક પક્ષના થયેલા સહકાર અને રચનાને વધાવે છે. આ પરિષદ આ શુભ શરુઆતથી ગરીબ અને કચરાયલા દેશની ઉન્નતિ થશે અને વચગાળાની સરકાર રાષ્ટ્રને આઝાદી, ઉન્નતિ અને આબાદી તરફ લઇ જશે એમ માને છે.

રજૂ કરનાર : ડૅા. ગંગુબ્હેન ઠક્કર
અનુમોદન : ડૅા. કુસુમબ્હેન ધોળાભાઇ

ઠરાવ ૫—મુંબઇની પ્રાંતિક ધારાસભામાં સ્ત્રીઓના હિતને અનુલક્ષીને જે સામાજિક ઠરાવો મૂક્યા છે તેને આ અધિવેશન હાર્દિક ટેકો આપે છે.

રજૂ કરનાર : શ્રી. મનહરબ્હેન કાઝી
અનુમોદન : શ્રી. લીલાવતીબ્હેન જાદવ
અને શ્રી. પુષ્પાબ્હેન મહેતા

ઠરાવ ૬—મધ્યસ્થ સરકારમાં સ્ત્રીઓને પ્રતિનીધીત્વ યોગ્યતાના ધોરણે મળે એવું આજની પરિષદ માને છે પણ સ્ત્રીઓની અલગ બેઠક હોય એવી નીતિ આ પરિષદ સ્વિકારતી નથી. ( સુધારીને વધુ મતે પસાર કરવામાં આવ્યો હતો ).

રજૂ કરનાર : શ્રી સુશીલાબ્હેન વ્યાસ.
અનુમોદન : શ્રી. મીઠાંબ્હેન કોન્ટ્રાકટર.
સુધારો રજૂ કરનાર : શ્રી. હેમલતા દેસાઇ
અનુમોદન : શ્રી. પુષ્પાબ્હેન મહેતા

ઠરાવ ૭—આવતા ત્રણ માસમાં આખા હિન્દુસ્તાનમાં અને ખાસ કરીને મુંબઇ ઇલાકામાં આવનારી અનાજની કરોકટી અને તંગીને પહોંચી વળવા માટે આ પરિષદ સારી સ્થિતિના લોકોને પોતાના રેશનમાંથી સ્વેચ્છાથી બને તેટલો હિસ્સો છોડવા માટે વિનંતિ કરે છે. દરેક શાખાને ખુબ ઉત્સાહથી

અને મહેનતથી આ પ્રચાર કાર્ય ઉપાડી લેવા વિનંતિ કરે છે.

રજૂ કરનાર : ડૉ. ગંગુબ્હેન લડકર
અનુમોદન : શ્રી. હેમલતા દેસાઇ

ઠરાવ ૮—પૂર્વ બંગાળમાંથી કેટલાક ભાગોમાં જે અમાનુષી અત્યાચારો થયા છે તે માનવજાતને કલંકરૂપ અને શરમજનક છે. નિર્દોષ બાળકોની કતલ અને સ્ત્રીઓની મર્યાદાભંગના કૃત્યોને જગતભરની તમામ સંસ્કૃતિને શરમાવનાર છે. તેને આજની બેઠક વખોડી કાઢે છે.

ઉપરના બનાવોના જવાબમાં બિહારમાં થયેલાં રમખાણોને પણ આ સભા વખોડી કાઢે છે.

આ બનાવો અંગે સીધો કે આડકતરો સંબંધ ધરાવનાર વર્ગને સખત નસ્યત થવી જોઇએ, એવી મધ્યસ્થ સરકાર પાસે માંગણી કરે છે.

આ પરિષદ , આ અવિચારોના ભોગ બનેલાં તરફ સંપૂર્ણ સહાનુભુતિ પાઠવે છે, અને સમાજ તેમને અપનાવી લે એવું માને છે.

આ બનાવો ભવિષ્યમાં થતા અટકાવવા માટે આ પરિષદ કોમી એકયતા વધારવા બાળકો ને યુવાનોમાં પ્રચાર કરવા પ્રજાને વિનંતિ કરે છે.

રજૂ કરનાર : શ્રી. વિદ્યાબ્હેન ઠક્કર
અનુમોદન : શ્રી. પેરોચિસ્તી જીનવાળા

ઠરાવ ૯—કાપડની તંગીને પહોંચી વળવા માટે આજની પરિષદ ભલામણ કરે છે કે જેમની પાસે તાત્કાલિક જરૂરિયાત પૂરતું કાપડ હોય તેમણે પોતાનું કાપડ છોડી દેવું અને એ રીતે તંગીને પહોંચી વળવામાં મદદરૂપ થવું.

કલકત્તાની સ્થાયી સમિતિના ઠરાવને આજની સભા આવકારે છે અને તેને સંપૂર્ણ ટેકો આપે છે.

આ ઉપરાંત સરકારને કાપડનું ઉત્પન્ન વધારવા અને પૂરતું કાપડ પ્રજાને મળી રહે એવા પ્રયત્ન કરવા વિનંતિ કરે છે.

રજૂ કરનાર : શ્રી. હેમલતા દેસાઇ
અનુમોદન : શ્રી. કુમુદબ્હેન ઠાકોર

ઠરાવ ૧૦—મુંબઇ શહેર માટે જે યોજના સરકારે દૂધના વપરાશ માટે સ્વિકારી છે, એ યોજના બીજાં શહેરોમાં અમલમાં મૂકવા માટે આજની પરિષદ સરકારને વિનંતિ કરે છે.

રજૂ કરનાર : શ્રી. પેરોચિસ્તી જીનવાળા
અનુમોદન : શ્રી. નંદનગૌરી ચોકસી

ઠરાવ ૧૧—અત્યારની દેશની પરિસ્થિતિ જોતાં આ પરિષદ સરકારને અને સ્ત્રી સંસ્થાઓને સ્ત્રીઓની સ્વરક્ષણની તાલીમ દેશભરમાં આપવા વિનંતિ કરે છે. અસલ સ્ત્રીઓને હથિયાર વાપરવાની તાલીમ આપવામાં આવતી હતી. તેઓ વખત આવે લડત અને સ્વરક્ષણ માટે તેનાથી લડતી. સ્વરક્ષણની તાલીમ એટલે એકલાં હથિયાર વાપરવાની કે લાઠી ફેરવવાનું જ નહીં પણ તેની સાથે માનસિક તાલીમ પણ આપવી જોઇએ. તેમનું મનોબળ કેળવવું જોઇએ. આ કાર્ય સ્ત્રી સંસ્થાઓએ હાથ ધરવું જોઇએ.

રજૂ કરનાર : શ્રી. પુષ્પાબ્હેન દેસાઇ
અનુમોદન : શ્રી. ચારૂમતિ યોધ

ઠરાવ ૧૨—હરિજનોની હાલાકી નિવારવા શ્રી. તપાસોના બીલને આજની પરિષદ આવકાર આપે છે અને સંપૂર્ણ ટેકો આપે છે.

રજૂ કરનાર : શ્રી. પુષ્પાબ્હેન મહેતા
અનુમોદન : શ્રી. સવિતાબ્હેન સરૈયા

ઠરાવ ૧૩—અખિલ હિન્દ મહિલા પરિષદે પસાર કરેલા મેમોરેન્ડમ-સ્ત્રીઓના હકનામાને આ પરિષદ ટેકો આપે છે અને ' હકનામું ' મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકાર સ્વિકારે એવી આશા રાખે છે.

રજૂ કરનાર : શ્રી. હેમલતા દેસાઇ
અનુમોદન : શ્રી. પદ્મા મહેતા

ઠરાવ ૧૪—ગુજરાતમાં અને હિન્દના કેટલાક ભાગમાં કન્યાવિક્રય અને વરવિક્રયની પ્રથા પ્રચલિત છે. કેટલીક જ્ઞાતિઓમાં વરવિક્રયની પ્રથા એટલી દુઃખદ રીતે પ્રવર્તે છે કે કન્યાઓ માટે યોગ્ય પતિ મેળવતાં માતા-પિતાને પાયમાલ થવું પડે છે. તેથી આ પરિષદ માને છે કે

(ક) પરિષદ, સ્ત્રી સંસ્થાઓ, કાર્યકરો તેમજ રાષ્ટ્રિય સરકારે આ માટે પ્રચાર કરવો અને આ પ્રથા વહેલી તકે નાબૂદ થાય એ માટે પ્રયત્ન કરવા.

(ખ) જે જે જ્ઞાતિઓમાં વરવિક્રય અને કન્યાવિક્રય હોય તેને જ્ઞાતિની સ્ત્રીઓને અને કન્યાઓને આ પ્રથા સામે થવા સમજાવવાં અને આવાં લગ્નોનો સામાજિક બહિષ્કાર કરવો.

આ ઉપરાંત વલસાડને મેટ્રીકનું સેન્ટર બનાવવા બાબત અને સ્થાનિક સુધરાઇના ગેરવર્તન અંગે ઠરાવ કરવામાં આવ્યા હતા.

## શ્રીમતિ સયાણીનું પ્રવચન

— પૃ. ૧૧૪નું ચાલુ —

કાપી રહ્યા છે. કેટલી ય નિર્દોષ સ્ત્રીઓ તથા બાળકોના જાન લેવાય છે અને બળાત્કારો થાય છે. બે ભાઇઓના રાહ જુદા હોય તો તેથી શું એક બીજાને મારી નાંખવા જોઇએ ? આપણે એક જ દેશમાં રહેવાનાં છીએ અને ભાઇ તરીકે જ રહેવાનું છે. માટે એકતા સાધવી જ જોઇએ. ખાસ કરીને આ કાર્ય પણ સ્ત્રીઓ વધારે સારી રીતે કરી શકે એમ છે. શું ધર્મ બદલાય છે તેથી બધું જ પલટાઇ જાય છે ? મારા વડવાઓ હિન્દુ હતા. પણ મારું લોહી તો હિન્દુસ્તાનીનું રહ્યું છે. અમે પ્રથમ હિન્દી છીએ તેવું જ કહેવું યોગ્ય છે. એટલું હજુ આશાસ્પદ હકીકત છે કે સ્ત્રીઓમાં આ માટે બહુ મતમતાંતર નથી. તેનો એક જ દાખલો આપું. જ્યારે ઇંગ્લાંડમાં પરિષદ ભરાય હતી ત્યારે હિન્દી સ્ત્રીઓ પોતાના સ્ત્રી તરીકેના હક રજુ કરવા ઇંગ્લાંડ ગઈ. તપે જુદી કોમની હતી. પરંતુ જ્યારે તેમને પૂછવામાં આવ્યું કે તમે કોણ છો ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે અમે હિન્દી છીએ. આ સાંભળી ગોરાઓ જેઓ હિન્દુ મુસ્લિમનો ભેદ આ સ્ત્રીઓમાં પડાવવા માગતા હતા તે ન ફાવી શક્યા. બહેનો જાગૃત થાઓ અને આ કાર્ય હાથ ધરો, આપણાં નિર્દોષ ભાઇઓ તથા સંતાનો અને બહેનોને આ દુઃખમાંથી બચાવો. જેથી આપણે આપણી આઝાદી વહેલી મેળવી શકીએ. અને હિન્દનાં દુઃખ નિવારી તેને સમૃદ્ધિ અને ઉન્નતિને પંથે લઈ જઇએ.

અત્યારે આપણને માલમ પડે છે કે સ્વરક્ષણની તાલીમની ઘણી જરૂર છે. આ તાલીમ પ્રથમથી જ અપાઈ હોત તો સ્ત્રીઓને અત્યારે જે રુદન કરવું પડે છે, તેવું કરવું ન પડત. તીર કામઠાં, ભાલા, તલવાર, લાઠી વગેરેની જે તાલીમ અપાતી હતી તેનાથી સ્ત્રીઓ સ્વરક્ષણ કરતી હતી. અને યુદ્ધમાં પણ ઉતરીને દેશને ઉગારતી હતી.

અંતમાં મને આ પરિષદનું પ્રમુખ સ્થાન આપ્યું તેમજ કાંઇક આપ સૌ સમક્ષ રજૂ કર્યું તે શાંતિથી સાંભળ્યા બદલ આભાર માનું છું.

અને મહેનતથી આ પ્રચાર કાર્ય ઉપાડી લેવા વિનંતિ કરે છે.

રજૂ કરનાર : ડૉ. મંજુબહેન હડકર
અનુમોદન : શ્રી. હેમલતા દેસાઇ

ઠરાવ ૮—પૂર્વ બંગાળમાંથી કેટલાક ભાગોમાં જે અમાનુષી અત્યાચારો થયા છે તે માનવજાતને કલંકરુપ અને શરમજનક છે. નિર્દોષ બાળકોની કતલ અને સ્ત્રીઓની મર્યાદાભંગના કૃત્યોને જગતભરની તમામ સંસ્કૃતિને શરમાવનાર છે. તેને આજની બેઠક વખોડી કાઢે છે.

ઉપરના બનાવોના જવાબમાં બિહારમાં થયેલાં રમખાણોને પણ આ સભા વખોડી કાઢે છે.

આ બનાવો અંગે સીધો કે આડકતરો સંબંધ ધરાવનાર વર્ગને સખત નસ્યત થવી જોઇએ, એવી મધ્યસ્થ સરકાર પાસે માંગણી કરે છે.

આ પરિષદ આ અવિચારોના ભોગ બનેલાં તરફ સંપૂર્ણ સહાનુભુતિ પાઠવે છે, અને સમાજ તેમને અપનાવી લે એવું માને છે.

આ બનાવો ભવિષ્યમાં થતા અટકાવવા માટે આ પરિષદ કોમી ઐક્યતા વધારવા બાળકો ને યુવાનોમાં પ્રચાર કરવા પ્રજાને વિનંતિ કરે છે.

રજૂ કરનાર : શ્રી. વિદ્યાબહેન ઠક્કર
અનુમોદન : શ્રી. ચોરાચિસ્તી જીનવાળા

ઠરાવ ૯—કાપડની તંગીને પહોંચી વળવા માટે આજની પરિષદ ભલામણ કરે છે કે જેમની પાસે તાત્કાલિક જરૂરિયાત પુરતું કાપડ હોય તેમણે પોતાનું કાપડ છોડી દેવું અને એ રીતે તંગીને પહોંચી વળવામાં મદદરૂપ થવું.

કલકત્તાની સ્થાયી સમિતિના ઠરાવને આજની સભા આવકારે છે અને તેને સંપૂર્ણ ટેકો આપે છે.

આ ઉપરાંત સરકારને કાપડનું ઉત્પન્ન વધારવા અને પૂરતું કાપડ પ્રજાને મળી રહે એવા પ્રયત્ન કરવા વિનંતિ કરે છે.

રજૂ કરનાર : શ્રી. હેમલતા દેસાઇ
અનુમોદન : શ્રી. કુમુદબહેન ઠાકોર

ઠરાવ ૧૦—મુંબઇ શહેર માટે જે યોજના સરકારે દૂધના વપરાશ માટે સ્વિકારી છે, એ યોજના બીજા શહેરોમાં અમલમાં મૂકવા માટે આજની પરિષદ સરકારને વિનંતિ કરે છે.

રજૂ કરનાર : શ્રી. ચોરાચિસ્તી જીનવાળા
અનુમોદન : શ્રી. નંદનગૌરી ચોકસી

ઠરાવ ૧૧—અત્યારની દેશની પરિસ્થિતિ જોતાં આ પરિષદ સરકારને અને સ્ત્રી સંસ્થાઓને સ્ત્રીઓની સ્વરક્ષણની તાલીમ દેશભરમાં આપવા વિનંતિ કરે છે. અસલ સ્ત્રીઓને હથિયાર વાપરવાની તાલીમ આપવામાં આવતી હતી. તેઓ વખત આવે લડત અને સ્વરક્ષણ માટે તેનાથી લડતી. સ્વરક્ષણની તાલીમ એટલે એકલાં હથિયાર વાપરવાની કે લાઠી ફેરવવાનું જ નહીં પણ તેની સાથે માનસિક તાલીમ પણ આપવી જોઇએ. તેમનું મનોબળ કેળવવું જોઇએ. આ કાર્ય સ્ત્રી સંસ્થાઓએ હાથ ધરવું જોઇએ.

રજૂ કરનાર : શ્રી. પુષ્પાબહેન દેસાઇ
અનુમોદન : શ્રી. ચારૂમતિ યોધ

ઠરાવ ૧૨—હરિજનોની હાડમારી નિવારવા શ્રી. તપારોના બીલને આજની પરિષદ આવકાર આપે છે અને સંપૂર્ણ ટેકો આપે છે.

રજૂ કરનાર : શ્રી. પુષ્પાબહેન મહેતા
અનુમોદન : શ્રી. સવિતાબહેન સરૈયા

ઠરાવ ૧૩—અખિલ હિન્દ મહિલા પરિષદે પસાર કરેલા મેમોરેન્ડમ—ખરડાના ઢાંચાને આ પરિષદ ટેકો આપે છે અને 'ઢાંચું' મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકાર સ્વિકારે એવી આશા રાખે છે.

રજૂ કરનાર : શ્રી. હેમલતા દેસાઇ
અનુમોદન : શ્રી. પદ્મા મહેતા

ઠરાવ ૧૪—ગુજરાતમાં અને હિન્દના કેટલાક ભાગમાં કન્યાવિક્રય અને વરવિક્રયની પ્રથા પ્રચલિત છે. કેટલીક જ્ઞાતિઓમાં વરવિક્રયની પ્રથા એટલી દુઃખદ રીતે પ્રવર્તે છે કે કન્યાઓ માટે યોગ્ય પતિ મેળવતાં માતાપિતાને પાયમાલ થવું પડે છે. તેથી આ પરિષદ માને છે કે

(ક) પરિષદ, સ્ત્રી સંસ્થાઓ, કાર્યકરો તેમજ રાષ્ટ્રિય સરકારે આ માટે પ્રચાર કરવો અને આ પ્રથા વહેલી તકે નાબૂદ થાય એ માટે પ્રયત્ન કરવા.

(ખ) જે જે જ્ઞાતિઓમાં વરવિક્રય અને કન્યાવિક્રય હોય તેને જ્ઞાતિની સ્ત્રીઓને અને કન્યાઓને આ પ્રથા સામે થવા સમજાવવાં અને આવાં લગ્નોનો સામાજિક બહિષ્કાર કરવો.

આ ઉપરાંત વલસાડને મેટ્રીકનું સેન્ટર બનાવવા બાબત અને સ્થાનિક સુધરાઇના ગેરવર્તન અંગે ઠરાવ કરવામાં આવ્યા હતા.

## શ્રીમતિ સયાણીનું પ્રવચન

— પૃ. ૧૧૪નું ચાલુ —

કાપી રહ્યા છે. કેટલી ય નિર્દોષ સ્ત્રીઓ તથા બાળકોના જાન લેવાય છે અને બળાત્કારો થાય છે. બે ભાઇઓનાં રાહ જુદા હોય તો તેથી શું એક બીજાને મારી નાંખવા જોઇએ? આપણે એક જ દેશમાં રહેવાનાં છીએ અને ભાઇ તરીકે જ રહેવાનું છે. માટે એકતા સાધવી જ જોઇએ. ખાસ કરીને આ કાર્ય પણ સ્ત્રીઓ વધારે સારી રીતે કરી શકે એમ છે. શું ધર્મ બદલાય છે તેથી બધું જ પલટાઇ જાય છે? મારા વડવાઓ મુસલમાન હતા. પણ મારું લોહી તો હિન્દુસ્તાનીનું રહ્યું છે. અમે પ્રથમ હિન્દી છીએ તેવું જ કહેવું યોગ્ય છે. એટલું હજુ આશાસ્પદ હકીકત છે કે સ્ત્રીઓમાં આ માટે બહુ મતમતાંતર નથી. તેનો એક જ દાખલો આપું. જ્યારે ઇંગ્લાંડમાં પરિષદ ભરાઇ હતી ત્યારે હિન્દી સ્ત્રીઓ પોતાના સ્ત્રી તરીકેના હક્ક રજુ કરવા ઇંગ્લાંડ ગઇ. ત્રણે જુદી કોમની હતી. પરંતુ જ્યારે તેમને પૂછવામાં આવ્યું કે તમે કોણ છો ત્યારે તેમણે જવાબ આપ્યો હતો કે અમે હિન્દી છીએ. આ સાંભળી ગોરાઓ જેઓ હિન્દુ મુસ્લિમનો ભેદ આ સ્ત્રીઓમાં પડાવવા માગતા હતા તે ન ફાવી શક્યા. બહેનો જાગૃત થાઓ અને આ કાર્ય હાથ ધરો, આપણા નિર્દોષ ભાઇઓ તથા સંતાનો અને બહેનોને આ દુઃખમાંથી બચાવો, જેથી આપણે આપણી આઝાદી વહેલી મેળવી શકીએ. અને હિન્દની દુઃખ નિવારી તેને સમૃદ્ધિ અને ઉન્નતિને પંથે લઇ જઇએ.

અત્યારે આપણને માલમ પડે છે કે સ્વરક્ષણની તાલીમની ઘણી જરૂર છે. આ તાલીમ પ્રથમથી જ અપાઇ હોત તો સ્ત્રીઓને અત્યારે જે સહન કરવું પડે છે. તેવું કરવું ન પડત. તીર કામઠાં, ભાલા, તલવાર, લાઠી વગેરેની જે તાલીમ અપાતી હતી તેનાથી સ્ત્રીઓ સ્વરક્ષણ કરતી હતી. અને યુદ્ધમાં પણ ઉતરીને દેશને ઉગારતી હતી.

અંતમાં મને 'આ પરિષદનું' પ્રમુખ સ્થાન આપ્યું તેમજ કાંઇક આપ સૌ સમક્ષ રજૂ કર્યું, તે શાંતિથી સાંભળવા બદલ આભાર માનું છું.

વલસાડમાં ભરાયલી ગુજરાત પ્રાંતિક પરિષદના

# અધિવેશનનો હેવાલ

લેખિકા : કુ. પુષ્પા દેસાઇ,
સહમંત્રી, અખિલ હિંદ મહિલા પરિષદ-સુરત શાખા.

ગુજરાત પ્રાંતિક પરિષદની બેઠક તા. ૬-૧૧-૪૬ ને દિવસે વલસાડ મુકામે રાખવામાં આવી હતી. તેનું પ્રમુખસ્થાન અ. હિં. મ. પ. ના જનરલ સેક્રેટરી મીસીસ કુલસુમબ્હેન સયાણીએ લીધું હતુ.

પરિષદનું ઉદ્દ્ઘાટન તા. ૬-૧૧-૪૬ ને રોજ સાંજના ચાર વાગે સ્વાગત પ્રમુખ શ્રી. કુસુમબ્હેન પોળાભાઈના ભાષણથી થયું હતું. તેમણે હાજર રહેલા તમામનું સ્વાગત કરતાં જણાવ્યું હતું, કે હજી આપણે ઘણા હકો મેળવવાના બાકી છે, માટે એ દિશામાં પ્રગતિ જારી રાખવા આગ્રહ કર્યો હતો તે ઉપરાંત તેમણે સ્ત્રીઓની કેળવણીમાં સુધારણા, તેમજ સ્ત્રીઓ માટે વધુ કોલેજોની જરુરીઆત તેમજ વારસા હકના બ્હેનોનું હિત, તેમજ લગ્ન અંગેની સ્વતંત્રતા વગેરે સંબંધમાં પોતાના વિચારો દર્શાવ્યા હતા.

ત્યારપછી શ્રી. સૂર્યલક્ષ્મીબ્હેને શ્રીમતિ કુલસુમબ્હેન સયાણીને તે દિવસની બેઠકનું પ્રમુખસ્થાન લેવા વિનંતી કરી હતી તેમણે પ્રમુખસ્થાન લીધું હતું અને કુલસુમબેન સયાણીએ હિંદીમાં પ્રવચન પ્રવચન કર્યું હતું. સભામાં વલસાડ, સુરત, ભરૂચને અમદાવાદના પ્રતિનીધિઓએ તેમજ મુલાકાતીઓએ સંખ્યામાં હાજરી આપી હતી.

શ્રીમતિ કુલસુમબ્હેને બોલતાં જણાવ્યું હતું કે લોકોમાં એવી માન્યતા પ્રચલીત છે કે અખિલ હિંદ મહિલા પરિષદ એ ફક્ત ફેશનેબલ સ્ત્રીઓની બનેલી સંસ્થા છે. પરંતુ એ વાત તદ્દન વંજુદ વગરની છે. આ સંસ્થામાં સમાજની ઉપલા તેમજ નીચલા વર્ગની તમામ બ્હેનોને સ્થાન છે. આ સંસ્થામાં ત્રીસ હજાર બ્હેનો સભ્ય છે.

વધુમાં તેમણે કોમી હુલ્લડને સખત શબ્દોમાં વખોડી કાઢયુ હતું, અને એક બીજા પ્રત્યે ભાતૃભાવની તેમજ ભગીની ભાવની ભાવના ફેલાવવા આગ્રહ કર્યો હતો. તેમણે પ્રાશ્ચત્ય રંગોને છોડી ભારતની ખરી સંસ્કૃતી અપનાવવાની આગ્રહ ભરી વિનંતી કરી હતી.

ત્યારબાદ તેમણે હિન્દની અનાજ અંગેની પરિસ્થીતી કેટલી બધી કરોકટી ભરલી છે, તેનો ખ્યાલ આપ્યો હતો, 'અન્ન બચાવો' ની લડત ઉપાડી લેવાં આગ્રહ કર્યો હતો. આ દિશામાં ભરૂચની બ્હેનોએ કરેલી પ્રગતિની પ્રસંસા કરી હતી.

સભામાં હંસાબ્હેન મહેતાનો પરિષદને સફળતા ઇચ્છતો સંદેશો વાંચી સાંભળાવ્યો હતો, અને સભાનું કામકાજ ખતમ થયું હતુ તેજ રાત્રે બધા પ્રતિનીધી બ્હેનોની વિષય વિચારીણી બેઠક મળી હતી. તા. ૭-૧૧-૪૬ ને બપોરે બે વાગે સ્ત્રીઓને સ્પર્શતા જુદા જુદા ઠરાવો રજુ થયા હતા, સભામાં લગભગ ૪૦ પ્રતિનીધીઓ અને મુલાકાતીઓ તેમજ વલસાડની બ્હેનોએ હાજરી આપી હતી. સ્ત્રી ઉન્નતીને સ્પર્શતા તેર ઠરાવો પસાર થયા હતા.

તેમાં કવિ સમ્રાટ નાનાલાલ કવિ તેમજ પ્રખર વિદ્વાન તેમજ મુત્સદી મનુભાઇ મહેતાને અંજલિ આપવામાં આવી હતી.

ત્યારપછી શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડીત તેમજ વચગાળાની સરકારને અભિનંદન આપતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. દક્ષિણ આફ્રીકામાં વસતા હિંદીઓને યોગ્ય સ્થાન અને ન્યાય મળવો જોઇએ અને તેઓ દરેક હક્ક ભોગવે, એવી માંગણી કરતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ અસમાન લગ્ન, તેમજ એક પત્નિત્વ બીલ લાવનાર શ્રીમતિ લીલાવતી મુન્શી અને શ્રીયુત મોરારજીભાઇને અભિનંદન આપતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. આ ઠરાવ પર ઠીક ચર્ચા થઈ હતી. અને ઘણા બ્હેનો આ ઠરાવ પર બોલ્યા હતાં. આ ઠરાવ દ્વારા સમાજનો સડો નાબુદ કરવા વિનંતિ કરી હતી.

અનાજને લગતો એક ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો, અને અનાજની વ્હેંચણીમાં જે ત્રુટિઓ છે, ને એને લઇને જે બગાડ થાય છે, તે અટકાવવા વિષે યોગ્ય ચર્ચાઓ થઇ હતી. દરેક શાખા તરફથી અનાજ બચાવ અંગે પ્રવૃત્તિ શરૂ થવી જોઇએ.

એ પછી વચગાળાની સરકારમાં એક પણ સ્ત્રીને સ્થાન નથી મળ્યું તે મળવું જોઇએ, એ ઠરાવ પર સુધારો આવતાં ખુલાસો થયો હતો, કે જેમ સ્ત્રીની અલગ બેઠક જેમ હરીજનને મળે છે, તેમ નહિ, પણ સ્ત્રીને સ્ત્રી તરીકે નહિ, પણ લાયકાતના ધોરણે સમોવડી બેઠક મળવી જોઇએ. આને માટે સ્ત્રીઓની લાયકાતના દાખલા રજુ થયા હતા ને આ ઠરાવ પર પુષ્કળ વાદ-વિવાદ ને ચર્ચા થઇ હતી. પછી સુધારા સાથે આ ઠરાવ પસાર થયો હતો.

ત્યારબાદ કાપડને લગતો ઠરાવ રજુ થયો હતો. કાપડની જે અસમાન વ્હેંચણી થાય છે તેમાં જનતાને ઘણી બધી મુશ્કેલી નડે છે તે વિષે ચર્ચા થઇ હતી. કાઠીયાવાડના કેટલાક ગામોમાં એક કાર્ડ પર ત્રણ વાર કાપડ મળે છે તે ત્રણે રંગના ત્રણ ટુકડા મળે છે. આથી સ્ત્રીઓની સાડી ને પુરૂષોની ધોતીમાં ઘણી મુશ્કેલી નડે છે. કાપડનો ક્વોટા વધારવો જોઇએ કે જેથી મધ્યમ વર્ગના તેમજ ગરીબ વર્ગના લોકોને પડતી મુશ્કેલી દૂર થાય, અને જે લોકો પાસે એકાદ વર્ષ ચાલે એટલું કાપડ છે. તેમણે સ્વેચ્છાએ પોતાનું રેશન જતું કરી બીજાને સમવડ કરી આપવી જોઇએ એવો પ્રચાર થવો જોઇએ. એમ નક્કી થયું હતું.

શ્રી. તાપસેનો જે હરીજનને લગતો ઠરાવ છે, કે તેઓનો સામાજિક દરજ્જો સુધારવો જોઇએ. તેમજ તેમને દરેક ઠેકાણે પ્રવેશવાની છૂટ મળવી જોઇએ. તે ઠરાવનો ટેકો આપતો ઠરાવ રજુ થયો હતો, ને અસ્પૃશ્યતા નિવારણ વિષે ચર્ચા થઇ હતી. હરીજનોને સારા સંસ્કાર અને કેળવણી આપવા વિષે ચર્ચા થઇ હતી.

ત્યારપછી સ્વરક્ષણની તાલીમ પર ઠરાવ રજુ થયો હતો, સ્ત્રી જ્યારે પુરૂષની સમોવડી થવા માંગે છે. ત્યારે પોતાનું જાતિય રક્ષણ પોતાની મેળે કરવાને સમર્થ થાય એવી તાલીમ અપાવવી જોઇએ, અને આ જાતની તાલીમ માટે આપણી સરકાર પાસે વધુ કેન્દ્રો ખોલાવવા જોઇએ, આપણા દેશમાં પુરતી તાલીમ પામેલી વિરાંગનાઓના દાખલા ( ઝાંસીની રાણી, અહલ્યાબાઇ ) આપવામાં આવ્યા હતા. આ ઠરાવ પણ સારા ટેકા સહિત પસાર થયો હતો.

ત્યારબાદ સ્ત્રીઓના હક્ક વિષે ઠરાવ રજુ થયો હતો. સ્ત્રીઓને રાજકીય તેમજ સામાજીક ક્ષેત્રમાં પુરૂષના જેટલો જ હક્ક મળવો જોઇએ, કોઇ પણ જાતનો ભેદભાવ રાખવો જોઇએ નહિ. એ ઠરાવ પસાર થયો હતો.

---

# અખિલ હિંદ મહિલા પરિષદની ત્રીજી ગુજરાત પ્રાંતિક પરિષદનાં સંભારણાં

શ્રી. હેમલતા દેસાઇ,
મંત્રી, અ. હિં. મ. પરિષદ
ભરૂચ શાખા

તા. ૬ નવેમ્બર ૧૯૪૬ ના રોજ સાંજના ચાર વાગે વલસાડમાં પાઠશાળાના મકાનમાં અખિલ હિંદ મહિલા પરિષદનું ત્રીજું વાર્ષિક અધિવેશન ભરાયું હતું. અમદાવાદથી ૩ ભરૂચથી ૫ સુરતથી ૮ અને વલસાડનાં ૮ પ્રતિનિધિઓએ હાજરી આપી હતી, સ્થાનિક પ્રેક્ષકો ઉપરાંત સૂરત વગેરે સ્થળોએથી પ્રેક્ષકોની હાજરી પણ ઠીક પ્રમાણમાં માલમ પડતી હતી.

વલસાડ શાખાનાં પ્રમુખ શ્રીમતિ સૂર્ય-લક્ષ્મીબ્હેને અખિલ હિંદ મહિલા પરિષદનાં સામાન્ય મંત્રી શ્રીમતિ કુલસુમ સયાણીનું નામ આ અધિવેશનના પ્રમુખપદ માટે રજૂ કર્યું હતું. મંત્રી શ્રીમતિ વિમળાબ્હેને દરખાસ્તને ટેકો આપ્યો હતો. ભરૂચ શાખાના પ્રમુખ ડૉ. મંજુબ્હેન હડકરે શ્રીમતિ કુલસુમ સયાણીનો સુંદર ભાષામાં પરિચય આપ્યો હતો.

પ્રમુખસ્થાન લેતાં શ્રીમતિ સયાણીએ વલસાડ શાખાનો અને બધા પ્રતિનિધિઓનો આભાર માન્યો હતો.

ત્યારબાદ સ્વાગત સમિતિનાં પ્રમુખ ડા. કુસુમબ્હેને બધાંને આવકાર આપતાં જણાવ્યું હતું કે અમારી શાખાને સ્થપાયે હજું અઢી વર્ષ થયાં છે. તેટલામાં જ ગુજરાત પ્રાંતની પરિષદ ભરવાની અમારી શાખાને જે તક આપવામાં આવી છે તે બદલ સ્વાગત સમિતિ અને અત્રેની શાખા સર્વનો આભાર માને છે. સર્વનું હાર્દિક સ્વાગત કરતાં મને આનંદ થાય છે.

સ્વાગત પ્રમુખશ્રીના ભાષણ બાદ નાની બાળાઓએ સ્વાગત ગીતથી મહેમાનોનું સ્વાગત કર્યું હતું.

પરિષદનું કામકાજ જુદી જુદી શાખાઓના અહેવાલોની રજુઆતથી શરૂ થયું હતું. વલસાડનો અહેવાલ ત્યાંના મંત્રી શ્રીમતિ વિમળાબ્હેને, ભરૂચનો મ્હેં, સુરતનો શ્રીમતિ મંદાકિનીબ્હેન મુન્સફે અને અમદાવાદનો શ્રીમતિ પુષ્પાબ્હેન મહેતાએ રજૂ કર્યો હતો.

ત્યારબાદ પ્રમુખસ્થાનેથી શ્રીમતિ સયાણીએ પ્રવચન કર્યું હતું.

વલસાડના બે સ્થાનિક કાર્યકર ભાઇઓએ પોતાના આંગણામાં આ પ્રસંગ થયો બદલ સૌનો આભાર માન્યો હતો અને જણાવ્યું હતું કે આપની આ સંસ્થા દ્વારા આવું સુંદર મૂગું કાર્ય ચાલે છે તે જાણી અમને આનંદ થયો છે. અમને પુરૂષોને તો દુનિયાના રાજકરણમાં શું બની રહ્યું છે તે જોવા જાણવાની આદત પણ હોય છે. એટલે અમે બીજું જાણવાની ઓછી તસ્દી લઇએ છીએ. સ્ત્રીઓએ સાબિત કરી આપ્યું છે કે અમે પણ બહારનાં કાર્યો કરી શકીએ છીએ, ખભેખભા મિલાવી સાથે કૂચ કરી શકીએ છીએ. જો પુરૂષો સ્ત્રીઓને તક આપે આપે તથા મદદ કરી આપે તો દુનિયાના બધા જ કલહ આપોઆપ દૂર થઇ શકે તેમ છે અને તે નિવારવાનું સાચો ઉપાય તો હમણાં જ પ્રમુખ સાહેબે કહ્યું તેમ કેળવણી છે.

ત્યારબાદ વંદેમાતરમ ગવાયા બાદ બીજા દિવસ પર મુલતવી રહી હતી.

અધિવેશનનો બીજો દિવસ તા. ૭-૧૧-૪૬ ના રોજ સાંજના ૪ કલાકે અખિલ હિન્દ મહિલા પરિષદની બેઠકનું બીજા દિવસનું કામ શરૂ થયું હતું.

લગભગ ૧૬ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

ઠરાવ નં. ૩ ઉપર મ્હેં જણાવ્યું હતું કે આજે આપની આગળ આ ઠરાવ શા માટે મુકવામાં આવ્યો છે તે જાણવું જરૂરી છે. આફ્રિકાના અંધકારમય ખંડની આબોહવા રહેવા માટે અનુકૂળ નહોતી, અને જ્યારે કોઇ ત્યાં રહેતું નહોતું તેવે વખતે આપણા હિન્દીઓએ ત્યાં વસવાટ કરી તે ખંડને રહેવા લાયક બનાવ્યો. વેપાર વધાર્યો. હવે તેના બદલામાં શાહીવાદી અને રંગભેદવાળા ગોરાઓએ હિન્દીઓ વિરુદ્ધ કાળા કાયદા કરવા માંડયા. શહેરી તરીકેના તેમને હક આપવાની ના પાડવામાં આવે છે. તેમને અમુક નોકરીની જગાઓ ન મળી શકે. તેમને અલગ નિશાળોમાં જ ભણવું પડે, રહેવાની જગા પણ જુદી જ; અને મિલ્કત પણ ન વસાવી શકે. મતલબ કે તેમને અછૂત જેવી સ્થિતિ અનેક કાયદાઓથી કરી મૂકવામાં આવી છે. આવી અપમાનજનક સ્થિતિ સુધારવા ત્યાંના આપણા દેશના હિંદીઓએ પોતાના હકો તથા શહેરીને મળતા કુદરતી અને ન્યાયી હકો મેળવવા માટે સત્યાગ્રહ શરૂ કર્યો છે. આ સત્યાગ્રહમાં અનેક બહેનોએ આગળ પડતો ભાગ ભજવ્યો છે. સત્યાગ્રહનું જન્મસ્થાન આફ્રિકા છે. તે આપણે સર્વ જાણીએ છીએ.

આપણા હિન્દીઓનો આ કેસ સંયુક્ત પ્રજાની સંસ્થા ( U. N. O. ) સમક્ષ રજુ કરવા માટે શ્રીમતિ વિજયાલક્ષ્મીની આગેવાની નીચે એક પ્રતિનિધિ મંડળ વચગાળાની સરકારે મોકલ્યું છે. શ્રીમતિ વિજયાલક્ષ્મી પંડિતે હિન્દનો કેસ દુનિયાના તમામ દેશનું ધ્યાન ખેંચે એવી કાબેલીયતથી રજુ કર્યો છે અને તેમ કરી તેમણે આપણું અને હિન્દનું ગૌરવ વધાર્યું છે. આ માટે તેમને અને તેમના સાથીઓને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આફ્રિકા આપણાથી આઘો દેશ નથી. કોંગ્રેસ અને પંડિત જવાહરલાલજીએ આ લડતને નૈતિક ટેકો આપ્યો છે. આ લડતને ટેકો આપવાની આપણી પણ ફરજ છે.

ખાસ ગૌરવની વાત તો એ છે કે સ્ત્રીઓ પણ પોતાને તક મળતાં પુરવાર કરી આપે છે તેઓ પણ કોઇ રીતે સોંપેલી જવાબદારી પાર પાડવામાં પાછી પડતી નથી.

ઉપરના ઠરાવને શ્રીમતિ પુષ્પાબહેન દેસાઇએ ટેકો આપ્યો હતો અને જણાવ્યું હતું કે એક સ્ત્રીની આગેવાની નીચેના આ પ્રતિનિધિ મંડળ જેણે આટલું બધું સારું કામ કર્યું છે તેને આપ સર્વ હાર્દિક ટેકો આપશો.

આ ઠરાવને વધુ અનુમોદન આપતાં ભરૂચનાં કુ. પોરોચિસ્ત જીનવાળાએ જણાવ્યું હતું કે ગોરી પ્રજા એમ માને છે કે અમે રંગીન પ્રજા પર રાજ્ય કરવા સર્જાયા છીએ. પણ હવે તે દિવસો ગયા છે એમ તેમણે સમજવું જોઇએ અને દરેક પારકા દેશમાંથી જાકારો સંભળાવવામાં આવે છે.

ઠરાવ નં. ૫ ઉપર શ્રીમતિ મનહરબ્હેને બોલતાં જણાવ્યું હતું કે કજોડા વિરોના બીલથી સમાજને ઘણો ફાયદો થશે. શારદા બીલ પસાર થયા પછી બાળલગ્નોમાં ઘટાડો થયો છે. કાયદો સમાજનો સડો દૂર કરવામાં સારો ફાળો આપી શકે છે. પણ તેનો ફાયદો આપણે ઉઠાવવો જોઇએ, અને પ્રજામત જાગૃત રાખવો

જોઇએ, નહિ તો કાયદો પોથી પર પડી રહે છે. એક પર બીજી કરવાનો પવન હાલમાં ઘણો વધી ગયો હતો. એ વિષે કાયદો થયો છે તે ખુશ થવા જેવું છે. આવીજ રીતે વરવિક્રય અને કન્યાવિક્રય માટે કાયદા કરવાની જરૂર છે.

આ ઠરાવને શ્રીમતિ લીલાવતીબહેન જાદવ તથા શ્રીમતિ પુષ્પાબહેન મહેતાએ અનુમોદન આપતાં જણાવ્યું હતું કે મોટી ઉમરના તફાવતવાળાં લગ્નોથી અને એક પર બીજી કરવાની રીતથી સમાજની અવંનતિ થાય છે તેથી આવા કાયદાઓને આપણે ઉત્સાહથી વધાવી લેવા જોઇએ.

ઠરાવ નં. ૬ ઉપર વચમાળાની સરકારમાં સ્ત્રીઓને પણ એક બેઠક મળવી જોઇએ એવો એક ઠરાવ શ્રીમતિ સુશીલાબહેન વ્યાસે રજુ કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે આ સરકારમાં સ્ત્રીઓને એક પણ બેઠક મળી નથી. તે ઘણું ગેરવ્યાજબી કહેવાય. સ્ત્રી પોતાના સવાલો સારી રીતે સમજી શકે છે. તે લઇ લેવાવીજ જોઇએ.

આ ઠરાવને ટેકો આપતાં શ્રીમતિ મીઠાંબહેન કોન્ટ્રાકટરે સ્ત્રીઓની મુશ્કેલીઓ સ્ત્રીઓજ સારી રીતે સમજી શકે અને તેથી તેમનું પ્રતિનિધિત્વ હોવુંજ જોઇએ.

આ ઠરાવ ઉપર બોલતાં મ્હેં જણાવ્યું હતું કે જ્યારે વચમાળાની સરકાર રચવાની હતી ત્યારે એક અખબારી પ્રતિનિધિએ શ્રીમતિ સરોજિનીદેવીને પુછ્યું હતું કે આ સરકારમાં સ્ત્રીઓને સ્થાન મળવું જોઇએ કે કેમ ? આ પ્રશ્નનો તેમણે જવાબ આપ્યો હતો કે અમે સ્ત્રી તરીકેના અધિકારનો જોવા માગતાં નથી. અમે સમાનતાને માનનારાં છીએ. અમે સ્ત્રી છીએ માટે અમને સ્થાન આપો એમ કહેવું ગૌરવભર્યું નથી.

મ્હારી ઉપરની દલીલને શ્રીમતિ પુષ્પાબહેન મહેતાએ અનુમોદન આપ્યું હતું અને નીચેનો સુધારો મુકયો હતો.

સુધારો-મધ્યસ્થ સરકારમાં સ્ત્રીઓને પ્રતિનિધિત્વ યોગ્યતાના ધોરણે મળે એવું આજની પરિષદ માને છે પણ સ્ત્રીઓની અલગ બેઠક હોય એવી નીતિ આ પરિષદ સ્વિકારતી નથી.

આ સુધારાને શ્રીમતિ સૂર્યલક્ષ્મી ધરમદાસ ટેકો આપ્યો હતો.

સુધારો સ્વીકારવામાં આવ્યો હતો અને તે અસલ દરખાસ્ત તરીકે પસાર થયો હતો.

ઠરાવ નં. ૭ ડૉ. ગંગુબહેને મૂકતાં જણાવ્યું હતું કે ભરૂચની અમારી શાખાએ સ્વેચ્છાએ અનાજ બચાવવાની ચળવળ એક મહિનાથી શરૂ કરી છે. પરિણામે અમે ૧૪ હજાર રતલ જેટલું અનાજ છોડાવી શકયા છીએ. અને વધુ છોડાવીશું તેવી આશા રાખીએ છીએ. આ કાર્ય બીજી શાખાઓ ઉપાડે એ ઇચ્છવાજોગ છે.

આ ઠરાવનું વધારે સ્પષ્ટીકરણ કરતાં મ્હેં જણાવ્યું હતું કે રખે કોઇ એમ માને કે આ પ્રવૃત્તિમાં પૈસા તમારે આપવાના છે. આ તો તમે જે અનાજ બચાવી શકો એમ છો તે અંગે એક ફોર્મ ભરી આપવાનું છે. જેથી એ બચેલું અનાજ બીજા અછતવાળા ભાગમાં મોકલાવી શકાય. મુંબઇમાં ૧૫ હજાર કાર્ડ દરેક લોક એક જણ ત્રણ માસ માટે અનાજ છોડે તો પાંચ હજાર માણસને આપણે ત્રણ મહીના માટે ભૂખમરાના મોંમાં પડતા બચાવી શકીએ. આ હિસાબે ગામે ગામ આ પ્રમાણે થાય તો આખા હિન્દને ભૂખમરામાંથી બચાવી શકીએ. આ ઉપરાંત દેશની અનાજ વિષેની પરિસ્થિતિ જોતાં બહેનોએ આમડે આખડે ત્યાં લેણુંનોને વધારાનું અનાજ

સરકારને વેચવા વિનંતિ કરવામાં આવે તો ય આફત હળવી બનાવી શકીએ.

શ્રીમતિ સુશીલાબહેને સમર્થનમાં બોલતાં જણાવ્યું હતું કે આ તો પુણ્યનું કાર્ય છે. બધી બહેનો આ પ્રવૃત્તિને વેગ આપશે.

આ ઠરાવ ઉપર શ્રીમતિ મનહરબહેન પણ બોલ્યાં હતાં.

ઠરાવ નં. ૮ ને શ્રી. પેરોચિસ્તી જીનવાળાએ ટેકો આપતા જણાવ્યું હતું કે આ ઠામઠામનાં દુષ્કાળ હિન્દમાં દોઢસો વર્ષના અંગ્રેજી રાજ્યના સીધા પરિણામ રૂપ છે. આવાં કૃત્યો માટે વિરુદ્ધ પ્રચંડ આંદોલન શરૂ કરવું જોઈએ કે જેથી ભવિષ્યમાં આવું ન બને.

ઠરાવ નં. ૯ મૂકતાં મેં જણાવ્યું હતું કે આપણે ત્યાં દર વર્ષે એક ટકો એટલે લગભગ એક કરોડની વસ્તી વધે છે. જ્યારે અનાજ તે પ્રમાણે પેદા થતું નથી. અને તેને કારણે પ્રદેશમાં વધારાનું નહોતું. અનાજ પહેલાં પણ પરદેશથી આવતું હતું. પણ તે લડાઈ દરમિયાન આવતું ઓછું થવાથી અનાજની તંગી પડી અને તેને કારણે કપાસનું વાવેતર કમી કરી અનાજ ઉગાડવા માટે ફરજિયાત રીતે ખેડુતને કહેવામાં આવ્યું. પરિણામે રૂની પેદાશ ઓછી થઈ ગઈ અને કાપડનું ઉત્પાદન પણ ઘટ્યું. જીવનનું કાપડ બધાને સરખી રીતે મળી રહે તે માટે સરકારે માપબંધી દાખલ કરી છે. ખેરસારી કવોટા સિવાયના કાપડની માપમાં, હાથશાળ અને પાવરશાળનું કાપડ લોકોને મળી શકે છે.

જે બહેનો પાસે કાપડ હોય તે સ્વેચ્છાથી પોતાનો હિસ્સો જતો કરે તો પ્રશ્ન હળવો બને અને જરૂરિયાતવાળી બહેનોને કાપડ વધુ મળી શકે.

શ્રીમતિ પુષ્પાબહેન મહેતાએ આ ઠરાવ પર બોલતાં જણાવ્યું હતું કે અહીં તો આટલું પણ કાપડ મળે છે જ્યારે કાઠિયાવાડમાં એક અને અડધો વાર અને તે પણ જુદા જુદા રંગનું મળે છે. ત્યાંની સ્થિતિ દયાજનક છે. સરકારે ઉત્પાદન વધારવું જોઈએ.

ભરૂચનાં પ્રતિનિધિ શ્રીમતિ કુમુદબહેન ઠાકોરે ઠરાવને ટેકો આપતાં જણાવ્યું હતું કે જે વાત કહેવામાં આવી છે તે વ્યાજબી જ છે. કાપડની માપબંધી નથી. પણ સમાન વહેંચણી છે.

ઠરાવ નં. ૧૧ ને અમદાવાદ શાખાનાં મંત્રી શ્રીમતિ સારમતી ચોધે તેને ટેકો આપ્યો હતો. શ્રીમતિ પુષ્પાબહેન મહેતા અને શ્રીમતિ સુશીલાબહેને સ્વરક્ષણની તાલીમ પર ભાર મૂક્યો હતો. હાલમાં પુરુષો પોતાનું રક્ષણ કરવા અસમર્થ છે. તે સ્ત્રીનું રક્ષણ ક્યાંથી કરવાના છે! માટે સ્ત્રીઓને દરેક તરહની તાલીમ આપવી જોઈએ.

ઠરાવ નં. ૧૨ ઉપર શ્રીમતિ પુષ્પાબહેન મહેતાએ બોલતા જણાવ્યું હતું કે હરિજનો અને સ્ત્રીઓની સ્થિતિ સરખી છે. આપણે ઠરાવ કરી બેસી ન રહેતાં તેનો અમલ કરવો જોઈએ.

શ્રીમતિ સવિતાબહેન સરૈયાએ આ ઠરાવને ટેકો આપ્યો હતો.

ઠરાવ નં. ૧૪ ઉપર વલસાડનાં એક વૃદ્ધ બહેન શ્રીમતિ પાર્વતીબહેન ગોળવાળા આ ખરાબ રિવાજો ઉપર ખુબ સારું બોલ્યાં હતાં.

તેમણે જણાવ્યું હતું કે આ રિવાજ માબાપોને ખુબ ભારે પડે એવા છે. આ રિવાજોને લીધે પછી બહેનોને આપઘાત કરવા પડે છે. આ કુરિવાજો કાઢવા માટે કાયદાઓ કરવા જોઈએ.

વલસાડ શાખાના પ્રમુખ અને સ્વાગત

પ્રમુખ શ્રીમતિ સૂર્યલક્ષ્મીબ્હેને સર્વનો આભાર માન્યો હતો અને કાંઈપણ ત્રુટીઓ માલમ પડી હોય તો તે બદલ ક્ષમા માગી હતી.

ભરૂચ શાખા તરફથી વલસાડ શાખાનો આભાર માનતાં મ્હેં જણાવ્યું હતું કે વલસાડમાં આવવા માટે આમંત્રણ આપ્યું તે બદલ વલસાડ શાખાનો આભાર માનવાની આ તક લઉં છું. શ્રીમતિ સૂર્યલક્ષ્મીબહેને ત્રુટીઓ માટે ઉલ્લેખ કરી ક્ષમા માગના કરી છે તે એમની યાજમાન તરીકેની ઉદારતા છે. એમને એવી ત્રુટીઓ લાગી નથી. અને કદાચ ત્રુટીઓ હોય તોય આ પરિષદમાં જોડાવું તેનો અર્થજ એમ છે કે આમ જનતામાં જવું અને કાર્ય કરવું. આમ જનતામાં કામ કરવા જતાં મુશીબતો પણ આવે. મુશીબતોનો સામનો કરવો. મુશીબતથી જ સાચું જીવન ઘડાય છે. આ ક્ષેત્રમાં કાર્ય કરનારાઓને ત્રુટીઓ લાગવી જ જોઇએ નહિ. હું તો એમ પણ સૂચન કરું કે હવેની પરિષદો ગામડામાં ભરવી જોઇએ. જેથી આપણને ગામડાની સ્ત્રીઓના સવાલોનો અનુભવ પૂર્વકનો ખ્યાલ આવે.

સુરત શાખા તરફથી શ્રીમતિ મનહરબ્હેને કાઝીએ વલસાડ શાખાનો મહેમાનગીરી બદલ આભાર માન્યો હતો અને અમદાવાદ શાખા: તરફથી શ્રીમતિ પુષ્પાબ્હેન મહેતાએ સર્વનો આભાર માન્યો હતો, ત્યારબાદ પરિષદનું કામ પૂરૂં થયું હતું.

---

## કન્યાવિદ્યાલયમાં આત્મરક્ષણ વર્ગ

નોઆખલી તથા પૂર્વ બંગાળના બનાવોનું પુનરાવર્તન દરેક સ્થળે થઇ શકયું—એ પરિસ્થિતિમાં આપણી બેનોને આત્મરક્ષણની તથા પ્રત્યાક્રમણની તાલીમ આપવી જોઇએ. ૧ લી નવેમ્બરથી સંસ્થામાં સુભાષ મીલીટરી એકેડેમીના તત્વાધાનમાં એક સૈનિક વિદ્યાલયની શરૂઆત કરવામાં આવી છે. સત્ર ૧ લી નવેમ્બરથી ૩૦ મી એપ્રીલ સુધી પ્રતિ વર્ષ રહેશે સત્રકી ૩૦૦) રાખવામાં આવી છે. આ વર્ષ ૫૦) બેનોને દાખલ કરવામાં આવશે. દાખલ થનાર બેનોને આર્યકન્યા મહાવિદ્યાલયના છાત્રાલયમાં ત્યાંના નિયમ પ્રમાણે રહેવું પડશે. તેમને પી. ટી. ડ્રીલસ, ઘોડેસ્વારી, બંદુક નિશાન, ધનુષ્ય-બાણ, છરા તલવાર વગેરેનું શિક્ષણ આપવામાં આવશે. આ કાર્યક્રમ માટે અમોને શ્રીયુત જી. એસ. જાધવ જેઓ લશ્કરી શિક્ષણના નીષ્ણાત છે અને ૧૪ વર્ષ પુરા યુરોપમાં રહ્યા છે. તેમનો વ્યવસ્થિત સહકાર મળશે—વ્યાયામ તથા લશ્કરી તાલીમ ઉપરાંત પોલીટીકલ હવાઇ જહાજ વિભાગ તથા આત્મરક્ષણના મોરચાઓ, પ્રત્યાક્રમણના મોરચાઓ સંબંધી શીક્ષણ આપવામાં આવશે. વળી શીક્ષણ લીધા પછી એક બેન પોતે વર્ગનું સંચાલન કરી શકે તેટલી યોગ્યતા કરાવવામાં આવશે—સુભાષ મીલીટરી એકેડેમી માટે અને રૂા. પાંચ લાખ ભેગા થઇ રહ્યા છે. સુભાષબાબુનું સાચું સ્મારક આ પ્રમાણે વિદ્યાલયે શરૂ કર્યું છે. મોટી રકમના દાનદાતાઓ જમાનાને ઓળખી આ તરફ હાથ લંબાવવા કૃપા કરે દાખલ થનાર બેનોએ શાધર દાખલો મેળવી લેવા.

નિવેદીકા
શુશીલા પંડીત,
આચાર્ય, આર્યકન્યા મહાવિદ્યાલય, વડોદરા.

● હિંદુ ધર્મના તારક અને ઉદ્ધારક ●

# ભારતભૂષણની જીવનઝરમર

પંડીત મદનમોહન માલવીયાનો જન્મ માળવાના એક કુળવાન બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. આજથી ૪૦૦ વર્ષો પુર્વે એમના વડવા માળવાથી અલાહાબાદ મુકામે જઈને વસ્યા હતા. એમનાં કુટુંબમાં છેલ્લી કેટલીક પેઢીઓથી સંસ્કૃત વીદ્વાનો જન્મ્યા છે. એમના પીતા પંડીત બ્રજનાથ, એમના સમયના એક ધુરંધર પંડીત હતા. દરભંગા અને બનારસના મહારાજા એમને પોતાના ગુરૂ માનતા.

પંડીત મદનમોહન માલવીયાનો જન્મ અલાહાબાદ મુકામે તા૦ ૨૫ મી ડીસેમ્બર ૧૮૬૧ ને રોજ થયો હતો અને એમનાં જીવનનાં ૪૮ મા વર્ષે એમણે હીંદની રાષ્ટ્રીય કોંગ્રેસનું સુકાન હાથમાં લીધું હતું. એમના જન્મસ્થાન અલાહાબાદ પ્રત્યે એમને અથાગ પ્રેમ હતો.

શરૂઆતમાં બે સંસ્કૃત પાઠશાળાઓમાં એમણે જ્ઞાન લીધા બાદ એઓ અંગ્રેજી સ્કુલમાં આવ્યા હતા અને પછી શાળાની પરીક્ષા પસાર કરીને એઓ મ્યુર સેન્ટ્રલ કોલેજમાં દાખલ થયા હતા. વીદ્યાર્થી જીવન દરમીયાન એમના માનીતા વીષયોમાં ધર્મ અને કેળવણી હતાં અને છેક છેવટની ઘડી સુધી એઓ ધર્મ અને કેળવણી પાછળ મંડયા રહ્યાં હતા. એમણે 'અલાહાબાદ લીટરરી ઇન્સ્ટીટ્યુટ અને 'હીંદુ સમાજ'ની સ્થાપના કરી હતી. વીદ્યાર્થી તરીકે એમની કારકીર્દી ઝળકતી નહોતી છતાં તેઓએ ૧૮૮૪ માં કલકત્તા યુની. બી. એ. ની પદ્વી મેળવી હતી અને સાત વર્ષ પછી એમણે એલ. એલ. બી. ની પદ્વી મેળવી હતી. બી એ થયા પછી એમણે અલાહાબાદની ગવર્નમેન્ટ હાઇસ્કુલમાં એસીસ્ટંટ શીક્ષકની નોકરી સ્વીકારી હતી ત્યારે તેમનો પગાર રૂ ૫૦ થી ૭૫ હતો.

પરંતુ ૧૮૮૭ માં 'હીંદુસ્થાન' પત્રના વ્યવસ્થાપક રાજા રામપાલસીંગની સાથે એમને સંબંધ બંધાયો અને પરિણામે એમણે શીક્ષકની નોકરીને તીલાંજલી આપી એ પત્રના અધીપતી બન્યા. એ પદ પર એઓ ૨ વર્ષ સુધી રહ્યા અને પત્રકારીત્વના ધંધામાં એટલી કુશળતા અને કુનેહ બતાવી હતી કે સરકારી રીપોર્ટમાં પણ તે વીષે ભારે વખાણ થયાં હતાં. ત્યારે બાદ એઓ સંખ્યાબંધ પત્રોના સમાગમમાં આવ્યા. પત્રકારીત્વનો ધંધાને એમણે અતી પવીત્ર વ્યવસાય તરીકે ગણ્યો છે. તેમણે પોતાનું એક જુદું હીંદી પત્ર 'અભ્યુદય' પણ ચાલુ કર્યું હતું પરંતુ એ ક્ષેત્રમાં એમનું અદ્વીતીય સાહસ તો એમનું અંગ્રેજી પત્ર 'લીડર' હતું.

'હીંદુસ્તાન' પત્રના તંત્રી હતા ત્યારે એમને શ્રી. એ. ઓ. હ્યુમ સાથે પરીચય થયો હતો અને એઓ એમને એમના ગુરૂ માનતા હતા. એમને વકીલાતનો શોખ હતો અને એઓ સન ૧૮૯૩ માં હાઇકોર્ટમાં જોડાયા હતા. પરંતુ સામાજીક અને જાહેર કાર્યો પ્રત્યે એમની મમતા એટલી હદે હતી કે એમને કાયદાના ક્ષેત્રમાં આગળ ઉપર પ્રગતી કરવી તદન અશક્ય થઇ પડી.

એમણે ૧૮૮૬ માં હીંદી રાષ્ટ્રીય કોંગ્રેસ સાથે સબંધ બાંધ્યો તે વેળા કલકત્તા મુકામે એની બીજી બેઠક સ્વ. દાદાભાઇ નવરોજીના પ્રમુખપણા નીચે મળી હતી, તે વેળા જુદા જુદા નેતાઓને સાંભળ્યા બાદ પંડીત મદન મોહનને પણ બોલવાનું મન થયું અને તર તજ એઓએ મંચ પર આવીને લેજીસ્લે ટીવ કાઉન્સીલના સુધારા પર અતી મનનીય ભાષણ આપ્યું. એમનું એ ભાષણ સાંભળીને સ્વ. હયુમે એમનાં સુંદર શબ્દોમાં વખાણ કર્યાં હતાં. એજ. પ્રમાણે બીજીવાર એમણે મદ્રાસ ખાતેની કોંગ્રેસમાં પણ ભાષણ આપ્યું હતું. મદ્રાસ ખાતેની એ બેઠક પહેલાં સ્વ. હયુમ તરફથી સંયુક્ત પ્રાંતના કેટલાક ડેલીગેટો કોંગ્રેસમાં ભાગ લે એવી ઇચ્છા વ્યક્ત કરવામાં આવી અને તરતજ પંડીત મદનમોહન આખા પ્રાંતમાં ઠેર ઠેર પ્રચાર અર્થે ઘુમી વળ્યા. પરીણામે એ બેઠકમાં યુ પી. તરફથી ૪૫ પ્રતીનીધીઓ મદ્રાસ ખાતે આવ્યા હતા.

ત્યાર બાદ સ્વ. હયુમે આવતી બેઠક અલાહાબાદ ખાતે ભરવાની ઇચ્છા બતાવી અને પરીણામે સન ૧૮૮૮ માં પંડીત મદન મોહન માલવીયાની જવાબદારી નીચે અલાહા બાદ મુકામે કોંગ્રેસની બેઠક મળી તે વેળા એઓ મંત્રી હતા.

એઓ અલાહાબાદ મ્યુનીસીપલ બોર્ડના ઘણા લાંબા સમયથી સભ્ય હતા. સન ૧૯૦૨ માં એઓ શ્રી. બીસંભરનાથની વૃદ્ધ ઉંમર થતા તેમની જગ્યાએ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય બન્યા હતા.

કાઉન્સીલમાં એમની પ્રતીભાનો એમણે અચ્છો પરીચય કરાવ્યો. તે જમાનામાં તેમણે પંડીત મોતીલાલ નહેરૂ અને બાબુ ગંગાપ્રસાદ વર્મા સાથે નવી કાઉન્સીલમાં કાર્ય કર્યું અને એમની એ પ્રતીભાને પરીણામેજ એમને ઇમ્પીરીયલ લેજીસ્લેટીવ કાઉન્સીલના સભ્ય બનાવવામાં આવ્યા હતા.

એમણે આજુબાજુના ગામડાંઓમાંથી અલાહાબાદ ખાતે વીદ્યાભ્યાસ માટે આવતા વીદ્યાર્થીઓને માટે પંડીત સુંદરલાલ સાથે મળીને એક હીંદુ બોર્ડીંગ હાઉસની સ્થાપના કરી. તેના નીભાવ માટે એમણે ગામડે ગામડે નાણાં ભેગાં કરવા પ્રવાસ કર્યો હતો.

એમની ધાર્મીક વૃત્તી જગવીખ્યાત હતી. ધર્મ અને કેળવણીની ઉન્નતી કાજે એમણે કરેલાં અનેક કાર્યોમાં સહુથી આગળ પડતું કાર્ય તે બનારસ ખાતેની યુનીવરસીટીની સ્થાપના. એ યુનીવરસીટીની સ્થાપના પાછળ એમણે અથાગ પરીશ્રમ લીધો હતો. આજે એ યુની. માં વીજ્ઞાન, ટેકનીકલ અને હુન્નર ઉદ્યોગને લગતી કેળવણી આપવામાં આવેછે અને સાથે સાથે ધાર્મીક અને પુરાણીક સંસ્કૃતીનું પણ શીક્ષણ આપવામાં આવે છે. એમને એ વીદ્યાલયની સફળતા પ્રત્યે અથાગ વીશ્વાસ હતો અને એની સેવા કાજે એમણે એમનું બાકીનું જીવન વ્યતીત કર્યું હતું. તેમની એકજ વીનંતી માત્રમાં રૂ. એક કરોડ ભેગા થઇ ગયા હતા. એની ઉદ્ઘાટન ક્રીયા વાઇસરોય લોર્ડ હાર્ડીંજના હસ્તે સન ૧૯૧૮ માં થઇ હતી.

મોરલે-મીંટો સુધારા પર તેમણે ઇતીહાસીક ભાષણો આપી સખ્ત વીરોધ દર્શાવ્યો હતો. તેમણે જલીયાનવાલા બાગ અને પંજાબના હત્યાકાંડની સખ્ત ઝાટકણી કાઢી હતી. હીંદીઓને સ્વમાનને ખાતર સ્વદેશી જીત લેવાની અપીલ કરી હતી. સ્વદેશી હુન્નર ઉદ્યોગો ખીલવવા બારે જહેમતો ઉઠાવી હતી. એમણે ગરીબોની રોજી સમાન ખાદી અપનાવી લેવા જનતાને દર્દભરી સાદ

આપી હતી. મહાસભા અને હીંદુ મહાસભાના પ્રમુખસ્થાનેથી પણ તેમણે હીંદુ–મુસ્લીમ એકતાના સંદેશાઓ પાઠવ્યા હતા.

આપણા દેશનો માલ મોંઘો અને ઉતરતી કક્ષાનો હોય તેમ છતાં એનેજ ઉત્તેજન આપવું એ આપણી ફરજ છે. એના ઉદાહરણરૂપ એઓ હંમેશા પરદેશીને દાખલો આપતાં સાથે સાથે એમણે હીંદના વેપાર ઉદ્યોગમાં પણ અગ્ર ભાગ ભજવવા માંડયો હતો. સન ૧૯૦૫ માં એમનાજ પ્રયાસોને લીધે બનારસમાં ઇન્ડસ્ટ્રીયલ કોન્ફરંસ મળી હતી, તે ઉપરાંત એમને ઉંચા પ્રકારની ટેકનીકલ તાલીમ પ્રત્યે પણ અત્યંત રસ હતો અને તેથીજ એમણે હીંદુ યુની૦ માં એ માટે તમામ પ્રયાસો કરીને અપટુડેટ સાધનોથી સજ્જ કરી છે.

એમના ખાનગી જીવનમાં એઓની ગણના દાનવીરમાં થતી હતી. એક પણ એવું સામાજીક યા એવું જનસેવાનું કાર્ય કે જેમાં માનવજાતને કંઇ પણ દુઃખમાંથી મુક્તી મળવાની હોય તેવા કાર્યમાં પોતાનો યથાશક્તી ફાળો એમના તરફથી મળ્યા વિના લમાં રહેવા જવાનું જણાયું હતું. એમની એ 'હેલ્થ કેમ્પ'ની યોજના એટલી લોકપ્રીય થઇ પડી હતી કે બીજે વર્ષે લગભગ ૩૦૦૦ માણસો ત્યાં ભય વિના રહી શક્યાં હતાં.

આખરે એ વૃદ્ધ છતાં કાર્યરત વ્યક્તી માટે જેલમાં જવાનો સમય પાકી ગયો. ૧૯૩૦ ની સાલમાં હીંદભરમાં સત્યાગ્રહ ફાટી નીકળ્યો. પંડીતજીએ તેમાં ઝંપલાવ્યું અને આગેવાન સ્વ. વીઠ્ઠલભાઇ પટેલ સાથે ફરીને લડતને વેગ આપવા વૃદ્ધાવસ્થા છતાં પ્રવાસોની જહેમત ઉઠાવી. મુંબઇમાં તીલક જયંતી નીમીત્તે નીકળેલા શાનદાર જંગી સરઘસમાં તેમણે ભાગ લીધો. સરકારે એ સરઘસ કઢાવવા મનાઇ હુકમ કર્યો હતો પરંતુ આગેવાનોએ અનાદર કરી મુંબઇના જાહેર રસ્તા બોરીબંદર આગળ મ્યુનીસીપાલીટીની ઇમારત આગળના રસ્તા ઉપર સત્યાગ્રહ કર્યો હતો આ સત્યાગ્રહમાં પંડીત માલવીયાજીએ ભાગ લીધો હતો. પંડીતજીને તે વેળા પંદર દીવસની કેદ મળી હતી.

ભીખારીનું સેવા—સુખ્યુ જીવન એમણે આપણને જીવી બતાવ્યું.

એઓ સનાતન ધર્મના ચુસ્ત ઉપાસક હતા. જુના જમાનાનાં ધાર્મીક રીત રીવાજો પાળવામાં તેમની ચીવટાઇ અજોડ હતી. છતાંય તેઓ ધર્માંધ નહોતા, તેઓ ધર્મનીષ્ઠ જરૂર હતા. તેમ છતાં હરીજનો પ્રત્યે બંધુત્વ ભાવના કેળવવાના તેઓ હીમાયતી હતા. જીવનની છેલ્લી ઘડી સુધી સ્વદેશની હાકલ થતાં અને સંકટો તથા આકરા કષ્ટો સહન કરવામાં તેઓએ પાછી પાની નહોતી કરી.

પંડીતજીની જનસેવાની ધગશ એટલી બધી તીવ્ર હતી કે તેમણે પ્રાચીન યુગમાં પ્રખ્યાત થયેલો એવો કાયાકલ્પનો પ્રયોગ પણ અજમાવ્યો હતો. પરીણામે તેમને એ પ્રયોગમાં પુરેપુરી સફળતા મળી નહોતી છતાં પણ એઓ યુવાનીનું જોમ મેળવી શક્યા હતા. પરંતુ જે એમની આખા હીંદમાં પ્રવાસ કરવાની મુરાદ હતી તે તેઓ છેવટ સુધી પાર પાડી શક્યા નહીં.

એઓ પ્રખર પંડિતના વક્તા હતા. એમની કોઇ પણ સભામાં હાજરી હોય તો તેમાં એઓ સાધારણ રીતે ૨ કલાકથી ઓછું પ્રવચન કરતાજ નહીં. એમની વાણી જેમણે સાંભળી છે તેઓના દીલમાં આજ સુધી એમની એ આકૃતી કાયમને માટે વસી ગઈ છે. હીંદુ ધર્મના આત્મા સમાન એઓ ભારત વર્ષના 'ભુષણ' રૂપ હતા. માટે એઓને પ્રજાએ 'ભારતભૂષણ'ના નામેથીજ ઓળખ્યા હતા. હીંદની આમ જનતાના એક સેવક હતા. સમસ્ત ભારતવર્ષમાં એઓ એમની સેવાભાવના, આત્મભોગ અને રાષ્ટ્ર પ્રત્યે અનંત પ્રેમથી કીર્તીની સુવાસ મુકતા ગયા છે.

'મેકડોનાલ્ડ એવોર્ડ' વખતે એમણે એની વીરૂધ્ધમાં પોતાનો મત આપ્યો હતો. એઓ જીવનની છેલ્લી પળ સુધી કોંગ્રેસના સંબંધથી સંકળાયેલા હતા, એઓ આજ દીન સુધી ચુસ્ત કોંગ્રેસવાદી તરીકેજ રહ્યા હતા. પુના કરારમાં પણ એમણે ભજવેલો ભાગ નાનો સુનો નહોતો.

અસહકારની ચળવળ વેળા હિંદની જાહેર સભાઓ કે જ્યાં ધોળી ટોપીમાં અને ખાદીના પોષાકમાં સજ્જ થયેલી હીંદની આમ જનતા હજારોની સંખ્યામાં એમની વાણી સાંભળવા ભેગી મળતી ત્યારે એઓ વ્યાસપીઠ પરથી એમની પ્રતીભાનું જે દર્શન કરાવતા તે જોઇને સભાજનોને પરમ સંતોષ થતો. શુધ્ધ ખાદીના શુભ્ર વસ્ત્રોમાં મઢેલ દેહમાંથી જે વાકધારા નીકળતી એ હજુયે સાંભળનારાઓનાં કાનમાં ગુંજે છે.

---

# ★ સંયુક્ત કુટુંબની પ્રથા ★

લેખક :
શ્રી. દેવાયત સોઢી

સંયુક્ત કુટુંબની પ્રથા એ એક અગત્ય અને લાભદાયક પ્રથા હોવા છતા આજે એ પ્રથા ભાંગતી જાય છે. એ પ્રથાના અનેક લાભો પૈકી એક લાભ એ છે કે સંયુકત કુટુંબની એક વ્યકિતનું દુઃખ આખા કુટુંબનું દુઃખ બની રહે છે. એટલે કે સુખ અને દુઃખમાં આખું કુટુંબ ભાગીદાર બનતું હોય છે જેથી કોઇ એક વ્યકિત પર અસહ્ય બોજો આવી પડતો નથી.

આ સિવાય એ પ્રથામાં બીજા અનેક લાભો છે. છતાંય આજે એ પ્રથા ભાંગતી જાય છે એ સ્પષ્ટ હકીકત છે. ત્યારે એનાં કારણો શું હશે એ જાણવું જરૂરી છે.

અત્યારની કૌટુંબિક પરિસ્થિતિને આપણે મુખ્યત્વે નીચે મુજબના૪ વિભાગોમાં વહેંચી નાખીએ.

૧. એક એવો વર્ગ છે કે જેનાં મા, બાપ, બે ચાર દીકરા, દીકરાની વહુઓ અને નુત્રીકના કાકા બાપા વિગેરે કુટુંબીઓ એક સાથેજ રહે છે. કુટુંબના તમામ માણસોમાં સારો સંપ હોય છે. વડીલોની યોગ્ય મર્યાદા પળાય છે. કોઇવાર એ મર્યાદાનો લોપ થઇ જાય તો વડીલો ક્ષમાશીલ હોય છે. કલહને અહીં સ્થાનજ નથી મળતું. આમ કુટુંબ સુખમાં દિવસો વ્યતીત કરે છે.

૨. બીજો વર્ગ એવો છે કે જેમાં કુટુંબનાં સૌ માણસો સાથે રહે છે. પુરૂષ વર્ગમાં સારો સંપ હોય છે પરંતુ સ્ત્રી વર્ગમાં તકરાર ચાલ્યા કરે છે. કોઈ કોઈને ગણકારતું નથી. સાસુ વહુ ઉપર અને જેઠાણી દેરાણી પર જોહુકમી ગુજારવામાં આનંદ માણે છે. દરેક સ્ત્રી પોતાના પતિ પાસે પોતાનું દુઃખ ગાયાં કરે છે. ઘડીભર પતિનું દીલ ભડકાઈ ઉઠે છે. પરંતુ 'કંઇ' કરવાને ન લાચાર બને છે. આમ તકરાર થયા કરે છે, અન્યાય ચાલ્યા કરે છે અને કલેશ છતા સંયુકત કુટુંબની પ્રથા જળવાઇ રહે છે

૩ ત્રીજો વર્ગ એવો છે કે જેમાં સંપ જેવું કંઇ છેજ નહિ. એકજ બાપના સંતાનો સૌ જુદાં જુદાં રહે છે. આટલુંજ નહિ પરંતુ એક બીજાને મારી નાખવા જેટલે દરે પણ તેઓ તૈયાર થતા હોય છે. સ્ત્રીઓમાં આથી પણ વધુ કુસંપ હોય છે. સારા માઠા પ્રસંગે પણ તેઓ એક બીજાને ઘેર જતાં નથી આવી. રીતે આ આ વિભાગમાં સંયુકત કુટુંબની પ્રથા સાવ છીન્નભીન્ન થઇ હોય છે.

૪. ચોથો અને સૌથી નાનો વર્ગ એવો હોય છે કે જેમાં સૌ કુટુંબીઓ સાથે રહે છે. છોકરાંઓ બાપની સંપૂર્ણ આજ્ઞા પાળે છે. વડીલ બુધ્ધિશાળી હોય છે. જેથી સંતાનો ઉમર લાયક થતાંજ જેમ જેમ લગ્ન થતા જાય છે તેમ તેમ પરિસ્થિતિનું માપ કાઢી જરૂર જણાય એટલે તુરત સંયુક્ત કુટુંબની પ્રથાને તિલાંજલી આપી દીકરા-વહુને જુદા કરે છે. ઘણા બોજો પુત્ર પરણે અને ઘરમાં વહુ આવે એકાદ બે વર્ષ થાય અને સહેજ પણ સાસુ-વહુના ઝઘડાની શરૂઆત થાય એટલે

તુરત દીકરા -વહુને જુદા કાઢે છે. આવી રીતે અ. વર્ગમાં સંયુકત કુટુંબની પ્રથા નથી છતાં પણ પુરૂષ વર્ગમાં સારો સંપ જળવાઈ રહે છે. સ્ત્રીઓમાં પણ ખાસ કલહ હોતો નથી. આ વર્ગમાં સૌ જુદા રહેતા હોય છતાં એક વ્યકિતના દુઃખમાં સૌ કોઇ ભાગ લે છે. આમ સંયુકત કુટુંબનું મુળ ધ્યેય ટકી રહે છે.

ખાસ કરીને ઉપરના ચાર વર્ગમાં આપણે આપણાં કુટુંબોને વહેંચી શકીએ. હવે આપણે દરેક વિભાગનું અવલોકન કરીએ તો સંયુકત પ્રથા ભાંગતી જતી હોવાનું કારણ મળી રહેશે.

પહેલા વર્ગનો વિચાર કરશું તો સમજાશે કે આવા કુટુંબો મળવાં આજે તો દોહ્યલાં છે. આવાં કુટુંબો ભાગ્યેજ કયાંય હોય છે. અને જ્યાં હોય છે ત્યાં સાચું સ્વર્ગ વસ્યું હોય છે. સંયુકત કુટુંબની પ્રથાના લાભોનું આવા કુટુંબો જ્વલંત ઉદાહરણ છે.

ગુણની દૃષ્ટિએ વિચારશું તો, બીજો વર્ગ બાહ્યદૃષ્ટિએ ઠીક લાગવા છતાં એ ર્ગ તો તદ્દન અનિચ્છનીય કહેવાય. એ ર્ગમાં નબળાઓનેજ સહન કરવાનું હોય છે. હંમેશનો એ કંકાસ અંતે તો સૌને નુકશાન પહોંચાડે છે. ત્રીજાવર્ગનો જન્મ મુખ્યત્વે આ બીજા વર્ગમાંથીજ થાય છે. સંયુકત કુટુંબની પ્રથાને ખોટી રીતે વળગી રહેવાનું આ કરૂણ પરિણામ હોય છે. લોકદૃષ્ટિએ આ એટલું બધું ખરાબ નથી હોતું એથી ઉલ્ટું લોકો તો આવાં જીવન નિભાવી રાખનારને બુદ્ધિશાળી અને ડહાપણવાળા ગણે છે પરંતુ વાસ્તવિક રીતે એના જેવું ખરાબ જીવન બીજું એકેય નથી.

તેમ આ વર્ગનો જન્મ ઉપર જણાવેલ બીજા વર્ગમાંથીજ થાય છે.

ચોથો વર્ગ આજે બહુ થોડો જોવા મળે છે પરંતુ અધુનિક સામાજીક પરિસ્થિતીનું અવલોકન કરતાં સમજાય છે કે એ વર્ગનું સ્થાન ચાર વર્ગો પૈકિ બીજું આવે છે. આ વર્ગનો વડીલ મુખ્યત્વે બુધ્ધિશાળી હોય છે. આખા કુટુંબની રહેણી કરણીની લગામ તેના હાથમાં હોય છે જરૂર પડયે સંયુકત કુટુંબની પ્રથાને વળગી ન રહેતાં જુદા જુદા ભાગમાં વહેંચાઈ પાણી પહેલાં પાળ બંધવાનું તે પસંદ કરે છે. પરિણામે જુદા થવા છતાં એક બીજા પ્રત્યે સ્નેહ અને મમતા ટકી રહે છે.

ઉપર મુજબ ચારેય વર્ગોનું અવલોકન કર્યા પછી સમજાશે કે સંયુકત કુટુંબની પ્રથા ભાંગવામાં નીચે મુજબનાં કારણો મુખ્ય હોય છે.

આજે વ્યકિત સ્વાતંત્ર્યની ભાવના ખોટી રીતે લોકોના માનસમાં ઘર કરી જાય છે. આજનું શિક્ષણ જ મુખ્યત્વે આ પરિસ્થિતિ માટે જવાબદાર છે. યુવકો અને યુવતિઓમાં પ્રથમથીજ સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા પોષાય છે. તેને લીધે તેઓને વડીલોનું ઉપરીપણું રૂચતું નથી.

નાના અને મોટા સૌમાંથી આજે સહનશીલતાનો લોપ થયેલો જણાય છે. પરિણામે સામાન્ય જણાતી વાતોમાંથી કડવાશ વધતી જાય છે. ક્ષમાદૃષ્ટિ આજે બહુ ઓછામાં દેખાય છે. આ કડવાશ ને વધતી અટકાવવામાં ઉપરના વર્ગો પૈકી ચોથો વર્ગ સારૂં કામ કરે છે. અને તેના શુભ પરિણામો તે ભોગવે છે. પરંતુ આ કડવાશને અટકાવવાના યોગ્ય ઉપાયો ન લેવાય તો તેમાંથી ભયંકર પરિણામો જન્મે એ દેખીતું છે.

યુવાન વર્ગની માફક આજની સ્ત્રી

સ્થીતિ માટે વડીલો પણ કેટલેક અંશે જવાબદાર છે. યુવાન વર્ગ સ્વચ્છંદતા તરફ ઢળતો જાય છે તેની સાથે વડીલો પોતાના ક્ષમાના ગુણને વીસરી જઈ કર્કશ બનતા જાય છે. નવી હવાને તેઓ ઓળખી શકતા નથી તેમજ તેને અનુરૂપ બની શકતા નથી. સંતાનોના સ્વચ્છંદી માનસનો કાલ્પનિક ભય કેટલીકવાર વડીલોના મનમાં ઘર કરી ગયો હોય છે પરિણામે અનેક ગોટાળા થાય છે.

આ બધા ઉપરાંત સાસુ-વહુના ઝગડા એ ભાંગતી પ્રથાનું મુખ્ય કારણ છે. આ બાબતમાં અહીં વિશેષ ચર્ચા બીન જરૂરી છે. પરંતુ એનાં કારણો મુખ્યત્વે ઉપરના કારણોમાંજ સમાઇ જાય છે.

સંયુક્ત કુટુંબની પ્રથાની આજની સ્થીતિ અને તેના કારણો વિચાર્યાં પછી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે એ કારણો આજે એટલાં ઊંડા ઘર કરી ગયાં છે કે એને સહેલાઈથી દૂર કરી શકાય તેમ નથી. ત્યારે તો હવે સંયુક્ત કુટુંબની એ પ્રથા નાશ પામે તો પણ તેનું મૂળ ધ્યેય જળવાઈ રહે તેવો માર્ગ શોધવો રહ્યો.

ઉપરના વર્ગો પૈકિ બીજા અને ત્રીજા વર્ગને તો બીલકુલ ન જ સ્વીકારી શકાય. પહેલા વર્ગની આજે તો આશા રાખવીજ નકામી છે. આ સંજોગોમાં ચોથો વર્ગજ સમાજ માટે વધુ હિતકર જણાય છે.

સૌથી બુદ્ધિશાળી માણસ તો એજ કહેવાય કે જે સંજોગોને ઓળખી લઈ સંયુક્ત કુટુંબનો મોહ છોડી જરૂર જણાય તે મુજબ કુટુંબને જુદા વિભાગોમાં વહેંચી નાખે. અને આમ કરી એક બીજા પ્રત્યેની ભલી લાગણીઓને જીવંત રાખે.

સંયુક્ત કુટુંબની પ્રથા લાભદાયક છે એ ખરૂં પરંતુ એ પ્રથાનું મુળ ધ્યેય નાશ પામે એ પ્રથાનો મૂળ આત્મા ચાલ્યો જાય પછી ખાલી ખોખાને વળગી રહેવામાં તો લાભ કરતાં હાનિજ વિશેષ છે એ સમજી લેવું જરૂરી છે.

---

## નાનેરૂ બાળ

[ રાગ : મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા ]

ઈશે દીધું છે મને નાનેરૂં બાળ રે,
પુરી છે અંતરની આશ રે, મારૂં એ નાનેરૂં બાળ રે...ઈશે.
નભમાં જેમ ચંદ્ર ખીલે, ખીલે દિન રાત રે.
પુર્ણિમાએ પુર્ણ થાય રે, મારૂં એ નાનેરૂં બાળ રે...ઈશે.
હીરો સોહામણું દિવ્ય અને ભાવભર્યું,
અંતરમાં ઊર્મી ના માય રે, મારૂં એ નાનેરૂં બાળ રે...ઈશે.
રાય અને રંકતણું મણમોલું રત્ન એ,
સૌના જીવનનો એક લ્હાણુ રે, મારૂં એ નાનેરૂં બાળ રે...ઈશે.
ઝુરે એ આંખનું ના તારો કોઈનું પણ,
જીવન જીવવાનું મન થાય રે, મારૂં એ નાનેરૂં બાળ રે...ઈશે.
બાલ રવિ બચપણથી ઉષાએ શોભતી,
બાલરવિ જોવા મન થાય રે, મારૂં એ નાનેરૂં બાળ રે...ઈશે.
ઉછેરે એ લ્હાવ પુરે જીવનના કોડ રે,
શાન્તિ સુમિત્ર સખે થાય રે, મારૂં એ નાનેરૂં બાળ રે...ઈશે.

શ્રી. શાન્તિલાલ અમ્બાલાલ ભાવસાર

# નોંધપોથીમાંથી—

લેખક
શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઇ, બી. એ

આજે આપણી વર્તમાન પરિસ્થિતિ ઐક્યનો ઝંડો દરેક ક્ષેત્રમાં સ્થાપવા માંગે છે. સ્ત્રી પુરુષ વચ્ચે દેખાતી ભેદભાવના સામે પણ આ ઝંડો સૂચક રીતે ઉભો છે સંયુક્ત અને સશક્ત ગોઠવણીની આવશ્યકતાના સમયે, સ્ત્રી-પુરુષના પ્રત્યેક કાર્યક્રમમાં સામ્યતાનો અતિ આગ્રહ રાખવામાં આવે છે સહકાર્ય સહશિક્ષણ વગેરે સાધનોનો આ જ નિશ્ચિત કરાયેલી દૃષ્ટિથી વિનિયોગ કરવા તરફ આજે લક્ષ્ય અપાય છે. આ બધું ઇષ્ટ છે અને પ્રગતિયુગની અપેક્ષાએ અવશ્ય આવકારદાયક છે. પરંતુ, સ્ત્રીનો સ્ત્રી તરીકે અને પુરુષનો પુરુષ તરીકેની શક્તિ-મર્યાદાઓ અને નૈસર્ગિક લક્ષણોનો શિષ્ટ વિચાર સર્વદા દૃષ્ટિમર્યાદા આગળ રાખવાની, અને તે માટે સંપૂર્ણ સંભાળ રાખવાની ખાસ જરૂર છે. સ્વીકાર્ય કે સ્વીકૃત અનિવાર્ય બંધનો અને પાળોનું જો વિનાવિવેકે વારંવાર અતિક્રમણ કરવામાં આવે તો તેથી નથી સ્ત્રીજીવનની પ્રગતિ, નથી પુરુષજીવનની પ્રગતિ પરંતુ ઉભયનાં બળોનું પરસ્પરનું વ્યર્થ ઘર્ષણ સમસ્ત સમાજના જીવન-સામર્થ્યનું શોષણ કરે, અને પરિણામે સમાજ દુર્બળ અને વિકૃત બની વિનાશને વશ થાય એ સ્પષ્ટ છે.

ઉપરોક્ત વિચારશ્રેણિ, સ્ત્રીઓ-યુવતીઓની ગંભીર જવાબદારીઓને અનુલક્ષીને સૂચિત કરાયેલી છે. અણસમજુ યુવકવર્ગ તેમાં પોતાનો પોષક ફાળો આપતો જાય, એ વધારે શોચનિય છે. સામ્ય, સ્વાતંત્ર્ય, સહકાર્ય વગેરે સૈદ્ધાન્તિક નેતાગના આવેશમાં સ્વચ્છંદતા, મુક્ત સહચાર, મુક્ત સહવાસ અને એવાં આનુષંગિક ગંભીર નિર્બળતાઓને નોતરતાં અનિષ્ટોને આવકારવાનું સાહસ, આજની પ્રગતિશીલ-પ્રગતિવાંચ્છુ યુવતીઓ ( યુવકો પણ ) ન કરે, એ કથનનું તાત્પર્ય છે. અત્રે માત્ર મહત્વની એક બે બાબતો—કે જે અંગો ઉપર ‘ પ્રગતિશીલ સામ્યદૃષ્ટિ ’એ વધુ પેડતી અસર કરી છે તે-સંબંધમાં સહેજ ઉલ્લેખ કરીશું.

એમ દલીલ કરવામાં આવે છે કે, સહશિક્ષણ તથા રાષ્ટ્રોદ્ધાર અને એના જેવી અનેકવિધ સેવાપ્રવણ સંસ્થાકિય પ્રવૃત્તિઓમાં યુવાન સ્ત્રી પુરુષો સાથે હરે, ફરે, મળે, મિત્રાચારી સેવે, સંપૂર્ણ સહકાર દ્વારા એકબીજાના સેવાકાર્યમાં ધગશ અને ધૈર્યનો વેગ ભરે, એમાં જાતિય ભેદભાવની વિકૃત મનોદશા ધારણ કરવાની શી જરૂર ?

સુંદર શબ્દોમાં સુંવાળી વાતો રજુ કરવી વેધક અને આકર્ષક લાગે છે. પરંતુ અનુભવમાં અણીશુદ્ધ ઉતારવી બહુ કપરી લાગે છે. સ્ત્રી અને પુરુષ-બંને નિર્દોષ વિકારવિહીન અણસમજુ બાળકો મટી, કિશોર અને તરુણ વયને પ્રાપ્ત થતાં, જાતિયાકર્ષણને સમજવા માંડે છે એટલું જ નહિ પણ ન સમજાય તે રીતે અનુભવે છે. કુદરતનો નિયમ, સ્ત્રી પુરુષોની દૈહિક અને આંતરિક ભિન્નતાને ભેદીને બરાબર કાર્ય કરે છે. માત્ર, આપણાં સંસ્કારી આર્ય બાળકો, યુવક યુવતીઓ પોતાને સ્વભાવતઃ ( જન્મસંસ્કારથી જ ) પ્રાપ્ત થયેલ સંયમને અનુસરતાં હોય છે. નિરોધનો એમને શરૂઆતમાં અભ્યાસ કરવો પડતો નથી પ્રયાસ વિનાજ તેઓ મુક્ત વાતાવરણમાં પણ શિસ્ત, શીલ અને સંસ્કાર-સંયમના પંથને દીપાવી શકે છે. પરંતુ આવી સુલભપ્રાપ્ત ભારતભૂમિકા અને આર્ય સંસ્કારોના આશ્રય નીચે સદાસર્વદા સુરક્ષિત

રહેવાની જ, કે પોતે વિકાર આદિ અનિષ્ટોથી પર રહી વર્તે છે અને વંશે એવી ભ્રમણાને વશ રહેવાની ભૂલ શે નભી શકે ! આજનો યુગ આગળ વધતો જાય છે. પાશ્ચિમાત્ય સંસ્કૃતિબળોએ પણ સમાજજીવનમાં ઠીકઠીક અસર પેદા કરેલી છે. પ્રત્યેક ક્ષણે બીનસલામતિના, ક્ષણિકતાના અવાજો અથડાય છે. પુરાવારૂપ દૃષ્ટાન્તો ઉપસ્થિત થતાં જાય છે. ત્યારે નિસર્ગરચિત સ્ત્રી પુરુષનાં ભેદનાં અંશોને ભૂલી જવાનો ભ્રમ સેવવામાં શો લાભ !

મતલબ કે, દરેક ક્ષેત્રમાં આવશ્યક અને ધર્મ-નીતિની મર્યાદાના અંકુશને માન આપી, પ્રત્યેક સ્ત્રી પુરુષે સમાજજીવનમાં સહકાર્ય દ્વારા આગેકૂચ કરવી અને સમાજ તથા રાષ્ટ્રની ઉન્નતિમાં પોતાનો પરમ ફાળો આપવો, એ આદર્શ સ્થિતિ છે. તે આદર્શ સ્થિતિની વિકૃતિનું પ્રેત પ્રગતિના શરીરને વળગી ક્ષીણ ન કરે, તેની સંપૂર્ણ જવાબદારી પ્રગતિની કૂચ કરનારાં અને સહચારને વેગ આપનારાં ઉપર છે.

મારે જ એક બે બાબત પૂછવાનું મન થાય છે કે, ખાસ બીનસ્વાર્થી અને જરૂરી કારણો સિવાય, યુવક-યુવતીઓએ શા માટે પરસ્પરના મેળાપ, સહકાર કે વાર્તાવિનોદને વધારે આગળ પડતો અવકાશ આપવો જોઈએ ? આજના સમયે એટલું નભાવીને આગળ ચાલીએ તો પણ, પ્રયોજન સિવાય, સહજ સહજમાં, જ્યાં સજાતિય સહકારથી જ કાર્ય બરાબર પાર પડતું હોય ત્યાં શા માટે વિજાતિય સહકારની અપેક્ષા કરવી કે તે માટે કૃત્રિમ યુક્તિઓમાં પડી જવું ! વળી, પુરુષ મિત્રો કે સ્ત્રી-મિત્રો જે રીતે અને જેટલી હદે પરસ્પરનો સહચાર-સ્પર્શ સ્વાભાવિક રીતે માણી શકે, તે રીતે અને તેટલી હદે વિજાતિય સહકાર્યને શા માટે વિસ્તરવાની



અનુકૂળતા-ઐચ્છિક રીતે પણ-કરી આપવી ! વગેરે. કોઈ ને કોઈ બહાના હેઠળ, સ્ત્રી પુરુષોનાં અવયવો એક બીજાને આકર્ષવા મથે એ સ્થિતિ બિલકુલ ઇચ્છનીય નથી. અંતરમાં વિકાર હોય કે ન હોય તો પણ ઘણીવાર એમ કહેવામાં આવે છે કે ભાવિ જીવનમાં સદા સાથે રહેવા સર્જાયેલા બે વિજાતિય એકમો પૂરતો પરિચય પામી, સહચારથી એક બીજાની સમીપ આવવાની ભૂમિકા તૈયાર કરે છે અને એ રીતે વિકાસનો માર્ગ સરળ બનાવે છે. પણ, આ બધી શબ્દજાળ લાગે છે ! સ્ત્રીપુરુષના વિકાસક્રમોની દિશાઓ તદ્દન જુદી છે, એ તો આધુનિક વૈજ્ઞાનિક પણ આજે સ્વીકારે છે. ઉપર જણાવેલા ક્રમે, સ્ત્રીપુરુષોનો સમાન વિકાસક્રમ ક્યાં, કેટલે સુધી અને કેવી રીતે છે, તથા બન્નેની અંદર રહેલાં સમાન ધર્મો ક્યાં છે, તે ઓળખવાનો વિવેક નષ્ટ થયો છે. આજના ક્રાન્તિકારો કેળવણીકારો પણ આજ વસ્તુ પર ભાર મૂકે છે, અને તેઓ તો બલ્કે પ્રતિપાદન કરવા પ્રેરાય છે કે સમાજમાં જ્યાં ત્યાં ખુલ્લા અને ખાનગી ભ્રષ્ટાચાર દૃષ્ટિગોચર થાય છે તેનાં મોટાં ભાગનાં બીજ મુખ્યત્વે સહશિક્ષણની ખોટી પ્રથામાંથી ઉતરી આવેલાં વ્યક્તિસ્વાતંત્ર્ય, મુક્ત સહચાર-સહવાસ વગેરેનાં બેહુદા વિકૃત વિચારોમાં જડાયલાં છે.

ઉપરના કથનનો અર્થ છાશ ફૂંકી ફૂંકીને પીવી કે પ્રત્યેક પળે ભડકીને ચાલવું એવો નથી પરંતુ સ્ત્રી-પુરુષના શારીરિક અને માનસિક બંધારણ પરત્વે પ્રવર્તતા નૈસર્ગિક નિયમોનાં ભાનપૂર્વક આવશ્યક મર્યાદાઓને માન આપીને જ સેવાતો નરવો સ્ત્રીપુરુષોનો સહચાર કે સહકાર આદરને પાત્ર છે. બન્ને મન નિર્મળ હોય, વૃત્તિઓ વિશુદ્ધ હોય, આદર્શો ઊંચા હોય, ઉચ્ચ નીતિનું ધોરણ

સર્વદા દૃષ્ટિ સમક્ષ તરવરતું હોય, અને પ્રત્યક્ષ અનુભવમાં પણ ભાઈબ્હેનના ભાવોથી જ હૃદય રંગાતાં હોય...તો પણ સાદી અને નાની નિર્દોષ શરૂઆતોમાં જ ભાવિ ભયંકર પરિણામોનાં બીજક રોપવાનો પૂરેપૂરો સંભવ છે, એ સંભાવનીય વિચાર અળગો કરવો હિતાવહ નથી. અલબત્ત, સારા પરિણામોનાં બીજોની સ્થાપનાની પણ તેમાં સંપૂર્ણ શક્યતા છે પરંતુ તે વય અને વાતાવરણમાં, તેમજ કુદરતી કરામત કહો કે માયાવી આકર્ષણ કહો–તેના અદૃશ્ય ઉત્સાહમાં, સારાં નરસાં બીજોને ઓળખવાની તથા ભવિષ્યનાં પરિણામોને માપવાની વિવેકશીલ દીર્ઘદૃષ્ટિ વિરલ વ્યક્તિઓમાં જ ખીલેલી હોય છે. એટલે, અંધારામાં ભૂસકો મારવા જેવું ન થાય. એ દૃષ્ટિએ ઉપરોક્ત સૂચનાને–ભણેલા કે અભણ પણ ડાહ્યા પૂર્વજોની સંહેતુક સૂચનાને–આ જમાનામાં પણ આવકારવી શું ઇષ્ટ નથી લાગતી ?

વર્તમાન દાયકામાં, કેટલીક ફેશનોની વાતો જવા દઈએ તો પણ, બ્હેનો પ્રત્યે એક લાગણી વ્યક્ત કરવી અયોગ્ય લાગતી નથી. એ વ્યક્ત કરવામાં, માનસશાસ્ત્ર અને અને સ્ત્રી–પુરુષના શરીરોની રચનામાં રહેલા ભેદ સંબંધી શાસ્ત્રનાં રહસ્યોનું સત્ય રહેલું છે, એમ વિચારશીલ અનુભવી જનોને લાગ્યા વિના નહિ રહે. અંગ્રેજો પરદેશમાં, પણ પોતાનો પહેરવેશ ત્યજતા નથી. એ આપણે જાણીએ છીએ. તેઓ વેશપલટો કરે તો બહુ મોટા અનિષ્ટ ફેરફાર થવાનો સંભવ પણ લાગતો નથી. પરંતુ, ખાસ કરીને હિંદમાં,–અને ગુજરાતમાં તરુણ બ્હેનો બાબાઓના વેશ ધારણ કરે અથવા એવી સ્ત્રીની વેશભૂષાને સસ્તી મિથ્યા આકર્ષણ કરનારી વિચિત્ર વસ્ત્રો સીવડાવે, ત્યારે કેટલીક વખત કેટલીક બાબતો વાંધાપાત્ર ગણાવી પડે છે. જે તે દેશને અનુકૂળ એવા નક્કી કરેલા વેષને વળગી રહેવામાં સ્ત્રીઓની શોભા અને રક્ષા મોટો ભાગ ભજવતા હોય છે, તરુણ પુરુષોનાં અંગોને વિશેષ પ્રમાણમાં ખુલ્લાં દેખાડવામાં ખાસ ભય કે જોખમ જણાતાં નથી.. એ જાહેર વ્યાયામના પ્રયોગો ઉપરાંત, વ્યવહારનો સૌનો અનુભવ છે. પરંતુ આપણે ત્યાં, સ્ત્રીઓ મિશ્ર સમાજમાં અગર એકલી બેસતી કે કામ કરતી તો તેમાં પગની પાની સુદ્ધાં પણ છુપાવતી. આ વિષયને વિશેષ વ્યક્ત સ્વરૂપમાં ન ચર્ચતાં, એટલો જ વિચાર દર્શાવવાની અગત્ય છે કે, ફેશન, સ્વાયત્તતા કે મુક્ત સહચારના વહનમાં તણાઈ, તરુણ લલનાઓએ પોતાની વેશભૂષામાં એવી મોહકતા–કૃત્રિમ મોહકતા–વિના કારણ ન જ આણવી જોઈએ કે જેથી તેઓનાં અંગો તરફ આંખ કરવાની વૃત્તિ, સાધુજનમાં પણ અનિચ્છાએ ય જાગે ! એનો અર્થ એવો નથી કે કોઈ ગમે તેમ પહેરે, ફરે, અભિનય કરે, તેમાં બીજાઓની વૃત્તિ ઉત્તેજન થાય તો તેમાં બીજાઓની વિકારશીલતા કારણભૂત નથી. પરંતુ તાત્પર્ય એ છે કે, સ્ત્રીઓની તેમનાં શરીરની રચના વગેરેનો વિચાર તથા અનુભવ લક્ષ્યમાં લેતાં, વિકારશીલ કે અવિકારશીલ વૃત્તિના પુરુષો સમક્ષ પણ યુવતી સમાજે પોતાની પરિધાન વ્યવસ્થા બહુ જ શિસ્તબદ્ધ અને શીલાનુસાર રાખવી ઘટે છે. નિર્દોષીને પણ નિરર્થક ખેદ પમાડવા ગમે એવી રીતિનો જાણતાં અજાણતાં પણ ત્યાગ કરવો ઘટે છે, એવો શિષ્ટ પુરુષો અને સદ્‌ગ્રન્થોનો સદાગ્રહ છે તે ગેરવ્યાજબી નથી.

આ મુદ્દાના સમર્થનમાં આજના ગુંડાઓ અને કોઈ ઠેકાણે માર્ગમાં મશ્કરી કરનારા વિલાસી પુરુષોનો પ્રશ્ન સમાઈ જાય છે. આવા પુરુષો પોતાની દુરિત વૃત્તિથી જ ભલે કે પ્રેરાય છે, તો પણ તરુણ યુવતીઓની

વેષભૂષા, અંગદર્શન વગેરે બાબતમાં વધારે પડતી છૂટછાટ અને મોહક રીતિ પદ્ધતિ, તેમની બીજભૂત જુગુપ્સાવૃત્તિને એકદમ ઉશ્કેરવામાં કારણભૂત બને છે. આથી વિશેષ આ બાબતમાં શું કહી શકાય ?

*

બીજો એક પ્રશ્ન લગ્ન સંબંધી છે. હાલમાં એવા દૃષ્ટાન્તો વધારે પ્રમાણમાં મળતાં જાય છે કે જેમાં, સુશિક્ષિત, વિદ્યાપીઠની પદવીઓ પ્રાપ્ત કરેલી તરુણીઓ, એવા પુરુષને પરણી બેસે છે, કે જે આધેડ વયનો હોય છે, અથવા જેને એક પત્ની હયાત હોય છે, અને કદિ કદિ તો તે પત્નીને બે ચાર છોકરાં પણ હોય છે ! આવાં લગ્નો થતાં પહેલાં અગર પછી–કદિ કદિ–કાયદાની મદદથી અનુકૂળ આવે તે રચના અને તે રીતે, પ્રથમ પત્નીથી છૂટાછેડા લેવાના પ્રબંધો પણ થતા હોય છે. પછાત ગણાતી અભણ સ્ત્રી–પુરુષોનાં નાતરાનો પ્રશ્ન હોત તો તો જુદી વાત. પરંતુ આ તો ઉચ્ચ કેળવણી પામેલી, લગ્નની સમસ્યાઓનો તર્કવાદદ્વારા ઉકેલ કરવા મથતી, સમજદાર ભાવનાશાળી યુવક–યુવતીઓ આ પ્રમાણે કરે છે ! તેમાં શો સિદ્ધાન્ત, શું રહસ્ય છે, તે કોઈ બેન સમજાવશે ? એક બેન બીજી બેનના સ્વાતંત્ર્ય–

સદ્ચાર કે એકાંત મૌનનો પણ પ્રસંગ પાડવો કે પાડવા દેવો જોઇએ નહિ. એટલું જ નહિ પણ તેઓએ, પોતાની સંયમવૃત્તિ સમજશક્તિ, સહનશીલતા અને આત્મશ્રદ્ધા ઉપર કોઇ પણ સંયોગોમાં વધારે પડતો વિશ્વાસ રાખવાનું સાહસ કરવું જોઇએ નહિ.

વર્ણાન્તર લગ્નોની વધુ પડતી બોલબાલા તો હવે દેશનાયકો પણ ગાય છે. પણ એનો અર્થ એ નહિ કે વર્ણાન્તર વિવાહ જ પ્રત્યેક સમયે થવા જોઇએ. ક્રાન્તિની જ્યાં ઘણી જરૂર જ છે, ક્રાન્તિ જ્યાં ધર્મ થઈ પડે છે, ત્યાં કોઇ ક્રાન્તિ કરતું નથી. અને અને જ્યાં ક્રાન્તિ એ વિઘાતક અને અનાવશ્યક થઇ પડે ત્યાં ક્રાન્તિ થાય એ કેટલું અસંગત અને અનીતિમય છે ! દા. ત. એક નાની જ્ઞાતિમાં સંખ્યાબંધ એકડાઓ છે. સંકુચિત રિવાજ પ્રમાણે, એક-એકડાની કન્યા બીજા એકડામાં આપી શકાય નહિ. અત્રે ક્રાન્તિને પૂર્ણ અવકાશ છે, એકડાફેર અને જરૂર પડે જ્ઞાતિ ફેર કન્યા, પ્રસંગ પડે આપવા લેવાનો વ્યવહાર ભણેલાં ભાઇ બ્હેનો જો કરે તો તે વ્યાજબી ગણાય. પરંતુ જે જ્ઞાતિ વિશાળ છે અને સંખ્યાબંધ કન્યાઓ કે પુરુષો, લાયક અને સુશિક્ષિત–કેળવાયેલાં–પૂરતાં છે; છતાં ત્યાં 'મનને ગમ્યું તે ખરું'-કરી, વર્ણાન્તર લગ્નો જ થયા કરે અને તે પણ ઉપર કહ્યું તેવા પ્રકારનાં–ભણેલી બ્હેન બીજી બ્હેનના સુખ ઉપર તરાપ મારનારાં–લગ્નો થાય, ત્યાં પરણનાર વ્યક્તિઓ કુટુંબો, તે જ્ઞાતિ સમાજ અને સમસ્ત સંસ્કૃતિને કંઇ પણ ફાયદો થવાની કલ્પના વિચારશીલ માનસને જણાતી નથી.

અંતમાં, આ નોંધ વાંચતાં ગેરસમજુતી ન થાય તે માટે એક સૂચન કરી લેવું જરૂરી છે. સહશિક્ષણ, સ્ત્રી–પુરુષોએ સાથે કાર્ય કરવું, ભ્રમણ કરવું કે વસ્તુઓની આપલે કરવી, વગેરે બાબતોમાં વિકારની ભીતિ રાખી, પ્રત્યાઘાતી કે સ્થિતિચુસ્ત (orthodox) મન સંકોચ રાખવો, એવું જરા પણ મન્તવ્ય નથી. અને એ મન્તવ્ય યથાર્થ રીતે વ્યાવહારિક પણ નથી. પરંતુ अति सर्वत्र वर्जयेत्– એ સૂત્ર આધારે, સીનેમાહોલમાં ગવેશથી ગોરા ભામની સ્ત્રીઓનો વર્ગ આજે જે વિકૃત દશાને પામી રહી છે, એ 'દશા–અવદશા–પ્રદ– કૌટુંબિક સમાજમાં સ્વચ્છ જીવનને ઝંખતી આપણી બેનો ન આવકારે. તે માટે સદાચાર સદ્ચાર–સ્વાતંત્ર્ય વગેરે બાબતમાં–વિવેકહીન રીતે, તેઓ extreme અન્ય છેડા સુધી બહુ દૂર ન નીકળી જાય, તે માટેની આ સૂચક લાલબત્તી જ છે. હજુ આપણે ત્યાં તો આ પ્રકારનાં અનિષ્ટોની પ્રારંભ દશાનાં છૂટાંછવાયાં ચિહ્નો માત્ર દૃષ્ટિગોચર થાય છે. કોઇ વિકૃતિએ ઘર ઘાલ્યું નથી. પાણી પહેલાં પાળ બંધાય તે ઇચ્છનીય છે !

બીજું સૂચન વિકાર સંબંધમાં છે. પ્રત્યેક શરીર–પછી તે નરનું હોય કે નારીનું હોય–પોતાની સંયમશીલ વૃત્તિની કક્ષા અનુસાર ઓછાવત્તા પ્રમાણમાં વિકારનો અનુભવ કરે છે, સ્વીકારે છે, વશ થાય છે કે તેનું દમન વા શમન કરે છે ! એમાં સ્ત્રીઓનો કે કેવળ પુરુષોનો દોષ કાઢવો યુક્ત નથી. પણ, પુરુષોમાં એ વૃત્તિને જાગૃત કરનાર કે ઉશ્કેરનાર, સ્ત્રી શરીરનાં અંગોમાં અદ્ભુત સાહજિક આકર્ષણ કુદરતે મૂક્યું છે, એ હકીકતની કોઈ ધર્મશાસ્ત્ર કે સમાજશાસ્ત્ર, મનોવિજ્ઞાન કે પદાર્થશાસ્ત્ર, પુરાણ, આદિ કે વૃદ્ધ પુરુષ, પ્રાચીન કે અર્વાચીન, પૌર્વાત્ય કે પાશ્ચાત્ય–કોઇ ના પાડી શકે તેમ છે ? માટે આ 'વિકાર' વિષયક મુદ્દાને અનુબન્ધ માની અત્રે ચર્ચાયુક્ત કર્યો છે.

આ લેખથી સ્ત્રી સ્વાતંત્ર્યનું જ અહર્નિશ પ્રતિપાદન કરવાનું પ્રયોજન નથી. પરંતુ તેના યથાર્થ ધ્યાનાર્થ–અન્યાય નહિ, यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता–એ સત્યનું સંમર્દન કરવાનો પવિત્ર હેતુ છે.

# પોયણી અને પ્રિતમ

લેખક : શ્રી. બાબુભાઇ એસ. દેસાઇ

આશા અને નિરાશા ! માનવીના જીવનમાં કંઈકવાર જન્મે છે–મૃત્યુ પામે છે–ઉગે છે, આથમે છે–ખીલે છે અને કરમાય છે. આશા એ જન્માવસ્થા, ઉગમણું, અને ખીલતી અવસ્થા. નિરાશા એ મૃત્યુઅવસ્થા, આથમણું અને કરમાતી અવસ્થા. આશાની સીંચણી માટી જીવન વૃક્ષને ઉર્મિ જગાથી પોષે છે અને નિરાશાનાં કીડા કોતરીને એ વૃક્ષને મૃતઃપ્રાય કરે છે. હાસ્ય અને રુદનના પડઘા જ જીવનમાં સંભળાય છે–ટૂંકામાં આશા અને નિરાશાનું સંઘર્ષણ એજ માનવ જીવનનો ઇતિહાસ.

પોયણીનો આત્મા ચેતનવંત છે-એનામાં દર્દભર્યું હૃદય છુપાએલું છે. એનાં હૈયાનો ઉઘાડ, એની ખીલવણી અને એથી વધુ એના પ્રિતમ્ માટેની એની ઘેલછા માનવીના સ્વાર્થી ભાવોને શરમાવી દે છે. એની નિષ્કલંક રમત, એનું ચાંદની સાથેનું નૃત્ય, અને ચાંદ સાથેની છૂપી વાતો કયા રસિક હૃદયને ન લલચાવે ? અને એના પ્રિતમ્ સાથેની મસ્તી, માનવીને શો બોધ આપતી હશે !–એ માનવ દેહ નથી, એ ફુલરૂપ છે, પણ એનામાં માનવ દેહનું ચૈતન્ય, હૃદય, લાગણી અને ભાવના જરુર છે. તમે કદી પોયણીને મુસ્કરાતી જોઈ છે ? એના હૈયાની એક એક ઘડી નિરખી છે ? જોયો વધુ એના પ્રિતમને માટે બલિદાન દેવાની એની ધગશ જોઈ છે ? એ એને મળવા કેટલી ઉત્સુક હોય છે !–ચાંદનીઓ એ એનો રાજા અને એ એની રાણી ! એને ચાંદની જ માણી ક્રૂર ગમે છે-તેને માટે પોતાનો આત્મા તલપાવે છે–રાધા કૃષ્ણની મસ્તી–ચેતનવંત હતી–એમનો માનુષી દેહ હતો. માનવ દેહની તેજોમય લાગણી અને ભાવના હતી ! પોયણી અને પ્રિતમ્ દૂર દૂરથી પ્રણયનો દિવ્ય સંદેશ જગતને આપી રહ્યા હતા ! એમના પ્રેમમાં કંઈ સ્વાર્થતા, વિષય લોલુપતા કે કામાંધતા નથી–એમના હૃદયમાં ખોટા ભાવોને લેશ માત્ર સ્થાન નથી–એને એ ન હોઇ શકે–એના કોમળ હૃદયમાં દિવ્ય પ્રેમની લહેરીઓ લહેરાતી હોઇ શકે !

આંસુનો સાગર જ એમાં જીવન નાવડી તરે છે. ખરું કહીએ તો જીવનની પાછળ આંસુની છોળો જરૂર છે અને એમાં કંઇક જીવન વિલિન થઈ જાય છે. કંઈકનાં આંસુમય જીવનમાં લેશ પણ સુખનો પ્રકાશ સાંપડતો નથી–એમના સુના હૃદયમાં આનંદ જ્યોત ક્યાં હોઈ શકે ?–દર્દભર્યા સૂરો–અને એમાં જ અને એજ વિફલતામાં અને આશાની ઈમારતો પડવામાં જ એમનાં જીવન આથમી જાય છે. મનની મુરાદ ક્યાં દેશવટો સર્વ સમાપન થઈ જાય છે–અમીરોની અમીરાઇમાં, અને એમના વિલાસ ભોગોમાં, ગરીબોના એક બે સાચા આંસુની કિંમત હોઈ શકે ? શરીર પર શોભતા લાખો રુપીયાના અલંકારો–કે મોતી માળા મા–એના હૃદયનો હાલ ક્યા રજુ કરતું–પાણીનું ટીપું–જે એના ગાલ ઉપર–મોતી કરતાં પણ જીવનની સાચી કિંમત સમજાવે છે–એ અમીરોને મન તુચ્છ હોય શકે ! પણ એ ટીપાંની દર્દભરી કથા–જો ગરીબોની આંખડીએ પેખોત્યાં જો

ઢરેલાં પાણીનાં મોતીનો કિંમત એમને કરવી ઘટે ! ભલે હાલ એમને એમની શ્રીમંતાઇની ખુમારી એ કિંમત આંકવા ન પ્રેરે ! પણ એ યાદ જરુર રાખવું ઘટે કે એમની શ્રીમંતાઇ પાછળ કે એમના ભોગવિલાસ હેઠળ ગરીબોનો શ્રમ પડયો છે. એની સાચા હૃદયની મહેનત એને મોજ માણવા દે છે. પણ એ ગર્વે ધુમેલાને એનું સાચું ભાન હોતું નથી. એ ગરીબોની રોટી છીનવી અને મોજ વિલાસો માણતા શ્રીમંતોને ઇશ્વર શી સજા કરી શકે ? એને માટે કયા સ્વર્ગનો દરવાજો ઉઘાડવો પડે ?

ગરીબોની આંસુ કથા કહેતાં કે લખતાં—શબ્દો જડે એમ નથી—એને સહાનુભૂતિ શબ્દાવલિ જરુર આપે. એના ઉના હૈયાને લેખિની આશ્વાસન જરુર આપે. પણ એ શ્રીમંતોનું ક્રૂર હૃદય કંઇ દયા ન દર્શાવી શકે ? પોયણીનું હૃદય બતાવતાં, શ્રીમંતોના હૃદય તરફ નિર્દેશ કરી ગયો !—

પોયણીનામાં કોમળતા નથી, ભાવના નથી કે ધબક નથી એમ ઘણા માનતા હશે. એનામાં માનવદેહની લાગણી વસતી નથી એમ લાગે ખરૂ. પણ તમે કદી પોયણીને ખીલતી જોઇ છે ? એનું હાસ્ય જ્યારે પૃથ્વી ઉપર છલકાય છે ત્યારે તમે કદી જોયું છે ?—એની આંખડી જ્યારે એજ પ્રિતમની આંખડી સાથે ઢળે છે ત્યારે એની અવસ્થા જોઇ છે ?—એની વિવશતા જોઇ છે ? ચાંદ આકાશે ચઢયો કે પોયણીનું સામ્રાજ્ય-એને મસ્તી સ્પર્શી ઉઠે છે. એનું હૈયું ખોલી દે છે. અને એના હૃદયના ખૂણામાં એના પ્રિતમને છૂપાવી દે છે—અને ગાંડીઘેલી વાતો કરે છે—મસ્તીભરી રાતડી વિતાવે છે-પણ તમે એને જરા અડકો તો ! એની પાંખડી ધીમેધીમે ખરવા માંડશે-એને માનવીનો ક્રૂર અને કર્કશ સ્પર્શ ખપે ખરો ! એ ખરી જઇને વિરોધ જાહેર કરે છે. પણ માનવી એ ભાવના હૃદયે સમજે ખરો !—એના ભાવ કે લાગણી વિનાના હૃદયમાં એ લાગણી જાગે ખરી ? અને એનું કઠણ હૃદય ફુલની કોમળતા મેળવે ખરું !

પોયણી કોમળ ન હોય તો એને ખરવું શું ?—માનવનો સ્વાર્થ ગંધથી ગભરાવું શું ?—

પોયણીનું રુદન તમે સાંભળ્યું છે ? એના હૈયાનો સાચો પ્રેમ કદી નિહાળ્યો છે એની સાચી કિંમત કદી આંકવાનો પ્રસંગ તમને સાંપડયો છે. ચંદ્ર બૂડતાં પોયણીની વ્યાકુળતા તમે જોઇ છે ? એના હૈયાનું છાનું રુદન તમે આંખો માંડી નિહાળ્યું છે ? હૈયાની ઘડીઓનો સંકોચ તમે જોયો છે ?—

પોયણીની સાહેલીઓની મશ્કરી પોયણીને સતાવે છે. પોયણીની સાહેલી વાદળીઓ કદી કદી ચાંદને છૂપાવી દે છે. પોયણીનું દર્શનઘેલું હૃદય અને આંખડી એ સાંખી શકે ? એને દર્શન માટે તલપ વધે છે. એને વધુ સમય થતાં હૃદયે ડૂમો ભરાઇ જાય છે. એની આંખોથી આંસુ સરે છે. પણ સાહેલીને મશ્કરી આગળ આંસુની કિંમત કયાં કરવી છે ? એના તડપતા હૃદયને વધુ તડપાવે છે.

ચાંદને માટે પોયણી વધુ ઘેલી બને છે. પણ સાહેલીઓની ક્રૂર મશ્કરી એના હૈયાના ભાવોને કચરી નાંખે છે. એ રડે છે, ત્યારે સાહેલીઓને એના પ્રિતમની વિવશતાની કિંમત સમજાય છે પોયણીનો વધુ તરફડાટ એ જોઇ શકતી નથી. અને એનો પ્રિતમ એને સોંપે છે-તે વખતે પોયણીને કેવો આનંદ હશે ? કેવી લાગણી હશે ? અને કેવું હૃદય હશે ?

એક માનવી જ એવું હૃદય રાખે છે કે એના વ્હાલાના મૃત્યુમાં પણ આંખોને આંસુથી દૂર રાખે છે. એનામાં જ દિવ્ય

પ્રેમનો બોજો દેખાતો નથી-એના જીવનમાં સૂના તારો પડેલા રહે છે.

પોયણી અને પ્રિતમ્ રાત ભર મીઠી વાતો કરે છે-એમને જગતની પરવા નથી-એમના સાચા ભાવોમાં. લાગણી અને પ્રેમમાં જીવનની સાચી કિંમત એ સમજે છે. 'એમના પ્રેમમાં જગતનું પ્રેમ નથી-પણ આત્માનું એકીકરણ અને એથી જાગતો દિવ્ય પ્રેમ છે—

માનવ ! તારા જીવનનો સુકાની કોણ છે ? તારા હૃદયના ભાવોનું કોણ નિયમન કરે છે-તારા આત્માને કોણ દોરે છે ?-તારી નાવડીમાં ખોટો ભાર ઘણો છે. એ તને અધવચ્ચ ડૂબાડશે. એ નાવડીમાં સ્વાર્થતા. કપટ અને વિષયાંધતા ભરેલી છે-અને દિવ્ય પ્રેમની જગ્યાએ ગોદની કપરી જાગ તેં બીછાવી છે-એ નાવડીને જરૂર ડૂબાડશે. તારો આત્મનિયંતા વિશ્વવ્યાપી અને મહીમાનો સાક્ષ અને એથી વધુ રાધાનો પ્યારો પ્રિતમ્ કંન્હૈયો ત્હારો સુકાની ન બને ?-એની લગની તને કોઈ ન થશે ? એને માટે તારું જીવન વેડફાઈ જાય તો તને પાછો ખરો ? કે જીવનનાં મૂલ્ય આંકવામાં જ જીવનની કિંમત આંકતા ભૂલશે-તારું જીવન તારા હાથમાં ક્યાં છે ?

જગતનો પણ સ્નેહ બાંધવો છે. એને તારી લાગણી સાથે-જગતને પણ લાગણી દર્શાવવી છે. અને તારા ઉના હૃદયને ઠારવું છે પણ સાથે જગતના હૃદયને ઠારવું ખરું ને-? એની શક્તિ તને જ જોઈએ અને ક્યે એને શું ન મેળવીએ ?

માનવીની પાસે સાચો અરીસો છે ? એના હૃદયમાં સાચા ભાવની ઝરીઓ છે ખરી ?-શું એક ફુલના હૃદયથી પણ એનું હૃદય હલકું બન્યું ?—

પોયણી અને એના પ્રિતમની કહાણી માનવીના દિલને સ્પર્શી શકે તો ?-પણ માનવીનું વિશ્વ હૃદય દિવ્ય બને ત્યારે ને ?

સ્ત્રી હૃદય-અને પોયણીનું હૃદય જરૂર સરખું હશે. સ્ત્રી હૃદયમાં કોમળતા. ભાવના અને લાગણી અને દિવ્યતા હશે-સ્ત્રી હૃદય પણ માનવીને બલિદાનની વેદી પર-જીવનની અને એના કુમળા ભાવોની કિંમત દર્શાવી શકે છે. એ એના જીવનને પુરુષને ચરણે સોંપે છે-એના હૃદયને પુરુષ પાસે ખોલે છે-અને અને એથી વધુ, પોયણીનું કોમળ હૃદય એના હૃદયમાં છુપાવી દે છે. એ એના હૃદયમાં, સાચા ભાવો જગાડે છે. પુરુષને પણ એની ક્યાં કિંમત છે ? એની દિવ્ય સાધુતા, અને કામાંધતા એ પ્રેમ કે ભાવની લ્હાણ ક્યાં

ક્ષણિક વાસના માટે કે લોલુપતા માટે—તોડવું કે પોતાનું જીવન બગાડવું ? અને એને માટે પોતાની આબરુને પણ દૂર કરવી ? એક ગુલાબને એના છોડ ઉપર પ્રાણ મળે છે—જે ભાવના મળે છે કે જે સુંદરતા સાંપડે છે એ એને તોડયા પછી એ મેળવે ખરું ? એને તોડયા પછી—એ હસતું જોઇએ ખરું ? અને એનાં રુદનની કિંમત આપણને ખરી ? તો પછી શા માટે—એને એના સ્થાનેથી કે એની માતાની મીઠી હુંફ આપણે છીનવી લઇએ ? ઇશ્વરનું એ નિર્દોષ બાલક તારા હૃદયને નથી કંઇ સંદેશ આપતું ?—એની કોમળતા અને નિર્દોષતા, તારા—રસહીન જીવનને કંઇ પ્રેરણા પણ નથી પાતું ? —

તો તું જગતમાં જન્મેલો ને મરેલો સરખો છે. જ્યાં હૃદય છે ત્યાં ભાવના છે, લાગણી છે, દર્દ છે, અને વ્યાકુળતા છે—

પોયણીને હૃદય છે—અને હૃદય નથી તો ? તો પછી—ચંદ્ર છીપતાં લાગણી શી, ? દર્દ શું ? વ્યાકૂળતા શી ?—એમ એનું જીવન અને હૃદય—કોમળ—ત્યારે માનવીનું—જીવન કોમળ અને હૃદય કઠણ—માનવીના એક એક આંસુનું પૃથક્કરણ કરીએ તો એના જીવનના સાચાં મૂલ્ય જડશે—એના ક્ષણિક જીવનની—વિષમ ઘડીઓ જણાશે— અને એના હાસ્યભરી મુખડાંમાં રુદનનાં શેરડા પણ તરવરી આવશે !—આ છે માનવીનું કરુણ જીવન.

જીવનમાં—સ્વાર્થ, કપટ અને દ્વેષ ભાવની કડવી લાગણીઓ—એ જીવન સાચું સુખ કયાંથી દઇ શકે ?—

એ દિવ્યાનંદ કયાં આપે ? —

જે પોયણીને એના પ્રિતમ સરસો—એનાં ભાઇબ્હેન અને પૃથ્વી ઉપર દરેક વસ્તુ સરખી છે. એ પોયણીનો સમભાવ એને કયું સુખ આપે ?—એના કોમળ હૃદયમાં સ્વાર્થ ભાવો—કે—કપટ જડતા નથી—પણ એને કયાં અને શા માટે સ્વાર્થ કપટ રાખવાં છે એ દુનીયાથી વિરકત અને દૂર છે—કુદરતની રંગભૂમિ—અને સરોવરનું હૃદય એનું રહેઠાણ છે. અને ચાંદ સાથે એની સમાધિ છે—એ સમાધિમાં આત્માનું એકીકરણ છે, અને એકીકરણમાં દિવ્યાનંદનો રસ છલોછલ, છલકાય છે.

માનવી ! તારું આવું જીવન ન હોઇ શકે ?

* * *

જેણે માનવતા વિસારી મૂકી છે—માનુનીના પ્યારમાં, લક્ષ્મીના મોહમાં અને જીવનની પરચુરણ ગડમથલમાં એ પૂંજી ખોઇ બેસે છે—આહાર વિહાર એના દિલની તાકાત છીનવી લે છે. એને ડરપોક કરી મૂકે છે—અને એ એટલો બ્હીતો રહે છે કે જીવનને પણ ગભરાટમાં સાચવી શકતો નથી—જીવનનો ભાર એ દુબળો કયાંથી ઝીરવી શકે ?—એણે કદી જીવન જીવી જાણ્યું છે ? લક્ષ્મીના મોહમાં પોતાની દુર્દશા કરનાર માનવી પોતાની સાચી કિંમત સમજતો થાય તો ? એ પોતાની જાતને દગો દે છે. એના સનાતન પાલકને તિરસ્કારે છે—અને એવી વ્હાલભરી ગોદ એ છોડી દે છે—એની દોરવણી એ માનતો નથી. આત્માના અવાજને પિછાણવા તૈયાર નથી—પણ ખોટા—અવળે માર્ગે ભટકાય છે.

પછી કકળે છે—રસ્તો સુજતો નથી—રસ્તામાં એના જેવા જ ખમાર વટેમાર્ગુ જીવન પંથને શોધતા ચાલ્યા જાય છે. એમને એમના પહોંચવાના સ્થાનની માહિતી નથી. જે વસ્તુ અને તત્વને એ ઇચ્છે છે એ એની નજદીક જ છે. એના હાથ પાસે, છે આંખની આગળ છે. એના હૃદયમાં છુપાએલું છે. છતાં એ બીજે ફાંફા મારે છે. " બગલમાં છોરું અને ગામમાં ઢુંઢે " એ કહેવતને

સાચી પાડે છે. એ તત્વનું અસ્તિત્વ બધામાં છે. કદી વ્યાપક ફુલોમાં એ ખેલી રહ્યું છે. કદી નદીના નિર્મળ જળમાં નજરે ચઢે છે. કદી વર્ષાનાં ટીપામાં ટપકે છે. કદી આકાશમાં દોડતી વાદળીઓમાં લપાએલું છે.—એ ક્યાં નથી. જ્યાં એ નથી ત્યાં કાંઇ નથી—જ્યાં કાંઈ નથી ત્યાં એ નથી. આ જીવનની અકળ ફિલસુફીમાં જ તારું જીવન દરિયાવ છે. એ ફિલસુફી જ—એ તત્વ જ તારા જીવનની લગામ છે. તારા જીવનને સારી રીતે નાથીને એ દોરી શકે એમ છે. તારો આત્મા એ તત્વને ઝંખે છે પણ એની ઝાંખી ક્યાં ?—

માણસે એનું જીવન યંત્રવત્ કરી દીધું છે. એના જીવનમાં એણે ખોટી જંજાળ ઉભી કરી છે. લક્ષ્મીમાં એને શરીરની, એના હૃદયના સાચા અવાજની, પરવા ઓછી છે—એને દિવ્ય સંદેશ ગમતો નથી. એને એનાં અમૂલાં જીવનને જેમ અને તેમ પૂરું કરવાની ઇચ્છા છે. એ લક્ષ્મીને જીવનનું સર્વસ્વ સમજે છે. એને ખાતર એ એના બાપનું, ભાઇનું, અને એથી આગળ વધીને પુત્રનું પણ લોહી પીવા તૈયાર થાય છે. એ દીલમાંથી દયા ક્યાં દૂર કરી મૂકે છે એ સમજાતું નથી—એના હૃદયને ઇશ્વરે કયા તત્વોનું ઘડયું છે—એમાં કોમળતા પ્રવેશતાં પાછી પડે છે—એને જીવનની મઝા—જીવન વેડફી નાંખવામાં જાય છે. માનવીનું જીવન—જગતને સાચો સંદેશ આપવામાં સહાયભૂત થઈ શકે, પણ એ જીવન-પાણીની માફક જેમ તેમ વહી જાય છે—પાણી પણ મસ્તી સાથે વહે છે. એના જીવનને એણે સાચું રૂપ આપ્યું છે. એના અવાજમાં સાચો પ્રાણ છે. એ ખળખળ વહે છે—ત્યારે એ શો સંદેશ આપે છે ?

એ જીવનને કાંઈ સંદેશ આપતું તો હશે જ—એ ખળખળ વહેતું ક્યાં જાય છે એ તો સહેજે સમજીએ છીએ. એ એના સાગરરાજને મળવા ઘેલું થઈ દોડે છે. એનો નિયંતા સાગર છે. એના હૃદયને ટુંકું કે વિશાળ કરવું સાગરને માટે શક્ય છે. સાગર એના જીવનની મહત્તા બનાવે છે. અને એને દુનિઆમાં સુંદર સ્થાન માટે લાયક બનાવે છે—સરિતા અને સાગર-પુરુષ અને સ્ત્રી અને પોયણી અને પ્રિતમ—ત્રણે એક બીજામાંથી પ્રેરણા મેળવે છે.

એ પ્રેરણા એમના જીવનને દોરે છે—અને જીવનનો સાચો રાહ દેખાડે છે—જ્યારે પાણી જેવું નિશ્ચેતન પણ સાચો સંદેશ જીવનને આપે છે. ત્યારે માનવી જ એવા જીવનને માટે ખોટો આડંબર રાખે છે. એને એ—મિથ્યાચારમાં ગુમાવે છે—અને સાચી પળો વિત્યા બાદ એને એ ગહન પણ અલૌકિક પળોની કિંમત સમજાય છે. માનવીનો આત્મા—એનું હૃદય અને એનું ચિત્ત તડફી ઉઠે છે—એની આંખો પાણી પાડે છે. એ ટીપાં એનાં જીવનની વિષમતા દર્શાવવા પૂરતા છે—પણ રાંડયા પછી ડહાપણ સાંપડે તેવી શી કિંમત ?—

અને એ લાગણી ફરી જન્મે ખરી ?—અને પુનર્જીવન પામેલી લાગણી—સાચો પ્રાણ કઈ રીતે દઈ શકે ?—અને દે તો પછી એ જીવનને સાચું બનાવવા મિથ્યા પ્રયત્ન કરે છે એમ જરુર કહી શકાય !—

એના કર્કશ હૃદયમાં ત્યારે જ કોમળતા પ્રવેશે છે જ્યારે એના દેહમાં—છાનું રુદન જન્મે છે. એના ગાલો પર આંસુ દરે છે અને એની કરુણ કથની કે કહાણી એના જીવન અને હૃદયને પળે પળે સતાવે છે—એ સતામણી સહન કરી શકતો નથી—એ સહન કરવાની એનામાં તાકાત નથી—સહનશીલતા એને વરી નથી—એ કાયર છે. જીવન સંગ્રામમાં એનો આત્મા નિર્બળ છે—એ—આત્મ

બળથી જીવી શકતો નથી-એનું ગુલામી માનસ ગુલામીની જંજીરો એને પહેરાવી રહ્યું છે-એના જીવનને પરાધીન બનાવવામાં એને આત્મબળની ખામી સાલે છે-એનું જીવન તો શું પણ એનો દેશ ગુલામી ભોગવે છે. એની ભારત માતા આજે નિસ્તેજ છે. એના ગુલાબી મુખડાં પર આજે કરચલીઓ પડેલી છે. એના ભાવો, એની સંસ્કૃતિ આજે વેચાઈ ગઇ છે. અને એને પરદેશી સંસ્કૃતિના ઓવારણાં લેવા પડે છે-એને માટે કોણ જવાબદાર ?-એક માની લાજ કોના હાથમાં હોઈ શકે ? માની આબરુ જ્યારે એના સતાનો લુંટાતી જુએ ત્યારે-એ સંતાનો કેવા કહી શકાય ? એમના લોહીનું ખમીર સાચું નથી-એમ તો માતાની લાજ લુંટતા સંતાનો સામે એનું હૃદય બંડ પોકારવું જ જોઇએ-એને જુસ્સો અને જોમ આવે ત્યારે એનામાં હાસ્યની ઓછાળ ખીછાવી શકે-એનું હાસ્ય છલકતું વધી-એના પુત્રોને આઝાદીના પાઠ કે આઝાદીની તમન્ના જરૂર શીખવાડી શકે ! —

આપણે કેટલી હદ સુધી ગુલામી ભોગવીશું ? આપણને આપણી વાણી પર સ્વાતંત્ર્ય નથી-આપણા ઉદ્યોગ કે આપણી ઉન્નતિ કે સંસ્કૃતિ ખીલવવા માટે પણ પરવાનગી નથી-આપણા દેશમાં જીવતા હાડપિંજરો નજરે ચઢે છે. એમને એક ટંક રોટી પણ હાથ આવતી નથી-એમનો ઉનો નિશ્વાસ સમાજમાં વસેલા શ્રીમંતો પર વરસે છે-એમને એમનું જીવન બોજારૂપ લાગે છે-એમની ભાવના અને આદર્શોને સાચો પ્રાણ મળતો નથી-એમની મહેનત અને પરિશ્રમની પેદાશ-શ્રીમંતોને ભોગ વિલાસ માટે સામગ્રી પૂરી પાડે છે-એ સામગ્રી પાછળ ગરીબોનું લોહી ચૂસાયેલું છે-ગરીબોનાં શરીર હાડ સુકાયાં છે-એની ચામડી લચી પડેલી છે-એનું વદન નિસ્તેજ બનેલું છે. એના હૈયામાં હાયવરાળ છે-એ એના દુઃખી સૂરો કઈ વિણા પર જગાવી શકે ?-કઈ વિણા એના હૃદયના અવાજને રજુ કરી શકે !—

સમાજમાં એવા માનવીની દુર્દશા હોય તો એને માટે કોણ જવાબદાર ? માનવીની સ્વાર્થતા કે પછી એનું કમનસીબ !-નસીબને માણસ સર્જે છે. વિધાતાના હાથમાંથી રોટલો છીનવી એ શકે છે. વિધાતાના લેખો એ ફેરવી શકે છે પણ ક્યારે ? જ્યારે એનું હૃદય સાચો અવાજ-કાઢતું થાય ત્યારે-એની આંખો રુદનના ઓછાળાથી દૂર રહે-એનું હૃદય સાચી ભાવનાને પોષે અને એનો આત્મા-એના સ્વયંજ્યોતિ સાથે એકી કરણ કરી, સમાધી સાધે-એ સમાધીમાં એ એના જીવનને પણ વેડફી નાંખે-એની પાછળ જીવનની સર્વસ્વ સામગ્રી, સર્વ ભોગવિલાસો બાજુએ મૂકે-અને એના જીવનની જ્યોતિ મેળવવા એ સાચો ફકીર બને-એનું હૃદય રંગાય-એને ખોટું ખરૂં-સાચું જૂઠું; માણસ સ્ત્રી, પશુ-સૌ એક સમાન જણાય-એને મન તો સંસાર એક બગીચો બની રહે. માણસ ફુલડાં સમ શોભે-અને એ ફુલડાંની ફોરમ-એને તડફાવે. એને તો કુદરતની રંગભૂમિ-નદીનો વ્હાલભર્યો કિનારો-નદીનું મીઠડું સંગીત-સૂર્યચંદ્રના પ્રેમાળ કિરણો અને લીલીછમ ભૂમિ-એના જીવનને જગાડવા બસ છે-એ વાતાવરણ એને કંઈક નહિ તો કંઇક પણ આપશે જ.

( અપૂર્ણ )

# ચિદ્દ્ઘન

લેખક : શ્રી. બાળકૃષ્ણ જોશી

તેની પ્રેમકથા પ્રથમ દર્શને જ ઉદ્ભવતા પ્રેમ પ્રસંગ જેવી નાજુક કે સિનેમાના રૂપેરી પરદા પર ચીતરવા જેવી કાંઇ અદ્ભુત ન હતી !

રશ્મિલાને તે નાનપણથી જ ઓળખતો હતો, નિશાળમાં ભણતી વખતે લેસન કરવાને તેને ત્યાં જતાં જ પાંચ ભાઇઓ વચ્ચે એકની એક, લાડમાં ઉછરેલી રોજને રોજ સ્લેટ ભાંગતી અને પેન્સીલ બોર્ડ નાખતી હઠીલી રશ્મિલા એકદમ ડાહીડમરી બની તેની સાથે ભણવા બેસતી. તેના પ્રેમાળ અને માયાળુ મળતાવડા સ્વભાવથી રશ્મિલાનાં માબાપ રાજી રાજી થઇ જતાં. કોઇની આગળ કદિ નમતું નહિ આપતી. હઠીલી રશ્મિલા મારૂં કહ્યું માને છે તે જોઇ ચિદ્ઘનને પણ આનંદ સાથે ભારે ગર્વ ઉપજતો અને તેથી જ તે એને બહુ ગમતી. બાલ્યાવસ્થાનો તે સુખદ અમલ હતો.

એક દિવસ શરદ પૂર્ણિમા હતી. દર વરસે શરદ પૂનમની રાત્રે રશ્મિલાને ઘેર દૂધ પહુંઆ ને ભજિયાંનો નાનકડો જલસો ઉડતો. તે રાત્રે ચિદ્ઘન રશ્મિલાને ત્યાં ગયો પણ તે એના જોવામાં ન આવી. આથી એ અગાસીમાં ગયો, તો અગાસીના કઠેડા પર વાંકી વળી ચંદ્ર સામે નજર માંડતી રશ્મિલા કંઇક ગાવામાં લીન બની ગઇ હતી ! ધ્રુવ પદ લલકારતાં એ ચંદ્રને જ સંબોધતી હોય એમ ગાતી હતી.

" હે ચંદ્ર ધીમા રે પ્રકાશો ગગન મંડળે,
ચિદ્ઘન હું જ રશ્મિ શાં ઉજળાતી. "

ચિદ્ઘન તેની પાછળ તદ્દન નજીક જઇ મોટેથી બોલ્યોઃ " હાં હાં, રશ્મિ, શું કહે છે ? આ રહ્યો હું ચિદ્ઘન—"

રશ્મિલાએ પાછાં ફરીને જોયું.. ફ્રોકનો કોલર બંને હાથે ઉંચો કરતાં, મોઢું ચડાવી ગુસ્સામાં એ બોલી " ત્યા—રે ! હું કાંઇ તમને નડોતી બોલાવતી—હું તો આકાશના—સ્વર્ગના ચિદ્ઘનને કહેતી હતી—" પાછાં જવાને શરીરનો એક વળાંક વાળતાં ચિદ્ઘન બોલ્યો " એમ કે ? ત્યારે તો તે ચિદ્ઘનને બોલાવ– તે નાહક નીચે ઉતરી તને સ્વર્ગના સુખની વાતો કરશે, પણ ત્યાં હવાપાણીનાં જ ઠેકાણાં નહિ તો ખાવા પીવાની શી વાત ? રંગ બેરંગી કપડાં અને ફુલની માળાઓ પહેરી ફર્યા કરજે—"

કહી ચિદ્ઘન બપારાબંધ ચાલવા માંડયો. તે જોઇ કરગરતા અવાજે રશ્મિલા બોલીઃ " ના, ના, મારા સમ, ચિદ્ઘન ! તમે જ મારા ચિદ્ઘન—બીજું કાંઇ જ નહિ–તમને જ હું બોલાવતી હતી–પણ તમે જલદી નહિ આવ્યા તેથી મને આજ તમારા પર રીસ ચડી હતી ! " અને પછી તેને પ્રસન્ન થએલા જોતાં રશ્મિલા બોલી. " સાચ્ચે ચિદ્ઘન ! તમે મને બહુ ગમો છો, આજથી તમે મારા સ્વર્ગના સચ્ચિદાનંદ સ્વરૂપ ચિદ્ઘન હો. "

( ૨ )

પરંતુ તે રમણીય સુખદ સમયને પણ સીમા હતી ! મોટપણમાં તે સુખ અને

રમણીયતા નષ્ટ થયાં. રશ્મિતાના ઘરમાં જૂના આચાર વિચારનાં વડીલો એને પળેપળે ટોકતાં " મોટી જેટી છોકરીઓએ મોટા છોકરાઓ સાથે વાતો કેવી કરવાની ? ને તેમની સાથે વળી મિત્રતા કેવી ? "

રશ્મિલા છઠ્ઠી પાસ થઇ પણ મેટ્રીકમાં જતા પહેલાંજ એને હાઇસ્કૂલમાંથી ઉઠાડી મૂકી.

ચિદ્દઘન તેજ વરસે મેટ્રીક પાસ થયો અને કોલેજના અભ્યાસ માટે મુંબાઇ ઉપડી ગયો. પણ દરેક વખતે એ રજાઓમાં ઘેર આવતો ત્યારે એને આજુબાજુનું વાતાવરણ ક્ષુબ્ધ લાગતું. એની દક્ષા બા પાસે રશ્મિલા કોઇ કોઇ વાર આવતી તેટલા પૂરતીજ તેની મુલાકાત થતી; પણ બાના દેખતાં થયેલી વાતચીતમાં તેનું હૃદય ચિદ્દઘનને કદિ સમજાતું નહિ. એ રજાઓમાં આવતો કે દરેક વખતે એની નજરમાં રશ્મિલા વધારે ને વધારે આવતી. તેની મૂર્તિ એના હૃદયમાં વધારે ને વધારે કોતરાતી. તેથીજ ગ્રેજ્યુએટ થતાં કોઇપણ રસ્તે તેને મેળવવાનો એણે ..ય કર્યો હતો. એણે યુક્તિ પ્રયુક્તિ કરી .. સાહેબ પાસે રજા મેળવી અને ઉમંગમાં ને ઉમંગમાં એ એક કલાક વહેલો સ્ટેશને આવી મળ્યો.

ચિદ્દઘનની ટ્રેન ઉપડી. પણ તે સાથે રશ્મિલાનાં માતાપિતા આગળ માગણી કરતી વખતે શું શું કહેવું, ને કેવી રીતે બોલવું તેના વિચારોમાં એ ઉંડો ઉતરી ગયો; અને એ વિચારવમળમાં જ ગોથાં મારતાં સુરત આવી ગયું તેનો એને ખ્યાલ રહ્યો નહિ ! પણ સદ્દભાગ્યે એના ડબામાંથી ઘણાખરા ઉતારૂઓ નીચે ઉતરતાં એ ખળભળાટથી ભાનમાં આવ્યો અને સુરત સ્ટેશન આવ્યાનું સાંભળી એ પોતાની જાત પર હસતો હસતો નીચે ઉતર્યો.

" અંખિયાં મિલાકે, જિયા ભરમાકે,
ચલે નહિ જાના,
હો ઓ ઓ......ચલે નહિ જાના. "

સામેના બંગલામાં વાગતા ગ્રામોફોનની રેકર્ડના મધુર સંગીતની લહરીઓ કાને અથડાતાં ચિદ્દઘન જાગી ઉઠયો. એણે આસ્તેથી આંખો ખોલી. સુર્યોદય થવાને હજુ વાર હતી. નીચે ચિદ્દઘનની દક્ષા બા કચરો કાઢતાં કાઢતાં પ્રભાતીયાં ગાતી હતી. તેનો અવાજ સાંભળી સ્પષ્ટ રીતે ઉપર આવતો હતો. સાઠ વરસની ઉંમરે પહોંચેલાં દક્ષાબાનો રૂપાની ઘંટડી જેવો મધુર અવાજ સાંભળી ચિદ્દઘન મનમાં હસ્યો. " અત્યારે મુંબાઇથી મારી ઓફીસનો કોઇ માણસ અચાનક આવી ચડે તો કાલે બીમાર થઇ ગયેલી દક્ષા બા આજ તાજીમાજી સ્વસ્થ થઇ વહેલી સવારમાં કેવું સ્ફુર્તિથી કામ કરતી હતી તેનું તેને આશ્ચર્ય જ લાગે ? દક્ષા બાનો સ્વર ચાલુ હતો.

સમ દૃષ્ટિને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે.
જીહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે,
વૈષ્ણવજન તો તેને કહીએ,
જે પીડ પરાઇ જાણે રે,

ચિદ્દઘન વિચારવમળમાં ખેંચાતો. " ખરેખર જુઠું ન બોલવું ! તદન સાચી વાત ! પણ હું તો બા ગંભીર માંદગીમાં હોવાનું ખોટું કારણ આપી રજા મળતાં ચાલી આવ્યો. જુઠું ન બોલવું એ બરાબર છે. પણ મોટા સાહેબ પાસે રજાનો રીપોર્ટ આપતાં સત્યવાદી હરિશ્ચંદ્ર કે ધર્મરાજા યુધિષ્ઠિરનો આદર્શ સામે રાખવા ગયો હોત તો મારી પ્રેયસીને એના માબાપ બીજે પરણાવી દેવા માગે છે એ વાત સવારમાં

મારા મિત્રે કહી ત્યારે તે લગ્ન થઇ જતા પહેલાં તાત્કાલિક કૈક મારો પ્રેમ જાહેર કરતાં તેનું માગું કરવાની ખાસ જરૂર હતી. એટલે એકદમ રજા તો જોઇએ છે. એવું સાચું કારણ જણાવવું પડતે. ને કોઇ છોકરીને હું ચાહું છું એમ કહેવામાં શરમ પણ શાની ? પણ એવી રીતે સત્ય વાત કહેવા જતાં એકદમ રજા મળવાનો સંભવ ઓછો જ હતો ! અમેરિકામાં પ્રેમને કેટલું મહત્વ આપવામાં આવે છે તે બાબત અમેરિકાથી હમણાંજ પાછા ફરેલા વિલાસચંદે વાત કરી હતી—ત્યાં એકવાર પૂરપાટ મોટર દોડાવતા એક યુવકને પોલિસે અટકાવ્યો અને વેગની બાબતમાં કાયદાનો ભંગ કરવા માટે તેનો ભારે દંડ કરી નાખ્યો ! દંડની રકમ સાંભળતાંજ એણે ખુલાસો કર્યો "કે થોડાજ દિવસમાં મારું લગ્ન થવાનું છે ! મારી પ્રેયસીનો જરૂરી સંદેશો આવવાથી તેને મળવાની ઉતાવળમાં નીકળ્યો હતો અને તેની ધૂનમાં વેગના નિયમનું મને ભાન રહ્યું નહિ."

પ્રેમનું કારણ સાંભળતાં પોલિસ અમલદારનો ગુસ્સાનો પારો એકદમ ઉતરી ગયો અને દંડ માફ કરી દીધો. ત્યાં રસ્તાપરના સાદા સીધા પોલિસો પણ પ્રેમનું મહત્વ સમજે છે અને અહીં !

અમેરિકામાં પ્રેમનું નંદનવન ખીલી રહ્યું છે ત્યારે અહીં ?

રામકૃષ્ણ ગોવિન્દ.

( અપૂર્ણ )

---

## પાછલું પાનું

વસે છે દિલમાં તારા
સખે, કૈં દર્દ તો છાનું :
છતાં શો લાભ વાંચ્યાથી
હવે એ પાછલું પાનું !

લખ્યા તેં ચોરીબારીથી
સખે, સુજને પ્રણયપત્રો,
અને આપી મુલાકાતો
સહૃદયતા સર્વ પીછાનું !

પરન્તુ પારકાની તું
થઇ આજે પૂરું જાણું :
સખે, શો લાભ વાંચ્યાથી
હવે એ પાછલું પાનું !

વિરહ કેરી વ્યથા ભારે
જીવનમાં એય પરમાણું :
છતાં તુજ માટ મારે તો
રહ્યું બસ વિરહનું ગાણું !

પિતાએ અન્યની કીધી
ન તારું ઉર પીછાન્યું,
હવે શો લાભ વાંચ્યાથી
સખે, એ પાછલું પાનું !

શ્રી. જનાર્દન પ્રભાસ્કર



મેરઠ કોંગ્રેસ માટે રચાયેલા કોંગ્રેસ સ્વયંસેવિકા-દળની તાલીમ

[ બ્લૉક : 'પ્રજાબંધુ'ના સૌજન્યથી



—સુરતના એક ખાટકીની સગીર વયની બાળાને નસાડવાના પ્રયત્ન કરવા માટે રાવળપીંડીના અબ્દુલ કયૈમ નામના માણસની પોલિસે ધરપકડ કરી છે.

—સુરતની અખિલ હિંદ મહિલા પરિષદની શાખાએ નોઆખલીના અત્યાચારોને વખોડી નાંખતો, અને સ્ત્રી બાળકો પર ગુજરેલા અત્યાચારોની તપાસ માટે સમિતિ નીમવાની માંગણી કરતો ઠરાવ પસાર કર્યો છે.



સ્વયંસેવિકા દળનાં સેનાનાયક
શ્રીમતિ આશાદેવી
[ બ્લોક : 'પ્રજાબંધુ'ના સૌજન્યથી ]

—બંગાળી મહિલા સમિતિના મંત્રી જણાવે છે કે કોમી રમખાણોમાં હેરાન થયેલાં સ્ત્રી બાળકોને મદદ કરવા માટે ફાળો મોકલી આપો.

—નોઆખલી અને ટીપેરા જીલ્લાઓની મુલાકાત લઈ પાછાં ફરેલાં ડૉ. સુશીલા નૈયરે ગાંધીજીની મુલાકાત લીધી હતી. દરમ્યાન તેમણે રમખાણોની અને નુકશાનોની ચર્ચા કરી હતી.

—નોઆખલીના એક કિસ્સામાં તો, એક નવ મહિનાનો ગર્ભ ધારણ કરેલી એક સ્ત્રીએ એક હથિયાર વડે જ્યારે એક ગુંડા પર હલ્લો કર્યો ત્યારે એક બીજા ગુંડાએ એના પેટમાં ભાલો ઘોંચી દીધો પણ એની દરકાર કર્યા વિના લોહી ઝરતા ઘા પર એક હાથ દાબી, પેલી વીરાંગનાએ પાસે આવેલા એક ગુંડા પર ઘા કર્યો અને એને નીચે પાડયો.

—કસ્તુરબા સ્મારક ફંડના આશ્રયે રોહની ગામમાં સુતિકાગૃહ ખોલવામાં આવ્યું છે.

—વડોદરા રાજ્યના મહિલા મંડળે તાજેતરમાં નવસારીની મફતલાલ મીલમાં કામ કરતી બહેનોને મીલના કમ્પાઉન્ડમાં જે મારપીટ કરવામાં આવી હતી, અને તેથી દશ બહેનોને ઇજા પણ થઇ હતી, તે અંગે નિષ્પક્ષપાત તપાસ સમિતિ નીમવાનો અને એ તપાસ સમિતિમાં બહેનોને પણ પ્રતિનિધિ તરીકે રાખવાનો વડોદરા સત્તાધીશોને આગ્રહ કરવામાં આવ્યો છે.

—સંયુક્ત રાષ્ટ્રસંઘની સોશીયલ કમિટીએ સર્વાનુમતે એવો ઠરાવ પસાર કર્યો છે કે ચાર્ટરના હેતુ અને લક્ષ્ય બિંદુ પાર પાડવાને માટે જે રાજ્યોએ અત્યાર સુધીમાં સ્ત્રીઓને પુરૂષોના જેવા જ રાજદ્વારી હક્કો મળે તેવાં પગલાં ન ભર્યાં હોય તેમને તેવાં પગલાં ભરવાનો આગ્રહ કરવો.

—અખિલ હિંદ મહિલા પરિષદ દિન શ્રીમતી હંસા મહેતાને પ્રમુખપદે મુંબાઇના કોન્વોકેશન હોલમાં થોડા દિવસ પર ઉજવાયો હતો.

—ન્યુયોર્કમાં યુનોની માનવતા અને સામાજીક ઉપસમિતિની આજની સ્ત્રીઓના સામાજીક હક્કો અંગેની ચર્ચામાં બોલતાં શ્રીમતી પંડિતે જણાવ્યું કે પશ્ચિમની જેમ હિંદી સ્ત્રીઓને પોતાના હક્કો માટે લડત ચલાવવી પડી નથી. પુરૂષો સાથે જીવનના દરેક ક્ષેત્રમાં હિંદી સ્ત્રીઓએ સમાનતા ભોગવ્યાના ઐતિહાસિક દાખલાઓ ટાંકીને તેમણે વધુમાં જણાવ્યું કે હજુ હિંદમાં કેળવણી સ્થિર થઇ નથી, અને અમે સ્વાતંત્ર્ય ભોગવતાં નથી, છતાં પણ અમે ઘણે અંશે પુરૂષો જેટલા સમાન હકો પ્રાપ્ત કરવાની સ્થિતિ મેળવી લીધી છે. હિંદમાં સ્ત્રીઓની પ્રગતિ આડે પુરૂષોનો વિરોધ હોતો જ નથી.

—ચોખા અને ખાંડ સિવાયની સઘળી ખાણાં પીણાંની ચીજોના ભાવ પરનો અંકુશ યુનાઇટેડ સ્ટેટસે ઉઠાવી લીધો છે.

—૧૯૪૬ નું શાન્તિ માટેનું નોબેલ પારિતોષિક કુ. એમિલી ગ્રીન બાલ્ક અને મિ. જહોન મોટને એનાયત થયું છે.

—૧૯૪૬ ના મુંબઇના હિંદુ બહુપત્નીત્વ પ્રતિબંધક કાયદાને ગવર્નરની મંજુરી મળી ગઇ છે અને તે હવે મુંબઇ પ્રાંતમાં અમલમાં આવ્યો છે. હવે એકપર બીજી પત્ની કરનારને ગુન્હેગાર લેખવામાં આવશે.

—એક જ જ્ઞાતિના જુદા જુદા પેટા વિભાગો અથવા એક જ ગોત્ર કે પ્રવરના માણસોને લગ્નની છૂટ આપનારો ડૉ. જી. વી. દેશમુખનો ખરડો વગેરે મતગણત્રીએ પસાર થઇ ગયો છે.

—વાડીનાં રાજકુમારી શ્રી. ભારતીદેવીનું સગપણ સુડાના યુવરાજ શ્રી. ધર્મેન્દ્રસિંહજી સાથે થયું છે.

—ફેલોરીડાની મીસીસ લીલીયનજીરટ ૮૦ વર્ષની ઉંમરે ધલીનોઇ યુનીવર્સીટીમાં બી. એ. થઇ. એ પછી એ ૧૧ બાળકોની મા બની છતાં વધુ ભણવાનું મન થતાં પોતાના બાળકો સાથે અભ્યાસ ચાલુ રાખી ૮૧ વર્ષની વયે એમ. એ. તથા ૮૨ વર્ષની વયે ડૉકટરની ડીગ્રી મેળવી છે.

—બીહારમાં અપહરણના કિસ્સાની કેટલીક ફરીયાદો આવી છે, તેથી સરકાર સ્ત્રી સીપાઇઓ નીમવાનો ઇરાદો રાખે છે અને કેટલીક પ્રતિષ્ઠીત બ્હેનોને એ ફરજ બજાવવા આગળ પણ આવી છે.

—શ્રીમતિ કમલાદેવી ચૌધરાણી મહાસભાનાં અધીવેશનની સ્વાગત સમિતિનાં મદદનીશ મંત્રી નિમાયાં હતાં.

—પહેલીજવાર હિંદી વિદ્યાર્થીની કમલા આચાર્ય જેઓ ઓક્સફર્ડની 'સેન્ટ એન્સ કોલેજમાં અભ્યાસ કરે છે તેઓની ઓક્સફર્ડ યુનીવરસીટી મીજલસની પ્રમુખ ચુંટાઇ છે.

—આઝાદ હિંદ ફોજમાં પ્રચાર થતાં પ્રકાશનનું બર્લીન ખાતેથી કામ કરતાં શ્રી સેનગુપ્તા દંપતિ વીશ વર્ષના દેશવટા બાદ માદરેવતન હિંદમાં આવી પહોંચ્યાં છે.

—જામનગરમાં એક જીવલેણ મોટર અકસ્માતમાં સાતેક ભરવાડ સ્ત્રીઓ કચડાઇ ગઇ હતી. અને એક સગર્ભા સ્ત્રીનું તો ત્યાંજ પેટ ફાટી ગયું હતું અને બાળક બહાર નીકળી જતાં તે ત્યાં જ મૃત્યુ પામી હતી.

—મુંબઇના પરાઓમાં વસતી સ્ત્રીઓની મળેલી સભામાં એવી માગણી કરવામાં આવી હતી કે પોતાના રક્ષણ માટે સ્ત્રીઓને હથીયાર રાખવાની છૂટ મળવી જોઇએ. પૂર્વ બંગાળ અને દેશના બીજા ભાગોમાં સ્ત્રીઓ પર થયેલા અત્યાચાર વખોડી કાઢતો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો.

—ગાંધીજી કહે છે કે:-જબરદસ્તીથી જેનું હરણ થયું હોય તે કન્યાઓ દોષીત નથી. તેઓને ઘરમાં વહાલભર્યો આવકાર મળવો જોઇએ.

—અખિલ હિંદુ મહિલા પરિષદની શાખાએ બંગાળ અને નોઆખલીના અત્યાચારોનો વિરોધ કરતો ઠરાવ કર્યો હતો.